Bagda. મ.મ.

S.Y.B.A. 03-08

# સૌરાષ્ટ્રની

# પછાત કોમો



ભાગ પહેલો



સૌરાષ્ટ્ર પછાત વર્ગ બોર્ડ

રાજકોટ.

# સૌરાષ્ટ્રની પછાત કોમો

Bagda. M.N.



ભાગ પહેલો



સૌરાષ્ટ્ર પછાત વર્ગ બોર્ડ
રાજકોટ.



જંબૂરના સીદ્દી લોકો ધમાલ નૃત્ય કરે છે

# નિવેદન

આપણા દેશ સમક્ષ પડેલા અનેક અણઉકલ્યા મહત્ત્વનાં પ્રશ્નો પૈકી દેશની લગભગ ૩૦ ટકા વસ્તી ધરાવતી અને સામાજિક, આર્થિક, સાંસ્કૃતિક અને શૈક્ષણિક વિગેરે બાબતોમાં પછાતપણું ભોગવતી પછાતકોમોનાં વિકાસનો પ્રશ્ન પણ પડેલો છે. વર્ષોથી કચડાયેલી, ગુલામી દશા ભોગવતી, અર્ધ ભુખમરામાં સબડતી આ કોમો પ્રત્યે દુર્લક્ષ અપાયું છે. આઝાદી પ્રાપ્ત થયા પછી આ માટેનાં ઠીકઠીક પ્રયત્નો થઇ રહ્યા છે. પરંતુ હજી ઘણું કરવાનું બાકી રહે છે. જ્યાં સુધી આ કોમો સર્વાંગી વિકાસ સાધી, ભારતની અન્ય કોમોની સમકક્ષાએ ના આવે, તેમજ એક નાગરિક તરીકેનાં સમાન અધિકારો ભોગવતી ના થાય ત્યાં સુધી પ્રયત્નશીલ રહેવું પડશે.

ભારતની: પછાત કોમોને મુખ્યત્વે ચાર પ્રકારમાં વહેંચી શકાય. (1) Scheduled Castes અસ્પૃશ્ય કોમો (2) Scheduled Tribes અનુસૂચિત કોમો (3) Ex-Criminal Tribes વિમોચિત જાતિઓ (4) Other Backward Classes અન્ય પછાત કોમો. જેઓની વસ્તી નીચે પ્રમાણે છે.

| વર્ગનું નામ | વસ્તી | કુલ વસ્તીના ટકા |
|---|---|---|
| અસ્પૃશ્ય કોમો (Scheduled castes) | ૫,૫૦,૦૦૦૦૦ | ૧૫.૩ |
| અનુસૂચિત કોમો (Scheduled Tribes) | ૨,૦૦,૦૦૦૦૦ | ૫.૬ |
| અન્ય પછાત જાતિઓ (Other Backward Classes) | ૩,૫૦,૦૦૦૦૦ | ૯.૩ |
| કુલ વસ્તી. | ૧૧,૦૦,૦૦૦૦૦ | ૩૦.૨ |

આ ઉપરાંત લગભગ ૧૯૮ વિમુક્ત જાતિઓ છે કે જે પહેલાં ગુન્હાહિત પ્રજા ગણાતી હતી. તેમની વસ્તીના ચોક્કસ આંકડા મળતા નથી.

સૌરાષ્ટ્રમાં પણ આ પછાત કોમોની વસ્તી મોટા પ્રમાણમાં છે. જૂના સૌરાષ્ટ્ર રાજ્યે જરૂરી અને યોગ્ય તપાસ કરી ૧૦૦ કોમોને પછાત કોમો તરીકે જાહેર કરેલ હતી જેની યાદી પરિશિષ્ટ તરીકે આ પુસ્તકને છેડે આપવામાં આવી છે. એની વસ્તી નીચે પ્રમાણે છે.

| | વસ્તી | કુલ વસ્તીના ટકા |
|---|---|---|
| અસ્પૃશ્ય કોમો (Scheduled castes) | ૨,૭૩,૪૮૯ | ૬.૬૧ |
| અનુસૂચિત જાતિઓ (Scheduled Tribes) | ૩૯,૮૫૯ | ૦.૯૪ |
| અન્ય પછાત જાતિઓ (other Backward Classes) | ૧૫,૭૮,૧૬૮ | ૩૪.૯૭ |
| કુલ | ૪૧,૩૭,૩૫૯ | ૪૨.૯૭ |

ઉપરોક્ત અનુસૂચિત જાતિઓમાં સૌરાષ્ટ્રની વિમુક્ત જાતિઓનો પણ સમાવેશ કરી લેવામાં આવ્યો છે. સૌરાષ્ટ્રની વિશિષ્ટતા એ છે કે આ કોમો કોઈ એક જથ્થે વસતી નથી પણ આખાયે સૌરાષ્ટ્રમાં પથરાયેલી છે.

આ બધા વર્ગોમાં સર્વ સામાન્ય જો કોઇ લક્ષણ હોય તો તે તેમનું 'પછાતપણું' છે. પણ આ પછાતપણાનું પ્રમાણ પણ જુદી જુદી જગ્યાએ જુદું જુદું છે અને તે દરેકના કારણો પણ એક બીજાથી જુદા જુદા છે. અને જુદી રીતે નિર્માણ થયેલા છે. તેથી તેમના પ્રશ્નોનો ઉકેલ પણ એક બીજાથી એવો ભિન્ન માર્ગ માગી લે છે.

આથી જ્યાં સુધી તેમના પ્રશ્નોનો શાસ્ત્રીય ઢબે ઊંડાણથી અભ્યાસ ન કરવામાં આવે ત્યાં સુધી તેમના સાચા અને કાયમી ઉકેલની અપેક્ષા ન રાખી શકાય વળી જ્યાં સુધી તેમના આર્થિક, સામાજિક,

સાંસ્કૃતિક જીવન તેમજ પ્રશ્નોની પૂરેપૂરી સાચી માહિતી ન હોય અથવા તેમના વિકાસને રૂંધનારાં કારણોની માહિતી ન હોય ત્યાં સુધી તેમના પ્રશ્નોના ઉકેલ માટેની સાચી યોજનાઓ હાથ ધરવી પણ મુશ્કેલ છે. ("No Socical planning is possible, unless it is based on sound and accurate data")

માનવ જીવનના વિકાસમાં અને તેનાં ઘડતરમાં અનેક સામાજિક, આર્થિક, સાંસ્કૃતિક વગેરે બળો કામ કરતાં હોય છે. જે બળો તેના વિકાસને રૂંધનારા હોય છે તે શોધી દૂર કરવા ઘટે અને જે બળો તેમના જીવનને વધુ ઉન્નત બનાવે છે તેને વધુ ખીલવવા માટે પ્રયત્નો કરવા ઘટે. તેમની સંસ્કૃતિમાં વણાયેલાં જીવનનાં સારાં તેમજ ખરાબ તત્ત્વોનું સંશોધન કરવું અનિવાર્ય છે. તેને માટે પ્રથમ તો તેના જીવન અને જીવનની રહેણીકરણીની માહિતી હોવી જરૂરી છે. સૌરાષ્ટ્રની પછાત કોમોની વૈજ્ઞાનિક રીતે તપાસ હાથ ધરાય એટલા માટે જ નહિ પરંતુ આ કોમોની ઉત્કર્ષ યોજનાઓ વ્યવસ્થિત રીતે તૈયાર કરી અમલી બનાવી શકાય એ હેતુથી સૌરાષ્ટ્ર પછાત વર્ગ બોર્ડે એક સંશોધન શાખા ખોલી છે અને તેનું સંચાલન સંશોધનના અનુભવી એવા એક અધિકારી શ્રી જે. એમ. મલકાણને સોંપવામાં આવ્યું છે. હાલ પૂરતું તેમણે સૌરાષ્ટ્રની અનુસૂચિત જાતિઓ અને અસ્પૃશ્ય કોમોની ઘણી રસપ્રદ માહિતી સારી એવી જહેમત ઉઠાવી એકઠી કરી છે.

આ માહિતી એકઠી કરવા માટે બોર્ડ તરફથી એક ખાસ પ્રશ્નાવલી પણ તૈયાર કરવામાં આવી હતી અને તે આ વિષયમાં રસ ધરાવતા અધિકારીઓ તેમજ કાર્યકર મિત્રોને મોકલવામાં આવી હતી. આ બધા મિત્રોના સહકારથી જુદી જુદી કોમો અંગેની કેટલીક માહિતી (Data) એકઠી કરવામાં આવી તે પુસ્તક આકારે સૌરાષ્ટ્ર પછાતવર્ગ બોર્ડ તરફથી

બહાર પાડવામાં આવે છે. આ કાર્યમાં જે જે મિત્રોએ સુંદર સહકાર આપ્યો છે તે સર્વેનો હું સૌરાષ્ટ્ર પછાતવર્ગ બોર્ડવતી આભાર માનું છું. આશા છે કે સૌરાષ્ટ્રની પછાત કોમોની સામાન્ય માહિતી પૂરી પાડતું આ પુસ્તક, સૌરાષ્ટ્રની પછાત કોમોનાં ઉત્કર્ષમાં રસ લેતા ભાઇ બહેનોને ઉપયોગી થઇ પડશે.

એ. ર. દેસાઇ.
સચિવ અને પછાતવર્ગ અધિકારી,
પછાતવર્ગ બોર્ડ.

રાજકોટ.
તા. ૨૬–૧–૫૭

# પ્રસ્તાવના

કેટલાંક પુસ્તકોને પ્રસ્તાવનાની જરૂર હોતી નથી. ઘરમાં માતાનો પરિચય આપવાની જરૂર પડતી નથી; ગામને પાદર વહેતી નદીની ઓળખાણ આપવી પડતી નથી; કેરીના રસની મીઠાશનો પરિચય આપવાનો રહેતો નથી; કસ્તુરીની સુગંધ માટે સમ ખાવા પડતા નથી, તેવી જ રીતે લોકજીવનમા ધબકતા પ્રાણનો પરિચય કરાવવાની કશી આવશ્યકતા નથી. સમાજના સમગ્ર જીવનમાં વ્યાપીને એ પ્રાણ આપમેળે પોતાના વિવિધ પડઘા પાડી રહ્યો છે.

એ ખરૂં કે નદીઓની પેઠે માનવજાતનાં મૂળ શોધવાં અને પારખવાં મુશ્કેલ છે. પ્રજાજીવનનાં સ્રોત શોધવાં ને પારખવાં એ ઊંડા અભ્યાસ અને સંશોધનનું કામ છે. કોઇ પણ પ્રજાના ઉત્થાનકાળે જીવનશાસ્ત્રીઓએ લોકજીવનના અંતસ્તલમાં પડેલી સંસ્કૃતિની એ સરવાણીઓને શોધી, તપાસી જીવનપ્રવાહને શુદ્ધ અને વેગવાન બનાવવાનો માર્ગ મોકળો કર્યો છે.

સ્વ. રણજીતરામ વાવાભાઇ આપણને સૌ પ્રથમ એ દિશા તરફ દોરી ગયા. સ્વ. ઝવેરચંદભાઇ મેઘાણીએ લોકગીતો અને લોકવાર્તાઓ દ્વારા લોકજીવનનું રહસ્ય ગુજરાત સમક્ષ પ્રગટ કર્યું. સ્વ. રાયચુરાભાઇ, ભક્તકવિ શ્રી દુલાભાઇ કાગ, ગઢવી મેરૂભાભાઇ વગેરે લોકકવિઓએ આપણને લોકગંગામાં સ્નાન કરાવ્યું. એ રીતે આપણા લોકજીવનને સમજવાની જિજ્ઞાસા, લોકજીવનને પિછાણવાની ભૂખ ઉઘાડી. વિદ્યાપીઠોએ મહાનિબંધોના વિષય તરીકે પછાત વર્ગની કોમોના ઇતિહાસને સ્થાન આપીને એ વસ્તુના ઊંડાણ તપાસવાની તક સાધી.

આ પુસ્તકમાં પછાત વર્ગની ગણાતી ચોવીસેક જાતિઓનો ઇતિહાસ સંશોધન કરીને રજૂ કરવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે. પછાત વર્ગની

મનાતી આ જાતિઓમાં જે સંસ્કારિતા, જે ખમીર, જે પ્રાણ પડેલો છે તેનું સુભગદર્શન આપણને આ પુસ્તકને પાને પાને થાય છે. તેમનાં નમણાં, સુડોળ, ખડછંદ શરીર, તેમનો પહેરવેશ, ખાનપાન, રીતરિવાજ, ઘર અને ઘરવખરી તમામ વસ્તુનું ઝીણવટભર્યું શાસ્ત્રીય રીતે નિરૂપણ આ પુસ્તકમાં કરવામાં આવ્યું છે. પુસ્તકની લખાવટ એ કોમો જેવી જ સાદી અને સરળ, જોમદાર અને રસપ્રદ છે.

ચિત્રો વડે આ પુસ્તક વધારે સુંદર અને લોકભોગ્ય બન્યું છે. અક્ષરો કરતાં ચિત્રો ઘણીવાર માણસના મન ઉપર વધારે અસર કરે છે. દરેક ચિત્રમાં એ કોમની લાક્ષણિકતા દેખાઇ આવે છે; જે ઊડીને આંખે વળગે છે. ચિત્રોના ભાવ આકર્ષક ને હૃદયંગમ છે. પોષાક, આભૂષણ, ઊભા રહેવાની ઢબ, એ કોમની ખાસિયત આબેહૂબ રજૂ કરે છે. કેટલાંક ચિત્રો તો આપણી સાથે વાતો કરતાં હોય એમ લાગે છે.

સૌરાષ્ટ્રની ધરતીમાં સંસ્કૃતિનો જે પ્રાણ ધબકી રહ્યો છે એને આથી વાચા મળે છે. ખોરાક, પોષાક, આશ્રય અને વિકાસની સગવડોમાં ઊણાં રહેલાં લોકોમાં સંસ્કૃતિના જે ઊંડાં, અખંડ, અવિરત સ્રોત વહી રહ્યાં છે તેનું દર્શન કરવા માટે વિશિષ્ટ દૃષ્ટિની જરૂર છે. આપણા આ પ્રાચીન મહાન દેશના સદ્‌ભાગ્યે એવા યુગપુરુષ આપણા યુગમાં પ્રગટ થયા જેમણે એ દૃષ્ટિ આપણને આપી અને પાશ્ચાત સુધારાનાં ચળકાટમાં અંજાઇ ગયેલાંને પૂર્વની સંસ્કૃતિનું સુભગદર્શન કરાવ્યું. ભારતની કરોડોની જનતા પ્રત્યે જોવાની એમની એ દૃષ્ટિ કેવી મંગલકારી અને તલસ્પર્શી હતી તે નીચેના પ્રસંગથી જણાઇ આવે છે.

સને ૧૯૩૮માં મહાત્મા ગાંધીજી બારડોલીમાં હતા તે પ્રસંગે એક પોલાંડવાસી તેમને મળવા આવ્યા, તેમનું નામ મોરીસ ફ્રિડમેન હતું. તેઓ પહેલાં મૈસુર રાજ્યમાં ઇજનેર હતા. બે હજારનો પગાર મળતો. તેઓ ભારતીય સંસ્કૃતિના પ્રેમી હતા. રાજકારણ, અર્થકારણ અને ધર્મકારણના

અભ્યાસી હતા. તેઓ સેવાગ્રામ આશ્રમમાં આવીને કેટલોક સમય રહેલા અને ભારતાનંદ નામ ધારણ કરેલું.

તેમણે બાપુને પુછ્યું, "યુરોપનાં ગામડાંઓ સાથે જ્યારે હિંદુસ્તાનનાં ગામડાંની સરખામણી કરું છું ત્યારે મને મુંઝવણ થાય છે. જ્યાં પડયાં છે ત્યાંજ પડયાં છે, ગંદકી, આળસ અને અજ્ઞાનતામાં સબડે છે." બાપુએ જવાબ વાળ્યો, "ઉપર ઉપરથી જુઓ તો એમ જ લાગે. પણ તમે કોઇ જૂનવાણી ગામડીઆ સાથે વાત કરવા લાગો તો તે તમને ઇશ્વર અને આત્માની વાતો કરશે, યૂરોપમાં તમને એ નહીં મળે. ત્યાં તમને ખેતીવાડી, ઉદ્યોગ ધંધા વગેરે વિશે વાતો કરશે. સાધનસામગ્રી અને રહેણીકરણીની સમૃદ્ધિ દેખાશે. વ્યવસ્થા, નિયમિતતા, સુંદરતા દેખાશે પણ તેમાં ઊંડાણ અને આત્મતૃપ્તિ નહીં જોવા મળે જ્યારે ભારતનાં ગામડાંમાં તમે ગામડીઆના અણઘડપણાનો પોપડો ઉખાડી નાખો, તેની નિરક્ષરતા, ગંદકી અને અવ્યવસ્થાનું આવરણ દૂર કરો એટલે એની નીચે તમને સાચા સંસ્કારી માનવનું દર્શન થશે."

"સૌના ભલામાં પોતાનું ભલું માનવું, બીજાને દુઃખે દુઃખી ને સુખે સુખી થવું, પોતાનાં જ ઐહિક સુખનો નહિ અન્યના સુખનો વિચાર કરવો અને તેને માટે ઘસાવામાં આનંદ માનવો એ પૂર્વની સંસ્કૃતિ છે."

બીજા એક સવાલના જવાબમાં બાપુ બોલ્યા, "આજે રશિયા એક મહાન પ્રયોગ કરી રહ્યું છે. જગત તેની સામે આશાભરી નજરે નીરખી રહ્યું છે. પણ માણસ યંત્રના એક ખીલા જેવો બની જાય તેમાં એનો વિકાસ નથી. ઇશુની ભાષામાં કહું તો માણસ બધું મેળવે પણ આત્મા ગુમાવે તો તેણે કશું મેળવ્યું ન ગણાય."

"જગતમાંથી યુદ્ધ નાબૂદ કરવાં હોય, અહિંસક સમાજરચના કરવી હોય તો આપણે ગરીબ તરછોડાયેલાંનો પહેલો વિચાર કરવો પડશે. તેમાં ખરી માનવતા રહેલી છે. તેને પારખવી જોઇએ."

સ્વરાજ્ય પ્રાપ્તિ પછી ભારતનાં એ ભૂલાયેલાં ખાંડુઓ તરફ આપણી સૌની નજર ગઇ છે. એમનાં આળસ અને અજ્ઞાન, નિરક્ષરતા અને અણઘડપણાના પોપડા ઉખડવા લાગ્યા છે. આપણા પ્રાચીન સંતોએ અને લોકસેવકોએ પોતાના જીવનથી જે સંસ્કારિતા આપણા લોહીમાં ઘૂંટીઘૂંટીને રેડી છે તેનું દર્શન થવા લાગ્યું છે. આપણી પછાત ગણાતી કોમો પણ દેશની પ્રગતિમાં કદમે કદમ મિલાવી આગેકૂચ કરવા તત્પર બની છે. એવે સમયે આ પુસ્તક આપણને લોકોની વચ્ચે પહોંચી જવાની પ્રેરણા આપે છે. શહેરી રંગભૂમિ ઉપર લોકગીતો અને લોકનૃત્યો જોવામાં મનોરંજન રહેલું છે, પરન્તુ તેનો ખરો આનંદ તો એમના વસવાટમાં, એમની પોતાની ભૂમિ અને વાતાવરણ વચ્ચે જઇને જોવામાં રહેલો છે. એથી વિશેષ પૂ. બાપુએ કહેલું તેમ, લોક જીવનના પ્રાણ રૂંધીને રહેલા, એમના જીવનની ખરી ખૂબીઓને ઢાંકી દેતા એવા, અણઘડપણાંના પોપડાને ઉખેડી નાખવાનો પ્રયત્ન કરવામાં, તેમની નિરક્ષરતા, અજ્ઞાનતા, વહેમ અને આળસને દૂર કરવામાં જીવનની ખરી મઝા રહેલી છે.

ભારતના નવઘડતર માટે જાગૃત થયેલી યુવક શક્તિને એ સાદ કરી રહી છે. પડકારી રહી છે. એ પડકાર ઝીલવામાં આપણી સંસ્કૃતિની પરખ અને રક્ષા રહેલાં છે. એ દિશામાં જવા ઉત્સુક ભાઇ–બહેનોને આ પુસ્તક એક ઉપયોગી ભોમિયાની ગરજ સારશે. ગુજરાતી સાહિત્યમાં પછાત જાતિઓના જીવનનો ઇતિહાસ રજુ કરતું આ પુસ્તક એક સીમાચિન્હસમુ, લોકપ્રિય અને ચિરંજીવ બનશે એવી અભિલાષા છે.

રાજકોટ

તા. ૨૬–૧–૫૭.

રામનારાયણ ના. પાઠક.
ઉપપ્રમુખ
સૌરાષ્ટ્ર પછાત વર્ગ બોર્ડ



નળકાંઠાની પઢાર બહેનો

# અનુક્રમણિકા



## વિભાગ પહેલો

## સૌરાષ્ટ્રની અનુસુચિત અને વિમુક્ત જાતિઓ



## વિભાગ બીજો

## સૌરાષ્ટ્રની અસ્પૃશ્ય કોમો

| પ્રકરણ | | પાનું |
|---|---|---|


## પરિશિષ્ટો

# સૌરાષ્ટ્રની
# અનુસૂચિત અને વિમુક્ત જાતિઓ

## વિભાગ પહેલો

# પૂર્વભૂમિકા

મનુષ્યના વિકાસમાં અને તેના વ્યક્તિત્વ ઘડતરમાં અનેક બળો જેવાં કે માનસિક, સામાજિક, સાંસ્કૃતિક, આર્થિક વગેરે એક યા બીજે રૂપે ભાગ ભજવતા હોય છે. તેથી તેમના વિકાસનાં કાર્યો હાથ ધરતાં પહેલાં તે પ્રજાનો ઉપરોક્ત બધી રીતે અભ્યાસ કરવો ઘટે અને કયા કયા બળો તેમના વિકાસને વિઘ્નરૂપ તથા રુંધનારા છે તે શોધવું ઘટે, તે માટે પ્રથમ આપણી પાસે દરેક પ્રજાની અને કોમની સામાજિક, સાંસ્કૃતિક અને આર્થિક બાબતોની માહિતી હોવી આવશ્યક છે. સૌથી પ્રથમ જીવન અને જીવનની રહેણી કરણી જાણ્યા પછી બીજાં કારણો સમજવા અને શોધવા સરળ પડે છે. આ દૃષ્ટિને લક્ષમાં રાખીને હાલ પૂરતી હરિજન કોમો, અનુસૂચિત જાતિઓ અને વિમુક્ત જાતિઓની (Scheduled castes, Scheduled Tribes and Ex-criminal Trabesની) માહિતી એકઠી કરવામાં આવી છે. જો કે અહીં તો કેવળ તે માહિતી રૂપે જ આપવામાં આવી છે. પરંતુ આ કોમોના જીવનમાં વધુ ઊંડા ઉતરવાના તે પ્રથમ દ્વાર સમાન હોઈ તે દ્વારા તેમની સંસ્કૃતિમાં અને સંસ્કારમાં ઊંડે ઊંડે પડેલા જીવનનાં કિંમતી તેમજ અનિષ્ઠ તત્ત્વો સરળતાથી જાણી શકાશે. તેમનું માનવ જીવન વધુ ઉન્નત અને સમૃદ્ધ બને તે માટે તેમની સંસ્કૃતિમાં પડેલા શુભ તત્ત્વોને જાળવવાના રહેશે તથા અનિષ્ઠ તત્ત્વોને નાબૂદ કરવાના રહેશે.

મનુષ્ય પોતાની સાથે કેવળ દેહ અને પ્રાણ લઇને અવતરે છે. પણ તે સાથે વિકાસ કરવાની ભુખ અને શક્તિ સુષુપ્ત દશામાં તેનામાં પડેલી હોય છે. શરૂઆતમાં તેને કાંઇ ભાન હોતું નથી. માતા અને દૂધની શીશી વચ્ચેના ભેદની તથા ચીજ વસ્તુઓ અને માણસ વચ્ચેના ભેદની તેને ખબર હોતી

નથી. પણ જેમ જેમ તેનો દૈહિક અને બૌદ્ધિક વિકાસ થતો જાય છે તેમ તેમ તેની મુમુક્ષા વધતી જાય છે તેમજ સમજશક્તિ તથા વિવેકબુદ્ધિ ખીલતી જાય છે. પોતાની માતાને ઓળખે છે, રમકડાં અને માણુસ વચ્ચેનો ભેદ સમજે છે. પછી માણુસની નકલ કરે છે. પરન્તુ આ નકલ પોપટના જેવી નકલ હોતી નથી. આ તો નકલ સભાનતાથી કરવામાં આવે છે. તેની પોતાની સૂઝ શકિત પ્રમાણે તે નકલ કરવા મથે છે. તે એકલું એકલું બોલવામાંથી માણુસની સાથે મૂંગુ મૂંગુ વાત કરતાં શીખે છે અને જેમ તેનો સંબંધ બીજા કુટુંબીઓ સાથે વધતો જાય છે તેમ તેમ તેનામાં બુદ્ધિનો વિકાસ વધુને વધુ થતો જાય છે. આજુબાજુના સમાજ અને વાતાવરણુથી તેનું જીવન ઘડાવા માંડે છે. પરિણામે ખેડૂતનો દિકરો ખેડૂત થાય છે. વેપારીનો દીકરો વેપારી બને છે. ભંગીનો દીકરો ભંગી બને છે આથી આપણુને લાગે છે કે આ જાતનો વારસો તેને તેના લોહીમાંથી જ મળ્યો છે. પરન્તુ તે કેવળ ભાસ કે સત્ય ઘટના છે તે અંગે અનેક મતભેદ પ્રવર્તે છે. સામાન્ય રીતે દીકરો બાપદાદાનો ધંધો જ કરવા મથતો જોવામાં આવે છે તેનું કારણુ સામાજિક વારસો છે. નહીં કે આનુવંશિક વારસો એમ મોટા ભાગના માનસશાસ્ત્રીઓ અને નૃવંશશાસ્ત્રીઓ માને છે. બાળકના ઉછેરકાળ દરમ્યાન તેની આજુબાજુના વાતાવરણુમાં પડેલાં બળો તેના જીવન તથા માનસને ઘડતાં હોય છે. અને આ કારણુના પરિણુામે તે સહજ રીતે બાપીકા ધંધા તરફ વળે છે.

જો કે એટલું ચોક્કસ રીતે માની શકાય કે બાહ્ય આકારનો વારસો બાળકને મળે છે. તેમાં બીજાં કારણો ભળતાં તે વારસો કેટલીકવાર બાળકને મળેલો જણુાતો નથી. પરન્તુ એકંદરે તે મળે છે. રંગ તથા બાંધો પણુ ઘણું કરીને માબાપ જેવો હોય છે. પણુ માનસિક ગુણોના વારસાને સમર્થન મળતું નથી. ઇંગ્લેન્ડના સૈનિકો અને પ્રજાની ઊંચાઇના પ્રકારમાં તથા જાપાનના સૈનિકો અને પ્રજાની ઊંચાઇના પ્રકારમાં ભેદ છે. આમ જુદા જુદા દેશના લોકોના બાહ્ય આકારોના હિસાબે ભાગ પડે છે. એટલે કે કદનો વારસો મળે

છે એમ ચોક્કસપણે કહી શકાય પરન્તુ માનસિક વારસાના શાસ્ત્રીય પુરાવા મળતા નથી. જો કે ગયા દસકામાં આ અંગે ઈંગ્લેન્ડ અમેરિકામાં અનેક પ્રયોગો કરવામાં આવ્યા હતા પરન્તુ માનસિક વારસો પૂરવાર થઇ શક્યો નથી છતાં તેમાં માનનારો આજે એક વર્ગ (School of thought) છે.

રજપૂતનો પુત્ર હોય તો તેનામાં રજપૂતના જેવું શૌર્ય રહેવાનું, ડાકુનો પુત્ર હોય તો તેનામાં તેનો અંશ રહેવાનો અને તે તેના કેવળ સામાજિક વારસામાંથી નહીં પણ જન્મ સાથે લોહીથી વારસામાં મળેલ હોય છે. અને તે બાળક મોટું થતાં તે વિકસે છે. એમ આ વર્ગ માને છે. જ્યારે બીજા વર્ગને તેમાં શંકા છે. રજપૂતના બાળકને લઇ જઇને આફ્રિકાના જંગલોમાં વસતા નીગ્રોમાં ઉછેરવામાં આવે તો શું રજપૂતના ગુણો તે વ્યક્ત કરશે? આ અંગે શંકા છે. જો નીગ્રોના વાતાવરણમાં અને સમાજ જીવનમાં રજપૂતો જેવું શૌર્ય હશે અને તે શૌર્યના ગુણને પોષણ મળશે તો આ બાળકમાં શૌર્યનો ગુણ જણાશે જો તેને સામાજિક વારસામાં આ ગુણો નહીં મળે તો તેનામાં એ ગુણ જોવામાં નહીં આવે એમ બીજો વર્ગ માને છે.

ઉપરોક્ત માન્યતામાં ગમે તે સત્ય હોય પણ બાહ્ય શારીરિક વારસો આનુવંશિક રીતે મળે છે. એટલું જ હાલ પૂરતું તો પૂરવાર થઇ શકેલું માની શકાય. બીજા પ્રકારના વારસા માટે યોગ્ય પુરાવા મળતા નથી.

• આ ઉપરાંત બીજો મહત્વનો મુદ્દો એ છે કે માણસમાં દરેક પ્રકારની વૃત્તિ અને ગુણો ખીલવાની શક્યતા રહેલી છે. જે ગુણો અને વૃત્તિને ખીલવાનો અવકાશ અને પોષણ મળે છે તે જ ખીલી શકે છે. અને આ કારણને પરિણામે જ જીવનની અનેક બાજુઓ છે એમ જણાય છે. એક પુરુષ પોતાના મિત્રમંડળમાં વાચાળ, તોફાની, હોશિયાર યા બહુ આગળ પડતો જણાતો હોય પરન્તુ તેને કોઇ બીજા મિત્રમંડળમાં અથવા બીજા જ કોઇ વાતાવરણમાં મૂકવામાં આવે અને જો તે વાતાવરણમાં તે ભળી ન શકે અથવા તેની પ્રકૃતિને અનુકૂળ ન હોય તો ત્યાં તેના ઉપરોક્ત ગુણોના દર્શન

નહીં થાય. તે વાચાળ અને ચાલાકને બદલે મૂઢ જેવો થઇ પડે. અને કદાચ લઘુતાગ્રંથીનો તથા તેથી વિરૂદ્ધ પરિસ્થિતિ (Inferiority અથવા Superiority complex)નો પણ ભોગ થઇ પડે. એટલે કે પોતાની પ્રકૃતિને અનુકૂળ એવું વાતાવરણ મળે તો તેના ગુણો અને વૃત્તિઓ ત્યાં વિકસે છે. તેમાં તેના જીવનના રસો (Interest and aptitude) જળવાઇ રહે છે. પરિણામે જીવન ખિલખિલાટ કરતું વહે છે, પરન્તુ દુનિયામાં બધાને પોતાની પ્રકૃતિને અનુકૂળ વાતાવરણ હંમેશા (Perfect adjustment) મળી શકતું નથી. એટલે સૌના ગુણો પૂરેપૂરી રીતે વિકસી શકતા નથી. કેટલીક એવી વ્યક્તિઓ ખૂણે ખાંચે પડી હશે કે જેની શક્તિ કદાચ વિશ્વની વર્તમાન સર્વોત્તમ વ્યક્તિ કરતાં પણ વિશેષ હોય પરન્તુ તે એવી અયોગ્ય રીતે સમાજના ચોકઠામાં મૂકાયેલ હોય છે કે તેને પોતાની પ્રકૃતિને અનુકૂળ એવા વાતાવરણ અને કાર્ય મળતાં નથી. મને કમને પણ પોતાની પ્રકૃતિને પ્રતિકૂળ એવા વાતાવરણમાં તેને રહેવું પડે છે. તેમજ પોતાના કામધંધાને વળગી રહેવું પડે છે. બીજી તરફ કોઈ સર્વોત્તમ યા અસાધારણ વ્યક્તિ કે જેનું વ્યક્તિત્વ અને પ્રતિભાથી તેના કાર્ય પ્રદેશના લોકો અંજાઇ ગયા હોય તે વ્યક્તિ જ્યારે અયોગ્ય સ્થાને મૂકાઇ જતાં તેનું વ્યક્તિત્વ અને પ્રભાવ ક્યાંય અદ્દશ્ય થઇ જાય અને તેનામાં બોલવાની પણ હિંમત ન રહે એવું પણ બને. એટલે કે માણસને પોતાની પ્રકૃતિને અનુકૂળ એવું વાતાવરણ મળે છે ત્યારે તેના અનેક ગુણો અને વૃત્તિઓ ખીલી ઊઠે છે. અને પ્રતિકૂળ વાતાવરણમાં તો તે ઓસરી જાય છે

પછાત કોમોના મોટા ભાગના માણસો લઘુતાગ્રંથી અનુભવતા હોય છે તે કેવળ બાહ્ય સમાજના સંસર્ગ પૂરતું જ હોય છે. પણ મોટે ભાગે તે પોતાના સમુદાયમાં એવું અનુભવતો નથી. કારણ કે ત્યાં તેને પોતાની પ્રકૃતિને અનુકૂળ વાતાવરણ મળેલું હોય છે.

વળી આ પ્રકૃતિને પણ ઘડવામાં બાલ્યકાળનું વાતાવરણ અને સંસ્કૃતિ અગત્યનો ભાગ ભજવે છે. જ્યાં બાળક ઉછરે છે. નાનેથી મોટું થાય

છે ત્યાં તેને અનુકૂળ તેની પ્રકૃતિ તથા માનસ વગેરે ઘડાય છે. જ્યારે તે મોટું થાય છે, પુખ્ત ઉંમરે પહોંચે છે ત્યારે પણ તેને તે વાતાવરણ તેની પ્રકૃતિને અનુકૂળ લાગે છે. અને તેને બાપીકો ધંધો અપનાવવામાં જરાય મુશ્કેલી પડતી નથી. માલધારીના બાળકોને જંગલોમાં રખડવું, ઢોર ચારવા વગેરે વસ્તુ તેની પ્રકૃતિને અનુરૂપ થતાં તે મોટું થતા તે તરફ જ વળે છે. તેના જીવનનો આનંદ તેમાં જળવાઇ રહે છે. તેને ધંધા માટેની ભવિષ્યની ચિંતા હોતી નથી. દસ બાર વર્ષનું બાળક થાય કે તુરત જ પશુપાલનના ધંધે વળગે છે. તેને બીજા વાતાવરણમાં જવાની જરૂર રહેતી નથી એટલે કે પોતાનો ધંધો રોજગાર છોડી, પોતાની જીવન પ્રણાલિકા છોડી પોતાના જીવનને બીજે માર્ગે વાળવાની તેને જરૂર રહેતી નથી. આર્ય સંસ્કૃતિમાં આવા અમૂલ્ય તત્ત્વો પડેલાં છે કે જેને લઇને (આર્થિક વસ્તુને બાજુએ રાખતાં બાકી) તેમનું જીવન મસ્ત હોય છે.

જ્યારે શહેરી સંસ્કૃતિમાં આ એક અનિષ્ટ છે. બાળકના ઘરનું વાતાવરણ જુદું હોય છે. તે મોટું થતાં નિશાળે જાય છે ત્યાં વળી જુદું જ વાતાવરણ (Cultural and Social patarn and environment) હોય છે. ભાવિ જીવનમાં શું કરવાનું છે તેની ખબર હોતી નથી. ગામડીશાળા-માંથી અભ્યાસ પૂરો કરી શાળા કોલેજોમાં જાય છે. ત્યાંના વાતાવરણને અનુકૂળ થાય છે. અને અભ્યાસ ક્રમ પૂરો થતાં વળી નોકરીના ફાંફા મારવા પડે છે. વળી તેની પ્રકૃતિને અનુકૂળ એવી ત્યાંની નોકરી યા કામ ધંધો મળવા મુશ્કેલ હોય છે. આમ તેને વારંવાર નવા નવા વાતાવરણોમાં પસાર થઇ તેને અનુરૂપ થવું પડે છે. કેટલીકવાર આ વાતાવરણ તેની પ્રકૃતિને અનુ-રૂપ હોય છે. જ્યારે કેટલીકવાર પ્રતિકૂળ પણ હોય છે. આથી કેટલાકનો વિકાસ થાય છે. અને જ્યારે ઘણાને નિષ્ફળતા મળે છે. જો તદ્દન પ્રતિકૂળ વાતાવરણમાં દાખલ થાય અને તેમાં ધીરે ધીરે પોતે અનુકૂળ ન થઇ શકે તો તેનો જીવનરસ શુષ્ક બને છે. તેનામાં લઘુતાગ્રંથી પણ કેળવાય છે. જીવન અસંતોષ અને નિરાશામય બને છે. તથા બોજારૂપ પણ લાગે છે. તે વહેતા

ઝરણુાંની જેમ ખળખળ વહી શકતું નથી તેના જીવનનો આનંદ મરી પરવારે છે. બીજા લોકોને તે શક્તિહીન વ્યક્તિ જણાય છે.

આજ કારણે વેપારીનો દીકરો શહેરમાં રહેતો હશે પણ તેને વધુ ભણાવવામાં ન આવતા નાનપણથી જ વેપારે લગાડતાં તેને વેપારમાં જલ્દી સૂઝ પડે છે. અને વેપારી થાય છે. પણ જો વધુ ભણાવવામાં આવે તો તેને ભણી ગણીને તેના બાપના ધંધામાં ભળતા વાર લાગે છે. તેમાં તેને જલ્દી સૂઝ પડતી નથી. અથવા પિતાનો હજારો રૂપીઆનો વેપાર ચાલતો હોય ત્યાં પુત્ર બીજી નોકરી કરે છે. આવા પ્રસંગો શહેરી સંસ્કૃતિમાં વિશેષ બને છે. જ્યારે ગામડાંમાં ખેડૂત, રબારી, ચારણ વગેરેના પુત્રો તો તેના એ જ વાતાવરણમાં ઉછરી એમાં જ ઓતપ્રોત રહે છે. તેના જીવનમાં આવા નવા વાતાવરણોમાં ભળવાના પ્રશ્નો બહુ ઓછાં ઉપસ્થિત થવા પામે છે.

આ સાથે ગ્રામસંસ્કૃતિ અને શહેરી સંસ્કૃતિમાં બાળકની ઉછેર અવસ્થાના કાળમાં પણ ભેદ છે. તેને કારણે વાતાવરણમાં ભળી જવાના પ્રશ્નો બન્ને સંસ્કૃતિમાં જુદા પ્રકારના છે. પહેલાના સમયમાં બાલ્યકાળ (Infancy) લાંબો હતો અને બચપણ કાળનું (Child hoodનું) પ્રમાણ ટુંકું હતું, કિશોર અવસ્થા જેવો કાળ જ ન હતો. આજે ગ્રામસંસ્કૃતિમાં ખાસ કરીને તો ખેડૂતો અને પશુપાલકની સંસ્કૃતિમાં (Infancy) બાલ્યકાળનો સમય ઓછો છે અને બચપણનો (Child hoodનો) સમય લાંબો છે એ કાળ પુરો થતાં તે સીધો ઘરકામ અથવા ખેતી કામમાં જ લાગે છે. અને તેની પાસેથી અપેક્ષા પણ એવી જ રાખવામાં આવે છે. તે કુટુંબનો ભાગ બની તેની કમાણીમાં હિસ્સો આપે છે. જ્યારે શહેરી સંસ્કૃતિમાં શિક્ષણકાળને અસ્તિત્વ છે અને તે લાંબો કાળ છે. અને પુખ્ત ઉંમરનો થતાં પગભર થઇ પોતે બને ત્યાં સુધી અલગ પડે છે. અને આ બધી બાબતોની અસરો પણ સમાજ જીવન સુધી ઘણી જ ઊંડી પડે છે. પરન્તુ તે અંગે વિશેષ ઊંડા ઉતરવું અહીં અસ્થાને છે.

ઉપર મુજબ વાતાવરણમાં ભળવાની બાબતમાં (adjustment with cultural pattern and emvironment) અને ઉમર અવસ્થા (stages)ના પ્રશ્ન ઉપરાંત બીજો મહત્ત્વનો મુદ્દો માણસની સામાજિક કિંમત અથવા મોભાનો (social status) પણ છે.

કુટુંબના વાતાવરણમાં તરતા આદર્શો, ભાવના, વિચાર, મહત્ત્વકાંક્ષાઓ મનુષ્યના ઘડતરમાં મહત્ત્વનો ભાગ ભજવે છે પ્રથમ તો બાળક આ વસ્તુઓ અને વાતાવરણથી પર હોય છે. તે સામાન્ય માનવી તરીકે જન્મે છે. પરન્તુ ધીરે ધીરે તેમાં અમુક ગુણો ખીલતાં તેમાં વ્યક્તિત્વ અને પ્રતિભાના દર્શન થવા માંડે છે. માણસ (Idividual) અને વ્યક્તિ (Person) એ બેમાં ભેદ છે. માણસનો (સામાજિક) મોભો વધતાં તે વ્યક્તિ બને છે. (We come into the world as individuals we acquire status and become persons) જેમ રૂપીઆની નોટ પણ કાગળનો એક ટૂકડો જ છે અને કોરા કાગળનો ટૂકડો પણ કાગળ જ છે. પરન્તુ બન્નેની કિંમતમાં અને અગત્યતામાં ભેદ છે. એજ કાગળના ટૂકડા ઉપર એક રૂપીઆનો સિક્કો આવતા તેની કિંમત અને ઉપયોગીતા વધે છે. અને એક રૂપીયાની નોટ બને છે. જો તેના ઉપર એક મીંડુ વધારે છાપેલું હોય તો તેની કિંમત સો ગણી વધારે અંકાય છે. મૂળે તો બધા કાગળના ટૂકડા જ છે. પરન્તુ તેના ઉપર સિક્કાની છાપ પડતાં તેની કિંમત અનેક ગણી વધી પડે છે. આવું જ માણસનું છે. તે મનુષ્ય તરીકે જન્મે છે. તેના ઉપર જુદા જુદા સંસ્કાર રૂપી છાપ પડતાં તેનું જીવન જુદી જુદી રીતે ઘડાય છે. અને પછી સમાજમાં તેની અગત્યતાની ગણતરીએ કિંમત વધે છે. પછાત ગણાતી કોમમાં કોઇ બાહોશ વ્યક્તિ થાય. અને અન્ય સમાજને ઉપયોગી નીવડે તો તેની કિંમત પછાત તેમજ અન્ય બીજી આગળ વધેલી કોમના જનસમુદાય કરતાં પણ તેની વિશેષ કિંમત અંકાય છે. મનુષ્યના વ્યક્તિત્ત્વ અને પ્રતિભા આગળ નાત, જાતના, તથા જન્મ અને સ્થળના, રૂપ અને રંગના સંકુચિત ભેદો ઝાંખા પડે છે.

સૌરાષ્ટ્રમાં આડોડિયા, ડફેર, વેડવા વાઘરી વગેરે વિમુક્ત જાતિઓ વસે છે. પહેલાં તે ગુન્હેગાર જાતિઓ ગણાતી અને ગુન્હા કરતી. જો કે આજે પણ કેટલેક અંશે તેઓ ગુન્હા કરે છે. તેઓને નાનપણથી જ સંસ્કારમાં ગુન્હા કરવાનો વારસો મળે છે. તેથી મોટા થતાં પોતાના બાપદાદાઓની જેમ ચોરી, લૂંટફાટ તથા ગુન્હાઓ કરે છે. આ અંગેના સંસ્કાર અંગે આપણે હવે વધુ ઊંડા ઉતરવા માટે થોડું બાલમાનસ અંગે વિચારી લઈએ.

બાળક પોતાની આજુબાજુના વાતાવરણમાંથી બધી વસ્તુઓનું અનુકરણ કરવા માંડે છે. માતા રોટલી વણતી હોય તો તેને પણ રોટલી વણવાનું મન થાય છે. માતા પાણી ભરવા જાય તો તેને પણ પાણી ભરવાનું મન થાય છે. જો તેમ કરવાની તક ન મળે તો ઘરના એક ખૂંણામાં જઈ બીજા બાળકોની સાથે રમે છે. ત્યાં પણ અનુકરણ કરવા મથે છે. બીજી રમત હાથમાં ન આવે તો ઘરઘરની રમત રમે છે. તેમાં રસોઈ કરે, પાણી ભરવા જાય, એટલે જેમ તેના મા-બાપ ઘરમાં કરતા હોય તેમ તેનું તે અનુકરણ કરે છે. તે ઘરની પ્રવૃત્તિઓ ઘણી બારીકાઈથી જોયા કરે છે અને પછી પોતે તેમાં એક યા બીજા રૂપે ઝંપલાવી અનુભવ કરવા જાય છે, પરન્તુ કેટલીકવાર તે તેની શકિત બહાર હોય છે. પરંતુ આ બધી બાબતોનું તેના મનમાં દૃઢિકરણ થાય છે. ઘરની રીતભાતો તે અપનાવતું જાય છે અને એ રીતભાતોથી તેનું જીવન ઘડાવા માંડે છે. તેમાં તેને વિચિત્રતા કે ભેદ લાગતો નથી. તેને મન તે સહજ લાગે છે.

ગુન્હાહિત જાતિના બાળકના ઘરનું વાતાવરણ ગુન્હાહિત પ્રવૃત્તિઓથી ભરપૂર રહે છે. ચીજવસ્તુની ઊઠાંતરી કેવી રીતે કરવી તથા માલ ચોરી લાવી તે કોઈ ન જાણે તેમ કેવી રીતે આઘોપાછો કરવો, બાતમી ન ફૂટે તેની કેવી રીતે કાળજી રાખવી વગેરે બાળક જોયા કરે છે અને તે ગ્રહણ કરે છે. વળી કેટલીકવાર આ બાબતમાં તેને પણ ખાસ ઇરાદાપૂર્વક તાલીમ અપાતી હોય છે અને પૂછવામાં આવે તો બાતમી ન આપવી વગેરે બાબતોની સૂચનાં

તેને પણ આપવામાં આવે છે. આ વસ્તુ રોજ બનતી હોવાથી તેને મન સહજ બને છે. તેનામાં પણ આ પ્રકારના સંસ્કાર દઢ થાય છે. તે પણ મોટો થતાં ધીરે ધીરે એમાં ભાગ ભજવતો થાય છે. ચોરી ન કરવી જોઇએ. નીતિથી ચાલવું જોઇએ. વગેરે પ્રકારના બીજા ખ્યાલો તેનામાં દઢિત કરવામાં આવતા નથી. કેવળ ગુન્હાહિત પ્રવૃત્તિઓ કેવી રીતે કરવી તેનું જ સિંચન થયા કરે છે. તે પણ ચોરી કરતો થાય છે. તેમાં તેના વડીલો તરફથી પ્રોત્સાહન તથા શાબાશી મળતી રહે છે. તે આદત છોડવાને બદલે વધારે મોટી ચોરી કરતો થાય છે. અને તેમાં તે કુશળતા પ્રાપ્ત કરે છે. જો કે બીજી કોમોમાં પણ નાના બાળકો ચોરી કરવાની આદતવાળા હોય છે, પરન્તુ મોટાં થતાં તેને પ્રોત્સાહન ન મળતા તે ભુલી જાય છે. આડોડિયા અથવા બીજી ગુન્હાહિત કોમોના બાળકો જે ચોરી કરતાં થાય છે તે સંસ્કારના કારણે થાય છે. જ્યારે બીજા અન્ય કોમોના બાળકો ચોરી કરે છે તે સંસ્કારનું કારણ નથી પણ માલકી હકના ખ્યાલના અભાવના કારણે મહદ્ અંશે થાય છે.

સામાન્ય રીતે પાંચ વર્ષથી નીચેના બાળકોમાં મિલકત અને માલકી અંગેના ખ્યાલ કેવળ એક જ તરફી હોય છે. તે ખ્યાલો વિશાળ પાયા ઉપર તેમાં ખીલ્યા હોતા નથી કે તેને સમજાયા હોતા નથી. તેનો ખ્યાલ તો એટલો જ કેળવાયેલો હોય છે કે તેમને જેટલું મેળવવું હોય તેટલું તેને મેળવવાનો અધિકાર છે અને તે મેળવી શકે છે. સમાજમાં માલકી જેવી વસ્તુ પ્રવર્તે છે અને બીજાની માલકીની વસ્તુ મેળવવાનો કે તે ઉપર હક ધરાવવાનો તેને અધિકાર નથી એવો એને ખ્યાલ હોતો નથી. અને તેનું કારણ એ હોય છે કે ઘરમાં પડેલી વસ્તુ તે મોટે ભાગે છૂટથી કોઇને પૂછ્યા વગર લઈ શકે છે. એટલે તેને એવો ખ્યાલ હોતો નથી કે કેવળ ઘરમાંની જ વસ્તુને તે સહેલાઇથી મેળવવાનો અધિકારી છે પણ બહારની વસ્તુ ઉપર તેનો દાવો ચાલી ન શકે. પણ તેને મન તો ઘર અને બહાર બધુ સરખુ લાગે છે. તેમાં તેને કાંઇ ફેર જણાતો નથી. જેમ પોતાના ઘરમાં પડેલી વસ્તુ તે વિના સંકોચે લઇ શકે છે તેમ

જ્યારે તે બહાર બીજાને ઘેર જાય છે ત્યાં પણ તેમજ વર્તે છે. તે વસ્તુ વિના સંકોચે ઉપાડે છે. આ વસ્તુ હવે તેના ઘરની નથી તથા તે ઉપર બીજાની માલકી હોઇ તેનાથી લઇ ન શકાય એવો ખ્યાલ હોતો નથી. જો તેને વસ્તુ લેતા રોકવામાં આવે યા મનાઇ કરવામાં આવે તો તે હઠ લે છે. અથવા થોડો વખત શાંત રહે છે. પણ જો તેમાં જ તેનું મન ચોંટયું હોય તો સૌ આઘા પાછા થતાં તે વસ્તુ ઉપાડી લે છે. તેને મન તે 'ચોરી' હોતી નથી. જેમ પોતાના ઘરમાં કોઇ ચીજ વસ્તુની ના પાડવામાં આવે અને સૌ આઘા પાછા થતાં તે લાગ મળે ઉપાડી લઇ તેમાં બહાદુરી અનુભવે છે. તેમ કરવું એ ચોરી ગણાય નહિ તેમ અહીં પણ, પણ માલકી હકના ખ્યાલના અભાવે તે ચીજ વસ્તુ ઉપાડી લે છે. તે તેને મન ચોરી હોતી નથી. પરન્તુ સમાજની દૃષ્ટિએ આ પ્રમાણે ઊઠાવેલી વસ્તુ ચોરી ગણાય; પરન્તુ મૂળભૂત તત્ત્વની દૃષ્ટિએ વિચારતા બાળકની આ ચોરી એ ચોર લોકોની 'ચોરી' કરતા જુદી છે બાળકને માલકી હકનો ખ્યાલ હોતો નથી, જ્યારે ચોરની ચોરી એ તો સભાન પ્રયત્ન છે. બીજાની માલકી અંગેનું તેને પૂરેપૂરું ભાન હોય છે.

પરન્તુ આ બાળક જેમ મોટું થતું જાય તેમ તેમ તેને આ માલકી હકનું (Possession) વિશેષ ભાન થતું જાય છે. એને પછી મારું તારું કરતાં વધુ શીખે છે. બધી વસ્તુઓ પોતાના કબજા હેઠળ રાખવા ઇચ્છે છે પરન્તુ બીજાથી વસ્તુ ઉપાડાય નહીં, તેમ તેના મા–બાપ તરફથી કહેવામાં આવે છે. તેથી તે બીજાની ચીજ વસ્તુ ઉપાડતાં અટકે છે. તથા તેને તે ખોટું કાર્ય (misdeed) માનવા લાગે છે. આ પ્રકારનાં સંસ્કાર દૃઢ થાય છે. બીજાની વસ્તુ ઉપાડી લાવવામાં તેના વડીલો તરફથી તેને પ્રોત્સાહન ન મળતાં ઉલટું તેને આ પ્રમાણે કરતાં અટકાવવામાં આવે છે. તેને સમજાવવામાં આવે છે. તે ચોરીની આદત છોડવા માંડે છે. બીજાની વસ્તુ ઉપાડી લેવી એ ગુન્હો છે. એ પૂછ્યા વગર ન લેવાય એ પ્રકારના સંસ્કાર તેના મનમાં દૃઢ થાય છે. જ્યારે ગુન્હાહિત જાતિઓમાં તો ગુન્હા કેમ વધુ કરવામાં આવે, ચોરી કઇ રીતે ચાલાકીથી કરી શકાય વગેરે બાબતોના સંસ્કાર

ત્યાંના વાતાવરણ અને કુટુંબમાંથી મળે છે. એ ખ્યાલો દૃઢ થાય છે. અને તેને પ્રોત્સાહન મળે છે. અને પુખ્ત ઉંમરે પહોંચતા સુધી તો આવા અનેક સંસ્કારોમાંથી તે પસાર થાય છે.

આ સંસ્કારો બહુ જ અસરકારક હોય છે. જે વસ્તુ બાળકના મનમાં બાળપણથી ઠસી ગઇ હોય તે નીકળતા વાર લાગે છે. આ વસ્તુનો વધુ ખ્યાલ આવે તે માટે આપણે એકાદ ઉદાહરણ લઇએ.

આપણા સમાજમાં પુરુષવર્ગ બીડી પીવે છે. સ્ત્રીવર્ગ બીડી પીતો નથી. જો પુરુષવર્ગ બીડી પીતો હોય તો સ્ત્રીવર્ગ શા માટે ન પીવે? પરન્તુ આનું કારણ હિંદુ સંસ્કૃતિ અને સંસ્કાર છે. નાના નાના છોકરાઓ બીડીના ઠોઠાં ખાનગીમાં પીવા માંડે છે. બાલિકાઓના ખાસ પ્રસંગ જોવામાં આવતા નથી. આ બધી વસ્તુના મૂળ તો સંસ્કૃતિમાં જ પડ્યા છે. "સ્ત્રીએ બીડી પીવાય જ નહીં, કોઇ સ્ત્રી બીડી પીવે જ નહીં? અને પીવે તો તે વિચિત્ર ગણાય!" જ્યારે પુરુષવર્ગ મોટા થઇ બીડી પીવે એ તો સ્વાભાવિક ઘટના છે. તેમાં કશુંય અજાુકતું નથી. આથી સ્ત્રીઓને નાનપણમાં કે મોટા થયા પછી પણ બીડી પીવાનું મન થતું નથી. સ્ત્રીનો પતિ ડબ્બાના ડબ્બા રોજ સીગારેટ પીતો હશે તો પણ સ્ત્રીને તે માટે જરા સરખુંય મન નહીં થાય. આ વસ્તુ સંસ્કૃતિમાંથી મળતા સંસ્કારનું કારણ છે. પરન્તુ સમાજમાં કહેવાતા હલકા વર્ણની સ્ત્રીઓ બીડી પીવે છે. અને તેનું કારણ પણ સંસ્કાર છે. અને પશ્ચિમી ઢબના વર્તુલોમાં વસતી તથા તેને અનુરુપ જીવન ગાળતી સન્નારીઓ આજુબાજુના વાતાવરણને લીધે ફેશન તથા મોહને કારણે બીડી સીગારેટ પીતી થાય છે. પણ તેની સંખ્યા નહીંવત્ છે. પરન્તુ તે સ્ત્રી પણ જાહેર હિંદુ સમાજમાં બીડી યા સીગારેટ પીવાની હિંમત નહીં કરે. જ્યારે કહેવાતા અન્ય હલકા વર્ણની તથા કેટલીક બિન હિંદુ કોમની સ્ત્રીઓ સૌની હાજરમાં સહજ પણે બીડી પીતા નહીં અચકાય.

આજે કદાચ એક કહેવામાં આવે કે નાનપણથી જ બાળકોને બીડી

પીવાની ના પાડવામાં આવે છે જ્યાં તે મોટા થતાં બીડી શા માટે પીવે છે. નાનપણના સંસ્કારની કેમ અસર જણાતી નથી. પરન્તુ બીડી ન પીવી જોઈએ એવા સંસ્કાર બાળકમાં દૃઢ કરવામાં આવતા જ હોતા નથી. તેને કેવળ ના પાડવામાં આવે છે. પરન્તુ મોટા થઈને પીવાય એવી જાતના સંસ્કાર જાણે અજાણ્યે બાળકના મનમાં દૃઢ થતા આવે છે. અને જો તેને બીડી પીનારની સોબત લાગી તો તે વહેલો મોડો આ આદતનો ભોગ બને છે. પરન્તુ જો નાનપણમાં જ તેનામાં બીડી ન પીવાના સંસ્કાર શાસ્ત્રીય રીતે દૃઢ કરવામાં આવે તો તે ભવિષ્યમાં ગમે તેવા વાતાવરણમાં બીડી ન જ પીવે.

આવું જ આપણા સમાજમાં માંસાહારનું છે. નાનપણથી જ આ અંગે સંસ્કાર રેડાતા મોટા ભાગનો હિંદુ સમાજ માંસાહારથી દૂર રહેતો આવ્યો છે. સંસ્કાર દૃઢ પણે રેડાયા હોય તો માણસ પ્રાણના અંતે પણ માંસાહાર કરતો નથી. પરન્તુ આજે આ પ્રકારના સંસ્કાર જેમ જેમ ઢીલાં થતાં જાય છે તેમ તેમ નવી પેઢીમાંથી આ વસ્તુ દૂર થતી જાય છે. અથવા (બાહ્ય) વાતાવરણ અને (બચપણના) સંસ્કાર એ બેમાં જેનું બળ વિશેષ હોય તે મનુષ્ય ઉપર સવાર થઈ બેસે છે.

આ રીતે કુટુંબનું વાતાવરણ, રહેણીકરણી, સંસ્કૃતિ વગેરે બાબતોની બાળકના જીવન ઘડતર ઉપર ભારે મોટી અસર થાય છે. આનેજ કારણે ગુન્હેગાર જાતિઓના બાળકો ગુન્હાહિત પ્રવૃત્તિ કરતાં થાય છે. અને વળી પરિસ્થિતિ તેમાં વધુ ઉમેરો કરે છે. આ સંસ્કારના કારણે જ આપણા સમાજમાંથી જડ કરી ગયેલી અંધશ્રદ્ધા, વહેમી માન્યતા, વગેરે જલ્દી જતી નથી અને અજ્ઞાનતાના ઘોર અંધકારમાં અટવાયાં કરે છે. કદિ આગળ આવતા નથી.

હવે આપણે રીતરિવાજો અને કર્મકાંડ અને ક્રિયાઓ ઉપર થોડો દૃષ્ટિપાત કરીએ. મનુષ્ય એ એક સામાજિક પ્રાણી છે. સમાજ વગર તેનો વિકાસ થઈ શકતો નથી. એમાં શંકાને સ્થાન નથી. અમેરિકામાં એક છોકરી



સાવરણી વેચવા જતી થોરી કુટુંબની કન્યા



હિંદુ સંસ્કૃતિ મુજબ લગ્ન પ્રસંગે ભંગીનો ઢોલ વગાડતી બહેનો

૭ માસની હતી અને કોઈક કારણસર છૂટી પડી જવા પામી હતી. અને તે બાર વર્ષની થઈ ત્યારે હાથ લાગી. તે વધુ ખાઈ શકતી ન હતી કે બોલી ચાલી શકતી ન હતી મનુષ્યથી સાવ જુદી રીતભાત વાળી જણાઈ પછી તેને કેળવણી અને સંસ્કાર આપવામાં આવ્યા ત્યારે સુધરી તેનું ૧૯૪૨માં મૃત્યુ થયું. (Soiety–an introductory note. Maicver page 75).

બીજા દૃષ્ટાંતમાં લગભગ ૧૯૨૦ની સાલમાં બે બાળકો કોઈ ગુફા-માંથી મળી આવ્યા હતા. તેમાંનું એક બાળક :થોડા વખતમાં ગુજરી ગયું. બીજી છોકરી કે જે નવ વર્ષની હતી તે સાવ જંગલી હતી. વ્યક્તિ જેવું તેનામાં ભાન ન હતું. ભાષા જાણતી ન હતી. પશુની જેમ બરાડતી અને રહેતી. તે બીજા નવ વર્ષ જીવી. ધીરે ધીરે તે માનવ સમાજના સંસર્ગમાં આવવાથી ભાષા વગેરેનું થોડું ઘણું જ્ઞાન મેળવી શકી તેનું નામ કમળા પાડવામાં આવ્યું હતું. ૧૯૨૯માં તે ગુજરી ગઈ. (Society– an introductory note. page 45)

આમ સમાજ વગર વ્યક્તિનો વિકાસ અસંભવિત છે. બીજી તરફ વ્યક્તિ ન હોય તો સમાજ નહીં અને સમાજ નહીં તો વ્યકિત નહીં એવી પરિસ્થિતિ છે. સામાજિકતાની ભૂખ એ માનવસહજ વૃત્તિ છે. સંસારથી વિરક્ત રહેલો સન્યાસી પણ છટકી શકતો નથી. અંગત અને સામુહિક એ બે બળો સામાજિકતા બાંધવાના મુખ્ય કારણો છે. અંગત બળમાં સામાજિકતાની ભૂખ રહેલી છે. જ્યારે સામુહિકમાં બધા સાથે રહેવાની વૃત્તિ રહેલી છે. સમષ્ટિ વ્યકિતને પોતાના તરફ ખેંચે છે. અને વ્યકિતને સમષ્ટિ તરફ ખેંચાવાની વ્યકિતગત આંતરઈચ્છા હોય છે. વ્યકિત અને સમષ્ટિ વચ્ચે એવું કંઈક ગૂઢ આકર્ષણ રહેલું છે કે જેને પરિણામે એ બે એક થાય છે અને સમાજ નિર્માણ થાય છે.

વ્યકિતની અંતરની ઈચ્છા એ સામાજિકતાની ભૂખને લીધે પેદા થાય છે. બાહ્ય કારણમાં તે સંસાર ચક્ર ઊભું કરે છે કારણ કે તેમાં જ તેનો

વિકાસ થઇ શકે છે. સંસારની બહાર રહેવામાં તેનું વ્યક્તિત્વ જોખમાય છે. ટૂંકમાં વ્યક્તિ અને સમાજને તાણાવાણા જેવો પરસ્પર ગાઢ સંબંધ છે કે જેના વિના એક બીજાનું અસ્તિત્વ રહેતું નથી. તેમાં તેનો વિકાસ થાય છે. સાથે એ પણ ખ્યાલ રાખવો જોઇએ કે પુરુષાર્થ પણ અનિવાર્ય છે. તે વગર વિકાસ સંભવી શકતો નથી. વળી તે પુરુષાર્થ પણ યોગ્ય હોવો જોઇએ.

સમાજ એ વ્યાપક ખ્યાલ છે. તે સ્થૂળ રીતે જોઇ શકાતો નથી. આસમાને ચઢી વિમાનમાંથી દૃષ્ટિપાત કરતાં કેવળ મકાનો, રસ્તાઓ અને માનવ સમુદાય વગેરે જોઇ શકાય છે. પરન્તુ સમાજને જોઇ શકાતો નથી. માનવ વચ્ચેના સંબંધો, માનવોની ઊર્મિ, ભાવના, તમન્ના વગેરેના દર્શન થઇ શકતા નથી.

સમગ્ર સમાજમાં વ્યક્તિનું જીવન સ્વપર્યાપ્ત થતું નથી. સમાજના અમુક સમૂહમાં યા ગ્રુપમાં વ્યક્તિના સંબંધો જળવાતા હોય છે. અને તેમાં તેનું જીવન સ્વપર્યાપ્ત થઇ બનતું જાય છે. અમુક પ્રકારના અંશવાળા ટોળા યા સમૂહને કોમ્યુનીટી કહેવામાં આવે છે આવી જુદી જુદી નાની મોટી કોમ્યુનીટીમાં વ્યક્તિનું જીવન સ્વપર્યાપ્ત બનતું હોય છે. વળી સમાજમાં નાત, જાત, કોમ, ટોળી વગેરે અનેક પ્રકારના સામાજિક સંબંધોથી રચાયલા જુદા જુદા પ્રકારના સમૂહો હોય છે. તેની ચર્ચામાં આપણે અહીં ઊંડા નહીં ઉતરીએ.

પરન્તુ દરેક કોમ, ટોળી, નાત જાત વગેરેમાં જુદી જુદી રીતભાત રહેણી કરણી વગેરે જુદું જુદું હોય છે. અને તે પાછળ જુદા જુદા કારણો હોય છે.

આપણે આગળ જોઇ ગયા કે મનુષ્ય એ એક સામાજિક પ્રાણી છે. તેનામાં સામાજિકતાની ભૂખ રહેલી હોવાથી તે એક યા બીજા માર્ગ દ્વારા વ્યક્ત કરે છે. તે માટે બાહ્ય કર્મકાંડનું અવલંબન સ્વીકારે છે. આમ પરસ્પરના સંબંધો વિકસાવવામાં રીતરિવાજો, કર્મકાંડ અગત્યનો ભાગ ભજવે

છે. આ દ્વારા કેવળ તે સામાજિકતાની ભૂખ જ સંતોષે છે એટલું જ નહીં પણ તે દ્વારા જીવનનો આનંદ માણે છે. પોતાની ભાવના, ઊર્મિઓ, લાગણી વગેરે પણ વ્યક્ત કરે છે. તેમાંથી રીતરિવાજો અને કર્મકાંડ નિર્માણ થાય છે. એ વર્ષોનાવર્ષો સુધી ચાલ્યા કરે છે વખત જતાં પરિણામે રૂઢિ બને છે. સમય અને જમાનો બદલાતાં તે કર્મકાંડ અને રૂઢિ પાછળના મૂલ્યો બદલાવા છતાં કર્મકાંડ રૂપે ચાલ્યા કરે છે. તેને સમાજ વળગી જ રહે છે તેને જલદી છોડતો નથી. આવા કર્મકાંડ અને રીતરિવાજો જ્યારે શરૂ થયાં હશે ત્યારે તેની અનિવાર્યતા જરૂર હશે. તે પાછળ દૃષ્ટિ, ભાવના અને અનેક મૂલ્યો પડ્યાં હશે. આજે કેટલાંક મૂલ્યો સાવ ઘસાઇ ગયાં છે અને કેટલાંક તો સાવ મૂલ્ય વગરના થતાં વિકૃત સ્વરૂપે હોઈ સમાજ વિકાસને પણ રૂંધનારાં થયા છે. પરંતુ તે જલદી નાબૂદ થતાં નથી.

બાળકના જન્મ પ્રસંગની છઠ્ઠીથી માંડીને તેના લગ્ન સુધીની વિધિઓમાં સામાજિક ભૂખ સંતોષાય છે. આનંદ અને ઉત્સાહ વ્યક્ત થાય છે. સૌ ભેગા મળે છે. સામાજિકતાની ભૂખ સંતોષાય છે. માનસશાસ્ત્રની દ્રષ્ટિએ પણ જોતાં છઠ્ઠીની વિધિથી માતાના મન ઉપર ઘણી સારી અસર થાય છે. તેનું મન પ્રફૂલ્લિત બને છે. તે સૌને મળે છે. તેનું દુઃખ હળવું બને છે. ખાટલામાં એકલવાયા પડી રહી વિચારોને ચકડોળે ચડેલું મન સમાજના સંસર્ગમાં આવતા આનંદ અને પ્રફૂલ્લિતતા તરફ વળે છે. તેની તેના આરોગ્ય ઉપર પણ અસર પડે છે. આ રીતે બીજા અનેક વારતહેવારો તથા વિધિઓમાં આનંદ, પ્રફૂલ્લિતતા, લાગણીઓ, ઉત્સાહ વગેરે વ્યક્ત થાય છે.

બીજી તરફ કેટલાંક સ્વાર્થી હિતોએ આ વિધિઓમાં પોતાની અનિવાર્યતા ઠસાવી કર્મકાંડો પણ વધાર્યા હોય તેમ જણાય છે. એ કર્મકાંડ પાછળ કાંઇક મૂલ્યો એક જમાનામાં હશે આજે નથી. આ વિધિઓ ન કરવાથી અમુક પ્રકારનું અનિષ્ટ આવશે, એવી જે માન્યતાઓ ઠસાવી દેવામાં આવી છે. તે કેટલેક અંશે ખતરનાક છે. આનંદ અને ઉત્સાહ વ્યકત કરવાની સાથે અજ્ઞાનતા અને વહેમે જે જડ ઘાલી છે તે દૂર કરવી જોઈએ.

(૨૭)

વળી કેટલીક ક્રિયાઓ અર્થહીન છે. બાપ મરે તો દાડો કરવો જ જોઇએ. પછી ભલે ઘરમાં કાંઈ ખાવા પણ ન હોય તો પણ દેવું કરીને, યા ઘરબાર વેચીને પણ કરવું જોઇએ એ વસ્તુ માનવ જીવનને છિન્નભિન્નતાના માર્ગે ઘસડી જાય છે.

જો કે બારસુ યા દહાડો કરવો એ એક જમાનામાં અમુક હેતુ માટે જરૂરી ગણાતુ હતું એટલે એ પ્રથા થઇ પણ વખત જતાં તેની જરૂર ન રહી અને તેનું મૂળ કારણ ભૂલી ગયાં છતાં તે એક પ્રકારની રૂઢી થઇ એટલે કરવું પડે છે. અને જો અનિષ્ટને માર્ગે લઇ જાય તો તે કુરૂઢી ગણાવી જોઇએ.

સમાજમાં જે કાંઇ પ્રથાઓ પાડવામાં આવે છે તે તે સમયના સંજો-ગોને આધીન રહી શુભ હેતુ માટે નિર્માણ થયેલી હોય છે. પરિસ્થિતિ બદલાં તો તેના મૂલ્યો બદલાઇ જતાં તે કેવળ હેતુ વગરનાં કર્મકાંડ રૂપે રહે છે. આવું જ ધર્મો અને વિચારસરણીઓનું છે. ધર્મ અને વિચારસરણીના કેવળ બાહ્ય ખોખાં ટકી રહે છે. મૂળ ધર્મ તો ક્યાંનો ક્યાં ચાલ્યો ગયો હોય છે.

સમાજ આ કર્મકાંડને વળગી રહે છે. પરન્તુ પરિસ્થિતિ બદલાતાં તે કેટલીકવાર પોતાને અનુકૂળતા પડે એ રીતના કર્મકાંડમાં ફેરફાર કરીને પણ વળગી રહે છે. રખડતી ભટકતી અને જ્યાં ત્યાં દંગા નાખતી કોમો પોતાના માતાના મઢ સ્થાયી નં રાખતાં એકાદ પોટલામાં બાંધી પોતાના તંબૂ-ઓમાં લટકાવી રાખે છે. વેડવા વાઘરીઓ પણ આમ જ કરે છે. તેનું કારણ પરિસ્થિતિ છે.

રીતરિવાજોમાં પણ એ મુજબ જ કરવામાં આવે છે. લગ્નપ્રસંગે ફૂલેકાં કાઢવાનો રિવાજ છે. પરંતુ ગીરના જંગલોના 'નેસ'માં વસતા માલ-ધારીઓ કેવળ નેસની આજુબાજુ જ આંટો મારી ફૂલેકું કાઢે છે.

ઘંટીયા કોમમાં લગ્નપ્રસંગે બ્રાહ્મણ બોલાવવામાં આવતો નથી. તેમજ વધુ પડતા રીતરિવાજો કરવાનો અવકાશ ન હોવાથી જેમતેમ વિધિ પતાવી લેવામાં આવે છે.

શ્રીમંત અને ઉચ્ચ ગણાતા વર્ગોમાં લગ્નપ્રસંગે આઠ–દસ હજારનો ખર્ચ કરવામાં આવે છે. પછાત કોમો તેની શક્તિ મુજબ બારસો–પચિસોથી વધુ ખર્ચ કરી શકતી નથી. વળી કેટલીક પછાત કોમો લગ્નના જમણમાં લાડુ–ગાંઠીયા કરવાને પણ સમર્થ ન હોવાથી ખીચડી વગેરે રાંધી મિષ્ટાન્ન જમ્યાનો આનંદ માણે છે. આમ અનિવાર્ય પરિસ્થિતિના કારણે તેઓ રીતભાત બદલે છે. આ ઉપરાંત બીજી કોમોની દેખાદેખીથી અને સહવાસથી તેમના રીતભાત તથા રહેણીકરણી પણ અપનાવે છે આમ પરસ્પર સંસ્કૃતિની અસરો પણ થાય છે આ વિધિઓની પાછળના મૂલ્યો ભલે ઘસાઇ ગયાં હોય તો પણ તેને કારણે સૌ હળેમળે છે અને મનુષ્યની સામાજિકતાની ભૂખ સંતોષાય છે. જો કોઇ પણ પ્રકારની એક યા બીજા રૂપે સામાજિકતાની ભૂખ ન સંતોષાય તો માણસનું જીવન શુષ્ક બને છે.

દરેક માણસની વિકાસકક્ષા તથા દષ્ટિ પણ જુદી જુદી હોય છે. કોઇના વિકાસની કક્ષા વર્તમાન જમાનાને અનુરૂપ હોય છે તો કોઇ મધ્યકાલીન યુગના માનવીની વિકાસ ભુમિકા સુધી પણ હોય છે. સુધરેલા સમાજમાં જે લોકો નાતજાત અને રીતરિવાજોમાં ન માનતા હોય તેઓ કલબ, લાયબ્રેરી, વગેરે દ્વારા પોતાના સામાજિક જીવનની ભૂખ સંતોષે છે. તેઓ જૂના રીતરીવાજોમાંથી આનંદ લૂંટવાને સમર્થ હોતા નથી. જ્યારે ગામડાંની યા અન્ય સ્ત્રીઓ અને તે કક્ષાના સૌ કોઇને કલબ અને મીટીંગ અનુકૂળ નથી. તેમના માનસિક વિકાસની ભૂમિકા જોતાં રીતવિાજો તેમની પ્રકૃતિને અનુકૂળ હોય છે અને પ્રસંગોપાત ભેગા થઇ તે દ્વારા સામાજિકતાની ભૂખ સંતોષે છે. એટલે જેને જેમાં શ્રદ્ધા હોય અને જે સાધન અનુકૂળ હોય તે દ્વારા તેને આનંદ લૂંટવા દેવો જોઇએ. તેની ટીકા કરવી ન ઘટે. દરેકને માટે આખા રાષ્ટ્રમાં એક જ પ્રકારનું જીવન લાદી ન શકાય. પરન્તુ તેમના આનંદના સાધનો વગેરે સાત્વિક હોવા જોઇએ. અંધશ્રદ્ધાયુક્ત, કે અજ્ઞાનતા યા પતનને માર્ગે લઇ જનારા ન હોવા જોઇએ. જે સાધનોની વિધિ એ પ્રકારની હોય તેમાંથી જાગૃત કરી તેમને બચાવી લેવા જોઇએ અને જે

ક્રિયાઓ, રીતો, માન્યતાઓમાં તેમના જીવનનું હિત છે તે વધુ રક્ષિત કરી વિકસાવવા જોઇએ.

કેટલીક કોમોમાં ઘણાં સારા શુભ તત્ત્વો પડ્યા હોય છે. ઉપરછલી રીતે વિચારતાં તે હાસ્યજનક લાગે છે પણ ઊંડા ઉતરતાં તેનું રહસ્ય સમજાય છે.

ગીરના જંગલોમાં વસતા માલધારીઓમાં બાળલગ્ન થાય છે. આમ હોવા છતાં તેમના સ્ત્રી પુરુષોના આરોગ્ય ઘણાં સુંદર હોય છે. તેમના જીવનનો હ્રાસ થયેલો જણાતો નથી. જંગલની સંસ્કૃતિ અને વાતાવરણમાં વહેલાં લગ્ન કરવા અનિવાર્ય રહે છે. પરન્તુ આ લગ્ન કેવળ લગ્નવિધિ પૂરતા જ હોય છે બાકી વરકન્યા પુખ્ત ઉંમરના થાય ત્યારે જ તેમનો ઘરસંસાર જોડવામાં આવે છે. પરિણામે જંગલોમાં ભટકતા માલધારીઓમાં પવિત્રતાનું અને નૈતિકતાનું એક ધોરણ જળવાઇ રહેવા પામે છે. કોઇ કોઇની દિકરીઓને ભગાડી જતું નથી. પોતે પરણિત છે એવો ખ્યાલ યુવાનોને પોતાના મનમા રહેતા એક પ્રકારનો સંતોષ રહે છે. વળી પુખ્ત ઉંમરે જ વરકન્યાનો ઘરસંસાર ચાલુ કરવામાં આવતો હોવાથી બાળલગ્નનું અનિષ્ટ પણ પેદા થતું નથી.

ધાર્મિક માન્યતાઓ અને વિશ્વાસની બાબતમાં આ કોમો અનેક દેવદેવીઓમાં વિશ્વાસ ધરાવતી આવી છે અને તે દરેકની કુળ દેવીઓ જુદી જુદી હોય છે. પહેલાંના વખતમાં મનુષ્યની વિકાસ ભૂમિકા જુદી હતી. અને આજે પણ જુદી છે. અને તે રીતે દેવદેવીઓમાં વિશ્વાસ ધરાવતા આવ્યા છે. ઇશ્વર અંગેના ખ્યાલો પણ સૌ સૌની બુદ્ધિની કક્ષાએ જુદા જુદા હોય છે. પરન્તુ તેની પાછળના મૂળભૂત સત્યની કે સાચા આધ્યાત્મિક જ્ઞાનની ખબર તો ગણ્યાગાંઠ્યા સંતો, વિદ્વાનો તથા તત્ત્વજ્ઞાનીઓ સિવાય ભાગ્યે જ બીજાઓને ખબર હોય છે. પરન્તુ તેમના સમજાવેલા ધર્મોના મૂળભૂત તત્ત્વો કે જેમાં માનવતાના કલ્યાણના અનુભવોનો નીચોડ હોય છે, આત્માની ભવ્યતા

અને વિશ્વની એકતાના ખ્યાલો હોય છે તે મૂળભૂત વસ્તુઓ સામાન્ય પ્રજા સમજી શકતી નથી. તે તો માત્ર તે માર્ગે જવા માટેના સાધન તરીકે સૂચવેલા માર્ગોને સમજી તેને અનુસરે છે કે જે અમુક કક્ષાના એટલે કે નીચી કક્ષાના માણસોને ધર્મ અને આધ્યાત્મિક જ્ઞાન મેળવવા માટે કેટલીક વાર અનિવાર્ય હોય છે. આ વિષયમાં શરૂઆત કરનારા માટે કર્મકાંડોની થોડી જરૂરિયાત રહે છે. પરન્તુ તેઓ તે પાછળના મૂળભૂત તત્ત્વોને ન પકડતાં કેવળ કર્મકાંડને જ વળગી રહે છે. સમય બદલાતા તેની પાછળનો ધર્મ અને તત્ત્વતો ક્યાંય ચાલ્યા ગયા હોય છે અને તેમાં અંધશ્રદ્ધા પ્રવેશે છે. પરન્તુ તે અંધશ્રદ્ધાને વળોટી જવાની કે જોવાની શક્તિ સામાન્ય પ્રજામાં હોતી નથી. એ તો પોતાને વારસામાં મળેલા સંસ્કારને જાળવી રાખે છે. બીજી તરફ વર્તમાન યુગમાં એટલે કે વિજ્ઞાનના જમાનામાં આ વસ્તુનું પૃથ્થકરણ કરવામાં આવે છે. બુદ્ધિથી તેને કસવામાં આવે છે. તેમાં કેવળ કર્મકાંડ અને અંધશ્રદ્ધા જ જણાઇ આવે છે. તેમાં ભગવાનના કાંઇ દર્શન થતાં નથી. એટલે ભૌતિક દૃષ્ટિ નિર્માણ થાય છે. અને તેને વધુ સમર્થન મળે છે. આમ ઇશ્વરમાં વિશ્વાસ ધરાવનારા કર્મકાંડને પકડી રાખી અંધશ્રદ્ધામાં ભટકાય છે. ભૌતિકવાદીઓ તેના મૂળભૂત વસ્તુમાં ઊંડા ન ઉતરતાં કેવળ તેમની અંધશ્રદ્ધા અને કર્મકાંડો નિહાળી ભૌતિકવાદમાં ઝંપલાવે છે. તેને તેમાં વિશ્વાસ નથી રહેતો.

વિજ્ઞાન અને ભૌતિકવાદની દલીલો અને પ્રયોગોના પરિણામે સમાજમાં પ્રવર્તતી અંધશ્રદ્ધા અને અજ્ઞાનતાના પડળ ખૂલ્લાં પડે છે. વિચારવંત માણસની આંખ ખુલી જવા પામે છે, ધર્મને નામે પોતે ક્યાં જઇ રહ્યો છે તેનું ભાન થવા પામે છે.

પરન્તુ અભ્યાસ કરતાં જણાય છે કે વિજ્ઞાન અને સાચા ધર્મ વચ્ચે ઘર્ષણ નથી. વિજ્ઞાન બાહ્ય જગતને સ્પર્શે છે. ધર્મ આંતરિક જગતને સ્પર્શે છે. બન્ને પદાર્થ એક જ સત્ય ઘટનાનું પ્રતિપાદન કરે છે. બન્ને એકજ વસ્તુના અલગ અલગ પાસા છે. (Different aspeots of the some

eternal Law) વિજ્ઞાનના નિયમો બુદ્ધિ અને દલીલોથી ઘડાય છે. જ્યારે ધર્મના નિયમો (Introspectively) આંતરજીવન અને આધ્યાત્મિકતાથી ઘડાય છે. આમ બુદ્ધિ અને અંતરજ્ઞાનમાં (Reason and introspec tion માં) તફાવત નથી. પણ સત્ય વસ્તુનું નિરિક્ષણ કરવાના જુદા જુદા સાધનો છે.

ઉપનિષદે બન્ને વસ્તુનું જ્ઞાન પ્રાપ્ત કરવાનું જણાવ્યું છે કે જેમાંના એકના અભાવે આપણી શંકાઓનું નિવારણ નહીં થઇ શકે.

ધર્મ આપણને સત્યના હીરા શોધી આપે છે. વિજ્ઞાન દ્વારા આપણે તેને મૂકવાના બોક્સ તૈયાર કરી હીરાનું રક્ષણ કરી શકીએ છીએ.

ધર્મ એવી કોઇ વસ્તુ પ્રતિપાદન ન કરે કે જે વિજ્ઞાનથી વિરૂદ્ધની હોય અને વિજ્ઞાન તેનું ખંડન કરવા મથે. આ પ્રકારના સુમેળવાળા સિદ્ધાંતોમાં જ સાચો ધર્મ જણાશે. જ્યાં ઘર્ષણ હશે ત્યાં ક્યાંક ભૂલ છે. તે નિશ્ચિત માનવું ઘટે.

હવે આપણે મૂળભૂત વસ્તુ ઉપર આવીએ. આજે હિંદુ કોમો અનેક દેવદેવીઓને માને છે. તેની બાધા માનતા રાખે છે. તેના પુજા પાઠ કરે છે. વિજ્ઞાન તેને અંધશ્રદ્ધા રૂપ ગણે છે. વિજ્ઞાનની વાત સાચી છે. તેમાં શંકા નથી. આ કર્મકાંડો પાછળના મૂળભૂત મૂલ્યો આજે બદલાઇ ગયા છે. તે અજ્ઞાનતાના માર્ગે લઇ જનારા થયા છે. પરન્તુ આજે આ દેવદેવીઓમાં માનનારાઓની માનસિક વિકાસ ભૂમિકાને પણ થોડું લક્ષમાં લઇ વિચારીએ. વિજ્ઞાનની દષ્ટિવાળાને માટે તો કર્મકાંડ તદ્દન નિષ્ક્રિય જ છે. પરન્તુ ગામડામાં વસતા માણસને જાણે અજાણ્યે આ કર્મકાંડ દ્વારા એક પ્રકારનું સાંત્વન મળી રહે છે. વિજ્ઞાનીની માનસિક ભૂમિકાના વિકાસ કરતાં તેના માનસિક વિકાસની ભૂમિકા આ બાબતમાં કયાંય પાછળ હોય છે. કદાસ આની ભૂમિકા મધ્યકાલીન યુગના માણસ જેટલી હોવા સંભવ છે. આફતના સમયે ધૈર્ય, હિંમત વગેરે રાખવું જોઇએ. ગભરાવવું ન જોઇએ. આવા પ્રસંગોમાં વિજ્ઞાની

પોતાના મનોબળથી ધૈર્ય, હિંમત વગેરે ટકાવી રાખવા પ્રયત્ન કરશે. જ્યારે ગામડાંના અથવા આ અભણ માણસોને શાસ્ત્રીય ઢબે તે આવડતું હોતું નથી તે ભગવાનસ્મરણનું અવલંબન લે છે- પ્રભુની ભક્તિ કરે છે. તેના પૂજાપાઠ અને નૈવેદ્ય કરે છે. તેને તેમાં વિશ્વાસ હોય છે. તેને પરિણામે, જાણતા અજાણતાં તેનામાં ધૈર્ય, હિંમત વગેરે વસ્તુ ટકી રહે છે. ભલે તેની ક્રિયાઓ અંધશ્રદ્ધાયુક્ત હોય પરંતુ આ પ્રકારના અવલંબનના કારણે તેને સાંત્વન મળી રહે છે. તેના મનના ભાવો, ભય અને ગભરાટની દિશામાં વળવાને બદલે પ્રભુ આધાર તરફ વળે છે. આમ માનસિક શક્તિઓ ઇશ્વર પરની આ પ્રકારની શ્રદ્ધા અને આશ્રયને લીધે જળવાઇ રહે છે. જો આ બાબતોમાં તેને જાગૃત કરવામાં આવે તો તેને આવા પ્રસંગે નિરાશા જ સાંપડે, કોનું અવલંબન સ્વીકારે ? આવી માન્યતાઓને કારણે આ રીતે તેમને લાભ છે. પરંતુ બીજી તરફ એટલું જ નુકસાન છે. માંદુ માણસ હોય, તેને દવાદારૂની જરૂર હોય પણ ભૂવા ધૂણાવી દોરાધાગા કરે, તે પ્રસંગે તેને પોતાના મનમાં શ્રદ્ધાને કારણે સાંત્વન અને ધૈર્ય રહે, અને માંદા માણસને પણ રહે પરંતુ તેની માંદગીનું શું ? તેના શરીરના વિકારો અને રોગો ઉપર કાંઇ કર્મકાંડોની જરૂર હોતી નથી કે આવી શ્રદ્ધાની અસર થતી નથી. રોગ મોટો હોય તો તે ગુજરી જાય અથવા પીડાય. એટલે આવી અંધશ્રદ્ધાઓથી કેવળ માનસિક રીતે કેટલીકવાર લાભ છે. પરંતુ બીજી તરફ તે અજ્ઞાનતામાં ભટકાવે છે. વળી કેટલીકવાર વહેમી શ્રદ્ધાને કારણે માનસિક ધૈર્યને બદલે ભય નિર્માણ થાય છે. બીજી તરફ તેમને આવી માન્યતાઓમાં વધુ ધસડી જઇ કેટલાક તેમની પાસે વધુ કર્મકાંડ કરાવી ખીસ્સા પણ ખાલી કરાવે છે.

મતલબ કે દેવદેવીઓની પૂજાપાઠમાં શ્રદ્ધા ભલે ધરાવે. તેમની શ્રદ્ધા તોડવાની જરૂર નથી; પણ તેને સાચી દિશામાં વાળવાની જરૂર છે. અંધશ્રદ્ધા, કુરિવાજો, વહેમો કે જેને પરિણામે લાભ થવાને બદલે અનેકગણું નુકસાન થાય છે. તેમાંથી વહેલી તકે ઉગારી લેવા ઘટે.

અહીં અનુસૂચિત કોમો, વિમુક્ત જાતિઓ અને હરિજન જાતિઓના જીવનની રહેણીકરણી વગેરે વિગતવાર આપવા પ્રયત્ન કર્યો છે. વિમુક્ત જાતિઓ પહેલાં ગુન્હાઓ કરતી અને આજે પણ કરે છે. તેમાં મુખ્યત્વે આડોડિયા, ડફેર, મિયાણાં, સંધી, વેડવા વાઘરી, ઘંટીઆ, વગેરેનો સમાવેશ થાય છે. આ લોકો ઘણુંખરું રખડતું જીવન

ગાળતા આવ્યા છે. આ જાતિઓ મૂળે સૌરાષ્ટ્રની વતની નથી. તેઓમાંથી આડોડિયા, ઘંટીઆ, વગેરે તો મારવાડ તરફથી ઉતરી આવ્યા છે. જ્યારે સંધી, મિયાણાં વગેરે સિંધ–કચ્છ વગેરે પ્રદેશોમાંથી સૌરાષ્ટ્રમાં આવ્યા છે. દુષ્કાળના કારણે યા યુદ્ધમાંથી ભાગી છૂટીને અહીં આવી વસ્યા હોય એમ જણાય છે. રજપૂત યુગમાં અનેક યુદ્ધો થતાં. રાણા પ્રતાપ જેવા શૂરવીરો અકબર સાથે લડયા હતા તે સમયે તે પરાજિત થયા પછી જ્યાં સુધી પોતે ફરી જીત ન મેળવે ત્યાં સુધી પોતાની માતૃભુમિમાં પગ ન મૂકવાની યા પોતાના રાજાને મોઢું ન બતાવવાની ટેક રાખતા. આવા પ્રસંગો દરમ્યાન આ સૈન્યો ટોળીવાર જુદા જુદા વિભાગોમાં ભટકતાં. આવી ટોળીઓમાંથી કેટલીક ટોળીઓ અહીં સૌરાષ્ટ્રમાં આવી હોય એમ કેટલાક માને છે. અને તેઓ રખડતું જીવન ગાળતાં. વળી તેઓ સૈનિકો હતા. અને આ રીતનું જીવન અપનાવતાં લૂંટફાટના ધંધા તરફ વળ્યા. વળી કેટલીક જાતિઓ દુષ્કાળને કારણે આ વિભાગ બાજુ આવી વસી, ઘંટી ટાંકવાની મજૂરી વગેરેના ધંધા તરફ વળી અને રખડતું જીવન અપનાવ્યું એમ જણાય છે. મિયાણાં જેવી કોમને કચ્છમાંથી કેટલાક રાજ્યો પોતાના સ્વાર્થી હિતને ખાતર, યા બીજા રાજ્યોની સાથે લડવામાં તેનો ઉપયોગ કરવાની દૃષ્ટિએ લાવ્યા. આમ સૌરાષ્ટ્રભરમાં જુદી જુદી રખડતી જાતિઓ જુદા જુદા કારણે આવીને વસી. વળી અનેક નાના મોટા રાજ્યો હતાં. તેઓને એકબીજા વચ્ચે દુશ્મનાવટો રહેતી અને તેને પરિણામે તેઓ આવી ગુન્હેગાર જાતિઓને પોતાના રાજ્યોમાં આશરો આપી પોતાની પ્રજાને સુરક્ષિત કરતા અને પાડોશના યા દુશ્મન રાજ્યોને રંજાડવામાં આ કોમોનો ઉપયોગ કરતાં. પરિણામે આ કોમોમાં ગુન્હાહિત પ્રવૃત્તિઓ વધુ ખીલી. પણ આજે રાજ્ય વિલિનીકરણ થતાં તે ઉપર અંકુશ આવ્યો. પરંતુ તેઓની ગુન્હાહિત પ્રવૃત્તિઓ તો કેટલેક અંશે ચાલુ છે. તો તે અંગે વિચારતાં પહેલાં ગુન્હાનો મૂળભૂત રીતે થોડો વિચાર કરી લેવો ઘટે.

તાવ આવવો, માથું દુઃખવું, બેચેની થવી વગેરે મુખ્યત્વે તો મેલેરીયા, ન્યુમોનીયા, ઇન્ફ્લુએન્ઝા વગેરે કોઇક રોગોના બાહ્ય ચિન્હો જ હોય છે. તેમ આજે સમાજમાં પ્રવર્તતા ગુન્હા જેવાં કે ચોરી, લુંટફાંટ, ખૂનામરકી વગેરે સમાજરોગના કેવળ બાહ્યચિન્હો જ છે. તે નિર્માણ થવા પાછળ તો અનેક ઊંડા સામાજિક બળો કામ કરી રહ્યાં હોય છે. કોઈ એકાદ બાહ્ય ચિન્હનું એકાંગી અવલોકન કરી રોગનું નિદાન કરવું સરળ નથી. બલ્કે ખોટું નિદાન થવા

પણ સંભવ રહે છે કારણ કે કોઈ એક જ ચિન્હ અમુક ચોક્કસ એક જ રોગમાં જણાય એવું પણ સદા હોતું નથી. માથું દુઃખવું કે બેચેની થવા પાછળ સદા કોઇ એક જ કારણ હોતું નથી. તેના અનેક જુદા જુદા કારણો હોઇ શકે છે. એક વ્યક્તિને માથું કોઇ એક કારણથી દુઃખતું હોય તો વળી બીજાને બીજા જ કોઇ કારણથી દુખવા સંભવ છે. એટલે કે માથાના દર્દના કારણુ જુદા જુદા હોય અને તે માટે તેના માટે કોઇ એક જ પ્રકારના નહીં પણ તેના મૂળ કારણને અનુલક્ષીને ઇલાજ કરવા ઘટે. એક વ્યક્તિ જે કારણથી ચોરી લૂંટફાટના ધંધા તરફ વળી હોય અને તે ચોરી કરતી હોય તેથી કાંઇ જુદા કારણથી બીજી વ્યક્તિ આ પ્રવૃત્તિમાં જોડાઇ હોય. એટલે તે બન્નેની સુધારણાના ઉપાય જુદા જુદા હોવા ઘટે, કેવળ કોઇ બાહ્ય ચિન્હ યા કારણનો એકાંગી વિચાર કરી તેનું નિદાન કરવામાં જોખમ રહેલું છે. બહાર જણાતા જુદાં જુદાં ચિન્હોનું અનેક રીતે અવલોકન કરી તેની પાછળ રહેલા મૂળભૂત રોગને શોધી તેના નિવારણ અર્થે ઉપાય લેવામાં આવે તો જ રોગને જડમૂળથી નાબૂદ કરી શકાય. રોગના કેવળ બાહ્ય ચિન્હોનું અવલોકન કરી તે ચિન્હો નાબૂદ કરવાના ઉપાય કરવાથી કદાચ દવાના જોરે થોડો સમય તે ચિન્હ ન જણાય પણ તેથી કાંઇ મૂળ રોગ નાબૂદ થતો નથી. બલ્કે કેટલીક વખત તે વિકૃત સ્વરૂપ પકડવાનો પણ સંભવ રહે છે. ખાસ રોગને નાબૂદ કરવા જતાં ખુદ રોગીને જાણતાં અજાણતાં નાબૂદ કરી દેવાનો સંભવ રહે છે. લગભગ આવું જ આપણા સમાજમાં કેટલેક અંશે ગુન્હા અંગે થયું છે.

આજે તો આપણે ગુન્હાના મૂળ કારણોની તપાસ ન કરતાં તેનો કેવળ એકાંગી વિચાર કરી તે અટકાવવા પ્રયત્ન કરીએ છીએ. ગુન્હો કરનારને શા માટે ગુન્હો કરવાની ફરજ પડી અને તે પરિસ્થિતિમાંથી તેને મુક્ત કરવા શા ઇલાજો લેવા ઘટે કે જેથી ગુન્હેગારને ફરીથી ગુન્હો કરવાની અનિવાર્યતા ઊભી ન થાય તે દિશામાં આપણે ખાસ વિચારતા આવ્યા નથી. કેવળ બાહ્ય પ્રવૃત્તિઓ અટકાવવાના પ્રયત્નો થતા આવ્યા છે. ચોરી કરવી એ એક ગુન્હો છે. તે ન અટકાવતાં સમાજવ્યવસ્થામાં ભંગ પડે છે. સમાજની સલામતી રક્ષાતી નથી. માટે એ પ્રવૃત્તિ અટકાવવી અનિવાર્ય છે. તેથી ચોરી કરનારને પકડવામાં આવે છે. તેના સમગ્ર જીવનનો અને પરિસ્થિતિનો વિચાર કરવામાં આવતો નથી; પણ તેની ગુન્હાહિત પ્રવૃત્તિનો કેવળ એકાંગી જ વિચાર કરવામાં આવે છે તે ગુન્હાહિત પ્રવૃત્તિ કરતો એટકે તે માટે

તેને દંડ અને સજા કરવામાં આવે છે. આ પ્રકારના બાહ્ય બળ અને ભયને પરિણામે ગુન્હેગાર વ્યક્તિ ગુન્હાહિત પ્રવૃત્તિ છોડી દેશે એવી માન્યતા આમાં ગર્ભિત રહેલી છે. જો કે આ માર્ગ દ્વારા થોડોઘણો અંકૂશ ગુન્હેગાર વ્યક્તિ ઉપર આવે છે, નહીં કે 'ગુન્હા' ઉપર. કદાચ ગુન્હેગાર ભયના કારણે થોડા સમય માટે યા ગુન્હા કરવાની અનિવાર્યતા ન રહેતાં યા કોઇ એવા કારણે ગુન્હા કરતો અટકે; પણ તેથી કાંઇ મૂળભૂત ગુન્હા અટકતા નથી. આમ વ્યક્તિ કેટલેક અંશે ગુન્હા કરતા અટકે છે; પણ તેથી સમાજમાં પ્રવર્તતા મૂળભૂત ગુન્હા અટકતા નથી. તે તો એક યા બીજા સ્વરૂપે ચાલુ જ રહે છે. જ્યાં સુધી મૂળભૂત પરિસ્થિતિમાં સુધારો ન થાય ત્યાં સુધી તે અટકતી નથી. કાયદા અને સજાના જોરે એક ગુન્હેગાર વ્યક્તિ કદાચ અટકે. પરંતુ એ જ પરિસ્થિતિમાં આવી પડનાર બીજી વ્યક્તિ તે ગુન્હો કરે છે. એક ગુન્હેગાર વ્યક્તિની જગ્યાએ બીજી ગુન્હેગાર વ્યક્તિ આવશે. આમ ગુન્હેગાર વ્યક્તિ અટકવા પામે છે. તેના ઉપર અંકૂશ આવે છે. ગુન્હા ઉપર નહીં પરિણામે જાણતા અજાણતા ગુન્હા ખતમ કરવા જતા ગુન્હેગારને ખતમ કરવામાં આવે છે. ગુન્હા તો એક યા બીજા સ્વરૂપે ચાલુ જ રહે છે, એટલે કે ગુન્હો કરવાની અનિવાર્યતા ઊભી ન થાય એવી પરિસ્થિતિ નિર્માણ કરવી જોઇએ. જો કે આ કામ પોલીસતંત્રનું નથી. હાલના સંજોગોમાં તો તેને તેની રીતે જ ગુન્હેગારો સાથે પ્રશ્નો હલ કરવાના રહેશે. તે વિના તેનો છૂટકો નથી. પણ સરકારે તથા સમાજ સેવકોએ આ દૃષ્ટિ અપનાવી માર્ગો શોધવા ઘટે. આડોડિયા, ડફેર વગેરે જાતિઓ ગુન્હા કરતી આવી છે. તેના સંસ્કારમાં ગુન્હા કરવાની પ્રવૃત્તિ પડેલી છે. અને પરિસ્થિતિ તેમને પ્રોત્સાહન આપે છે. એટલે તેમનામાં જાગૃતિ લાવવી ઘટે. તેની નવી પેઢીને આ પ્રકારના સંસ્કારમાંથી ઉગારવા ઘટે. બીજી તરફ તેઓને ગુન્હા કરવાની અનિવાર્યતા ન રહે તેવી પરિસ્થિતિ નિર્માણ કરવી ઘટે. તેમને અનુકૂળ ધંધો રોજગાર આપવા, તથા સ્થાયી વસાવવા વગેરે અનેક કાર્યો ઉપાડવા ઘટે. તેમના જીવનનો ઊંડો અભ્યાસ કરી અનુકૂળ માર્ગો અપનાવવામાં આવે તો જ તેઓ ગુન્હાહિત પ્રવૃત્તિ છોડે તથા સંસ્કારી થાય. આ માટે આપણી સરકાર તો જાગૃત છે. અને આ દિશાઓમાં પ્રયાણ થઇ રહ્યું છે.*

---

*આ પૂર્વભૂમિકા સંશોધન અધિકારીશ્રીએ તૈયાર કરેલ છે.



ગીરના ચારણ બાળકો એના કપડાં, ઘરેણાં અને અવનવી ભાત
ભરેલા કેડિયાં ચિત્રમાં પણ સ્પષ્ટ ભાત પાડે છે



નેસમાં ગોળીમાંથી માખણ ઉતારતી ચારણયાણી

# ચા.....ર.....ણ

**ઇતિહાસ :** વર્ષોથી સૌરાષ્ટ્ર, કચ્છ તથા મારવાડની ભૂમિને પોતાના વીરરસભર્યાં કાવ્યો તથા દોહાથી ડોલવતા આવેલા આ ચારણોનો ઇતિહાસ બીજી પ્રજાઓના ઇતિહાસ કરતાં કાંઇક અનેરી ભાત પાડે છે. તે જોતાં તેમના પ્રત્યે માન અને આદર ભાવ નિર્માણ થાય છે. વેદકાળ, પુરાણો, રામાયણ તથા મહાભારત વગેરેમાં તેમના નામોનો ઉલ્લેખ મળે છે. પરન્તુ તેઓ મૂળે કયાંથી આવ્યા, અને ક્યારે આવ્યા તથા તેના આદિ વંશજો અંગે કાંઇ ખાસ જાણવા મળતું નથી. જો કે કેટલીક જુદી જુદી દંત કથાઓ જોવા મળે છે.

એમ માનવામાં આવે છે કે પૃથુભગવાન આ ચારણોને હિમાલય-માંથી તેલંગ દેશમાં લાવ્યા. પાછળથી કોઇક કારણસર તેલંગ દેશ છોડી તેઓ સૌરાષ્ટ્રમાં આવી વસ્યા. આજે પણ મારવાડના ચારણો સૌરાષ્ટ્રને પોતાની મૂળભૂમિ ગણે છે અને સૌરાષ્ટ્ર ચારણોનું પિયર મનાય છે. ("ચારણો રો પીહર" કહે છે) જ્યારે કેટલાંક કહે છે કે તેઓ પ્રથમ મારવાડમાં આવીને વસ્યા અને પછી તેઓ કચ્છ, મારવાડ તથા ઉત્તર હિંદ બાજુ ફેલાયા. આઠમી સદી સુધી આર્યાવત એમનું વતન હતું તેઓ છુટા છવાયા પથરાયા હતા. કનોજ ફરતી મોટી જાગીરો પણ ખાતા. તે અરસામાં ચારણ જાતિમાં આવડ (ઉબ્બટ)નો જન્મ થયો એ દેવીએ પોતાનું નિવાસસ્થાન રજપૂતાના અને સિંધની સીમાપર બનાવ્યું હતું. તેની શક્તિથી પ્રભાવિત બની ચારણ જાતિએ રજપૂતાનાના પશ્ચિમ ભાગમાં પોતાનો વસવાટ કર્યો અને ત્યાંથી તેઓ ગુજરાત કાઠિયાવાડ અને કચ્છમાં આવી વસ્યા. ઉપરોક્ત આવડ (ઉબ્બટ) દેવી અંગેની એક કથામાં એવું પ્રતિપાદન કરવામાં આવે છે કે તેના પિતાનું નામ મામડ ( મામડિયા ) હતું. આ સમયે સિંધમાં હમીર સુમરાની જાગીર

હતી તેની નજર ઉપરોક્ત ચારણની પુત્રી એટલે આવડ દેવી ઉપર પડી. મામડને કેદમાં નાખ્યો. ચારણોમાં આ વાતની જાણ થતાં ભારે ખળભળાટ મચ્યો તેઓ આવડ દેવીને માતા હીંગરાજનો અવતાર માનતા હતા. આથી ચારણો તથા આવડ દેવી ત્યાંથી નાસી છૂટયા. સૌ ચારણો છૂટા પડયા અને જુદા જુદા સ્થળે વસવાટ કર્યો. વળી આવડ દેવીને બીજી સાત બહેનો હતી તે પણ તેમની સાથે નાસી છૂટી સૌથી નાની બહેન 'ખોડીયાર' હતી તે ભાવનગર બીજુ જઇ વસી. તે પણ દેવીનો અવતાર મનાઇ, આજે પણ ખોડીયાર માતાનું ત્યાં મંદિર છે. અને દેવી તરીકે પૂજાય છે. ઉપર મુજબની માન્યતા પ્રવર્તે છે.

આ ચારણોએ ગમે તે કારણે કચ્છ, સૌરાષ્ટ્ર, ગુજરાત તથા મારવાડમાં જઇ વસવાટ કર્યો. ત્યાંની રીતભાતો તથા જીવનની રહેણીકરણીની તેમના ઉપર અસર પડી પરિણામે એકબીજા ચારણો એકબીજાથી જુદા જણાવા લાગ્યા અને જુદા જુદા નામે ઓળખાતા થયા. મૂળ તેઓમાં નર, ચોરડો, સવો અને અર્ધો તંબુળ એમ સાડાત્રણ વર્ગ ગણાય છે; અને તેમાં સમસ્ત ચારણકોમનો સમાવેશ થયેલો માનવામાં આવે છે. આ વર્ગો કેમ પડ્યા તે અંગેની એક દંતકથા પણ છે કે જે નીચે મુજબ છે.

પૃથુભગવાન જ્યારે હિમાલયમાંથી તેઓને પૃથ્વી ઉપર લાવ્યા ત્યારે તેમની સાથે તેઓ નાદ અને બુંદ નામના ચારણોના બે આદ્ય પુરુષોને પોતાની સાથે લાવ્યા, બુંદે આવીને વેદનો ઉચ્ચાર નાદથી કર્યો ત્યારે ચારણોને ચોથા વેદની ઉપમા મળી

' ચારણ ચોથો વેદ, વણ પઢીયો વાતો કરે
ભાખે આગમ ભેદ, સાચું સોરઠીયો ભણે "

પૃથ્વીલોકમાં પાર્વતીજીના કહેવાથી નરદેવ (બુંદ) નામનો ચારણ નવકુળ નાગની દીકરી "આવડી" સાથે વર્યો અને તેને ચારણોમાં નર, ચોરાડો તથા સવો એમ ત્રણ વર્ગ પાડ્યા. આજે 'મારુ' નામે ઓળખાતો

ચારણ વર્ગ મૂળ 'નર' વર્ગનો મનાય છે અને પરજિયા તથા અન્ય માલધારી ચારણ વર્ગ મૂળ 'ચોરડો' તથા 'સવો' વર્ગના અનુક્રમે મનાય છે. આ વર્ગોને તેઓ 'પહાડા' કહે છે.

વળી દંતકથામાં એમ કહેવાય છે કે આ નરદેવને તથા આવડી ને ઘરવાસમાં ખટરાગ થતાં અધૌં ગર્ભ લઇ તેને તુંબડામાં નાખી તેને દરીઆમાં ફેંકી દીધો એટલે તે તુંબડામાંથી જે ચારણ ઉત્પન્ન થયો તેનું નામ 'તુંબેલ' પડયું અને તે બાળક ગુંગું બોલતું તેથી પેટા શાખા 'ગુંગળા' પડી જો કે આ તુંબડું તરતું તરતું કચ્છના કિનારે ગયું અને તે તુંબડું તે વખતના કચ્છના રાજા રા'દેહળના માણસોના હાથમાં આવ્યું. તેથી તુંબડામાંથી બાળકને કાઢીને તેમની પાસે રાખ્યું અને તેનો વંશ વધારો થયો અને ત્યાં વસ્યા. આ લોકો 'તુંબેલ' તરીકે ઓળખાયા. ત્યાં તેમને જાગીર, ગીરાસો વગેરે મળ્યા, ત્યાર પછી જામરાવળ કચ્છમાંથી આ તુંબેલ ચારણોનું સૈન્ય લઇ આવ્યા અને તેની સાથે આ લોકો વસ્યા. અહીં પણ તેઓને ગીરાસો આપવામાં આવી હતી. આ પ્રમાણે આ દંતકથા પુરી થાય છે.

આ સિવાય ચારણોમાં "અગરબચ્છા" ચારણો હોય છે. તેમના આ વર્ગની ઉત્પત્તિ માટે એક દંતકથા છે. તેમાં કહેવામાં આવે છે કે કચ્છના રાજા લાખાફૂલાણીને ત્યાં બે ચારણભાઇઓ દસોંદી (રાજકવિ) હતા. તેમને ચોવીસ ગામો જીવાઇ માટે આપવામાં આવ્યા હતા. માવલને બાર પુત્ર હતા. તેમાં સૌથી મોટા પુત્રનું નામ કાળો ગોહેંડ હતું. તેને કચ્છના રાજકુંવર સાથે કોઇક વાતમાં મતભેદ પડયો અને બોલાચાલી થઇ. રાજકુંવરે ગોહેડના બાપને કહેવડાવ્યું. આથી તેને તેના પુત્ર ગોહેડને ઠપકો આપ્યો. તે સહન ન થવાથી તે હિજરત કરી કચ્છ છોડી ચાલી નીકળ્યો અને બીજું કચ્છ વસાવવાનું કહેતો ગયો અને તે માટે જે બીજા કેટલાક ચારણો પણ નીકળ્યા તે બધા ચારણો અવરકચ્છા કહેવાયા. તેઓ બરડાના ડુંગરોમાં આવી નેસ નાખી રહ્યા અને પોરબંદરના રાજાના દસોંદી બન્યા. આ રાજકવિને તેમજ રક્ષણ તથા બીજા ઉપયોગી કર્તવ્યો કરવા બદલ રાજ્યભાગમાંથી જે લોકોને દસુમો

ભાગ અપાતો તેને દસોંદી કહેવામાં આવતા એવું માનવામાં આવે. એટલે આ લોકોને પણ રાજ્ય તરફથી દસમો ભાગ આપવામાં આવતો એટલે દસોંદી લેનાર થયા. તે રાજ્યના દસ્‌ંદૂમાં ગણાય. આમ કચ્છ છોડી બીજો કચ્છ વસાવવા નીકળ્યા હોવાને કારણે તેઓ અવરકચ્છા કહેવાયા અને કાળે કરીને તેઓ અગરબચ્છા કહેવાયા એવું માનવામાં આવે છે.

ઉપરોક્ત માવલનો ભાઇ મેંદ જૂનાગઢ પાસે હાલમાં જે મેંદપરૂ છે ત્યાં જઇને માલ સહીત વસ્યો તેમજ કાળા ગોહેડનો નાનો ભાઇ થાનો દ્વારકા પાસે જઇને વસ્યો. તેના વંશજો આજે એ પ્રદેશમાં ગુરગઢ, સોઢીનો નેસ, કુરંગા, મઢી, ગોજીનો નેસ અને ભોગાત વગેરે ગામોમાં વસે છે.

આ લોકોના બારોટો અંગે એવી દંતકથા છે કે માવલ આબાણી ઘણો જ દાનેશ્વરી હતો. તેના પુત્રના લગ્ન વખતે તેણે જાનૈયાઓને ઘણો વખત રોકયા હતા. તે દરમિયાન બ્રાહ્મણોએ લગ્નપ્રસંગે કન્યા બદલી અને બીજી કન્યા સાથે લગ્ન કરાવ્યાં. આમ દગો થવાની ખબર પડતાં ચારણોએ તેમને બળજબરીથી પોતાના ખોરાકપાણીથી વટલાવ્યા. આ લોકોને બીજા બ્રાહ્મણોએ ન અપનાવ્યા તેથી છેવટે તેમને આ લોકોએ તેમના બારોટ બનાવ્યા.

ચારણોમાં વર્ગો શા કારણથી પડયા તથા તેમનામાં બારોટો કઇ રીતે થયા તે અંગેની ઉપર મુજબની દંતકથાઓ જોવા મળે છે તે કેવળ અહીં દંતકથા રૂપે જ આપી છે; પણ યોગ્ય પુરાવા વગર તે સાચી છે એમ માની ન શકાય. પરન્તુ તેની આજુબાજુ કયાંક સત્ય છુપાયેલું હશે અને તેના સહકારથી વધુ સંશોધન થઇ શકે એ હેતુથી એ દંતકથાઓ અહીં મૂકી છે.

ચારણોનું આગમ કયારે અને કેવી રીતે થયું તથા તેઓમાં વર્ગો શા કારણે પડયા તેનો ઇતિહાસ ભલે ન મળતો હોય. ભલે તેમની દંતકથાઓ ગમે તે પૂરવાર કરતી હોય. પરન્તુ તેમના ભવ્ય જીવનનો ઇતિહાસ કદી ભૂલાય તેમ નથી. જંગલોમાં પશુપાલનનો ધંધો કરતી, યા ગામડાંઓમાં ખેતી કરતી

તેમજ પછાત ગણાતી આ કોમ એક સમયે રાજમહેલો તથા રાજદરબારોમાં બિરાજતી હતી.

તેઓની બુદ્ધિમત્તા અને કળાની તથા વ્યક્તિત્ત્વની રાજાઓ ઉપર એવી ઊંડી છાપ પડેલી હતી કે તેમને રાજ દરબારમાં ગમે તે બોલવાની છૂટ રહેતી. તેમની વાણી ઉપર અંકૂશ રાખવામાં આવતો ન હતો તેઓ રાજાઓથી દબાતા ન હતા. હિંમત ભેર જે કહેવું હોય તે કહી દેતા. એકવાર જયપૂર અને જોધપૂરના બન્ને રાજાઓ સાથે બેઠા હતા અને એક ચારણને બન્ને રાજાની સરખામણી કરવાનો રાજાએ હુકમ કર્યો. તેથી ચારણે બન્ને રાજાના હુકમો વિના સંકોચે દોહરામાં ગાયા અને કહ્યું કે બન્ને એક બીજાથી ચઢે તેવા છે. એકે દિકરાનો સંહાર કર્યો છે અને બીજાએ બાપનો સંહાર કર્યો છે.

"પત-જેપૂર જોધન-પત, દોનું થાય ઉથાપ,
કૂરમ માર્યો દિકરો, કમધજ માર્યો બાપ"

પોતાનામાં પડેલી અદ્દભુત કાવ્ય શકિતથી આ લોકોએ રજપૂત રાજાઓના મન જીતી લીધા હતા.

લગભગ ચૌદમી સદીના લોહિયાળ સમયમાં રજપૂત રાજ્યોને વારંવાર અનેક યુદ્ધો લડવા પડતા હતા. તેઓ વીરતા પૂર્વક યુદ્ધોમાં ખપી પણ જતા. આ રીતે મરી અમર બનવામાં પોતાનું ગૌરવ માનતા પરન્તુ એમની આ વીરતાનો ઇતિહાસ ભુલાવો ન જોઇએ એવી તેમની ઝંખના રહેતી. એટલે પોતાનું નામ ઇતિહાસમાં કાયમ રાખવાની તેમને તમન્ના રહેતી. તેમના વંશજોને પોતે કરેલા વીર કૃત્યોની સદા કોઈક ઝાંખી કરાવતા રહે તથા તેમની વીરતા અને પરાક્રમોનો ઇતિહાસ બતાવતા રહે એ તેમની અભિલાષા રહેતી અને તે પૂરી પાડવાની અપેક્ષા તેઓ કવિઓ પાસે રાખતા. આથી તેમને તેઓ રાજદરબારોમાં સારું સ્થાન આપતા તેઓ ચારણોના પરિચયમાં આવ્યા. તેમની કાવ્ય શક્તિથી મુગ્ધ બન્યા. તેઓને રાજદરબારોમાં આશરો આપ્યો. ચારણોએ પણ પોતાની ફરજો બજાવી. તેમના કાવ્યો અને દુહાઓથી રાજદરબારો ડોલી ઊઠતા.

બીજી તરફ રાજાઓ અત્યાર સુધી બ્રાહ્મણો પાસેથી જ્ઞાન મેળવતા, પોતાના બાળકોને કેળવણી આપવા બ્રાહ્મણ ગુરુઓ રાખતા પરન્તુ ચૌદમી સદીના લોહિયાળ કાળમાં અનેક યુદ્ધો આવી પડતા. નાનપણથી જ બીજી યુદ્ધ કળાઓ શીખવી પડતી તથા યુદ્ધોના વાતાવરણમાં બીજું જ્ઞાન મેળવવાનો સમય ન રહેતો. વળી રજપુતોના ખાનપાન સાથે બ્રાહ્મણોને મેળ પણ ન મળતો. આથી તેઓએ આ કાર્ય પણ ચારણોને સોંપ્યું.

ત્યાર પછી તો યુદ્ધ ક્ષેત્રોમાં પણ તેઓ ચારણોને હાજર રાખતા. તેઓ પોતાના વીરરસ ભર્યા કાવ્યોથી સૈન્યોમાં વીરરસ જગાવતા. તે દ્વારા તેઓ સૌમાં એક નવું જોમ નિર્માણ કરતા. નિર્માલ્યને બળ આપતા. તેઓએ વાર્તા કહેવાની પણ અદ્‌ભુત કળા હાથ કરી હતી. તેમાંથી માનવીને પ્રેરણા મળતી તથા બળ મળતુ.

યુદ્ધ ક્ષેત્રમાં ચારણો આ રીતે પોતાનો અમૂલ્ય ફાળો આપતા. પરન્તુ યુદ્ધમાં ચારણો મરાઇ જાય તો રાજાઓની વીરતાની ગાથાઓ કોણ જાળવી રાખે ? અને જો તે યુદ્ધ ક્ષેત્રમાં હાજર ન રહે તો સૈન્યને વીરરસના કાવ્યોથી પાનો કોણ ચઢાવે તથા કદાચ રાજા વીરતાથી મરે તો તેનું દશ્ય જોયા વગર કોણ વર્ણન કરે આ ઉદ્દેશથી ચારણોને એક "રેડક્રોસ" જેવા સ્વીકારવામાં આવ્યા. સૈન્ય લડતા પણ ચારણોને જાન હાની કરવામાં ન આવતી. જો કે સંજોગો વસાત્ ચારણો પણ કેટલીકવાર તલવારો લઇ યુદ્ધમાં ઉતરી જતાં.

શાંતિના સમયમાં દરેકને પ્રિય એવા અનુરાગના પ્રેરક કાવ્યો જોડતા કે જે દેશભરમાં પ્રિય બનતાં. અને યુદ્ધ સમયે વીરરસના કાવ્યો જોડતા. તેમજ દુહાઓને કાવ્ય ઉદ્‌બોધન રૂપે અગર બે વ્યકિતઓના વાર્તાલાપ રૂપે રચતા જો કે તેમના મોટા ભાગના કાવ્યો દુહાઓ રૂપે જ રહેતા.

ચારણોના આ કાવ્યો મુખ્યત્વે કંઠસ્થ હતા. જો તેમણે રચેલા સર્વ કાવ્યોને લેખીત સ્વરૂપમાં સાચવવામાં આવ્યા હોત તો રજપૂત વીરોનો સળંગ ઇતિહાસ મળી આવત.

ચારણોના આવા કર્તવ્યો બદલ રજપૂત રાજાઓ તેમને જીવાઇ માટે પોતાના રાજ્યોમાંથી જાગીરો અને ગીરાસો ભેટ આપતા. પરન્તુ અનેક હુમલા તથા યુદ્ધોને કારણે રાજ્યો વારંવાર બદલાતા રહેતાં. તેથી તેમને મળેલી જીવાઇ માટેના ગામો પણ રાજ્યના નાશ થતાં તે પણ ખાલસા કરવાનો ભય રહેતો હોવાથી તેઓને આ જાગીરો જીવીકા માટે કાયમી આપવામાં આવતી અને તે કદી પણ પાછી નહીં લેવામાં આવે એ શરત પણ કરી આપવામાં આવતી વળી આ રીતે આપવામાં આવતી જાગીરો ખાસ કરીને રાજ્યની સરહદ ઉપરના ભાગમાં જ આપવામાં આવતી એટલે રાજ્ય બદલાય ત્યારે તેઓની જાગીરો રાજ્યનાં અંદરના ભાગમાં ન રહેતાં એક તરફ અલગ રહેતી હોવાથી રજપૂત રાજ્યો એક બીજા ઉપર વિજય મેળવ્યા પછી આ જાગીરોને આંચ કરતાં નહીં કે લૂંટતા નહીં. પરિણામે આ જાગીરો તટસ્થ સીમા (Neutrality zones) તરીકે મનાતી આને કારણે કેટલીકવાર પરાજિત રાજાઓ આ ચારણોનો આશરો લેતા અને ત્યાં સંરક્ષિત થતા. કેટલીકવાર તો પોતાના બાળ બચ્ચાં પણ ચારણોને ભરોસે સોંપી યુદ્ધની તૈયારીઓમાં જતાં. જો તેઓ યુદ્ધમાં મરાતા તો પણ આ ચારણો તેના બાળ બચ્ચાઓને ઉછેરતા. તેમને યુદ્ધની તાલીમ આપતા. તેઓ મોટા થઇ પોતાના બાપના રાજ્યના હક માટે ફરી યુદ્ધે ચઢવાના પણ દાખલાઓ તેમના "દોહાઓ" માંથી મળે છે. એમ કહેવાય છે કે જોધપુર રાજ્ય સ્થાપનાર રાવ ચુડાઈ તે કલાઉ ગામના ચારણને ત્યાં ઉચર્યો હતો.

ચારણોમાં બધા જ કોઈ આ કાવ્યો રચવાનો ધંધો કરતા નહોતા. તેમાંના ઘણા તો ગોપાલનનું અને પશુપાલનનું કામ કરતા. તેમની ગાયો યુદ્ધવીરોને શુદ્ધ ઘી પુરું પાડતી. તેમની ઉછેરના અશ્વો રણસંગ્રામના કામમાં આવતા. આ રીતે તેઓનું કાર્ય સંગ્રામને મદદરૂપ થતું.

આમ ચારણોનો ભવ્ય ઇતિહાસ છે તે પૂરો થયો. જો કે આજે પણ તેમનામાં રહેલી કાવ્યશક્તિ નષ્ટ થઈ નથી. તે તો તેના લોહીમાં જ છે.

આજે ચા રણે માં જોવામાં આવે છે તેમાં ૨૩ શાખ મુખ્ય મનાય છે. (૧) નરા, (૨) ચુંવા (૩) ચોરાડા (૪) અવસુરા (૫) બાટી

(૬) મારૂ (૭) તુંબેલ (૮) વાચા (૯) ઠાકરીઆ (૧૦) મીસણ (૧૧) નૈયા (૧૨) ગાંધણીયા (૧૩) ભાંચળીયા (૧૪) રોડિયા (૧૫) ટપ્પરીયા (૧૬) શીઆળ (૧૭) જાખલા (૧૮) મહેડા (૧૯) રતનુ (૨૦) ફનડા (૨૧) લીલા (૨૨) આસણીયા (૨૩) નાદા.

આ ત્રેવીશ શાખોની કોઇ કોઇ શાખની પેટા શાખ તદ્દન થોડી છે. જ્યારે કોઇ કોઇની તો સિત્તેર એંશી જેટલી પણ છે આમ ચારણોની કુલ પેટા શાખોનો આંકડો લગભગ ૬૨૫ થી ૬૩૦ સુધી છે.

ચારણોની અંદર મારૂ અથવા ગૂજરા, સોરઠીઆ, પરજીઆ અજાપચી, અગરબચ્છા વગેરે ભેદો છે. એ ભેદો પ્રદેશફેર, રહેઠાણ, આચાર વિચારની ભિન્નતા વગેરેને લીધે થયા છે. એક જ શાખના ચારણ મારૂ, સોરઠીઆ, પરજીઆ તથા તુંબેલમાં પણ મળે છે. હવે આપણે તેમના સાંસ્કૃતિક જીવનમાં આવતા પહેલાં ઉપરોકત વર્ગોનો થોડો પરિચય કરી લઇએ.

(૧) **મારૂ ચારણ :** તેઓ મારવાડમાંથી આવેલા અને તેમના કેટલાક રીતરિવાજે બ્રાહ્મણો અને ક્ષત્રિયો જેવા છે. તેઓ સૌરાષ્ટ્રમાં મુખ્યત્વે તો ઝાલાવાડ, હાલાર વગેરે પ્રદેશોમાં વસે છે. છેલ્લાં કેટલાંક દાયકાથી તેમનામાં કેળવણી વધતી જાય છે. એકંદરે તેઓ બીજા ચારણો કરતાં વધારે સુસંસ્કૃત તેમજ વધારે રાજદરબારી અને કેટલાક સરકારી નોકરી કરતા થયા છે. તેઓ સારા વિચારો ધરાવે છે, તેઓનાં નામોની પાછળ 'દાન' શબ્દ વિશેષ લગાડવામાં આવે છે. જેમ કે શંકરદાન, જેઠીદાન, માવદાન, હરદાન, જોગીદાન વગેરે હોય છે તથા સ્ત્રીઓના નામમાં પાછળ 'બાઇ' તથા 'બા' ઉમેરી સંબોધવામાં આવે છે. જેમકે સોનબાઈ, જાનબાઇ, નાનબાઇ, પૂનબાઇ, દેવબાઈ તથા બનુબા, જાઇબા, ફઇબા વગેરે અને બીજી કોમોના લોકો તેમને 'આઇ' તરીકે સંબોધે છે ગુજરાત, સૌરાષ્ટ્ર કચ્છના મારૂ ચારણોનાં હજુ પચીસ-પચાસ વર્ષ પૂર્વે પુર્નલગ્ન ભાગ્યે જ થતું. રજપૂતાનામાં આજે પણ પુર્નલગ્ન થતાં નથી. ઓજલ પડદાનો કડક રિવાજ છે. કાવ્ય કવિતાઓ પણ અધિકતર તેમણે જ રચી છે.

(૨) **સોરઠીઆ ચારણો :** આ કોમમાં પશુપાલનનો ધંધો કરનાર માલધારી સિવાયના તમામ ગીરાસદારો છે. તેમજ જે ખેતી કરે છે તેમને ગામ ગીરાસો પણ હતી હાલમાં બહુ જ થોડી રહી છે. હાલમાં તેઓની આર્થિક સ્થિતિ એકંદરે સારી ન ગણાય. તેઓનો પોષાક ખેડૂત જેવો છે. તેઓ ચોરણો તથા કોટ પહેરે છે. કમરે ભેટ બાંધે છે. તથા માથે આંટીવાળી મોટી પાઘડી બાંધી ગીરાસદારી તથા દરબારી ઠાઠમાં ફરે છે. તે સાહિત્ય અને કાવ્ય રસિક હોય છે. પોતાના દુહાઓથી સૌને ઘડીભર ડોલાવી દેવાની શક્તિ આજે પણ ઘણાં ખરાં ધરાવે છે. જૂના તથા વૃદ્ધ પુરુષો પહેલા ગળામાં રૂદ્રાક્ષની માળા બાંધતા તથા કેડિયાં અને ચોરણી પહેરતાં, સવાર સાંજ માતાની સ્તુતિ કરતાં તથા હરિરસ ગાતા. આજે પણ કેટલાંક જુનવાણી પુરુષો આ પ્રમાણે કરે છે.

માલધારી સોરઠીયા કરતાં ગરાસદારી સોરઠીયાઓની સ્ત્રીઓનો પોષાક પણ જુદો હોય છે. તેઓ પગની પેનીથી તો છેક માથા સુધી ઘૂમટો વાળી શકાય એવો મોટો ચોરસો પહેરે છે. જ્યારે માલધારી સોરઠીઆ ચારણમાં ઘૂમટાની પ્રથા જ નથી. પ્રૌઢ ઉંમરની બાઈઓ જીમી તથા કાઠીઆવાડું ઓઢણું (એટલેકે તે કાળું અને છેડા ઉપર બે કિનારી વાળું ઓઢણું) ઓઢે છે. અને વૃદ્ધ સ્ત્રીઓ ઓઢણાને બદલે ધાબળી ઓઢે છે. બીજું આ ચારણોમાં માત્ર યુવાન વયની જ સ્ત્રીઓ બંગડી તથા ચૂડલી વગેરે પહેરે છે તથા અન્ય ઘરેણાં પહેરે છે પણ પ્રૌઢ થતાં તે કાંઇ પહેરતી નથી. નાની છોકરીઓને માલધારી ચારણોની છોકરીઓની જેમ આંગડી પહેરાવવામાં આવતી નથી.

આ ચારણોમાં મહેમાનો તથા જાનને ખૂબ દિવસ રોકવામાં આવતી. કેટલીકવાર તો માસ દોઢ માસ પણ જાન રોકવામાં આવતી વળી તેમના બારોટો પણ રોકાતા અને તેઓનો ડાયરો બેસાડવામાં આવતો, તેઓ બાપદાદાની પ્રશંસા કરતા અને હજુ કેટલેક અંશે કરે છે. આ ડાયરો પૂરો થયા પછી બારોટોને ભેટમાં કોઇ કપડાં, તો કોઇ પાઘડી તો કોઈ

પૈસા આપતું તો કોઈ ભેંસો આપતું. આમ બારોટોને ઘણી ભેટો અપાતી તેને 'માંડવો વરસાવ્યો' કહેવામાં આવતો. આ કોમમાં કન્યાના પૈસા બહુ લેવામાં આવતા નથી પરંતુ તેને આણામાં ખૂબ જ આપવામાં આવે છે. આ લોકોમાં પુરુષોના નામ પાછળ મુખ્યત્વે 'ભા' તથા 'ભાઈ' લગાડવામાં આવે છે જેમ કે મેરુભા, મનુભા, ગગુભા અને તે ગરાસિયાઓની અસરને પરિણામે હોવા સંભવ છે. આ ઉપરાંત 'ભાઇ' તથા 'દાસ' પણ લગાડવામાં આવે છે. જેમકે પિંગળશીભાઇ તથા જીવાભાઇ તથા 'દાન', 'દાસ' લગાડવામાં આવે છે જેમકે કેસવદાસ વગેરે અને સ્ત્રીઓમાં મારુ ચારણોની જેમ 'બાઇ' તથા 'બા' લગાડવામાં આવે છે. તેઓમાં પુનર્લગ્ન થાય છે. આ લોકો વધુ હાજરજવાબી હોય છે. તેઓની ભાષા ગુજરાતી છે. તેઓ સૌરાષ્ટ્ર સિવાય બીજે ક્યાંય જોવા મળતા નથી.

**પરજિયા ચારણ** : તેઓ સોરઠિયા જેવા જ છે. તેમના રીત-રિવાજો પણ તેમના જેવા જ હોય છે. તેઓમાં માલધારી તથા ગીરાસદારી એમ બન્ને હોય છે. ભાવનગર બાજુ પરજિયા ચારણોને લગભગ ચોવીસેક ગામો ગીરાસમાં મળેલાં છે. જામનગર બાજુ જાંબુડા ગામે આ લોકોના ઘણાં કુટુંબો વસે છે. તે બાજુના મોટા ભાગના માલધારીઓ છે. કેટલાંક ખેતી પણ કરે છે. માલધારી પરજિયા ચારણો ધ્રાંગધ્રા બાજુ થઇને થરપાકર જાય છે અને ત્યાંથી સારા બળદો ખરીદી સૌરાષ્ટ્રમાં લાવી વેચવાનો ધંધો કરે છે અને ભટકતું જીવન ગાળે છે. આ લોકોની બોલી બીજા ચારણો કરતાં જુદી હોય છે. જેમકે 'બીહેજા' એટલે 'બેસી જા'. 'કમણા જવું' એટલે 'કયાં જવું છે' આમ તેમની બોલીમાં થોડો ફરક પડે છે. બાકી તેઓ પગને 'પાદ' કહે છે. આ ઉપરાંત

| | |
|---|---|
| મું = હું. | તીસેં = ત્યાં. |
| મુંહે = મને | ત્યાહેં = તેને |
| મોળો = મારો | યાહેં = એને |
| અમણો = અમારો | યાની = આની |

| | |
|---|---|
| તમણો = તમારો | કી' = શું |
| તુંહે = તને | કેવાનો = શાનો |
| તમું = તમને | ઇદો, ઇયો = આવ્યો |
| તોળો = તારો | ઇદી = આવી |
| આવે ને = આવીને | ગો = ગયો |
| ટાંપે ને = ટાંપીને | દીના = દીધા |
| લે આવ્ય = લાઈ આવ, | હુતો = હતો |
| ઇસે' = આહીં | નસે' = નથી |

વળી વર્તમાન કાળનો પ્રત્યય 'છુ" ને બદલે 'સાં' વાપરે છે જેમકે
જાણું છું = જાણુતો સાં લઉં છું = લેતોસાં

આમ તેમની બોલીમાં થોડો ફરક પડે છે. બાકી બધું લગભગ સરખું જ હોય છે. પણ પોષાકમાં તેઓ ચોરણાને બદલે મુખ્યત્વે મોટા પનાના ઓછાડ જેવું પોતિયું પહેરે છે. તેમાંય તેના આગળના બે છેડા પાછળ લઇ જઈ તેને આગળ ખેંચી કમરે ખોસે છે. તેઓની પાઘડી બમણી લાંબી હોય છે તથા હાથમાં ડાંગ રાખે છે.

આ ચારણો જુની રૂઢીના ખાસ પૂજક છે. તેમણે હજુ સુધી પોતાનો અસલ પોષાક, રીતરિવાજ તથા ભાષા બદલાવ્યા નથી. તેઓમાં પુર્નલગ્ન થાય છે. ઉપરાંત કેટલીક જગ્યાએ તો મામા-ફૂઈના દીકરા દીકરીઓ વચ્ચે સંબંધ જોડવાનો આગ્રહ રાખવામાં આવે છે.

પરણીઓ મરી જતાં તેની સ્ત્રી જે રૂદન કરે છે તેમાં પણ પોતાના પતિને 'માવળાના' કહીને ઉદ્દેશે છે. "મોળા માવળાના" એટલે "મારા મોસાળના પુત્ર".

"એ...તારાં ઢાંકણીનાં ઢાંકેલ છે, મોળા માવળાના!
એ...આપણે નાણુહની માઠય છે, મોળા માવળાના!
એ...મોળા ભીમની ભજાઉં વાળા રે!
એ...મને ચાકરીચોર કહેને, જા મારે મોળા માવળાના!"

આ લોકોનો પશુપાલનનો વ્યવસાય ઉપરાંત પોઠીઆના વાહનનો પણ વ્યવસાય હતો. તેઓ બળદ અને ઘોડાની સોદાગરી પણ કરતા.

આ લોકોમાં નરા, અવસૂરા, ચોરાળ, બાટી, ઠાકરીઆ, ઝાંખતા, ગુઢાપચ, બીતી, આસણીઆ, કેસરીઆ, દેઢા વગેરે શાખ પણ જોવા મળે છે. આ ચારણ પુરુષો 'ભુજંગી' તથા 'રેણુકી' છંદો સારી રીતે ગાય છે તથા સ્ત્રીઓ રાત્રે ભેગી મળી માતાજીની "સરયુ" ગાય છે.

**તુંબેલ ચારણ:–** સિંધના રીતરિવાજ તથા આચારવિચાર અને ભાષા અપનાવવાથી તેઓ બીજા ચારણોથી તદ્દન જુદા તરી આવે છે. તેઓ કચ્છી ભાષા બોલે છે. તેમનો મુખ્ય વ્યવસાય ખેતી છે. તેઓ વધારે લડાયક છે. નવાનગર પાસે તેઓનાં ગામ–ગરાસ છે તેમજ કચ્છમાં પણ તેમની પાસે ગરાસ છે. કાવ્ય કવિતા તેઓ ઓછી જાણે છે. આ લોકો અંગે આપણે કેટલીક બાબતો અગાઉ જોઇ ગયા છીએ.

**નેસાઇ અને અગરબચ્છા ચારણ:–** આ ચારણોના રીતરિવાજોમાં ખાસ ફેર નથી; પણ તેઓ બીજા ચારણોમાં કંઇક નીચા ગણાતા; પણ હવે ગણાતા નથી. તેઓનું નિવાસસ્થાન સ્થાયી હોતું નથી. ખાસ કરીને બરડા તથા ઓખામાં રહે છે. તેઓમાં લગભગ બધા અભણ હોય છે. રીતરિવાજ તથા ખાનપાન બધાથી જુદા તરી આવે છે.

**અજાયચી ચારણ:–** આ વર્ગ ફક્ત નક્કી કરેલા એક રાજા પાસેજ જાચે છે. તેનો નિર્વાહ ચાલે તે માટે રાજ્ય તરફથી જમીન કે ગામગીરાસ પણ આપવામાં આવેલા હોય છે; જેથી બીજે ક્યાંય માંગવા જવાની જરૂર ન રહે.

હવે આપણે માલધારી ચારણ વર્ગ કે જે ગીરમાં વસે છે તે મૂળે સોરઠીયા ચારણ છે. તેના દૈનિક, આર્થિક તથા સાંસ્કૃતિ જીવનમાં આપણે થોડા વધુ ઊંડા ઉતરીએ.

**ગીરના માલધારી ચારણ:–** ચારણ સ્ત્રીઓ તેમના પોષાક ઉપરથી તુરત જ ઓળખાઇ આવે છે. સામાન્ય રીતે તેઓ ધાઘરાને બદલે

લાલ રંગનું તથા નીચે ઘેરા લાલ રંગની કિનારીવાળું લગભગ ત્રણેક હાથ લાંબુ કપડું, છૂટે નહિ એ રીતે કમરે કસ બાંધીને લુંઘીની જેમ વીંટીને પહેરે છે તેને "જીમી" કહેવામાં આવે છે. બદન પર ઘેરા રંગીન કસવાળાં કપડાં અને માથે છીંટ જેવું ઓઢણું અથવા કાળી યા લાલ ધાબળી ઓઢે છે. વૃદ્ધ સ્ત્રીઓ પાછળ કસવાળાં સાદાં કપડાં પહેરે છે જ્યારે જુવાન વહુ–દીકરીઓ ચમકતા મખમલના રાતા યા પીળા પટ્ટાવાળાં કપડાં પહેરે છે. નાની કુંવારી છોકરીઓને રંગીન ઘાઘરી તથા ઓઢણી તથા રંગીન અર્ધી બાંયનું કેડિયું પહેરાવવામાં આવે છે. આ કેડિયાને આંગડી કહેવામાં આવે છે.

ઘરેણામાં સ્ત્રીઓ મુખ્યત્વે રૂપાના વાળાં તથા વેઢલાં, હાથમાં ચાંદીના કરડાં, પગમાં ચાંદીના કડલાં, નાકમાં શીંગડાની બનાવટનો ચુંક જેવો કાળો દાણો, કાનમાં શક્તિ અનુસાર સોના યા ચાંદીના જુમણાં તથા લોળિયાં (ઠોળિયાં) અને ગળામાં ચાંદીની હાંસડી પહેરે છે. જુવાન તેમજ નાની છોકરીઓને પણ પોતાની શક્તિ અનુસાર ઉપરોક્ત ઘરેણાં પહેરાવે છે તથા ગળામાં મોતી તેમજ પથ્થરના ચોરસ પારાની ટૂંકી માળા દરેકને પહેરાવવામાં આવે છે. આ માળાને "સીડ" કહેવામાં આવે છે. આમ આ લોકોની સ્ત્રીઓને ઘરેણાં પહેરવાનો ઘણો શોખ હોય છે અને નાનપણથી જ તેમના બાળકોને પહેરાવે છે. કેટલીકવાર ગરીબીના કારણે સોના–ચાંદીના ઘરેણાં ન પોસાતાં છેવટે પોતાનાં બાળકોના પગમાં એલ્યુમીનિયમના કડાં વગેરે પહેરાવી સંતોષ અને ગર્વ અનુભવે છે. જો કે શહેરોમાં વસતા ચારણોમાં આ વસ્તુ ઓછી થવા પામી છે.

પુરુષોનો પોષાક ગામડાંના ખેડુત–કણબીને કેટલેક અંશે મળતો આવતો હોવા છતા તે તુરત જ જુદો તરી આવે છે. તેઓ સામાન્ય રીતે ચોરણો, કેડિયું પહેરે છે, માથે પાઘડી બાંધે છે, કમરે પછેડીની ભેટ બાંધે છે તથા ગામડાંના ચારણો સહેજ દાઢી વધારેલી રાખે છે. ઘરમાં તેઓ ધોતિયા જેવું પનિયું પહેરે છે અને કેટલીકવાર બહાર પહેરીને પણ ફરે છે. માથે 'મેલખાયુ" પહેરે છે. પગમાં ચાંચવાળા જૂના જોડા પહેરે છે અને

તેઓ કાનમાં સોનાના 'ઠોળિયાં' તથા હાથમાં રૂપાના 'સરલ' પહેરે છે અને બાળકોને ગળામાં "ટૂપીઓ" પહેરાવવામાં આવે છે. ચારણ તથા રબારીના પોષાકમાં ખાસ ફેર ન હોવાથી સામાન્ય માણસને તેઓ જલ્દી ઓળખાતા નથી. પણ રબારીની પાઘડી ચારણ કરતાં પ્રમાણમાં મોટી હોય છે અને આંટી વાળી તથા અંદર કાળી કિનારવાળી હોય છે. જ્યારે ચારણની પાઘડી પ્રમાણમાં નાની તથા આંટીવાળી નહીં પણ પટા વાળી અને અંદર ઘણુંખરું લાલ કિનારવાળી હોય છે.

**ભાષા:**– ચારણી શબ્દો કેટલેક અંશે ગુજરાતી શબ્દોથી જુદા હોઇ તે જલ્દી સમજી શકાતા નથી. વીરરસ જગાડનારા કાવ્યો તથા દુહાઓ બનાવવા માટે તેઓએ આ શબ્દો રચ્યા હતા. અને તે "ડિંગલ" ભાષાના નામે ઓળખાય છે. આ શબ્દોથી કાવ્યો તથા દુહાઓમાં વીરરસ ખૂબ જ ખીલી ઊઠે છે. અને તેનાથી માણસમાં એક પ્રકારનું બળ તથા જુસ્સો નિર્માણ થાય છે. આ શબ્દોનો ઉપયોગ તેમની અંદરો અંદરની વાતચીતોમાં ક્યારેક કરે છે. પરન્તુ સામાન્ય બોલીચાલીમાં તેમની ભાષા તો ગુજરાતી જ છે. જો કે તેમનો બોલવાનો લહેકો જુદી જાતનો હોય છે. ડિંગલ ભાષાની ઉત્પત્તિ અંગે અનેક માન્યતાઓ પ્રવર્તે છે. તે અંગે જુદા જુદા વિદ્વાનોના જુદા જુદા મત મતાંતરો છે તે અંગેનો વિગતવાર ઉલ્લેખ સ્વ. શ્રી ઝવેરચંદ મેઘાણી કૃત "ચારણ અને ચારણી સાહિત્ય"માં આપેલ છે.

ચારણી બોલીના કેટલાંક ઉદાહરણો નીચે મુજબ છે. આ અગાઉ આપણે પરજિયા ચારણોની બોલી તપાસતી સમયે થોડા શબ્દો જોઇ ગયા છીએ.

| ચારણી શબ્દ | | અર્થ |
|---|---|---|
| કીસે | = | ક્યાં |
| આસે | = | અહીંઆ |
| કેથો | = | ક્યાં |
| કીંગા | = | ક્યાં ગયા |

ભણે = બોલે

દશે = આવ્યો

ચારણી બોલીમાં "નો" પ્રત્યયને બદલે "રો" પ્રત્યય લગાડવામાં આવે છે. જેમ કે:-

"દાસ રામરો, પ્રહલ્લાદ જન ભરોસો રામરો દઢ
આઠુ ઇજામરો, ઘનશ્યારો આધાર"

ચારણી શબ્દો તેમના કાવ્યો, છંદ તથા સ્તુતિયોમાં કઇ રીતે વપરાય છે તથા કેવા ભાવ નિર્માણ કરે છે તેના ઉદાહરણ અર્થે ચાલુ જમાનામાં ભુજંગી છંદમાં ગવાતું ઇશ્વર સ્તુતિનું કાવ્ય નીચે મુજબ છે.

"નમો આદ અનાદ, તું હી ભવાની,
તું હી જોગમાયા, તું હી બાફબાની,
તું હી ધર્જ આકાશ, વિ ભુ પ સા રે,
તું હી મોહ માયા, વીસે સુલ્લધારે.
તું હી ચારુ વેદંગ, ખટંગ ભાષ ચીની,
તું હી જ્ઞાન વિજ્ઞાન, મેં સર્વ ભીની,
તું હી વેદ વિદ્યા, ચહુધા પ્રકાશી,
તું હી માત હૈ, એક જ્યોતી સ્વરૂપ,
તું હી કાલ, મહાકાલ, માયા વિહુપંગ,
તું હી ઉદ્ધમેં લોક તિનું ઉપાવે,
તું હી છીન મેં ખાન પાનક ખપાવે."

ગીરના ઘાડાં જંગલોમાં ડુંગરાવોના ઢોળાવો ઉપર આ લોકો પાંચ પંદરના જૂથમાં ઝૂંપડાં બાંધીને રહે છે. આ ઝૂંપડાંઓને "ઝોક" કહેવામાં આવે છે. અને તેમના આ પ્રકારના રહેઠાણોને 'નેસ' કહેવામાં આવે છે. આવા કેટલાંય 'નેસ' છૂટાં છવાયાં આ વિભાગમાં આવેલા છે. પરન્તુ તેમાંના કેટલાંક તદ્દન ખાલી પડયા હોય છે. પોતાના "નેસ"ની આજુબાજુમાંથી

જ્યાં સુધી પોતાના ઢોરઢાંકરને ચરવાં માટે ચારો મળી રહે ત્યાં સુધી તેઓ તેમના નેસમાં રહે છે. પરન્તુ જ્યારે ઘાંસ પાણીની તંગી ઊભી થાય છે ત્યારે તેઓ તેમના નેસ છોડી ગીરના બીજા જે ભાગમાં ઘાસ ચારો હોય ત્યાં ઝૂંપડાં બાંધી થોડા સમય માટે રહે છે. તેમના આ પ્રકારના કામ ચલાઉ વસવાટોને "નેખમ" કહેવામાં આવે છે. અને જ્યારે પોતાના 'નેસ' (આગળના મૂળ વસવાટ) પાસે ઘાંસ ચારો થતાં પાછા ત્યાં ચાલ્યા જાય છે. આ પ્રમાણે ઘાંસચારાની અનુકૂળતાને લક્ષમાં રાખી તેઓ આ રીતે ગીરના પ્રદેશમાં ભટકતું જીવન ગાળતા આવ્યા છે. જ્યારે તેઓ નેસ બદલી બીજાના નેસ પાસે વસી નેખમ બાંધે છે ત્યારે તે સમયે તેઓ પોતાના નેસના ઝૂંપડાં તોડી ન નાખતાં કાયમી ત્યાં એમને એમજ તેને ખાલી પડયા રહેવા દે છે. અને બીજીવાર આવી પાછા તેમાં વસે છે. જંગલમાં ભટકતી સમયે કામ ચલાઉ બાંધેલા 'નેખમ'ના ઝૂંપડાં પણ તોડી કે ઊખેળી ન નાખતા તેને પણ ખાલી જ રહેવા દેવામા આવે છે. અને જ્યારે ફરી જવાનું થાય ત્યારે તેઓ એ જ ઝૂંપડાંઓ મરામત કરી વાપરે છે. જ્યારે તેમણે કોઇ જગ્યાએ નેસ અથવા નેખમ વસાવવા હોય યા ફેરવવા હોય તો તે માટે તેઓએ જંગલ ખાતાને જાણ કરવાની રહે છે. તેમના આ નેસના અલગ અલગ ખાસ નામ હોય છે. જેમ કે **આલાવણી નેસ, કાંસીઆ નેસ, જાંબુથલા નેસ, દેડકડી નેસ, કપુરીઆ નેસ, ભીલગાળા નેસ, ટીંબા નેસ, પીળી પાટ નેસ, સાંઢીયા બેડા નેસ, પીળી પાટ નેસ, નનાવા નેસ, સાયડી નેસ, દુધાળા નેસ** વગેરે રીતે ઓળખાય છે. અને આ નામો કાયમી જ હોય છે તે બદલાવવામાં આવતાં નથી.

તેઓના ઝૂંપડાંઓ સામાન્ય રીતે લંબ ચોરસ આકારના હોય છે. થોડે થોડે અંતરે લાકડાની વળીઓ ઊભી કરી તેની આજુબાજુ જંગલમાંથી સૂકી સોટીઓ જેવા લાકડાના તીતીયા વીણી લાવી દીવાલની જેમ આડશ કરવામાં આવે છે. આવા લાકડાને "આતેડીનાં" લાકડાં કહેવામાં આવે છે. તેને અંદરથી છાણ ગારાથી લીપવામાં આવે છે. તેમાં વચ્ચે



ગીરના રબારીઓના નેસના મહીવલોણાંનું એક દૃશ્ય.



ગીરના રબારીનાં ગૃહજીવનનું એક દૃશ્ય.
સોઝગતી રબારણ પગેથી ઘોડીઆની દોરી પણ ખેંચી રહેલ છે

વચ્ચે લીપણુ ન કરતાં હવા ઉજાસ માટે બાકોરાં રાખવામાં આવે છે. છાપરાં ઉપર સૂકા ખડના ભારા નાખી તે ઉપર સાગ યા ખાખરાના પાન નાખવામાં આવે છે અને તેના ઉપર ફરી સૂકા ખડ નાખવામાં આવે છે. બે ત્રણ વર્ષે તે ન બદલતાં તેના ઉપર બીજું ખડ નાખતા રહે છે. આવા ઝૂંપડાંઓમાં તેઓ જીવન ગુજારતા આવ્યા છે.

દરેક ઝોકમાં (ઝૂંપડામાં) નાની નાની આડેસો ઊભી કરી સગડવતા માટે બે ત્રણ ઓરડાં જેવું બનાવવામાં આવે છે. છેલ્લા ઓરડામાં બે દિવાલોની વચ્ચે એક બાજુ ભીંતને અડોઅડ લાકડાની નાની વળીઓનો ત્રણેક ફૂટ ઊંચો તથા ત્રણેક ફૂટ પહોળો 'ડામચીઓ' બનાવેલો હોય છે. તે ઉપર ગોદડાં ગાદલાં વગેરે ગોઠવવામાં આવે છે. ત્યાં એકાદ ખૂણામાં ઘંટી તથા બીજી તરફ માટીની અનાજ ભરવાની બે ત્રણ કોઠીઓ પડી હોય છે. બીજા એકાદ ઓરડાના ખૂણામાં રસોડું હોય છે. ત્યાં માટીના બનાવેલા બે ત્રણ ચૂલા હોય છે. પાસે ચારેક ફૂટ લાંબી અને અર્ધો પોણો ફૂટ ઊંચી માટીની પેઢલી હોય છે. તે ઉપર રસોઈ માટેના તથા અન્ય વાસણો તેમજ ચીજ વસ્તુઓ પડી રહે છે. તેમાં મુખ્યત્વે તો નાના મોટાં બે પાંચ કાળા માટીના પાટીયા, માટીની તાવડી, કાંસાના ચાર પાંચ છાલીયા તથા એકાદ કથરોટ બેચાર થાળી વગેરે પડયાં હોય છે, તેમજ દહીં દૂધ ભરેલાં મોટા માટલાં પડયા હોય છે. તેઓ કાંસાના જ વાસણો વાપરતા આવ્યા છે. પિત્તળના વાસણો બહુ હોતા નથી પણ દૂધ દોહવાની બે પાંચ તાંબડી અથવા લોટા વગેરે પિત્તળ તથા એલ્યુમિનિયમના હોય છે, જો નાના બાળ બચ્ચાં હોય તો ઘરમાં એકાદ બે ઘોડિયાં લટકતાં હોય છે. આ ઘોડિયાં મુખ્યત્વે તો છતની વળીઓમાં લટકાવવામાં આવે છે. તેના ખોયાં સુતરાઉ કાપડનાં તેમજ કેવળ કંતાનના પણ હોય છે.

બીજા એકાદ ઓરડામાં સૂવા બેસવા માટે એકાદ બે ખાટલી પડી હોય છે. તથા દહીં છાશ વલોવવા માટેની રવાઇ વગેરે પડયું હોય છે. સાથે એકાદ ડાંગ ફરસી જેવા હથિયાર પણ ત્યાં પડયાં હોય છે. આ સિવાય તેઓના ઘરમાં ખાસ રાચરચિલું હોતું નથી.

એકાદ છેલ્લા ઓરડામાં કંઇ ખાસ સાધનો હોતા નથી પણ પ્રસંગોપાત યા વરસાદ વગેરે હોય ત્યારે ત્યાં પોતાના ઢોરઢાંખર બાંધે છે. બાકી તેઓ સામાન્ય રીતે ભેંસો ઘરમાં બાંધતા નથી. તેમજ બહાર પણ બાંધ્યા વગર છૂટી જ રાખે છે. તેમની ભેંસો તોફાની હોય છે. અને જ્યારે જંગલમાંથી ચરીને ઘેર આવે અથવા દોહવાના સમયે તે કપાસિયા ખાવાને ટેવાયેલી હોવાથી સીધી ઝૂંપડાઓમાં આવે છે. અને આ સમયે તે ધૂંવાફૂંઆ થતી ખૂબ જુસ્સામાં ધસી આવતી હોવાથી ઝૂંપડાં પણ તોડી નાખવાનો ભય ઊભો રહે છે. તેથી ઝૂંપડાના રક્ષણ માટે ફળીયામાં ઘરની આગળ ચાર પાંચ ફૂટ જગ્યા છોડી લાકડાંની આડશો બાંધવામાં આવે છે. અને તેને "અલઠાં" કહેવામાં આવે છે. તેમાં લગભગ ત્રણ ચાર ફૂટને અંતરે ત્રણ ચાર ફૂટ ઊંચા લાકડાં ખોડી તે ઉપર મોટા લાંબા લાકડાં આડાં ગોઠવી ઘરના બન્ને છેડા સુધી આ રીતે આડશ કરવામાં આવે છે. માત્ર ઘરના દરવાજા આગળ થોડી જગ્યા ખુલ્લી રાખવામાં આવે છે.

આ ઉપરાંત બહાર ફળિયામાં એકાદ ખૂણે ઢોરને પાણી પાવા માટે લોખંડનું ચાર પાંચ ફૂટ લાંબુ તથા એકાદ ફૂટ ઊંડુ તેમજ એકાદ ફૂટ પહોળુ પાણી ભરેલું વાસણ મૂકવામાં આવે છે. તેમાંથી ઢોર પાણી પીવે છે. વળી એકાદ બાજુ આંગણામાં છાસ વલોવવા તથા માખણ તૈયાર કરવા માટે લોખંડની એકાદ બે મોટી 'ગોળી' પડી હોય છે. છાસ વલોવતી વખતે તે આઘીપાછી ન થયા કરે તે માટે થોડો ખાડો કરી ગોઠવેલી હોય છે. તેમાં રવાઇ ગોઠવી સવારે યા અનુકૂળતાએ છાસ વલોવી માખણ ઉતારવામાં આવે છે. ઘરની બે ત્રણ વ્યક્તિઓ સાથે મળીને સામ સામી રાશ (દોરડી) ખેંચી છાસ વલોવે છે. તથા માખણ ઉતારે છે આ લોકો રવાઈના ઉપરના છેડાને છૂટો રાખે છે. તેને કયાંય બાંધતા નથી.

મુખ્ય ધંધો પશુ પાલનનો હોવાથી તેઓનું રોજીંદુ જીવન પણ તેને અનુરૂપ હોય છે. સ્ત્રી પુરુષો સૌ વહેલાં ઊઠી દાતણ પાણી કરી સૌ સૌના

કામે વળગે છે. સ્ત્રીઓ દળણું દળવા બેસે છે. ઠંડા પહોરમાં જંગલોના વૃક્ષોની ઘટાઓમાંથી પસાર થતો તેમની ઘંટીનો અવાજ અતિ મધૂર લાગે છે. અજવાળું થતાં સ્ત્રીઓ અન્ય ઘર કામકાજમાં પરોવાય છે. પાણી ભરી છાણ વાસીંદા કાઢે છે. કપાસિયા, ખાણ તથા નિરણ પૂરણ તૈયાર કરી દોહવા બેસે છે. જમવાટાણે રસોઈ તૈયાર કરી સૌ સાથે જમવા બેસે છે. એકાદ મોટા પાટલા ઉપર મોટા મોટા જુવાર યા બાજરાના રોટલાની થપ્પી કરી સૌ તેની આજુબાજુ ગોળ કુંડાળામાં ફરતા બેસી રોટલો ખાય છે તે સાથે કાંસાના છાલીયામાં અલગ પીરસેલ શાક તથા દાળ જે કાંઇ હોય તે આનંદથી જમે છે. બપોરે થોડો આરામ કરી વળી કામ કાજે વળગે છે. છાસ વલોવે છે. તથા રસોઇની તૈયારી કરે છે. ઢોર ઘરે આવતાં પહેલાં તેને માટે કપાસિયા તૈયાર કરી રાખે છે. સાંજે વાળું કરી આરામ કરે છે અથવા તો આજુબાજુની સ્ત્રીઓ ભેગી થઇ "સરયું" (માતાના ગીતો) ગાય છે, આખા દિવસ દરમ્યાન નાના બાળકો તેની માતાની આજુબાજુ યા ફળિયામાં રમ્યા કરતા હોય છે તથા નાનું મોટું કામ કરે છે. મોટા બાળકો અન્ય કામકાજમાં મદદ કરતા રહે છે, પુરુષવર્ગ દિવસ દરમ્યાન પશુઓ લઇ જંગલોમાં જાય છે. દસ અગીયાર વાગે આવી ઘરે જમી જાય છે. કયારેક સંજોગોવસાત્ તેઓને ભાત મોકલવામાં આવે તે યા સવારે પોતાની સાથે રોટલા બાંધીને જંગલમાં જાય છે. જો એકાદ ડબ્બો ઘી તૈયાર થયું હોય તો અથવા ચરાવવા કાંઇ ચીજ વસ્તુ ખરીદવી હોય તો તે નજીકના ગામમાં જાય છે. કપાસિયા વગેરે માલ સામાન લાવવા લઇ જવા માટે તેઓ ઘોડા તથા સાંઢિયા રાખે છે. સામાન્ય રીતે દરેક પાસે એકાદ બે સાંઢિયા ઘોડા વગેરે હોય છે. આ તેમનું ૈનિક જીવન છે.

**ભેંસો અને સિંહ :** પશુ પાલનમાં આ લોકો મુખ્યત્વે ભેંસો જ રાખે છે સવારે જંગલોમાં ચરાવવા જતાં પહેલાં તથા દૂધ દોહતાં પહેલાં તેમને કપાસીઆ ખવડાવવામાં આવે છે તેમજ સાંજે ઢોરઢાંખર ચારીને આવે ત્યારે પણ કપાસીઆ ખવડાવવામાં આવે છે. આ સમયે બધી ભેંસો

ધૂંઆફૂંઆ થતી આવે છે અને સીધી ઘરમાં ઘૂસે છે. તે એટલા જુસ્સામાં હોય છે કે ઝૂંપડાંઓની કાચી દીવાલો પણ તોડી નાખે છે. તેનાથી બચવા માટે ઉપર મુજબ મજબૂત લાકડાંઓની આડેશો કરવામાં આવે છે તેથી તે ત્યાં આવીને જ અટકી જાય છે. જો કે આ અંગે આપણે અગાઉ જોઇ ગયા છીએ. જયારે ભેંસો આવે છે ત્યારે આડેશ વચ્ચેના દરવાજામાં ઘરની એકાદ વ્યક્તિ ડાંગ લઇને ઊભી રહે છે. અને ઘરની સ્ત્રીઓ તથા બે ચાર મોટાં બાળકો બશેર અઢીશેર કપાસીઆ ભરેલી કંતાનની જોળીઓ લઇ ભેંસોના મોઢે ટપોટપ બાંધે છે. કંતાનની આ જોળીને "પાવળી" કહેવામાં આવે છે. તેમાંથી ભેંસો કપાસીઆ ખાય છે. ભેંસોના ખાસ નામો હોય છે જેમકે કાળુ, તીલડ, સાંકરી ભૂરી વગેરે. આ પ્રસંગે જેમ જેમ તેના નામ બોલાતા જાય છે તેમ તેમ ભેંસો આવે છે અને છોકરાઓ તેમને કપાસથી ભરેલી પાવાળી બાંધે છે. દરમ્યાન આ લોકો ભેંસ દોહવા બેસે છે. જો ભેંસને પાડુ હોય તો તેને એક આંચળ ધાવવા દે છે. બાકીના ત્રણ આંચળમાંથી દૂધ દોહી લેવામાં આવે છે. આ લોકો ભેંસોને દૂધ દોહતી વખતે બાંધતા નથી તેમજ રાત્રે પણ બાંધતા નથી. રાત્રે તે છૂટી ઘર આંગણે પડી રહે છે. પરન્તુ જો આ લોકો પાસે જો ગાય હોય તો તેને રાત્રે સિંહની બીકને લીધે આંગણામાં રાખેલ લાકડાંના આડેશ ('આલડાં') સાથે બાંધી રાખે છે. જો ગાયને રાત્રે આ રીતે બાંધવામા ન આવે અને રાત્રે સિંહ આવે તો તે ભડકીને ભાગે અને તેમ કરતાં સિંહ તેને પકડી ફાડી ખાય, જો તેને બાંધેલી રાખવામાં આવે તો તે કૂદાકૂદ જ કરે પણ ભાગી જઈ ન શકે. તે દરમ્યાન તો ઘરના માણસો જાગી જાય તેમ જ ભેંસો પણ સિંહનો સામનો કરવા ધસી આવે અને છેવટે સિંહને ભાગી જવું પડે અને ગાય બચી જવા પામે.

અહીંની ભેંસો સિંહથી ડરતી નથી પણ સામનો કરી તેને ભગાડે છે. રાત્રે તેમને છૂટી રાખવામાં આવે છે. જો સિંહ આવી ચઢે તો તે ગાયોની જેમ જુદી જુદી જગ્યાએ ભાગાભાગ ન કરતાં સિંહની સામે એક

સામટી ધસી આવે છે. પરન્તુ એકાદ ભેંસ હોય તો સિંહ તેને પૂરી કરી નાખે છે. જંગલોમાં પણ ભેંસોના જૂથ વચ્ચે સિંહ આવવાની હિંમત કરી શકતો નથી. આજ કારણે અહીંના ચારણો ગાય રાખતા નથી અને જો રાખે તો તો તેને ભેંસોના ટોળામાં જ રાખે છે. જો કે ગાયો પણ ભેંસોના ટોળામાંથી આઘીપાછી ભાગ્યે જ થાય છે. સિંહ ભેંસ કરતાં ગાયને પહેલી પકડવા મથે છે. મુખ્યત્વે તો આ કારણને લીધે જ આ લોકો ગાયો વધુ રાખતા નથી.

## સામાજિક રીતરિવાજો અને તહેવારો

**સીમંત :-** કેટલાંક ચારણોમાં સીમંત પ્રસંગે ખોળો ભરવામાં આવતો પરન્તુ માલધારી તથા સોરઠીઆ ચારણોમાં સાતમે માસે સાસરીઆ પક્ષવાળા તરફથી કન્યા પક્ષને કંકોત્રી લખી તેદ્વારા ખોળો ભરવા અંગેની જાણ કરવામાં આવે છે. કન્યા પક્ષ તરફથી લગભગ પાંચ સાત જણ વરપક્ષને ત્યાં એકાદ બે જોડ કપડાં વગેરે લઇને જાય છે. તેઓને એકાદ દિવસ ત્યાં રોકવામાં આવે છે. સ્નેહીજનો વગેરેને જમાડવામાં આવે છે. કન્યાને હાથમાં નાળિયેર આપી ચાંદલો કરવામાં આવે છે. સ્ત્રીઓ ગીતો ગાય છે. તથા કુળ દેવીને માવતર પક્ષ તરફથી નૈવેદ્ય પણ ધરવામાં આવે છે. આ પ્રસંગે લગભગ પચાસ સાઠ રૂપીઆ સરેરાશ ખર્ચ થાય છે.

સામાન્ય રીતે પહેલી સુવાવડ પિયરમાંજ કરવામાં આવે છે અને પછીની સાસરે કરવામાં આવે છે. સુવાવડ પ્રસંગે દાયણ અથવા સુયાણીને બોલાવવામાં આવે છે અને તે મુખ્યત્વે તેમની જ કોમની હોય છે. બાઇને મુસીબત પડતી હોય તો ઘરગથ્થુ ઉપાયો કરવામાં આવે છે પરન્તુ ડોકટરની સલાહ લેવામાં આવતી નથી. જો કે શહેરમાં વસતા ચારણો અનિવાર્ય સંજોગોમાં ડોકટરનો સહારો લે છે. જેમ બીજી કોમોમાં પુત્રી કરતાં પુત્ર જન્મે તો વધુ હર્ષ થાય છે તેમ આ કોમના માલધારી વર્ગમાં નથી. ઘણું કરીને પુત્ર-પુત્રી બન્ને સરખા મનાય છે. બલકે કેટલાક ભાગોમાં તો દીકરી

જન્મે તો વધુ ખુશાલી માનવામાં આવે છે. પણ ગીરાસદાર ચારણોમાં પુત્ર જન્મથી વધુ આનંદ માનવામાં આવે છે. બાળકના જન્મ પછી છઠ્ઠે દિવસે સૌ સગાંસ્નેહીઓને બોલાવી જમણ કરવામાં આવે છે. તેમાં મિષ્ટાન્ન પણ અપાય છે. ઉના બાજુ ચારણોમાં ઘઉંની ઘુઘરી કરી વહેંચવામાં આવે છે તથા પીપળાનું પાન રાખી ઘીનો દીવો કરવામાં આવે છે. આમ જુદી જુદી જગ્યાએ બાળકની છઠ્ઠી, થોડી જુદી જુદી રીતે ઉજવવામાં આવે છે, અને સગાસ્નેહીઓ તરફથી કેટલીક જગ્યાએ ઝબલું યા કપડું ભેટ આપવામાં આવે છે.

બાળક મહીના સવા મહીનાનું થાય ત્યારે તેની ફોઇ તરફથી તેનું નામ પાડવામાં આવે છે અને તે બદલ ફઇને એકાદ ભેંસ પણ રાજીખુશીથી આપવામાં આવે છે. ઉના તરફ વસતા ચારણોમાં બાળક મોટું થાય ત્યારે બાળમોવાળા ઉતરાવવામાં આવે છે. સગાંસ્નેહીઓને જમણ અપાય છે તથા માતાને નિવેધ ધરવામાં આવે છે.

આ કોમમાં પહેલાં બાળલગ્નનું પ્રમાણ ઘણું જ હતું. બાળક ચાર પાંચ વર્ષનું થાય કે લગ્ન કરી નાખતા. પરન્તુ લગ્ન કર્યા પછી કન્યાને તો તે પુખ્ત વયની થાય ત્યારે જ વળાવતા જો કે કન્યા મોટી થયા પછી ચાર પાંચ વખત કન્યાને થોડા દિવસ માટે સાસરીઆ તેડી જતાં અને પછી તુરત જ કન્યાવાળા તેડી લાવતા. આમ બે ચાર વખત આણાં વળાતાં. પણ કન્યા પુખ્ત વયની થયા પછી જ તેમને સાસરે રાખતા હાલમાં બાળલગ્નો થતાં નથી પણ સગપણો તો આજે પણ નાના વયમાં જ થાય છે.

સામાન્ય રીતે અનુકૂળતાએ આજુબાજુના અમુક 'નેસ' એકજ માસની અમુક તિથિઓ દરમ્યાન જ નક્કી કરી પોત પોતાના દીકરા દીકરીઓ વરાવે પરણાવે છે. આ પ્રથા પહેલેથી જ તેઓમાં ચાલતી આવી છે. આજે તેઓમાં પુખ્ત વયે છોકરા છોકરીઓને પરણાવવામાં આવે છે. આજે કન્યાની ઉંમર સોળથી વીસ અને વરની ઉંમર અઢારથી બાવીસ ત્રેવીસ વર્ષ સુધીની જ હોય છે. જ્યારે કેટલીક જગ્યાએ હજુ બારતેર વર્ષની ઉંમરે લગ્નો થાય છે.

ગાંધર્વ લગ્નો કે પ્રેમલગ્નો થતાં નથી. કેટલાંક ચારણો સિવાય બીજા ચારણોમાં વિધવા બાઇને ઘરઘરણું કરવાની છૂટ હોય છે. કેટલાક ચારણોમાં પહેલા તો તેને ફરજિયાત દેરવટું કરવું પડતું. જો બાઇ વીસ પચ્ચીસ વર્ષની હોય અને દેર દસ બાર વર્ષનો હોય તો પણ દેરવટું કરવામા આવતું. પણ હવે સૌ વડીલોની સંમતિથી કેટલીકવાર બીજે ઘરઘરણું કરવાની છૂટ આપવામાં આવે છે. જો કે કેટલાંકમાં દેરવટાની પ્રથાજ નથી. આ ઘરઘરણું તેના સગા સ્નેહીઓ દ્વારા કોઈ લાયક વિધૂર સાથે ગોઠવી આપવામાં આવે છે. બાઈના આગલા ઘરના સંતાનો ઉપર તેના મૂળ વાલી વારસોનો હક્ક ગણાય છે અને તે તેમને પાળે પોષે છે. કેટલીકવાર સંજોગો અનુસાર એક બીજા પક્ષ સમજુતી કરી બાઇને પોતાની સાથે આગલા ઘરનાં સંતાનોને રાખવાની છૂટ પણ આપવામાં આવે છે. સોરઠીઆ ગીરાસદાર ચારણોમાં ઘરઘરણામાં ઘણાં પૈસા આપવા પડે છે.

સંતાન ન થતાં હોય યા બીજા કોઇ એવા ખાસ કારણો હોય તો પુરુષ બીજી પત્ની કરે છે. પણ એકથી વધુ પત્નીઓ કરવાની પ્રથા નથી. તેમજ એક બીજાની પત્ની યા કુંવારી કન્યાઓ લઇ જઇ લગ્નો કરવામાં આવતા નથી. તેમ કરનાર ગુન્હેગાર ગણાય છે. અને આવા પ્રસંગોમાં માથા ભારે ઝઘડા થવાનો તથા એક બીજાના જાન જવાનો પણ સંભવ રહે છે. જોકે આવા બનાવો ભાગ્યે જ કયારે થાય છે. પરન્તુ વરકન્યાને અણબનાવ થાય ત્યારે નાતપંચ આગળ એકબીજાના લેવડ દેવડના ઝઘડાં પતાવી છૂટાછેડા જાહેર કરવામાં આવે છે. અને ત્યાર પછી જ બીજે સંબંધ બાંધી શકાય છે. પરન્તુ આવા અણબનાવના પણ ખાસ પ્રસંગો બનતા નથી.

વરકન્યાની સગાઇ નાનપણથી જ થતી હોઇ તેમની પસંદગી તો માબાપ જ કરે છે. વર કન્યાનો અભિપ્રાય લેવાનો કે તેમને પસંદગી કરવાની છૂટ આપવા ન આપવાનો પ્રશ્ન જ ઊભો થતો નથી. વળી આજે પણ જેની સગાઇ નાનપણમાં ન થઇ હોય તો તેની સગાઇ પાછળથી મોટે ભાગે થતી જ

નથી. તેને કોઇ કન્યા દેતું નથી. છોકરો હોય કે છોકરી હોય જો તેનું નાની ઉંમરમાં સગપણ ન થયું હોય તો લોકો વહેમાય છે અને કાંઇ ખામી હશે તેમ માની સગપણ ત્યાં ન કરતાં બીજે કરે છે. અને આમ થવાથી દીકરા દીકરીઓ વાંઢા રહી જવાનો યા સગપણ કરવામાં ભારે મુસીબતો પડવાનો ભય રહેતો હોવાથી નાનપણમાં જ સગપણો થાય છે; તે અંગે આપણે આગળ જોઇ ગયા. સગપણ પહેલાં બન્ને પક્ષો વચ્ચે વાત ચીત અગાઉ થાય છે. તેને વચન આપ્યું અથવા બોલ બોલ્યા કહેવામાં આવે છે. ત્યાર પછી વર-પક્ષના બે ચાર માણસો કન્યા પક્ષવાળાને ત્યાં જાય છે. ત્યાં સૌ નાતીલા તથા સગા સ્નેહીઓ ભેગા મળી વાત નક્કી કરે છે. સવા રૂપીયો તથા નાળિયેર કન્યાના હાથમાં આપવામાં આવે છે તથા ચાંદલો કરવામાં આવે છે. દર દાગીનાની લેવડદેવડ થતી નથી. સાગાઇની ખુશાલીમાં સૌ સગાંસ્નેહીઓને ગોળ ધાણા ખવડાવવામ આવે છે. કેટલીક જગ્યાએ સગાઇ પ્રસંગે વરપક્ષ તરફથી કન્યા પક્ષને ૧૨૫) રૂ. આપવામાં આવે છે. નાનપણમાં સગપણ થાય ત્યારે ઉના તરફના ચારણોમાં એક બીજા પક્ષને દૂધ પાવામાં આવે છે તથા કપડાં આપવામાં આવે છે. સગપણ થયા પછી સગાઇ તોડવામાં આવતી નથી. જ્યારે કેટલીક જગ્યાએ નેસની યા નાતની મંજુરી લઇ નાત પંચ મારફત તોડી શકાય છે. કેટલાક ચારણોમા આ પ્રસંગે વેલ તોડનાર પક્ષે ત્રણસોથી પાંચસો રૂપીઆ દંડ પેટે પણ આપવા પડે છે.

બન્ને પક્ષની સગવડતાએ લગ્ન પૂર્વે લગભગ આઠથી પંદર દિવસ પૂર્વે મૂહૂર્ત જોવડાવી લગ્ન તિથિ નક્કી કરવામાં આવે છે. તથા સૌ સગા સ્નેહીઓને કંકોત્રી લખી લગ્નની જાણ કરવામાં આવે છે. સામાન્ય રીતે નેસ દીઠ યા ગામ દીઠ એક જ કંકોત્રી લખવામાં આવે છે. અને તેમાં તે નેસ યા ગામના બધા કુટુંબોના નામની યાદી કરવામાં આવે છે અને ગોર મારફત આ કંકોત્રીઓ ત્યાં મોકલમાં આવે છે.

લગ્ન લખાયા પછી બન્ને પક્ષને ત્યાં લગ્નની પુર્વ તૈયારીઓ થાય છે. ઘર લીપીગુપી શણગારવામાં આવે છે. સગા સ્નેહીઓને બોલાવવામાં

આવે છે. આંગણે તોરણ ચાકળા બાંધવામાં આવે છે. તથા રાત્રે સ્ત્રીઓ પ્રાસંગિક ગીતો ગાય છે. બીજા હિંદુ સમાજોમાં ગવાતાં ગીતો જેવા જ આ ગીતો હોય છે. ગીતો ગાઇ રહ્યા પછી ગોળ કે ખજૂર વગેરે વહેંચી મીઠું મોઢું કરાવવામાં આવે છે. અને આ રીતે લગ્નનો આનંદ માણે છે. લગ્ન તિથિના બે ત્રણ દિવસ અગાઉ માંડવો તથા માણેક સ્થંભ રોપાય છે. તથા ગણેશની સ્થાપના કરવામાં આવે છે. બ્રાહ્મણ વિધિ કરાવે છે તથા વરકન્યાને ત્યાં જ ગણેશ આગળ બેસાડવામાં આવે છે, કેટલીક જગ્યાએ લગ્નને આગલે દિવસે જ માંડવો નાખવામાં આવે છે. તેમાં ચાર થાંભલા ખોડી ઉપર વાંસ અને બાજરાની કડબ વગેરે નાખવામાં આવે છે. ઘણું કરીને બન્ને પક્ષને ત્યાં એક જ દિવસે માંડવો નાખવામાં આવે છે. તેમજ બન્ને પક્ષને ત્યાં લગ્ન અગાઉ ફૂલેકા કાઢવામાં આવે છે. તથા વરકન્યાને પીઠી ચોળવામાં આવે છે. સગાસ્નેહીઓને જમણ પણ આપવામાં આવે છે.

**સામૈયું :–** જાનમાં બન્ને પક્ષની શક્તિનો ખ્યાલ કરી માણસો લાવવામાં આવે છે. સામાન્ય રીતે દસ થી ત્રીસ સુધી માણસો હોય છે. વરરાજા સાથે અણવર હોય છે. કેટલાંક ચારણોમાં સૌથી પ્રથમ જાન ગામના પાદરે આવી ઊભી રહે છે. ત્યા પ્રથમ જાનૈયાઓને જમવા લઇ જવામાં આવે છે તથા વર અને અણવર માટે કન્યાપક્ષ તરફથી પાદરે જમણ લાવવામાં આવે છે. ત્યાર બાદ કન્યાપક્ષ તરફથી વાજતે ગાજતે સામૈયું કરવામાં આવે છે. કેટલાંક ચારણોમાં જાનને અલગ ઉતારે લઈ જવામાં આવે છે અને વરને રસ્તે આવતા કોઇ દેવ મંદિરે પગે લગાડાવી માંડવે લાવવામાં આવે છે. તથા પાંદડું તોડવાનો વિધિ હોય છે. જ્યારે કેટલાક ચારણોમાં જાન તથા વર સૌને સીધા માંડવે લાવી ત્યાં જ ઉતારો આપવામાં આવે છે. વર માંડવે આવે ત્યારે તેને કન્યાની મા તથા ભાભી તરફથી રાખના તેમજ ઘઉંના બબ્બે પડીઆ, કંકુ, ચોખા તેમજ પાણીનો લોટો અને નાળિયેર લાવી વરરાજાને ચાંદલો કરી ચારે દિશામાં ફેરવી તેના માથા ઉપરથી ઉતારી તથા ચારે દિશાએ પડીઆ નાખી વર રાજાને પોંખવામાં આવે છે.

લગ્ન પ્રસંગે વર રાજાને ચોરણી, સુરવાલ તથા માથે પાઘડી અને કમરે ભેટ તથા પાઘડી બાંધી શણગારવામાં આવે છે. તેને ગળામાં વરમાળા વગેરે પણ પહેરાવવામાં આવે છે તથા કન્યાને બને ત્યાં સુધી રેશમી ઘાઘરો તથા કાપડું તથા ચુંદડી પહેરાવવામાં આવે છે વરકન્યા માંડવા નીચે ઉગમણે મુખે બેસાડવામાં આવે છે. ગીરમાં માલધારી ચારણોમાં કન્યાને આ પ્રસંગે પણ ઘૂમટો કઢાવવામાં આવતો નથી જ્યારે અન્ય ગીરાસદાર ચારણોમાં માથાથી તો પગની પેની સુધીનો ઘુંમટો કઢાવી બેસાડવામાં આવે છે.

માયરા પ્રસંગે બ્રાહ્મણ તેના મંતર જંતર અને હોમ હવનની ક્રિયા કરે છે, જવ તલ તથા ઘી હોમે છે. હસ્ત મેળાપ કરાવે છે. ( કેટલાક ચારણોમાં માયરાનો રિવાજ હોતો નથી ) ત્યાર પછી ફેરા ફેરવવામાં આવે છે. પ્રથમ ત્રણ ફેરે વર આગળ હોય છે અને ચોથે ફેરે કન્યા આગળ હોય છે. ફેરા ફર્યા પછી વર કન્યાને માંડવા નીચે એક બીજાને કંસાર ખવડાવે છે. તેમાં એક બીજાની થાળીમાં કોળિયા મૂકવામાં આવે છે. સામસામાં મોઢામાં નહીં.

આ ક્રિયા પૂરી થયે લગ્ન વિધિ મનાય છે. આ વિધિ રાત્રે જ ગોઠવવામાં આવે છે. લગ્ન વિધિ દરમ્યાન વરરાજાને મૌન પાળવાનું હોય અને અણવર તેની પાસે જ બેસી રહે છે.

કેટલાક ચારણોમાં આ વિધિ પત્યા પછી વર કન્યાને કોડાકોડી પણ રમાડવામાં આવે છે. સ્ત્રી તે સમયે ફટાણાં બોલે છે.

બીજી તરફ માંડવા નીચે આ સમયે સૌ ભેગા મળે છે. કન્યાના માવતર તરફથી પોતાની શક્તિ અનુસાર કન્યાદાન આપવામાં આવે છે. તેમજ અન્ય સગાંસ્નેહીઓ તરફથી હાથગરણું આપવામાં આવે છે.

સામાન્ય રીતે આ કોમમાં ત્રણચાર દિવસ જાન રોકવામાં આવે જમણમાં લાપશી, શીરો, કંસાર, ખીચડી વગેરે જમાડવામાં આવે છે તેમજ ચણાના લોટનાં મુઠિયાં તળી, તેને ખાંડી, તેને ખાંડની ચાસણીમાં નાખી તેના લાડુ બનાવવામાં આવે છે. તેને ખાંડના લાડુ કહે છે અને તે જમણમાં વિશેષ પીરસાય છે.

ગીરાસદાર ચારણોમાં જાનને મહીનો-દોઢમહીનો રોકતા, બારોટો બોલાવતા, ડાયરા જમાવતા તથા માંડવો વરસાવતા. હવે એ ઘણું ઓછું થઇ ગયું છે.

બાળલગ્નો થતાં ત્યારે તેમજ ગીર બાજુના ચારણોમાં આજે પણ જાન વળાવતી વખતે કન્યાને ઘર આગળથી :વર સાથે કન્યાને ગાડામાં વળાવવામાં આવે છે અને ગામને ઝાંપેથી કન્યાને ઉતારી ઘરે તેડી લાવવામાં આવે છે અને જાન પોતાને ઘેર કન્યા લીધા વગર જ જાય છે અને કન્યા મોટી થયા બાદ અથવા એકાદ બે વર્ષ બાદ જ કન્યાને સાસરે કાયમ માટે વળાવવામાં આવે છે. તે દરમ્યાન વારતહેવારે યા પ્રસંગોપાત વર્ષમાં બેત્રણ વાર વરપક્ષ તરફથી કન્યાને બેચાર દિવસ માટે તેડી જવામાં આવે છે અને કન્યાપક્ષવાળા તેને તુરત જ પાછી તેડી લાવે છે. આ પ્રમાણે બેત્રણ વાર આણું વળાવવામાં આવે છે. આ આણું વળાવતી સમયે કન્યાના માબાપ કન્યાને પોતાની શક્તિ અનુસાર આણામાં ચીજવસ્તુ યા રોકડ નાણું આપે છે. આ આણાં વહેલાંમોડાં વળાવવામાં કેટલીકવાર બન્ને પક્ષમાં ગેરસમજૂતીઓ તથા ઝઘડાં પણ ઊભા થાય છે અને એકબીજાને ખોટું લાગે છે તથા ક્યારેક એકબીજાના વ્યવહાર પણ તૂટતા હતા. જો કે આજે આવું વિશેષ પ્રમાણમાં બનતું નથી.

કેટલાક ચારણોમાં કન્યાને જાન સાથે તુરત જ વળાવવામાં આવે છે. ઘેર આવ્યા પછી તેમને પોંખવામાં આવે છે તથા કુળદેવીને નૈવેદ્ય ધરી મીંઢોળ તથા છેડાછેડી છોડવામાં આવે છે, તેમજ સ્નેહીજનોને જમાડવામાં આવે છે.

સામાન્ય રીતે લગ્નોમાં વરપક્ષને સાતસોથી આઠસો અને કન્યાપક્ષને પાંચસોથી સાતસોનો ખર્ચ થાય છે. જોકે સારી સ્થિતિવાળાઓ વધુ ખર્ચ કરે છે.

[૬૭]

મૃત્યુ:- મરનારના શબને અગ્નિદાહ દેવામાં આવે છે. મૃત્યુ થવાનું હોય ત્યારે ખાસ કરીને સારી સ્થિતિના તથા ગીરાસદાર યા ખેડૂત ચારણોમાં ઘીનો દીવો કરવામાં આવે છે. મરનારના મોંમાં ગંગાજળ આપવામાં આવે છે, રામનું નામ લેવામાં આવે છે, ગીતાનું વાચન થાય છે તથા શક્તિ અનુસાર દાનપુણ્ય કરવામાં આવે છે. પારેવાને જુવાર વગેરેના દાણાં નાખવામાં આવે છે. પરન્તુ માલધારી ચારણોમાં ઉપર મુજબ ખાસ કાંઇ કરવામાં આવતું નથી. મૃત્યુ થયા પછી મરદાંને બહાર કાઢવામાં આવે છે. સૌ સગા સ્નેહીઓને બોલાવવામાં આવે છે. મૃતદેહની છાતી ઉપર ખાંડનો લાડવો મૂકવાની પણ પ્રથા છે. મૃતદેહ ઉપર કફન નાખી કાચા સૂતરથી નનામી સાથે બાંધવામાં આવે છે. તથા તેના ચારે ખુંણે ચાર નાળિયેર બાંધી શ્મશાને લઇ જવામાં આવે છે. સ્ત્રીઓ ગામના ઝાંપા સુધી રોકકળ કરતી જાય છે. અને પછી સ્નાન કરવા જાય છે. શ્મશાને મૃતદેહને નવડાવવાણું આવે છે. તથા તેનું માથું ઉત્તર દિશામાં રાખી ચિતા ઉપર ગોઠવવામાં આવે છે. મરનારનો દિકરો યા વારસ તેને જમણે પગે આગ મૂકી સળગાવે છે. મૃતદેહ બળી રહ્યા પછી નાહીધોઇને સૌ ડાઘુઓ પાછા ફરે છે.

મૃત્યુ થયા પછી મરનારની પત્ની જો હયાત હોય તો તેને તેના માવતર પક્ષ તરફથી પોત પહેરાવવામાં આવે છે. તથા કાળાં કપડાં પહેરી તે શોક પાળે છે.

મૃત્યુ થયાને ત્રીજે દિવસે મરનારની ટાઢી ઠારવામાં આવે છે. શ્મશાને જઇ તેની રાખમાંથી ફૂલ વીણી અનુકુળતાએ જૂનાગઢમાં આવેલા દામોદર કુંડમાં પધરાવવામાં આવે છે.

બારમે દિવસે શ્મશાને જઇ વાળ ઉતરાવવામાં આવે છે. તથા સગા સ્નેહિઓને જમણ આપી બારમું કરવામાં આવે છે. લગભગ સવા માસ સુધી શોક પાળવામાં આવે છે. તે દરમ્યાન સારાં પકવાન વગેરે રાંધવામાં આવતું નથી અને ભાદરવા માસમાં શ્રાદ્ધ કરવામાં આવે છે.

સાપ કરડે, અકસ્માત થાય, ધીંગાણું કે યુદ્ધમાં મરે તો તે માણસની ખાંભી કરવામાં આવે છે. તેને 'સૂરાપૂરા' કહેવામાં આવે છે. દર અઢી વર્ષે તેના વંશવારસો તેને પૂજે છે. ચોખા નાળિયેર, સિંદૂર નૈવેદ્ય ધરે છે. આ સુરાપૂરાના ભૂવા પણ અલગ હોય છે. આ રીતે આ કોમમાં વીરપૂજા કરવામાં આવે છે.

**ધાર્મિક માન્યતાઓ અને વિશ્વાસ :** આ લોકો અનેક દેવ દેવીઓમાં વિશ્વાસ ધરાવતા આવ્યા છે. તેમાં મુખ્યત્વે આવડ, હોલ, બીજ-બાઈ, ચાંપબાઇ, વરવડી, ખોડીઆર, બલાળદે, બૂટ, બેચરાજી, કાગબાઇ, કરણીજી, પીઠડ, મોગલ, રવારાઈ, આશાપુરી, નાગબાઇ વગેરેનો સમાવેશ થાય છે. તેઓમાં સૌ સૌની કૂળ દેવીઓ જુદી જુદી હોય છે. અને પ્રસંગોપાત તેને પુજે છે તથા નૈવેદ્ય ધરે છે. કેટલાક ચારણ ભવાની માતાને વધુ માને છે. દેવોમાં તેઓ મુખ્યત્વે વાછરાદાદા દેવને વિશેષ માને છે, તુંબેલ ચારણોનો કેટલોક વર્ગ રામદેવ પીરને પણ માને છે.

ઘરમાં કોઈ માંદુ થાય ત્યારે માતાના ભુવાને બોલાવી દાણા જોવડાવવામાં આવે છે. અને ભુવાના કહ્યા પ્રમાણે દોરા ધાગા બાંધે છે. બાધા રાખે છે યા માનતા રાખે છે. બાધાને તેઓ "આખડી" કહે છે સફળતા મળ્યા બાદ "આખડી" (બાધા) છોડે છે. અને માનતા રાખી હોય તો તે મુજબ નૈવેદ્ય વગેરે કરે છે,

દરેક કુટુંબમાં એકાદ વડીલ સ્ત્રી તથા પુરુષ કે જેને ભૂવાએ પસંદ કરીને કહ્યું હોય તે આખા કુટુંબના બદલ પોતે પોતાના હાથમાં ચાંદીના "સરલ" પહેરે છે. અને તે પણ "આખડી" (બાધા માનતાના) 'સરલ' કહેવાય છે. તે ન બાંધવાથી કુટુંબમાં ભારે નુકસાન થાશે યા કોઈ ગાંડુ થઈ જશે એમ તેઓ માનતા હોય છે. વળી પુરુષની જેમ ઉપરોક્ત માન્યતાને લીધે ઘરમાંથી એકાદ વડીલ સ્ત્રી પણ ભુવાના કહ્યા પછી કાયમ માટે પોતાના બન્ને પગે ઊનના દોરા બાંધે છે. અને તેને "દેવના દોરા" કહેવામાં આવે છે.

જો પોતાના કુટુંબમાં કોઇ સુરાપુરા થઇ ગયા હોય તો તેઓ ગળામાં તેની મૂર્તિનું "ચગદુ" પણ બાંધે છે. વળી આ લોકો ભૂતપ્રેત વગેરેના વળગાડમાં તથા બીજા અનેક વહેમોમાં માનતા હોય છે.

બીજી કોમો કરતાં આ લોકોને દેવદેવીઓમાં વિશેષ શ્રદ્ધા હોય છે. વળી બીજા વર્ગોમાં પુજાતી કેટલીક દેવદેવીઓ તેમજ ક્ષત્રિયોની બધી જ કુળ દેવીઓ ચારણ માતાઓ જ છે જેમકે ખોડિયાર, બેચરાજી વગેરે માતાઓ ચારણ કોમમાં થઇ ગયેલી છે એમ મનાય છે.

**ગીરના ચારણોનું આર્થિક જીવન:-** પશુપાલનમાં પણ મુખ્યત્વે લોકો ભેંસો જ રાખી દૂધ ઘીના ઉત્પાદનનો વ્યવસાય કરતા હોય છે. ગાય તો કોઇક જ પાળે છે. મોટા ભાગના લોકો પાસે તો પાંચથી વીસેક ભેંસો જ હોય છે. બહુ જ થોડા પાસે જ ચાળીસપચાસ ભેંસો હોય છે. કેટલાંક પાસે તો એકાદ બે જ ભેંસ હોય છે અને તેમાંથી તેઓ જીવન-નિર્વાહ ચલાવે છે. આ લોકોની ભેંસો એકંદરે બીજી ભેંસો કરતાં સશક્ત હોય છે અને ટંકે સરેરાશ આઠશેરથી બારશેર દૂધ આપતી; પણ હવે આ લોકો તેની પહેલા જેટલી સંભાળ રાખતા નથી તેમજ તેને પૂરતો ખોરાક આપતા નથી યા તો આપી શકતા નથી અને તેનું મૂળ કારણ ગરીબી છે અને ગરીબીનું કારણ કેટલેક અંશે અજ્ઞાનતા તથા બિનઆવડત છે; પણ મુખ્ય કારણ શોષણ છે. તેઓ વેપારીઓના શોષણના વિષચક્રમાં ફસાયેલા છે. તેની જાળમાંથી તેઓ છટકી શકતા નથથી. તેમની મહેનત તથા પસી-નાનો રોટલો તેઓ ખાવા પામતા નથી; પણ તેનાથી શાહુકારોના બાળકોના પેટ ભરાય છે. જંગલો ને ડુંગરોમાં નિરંતર ભટકવું, સિંહની ગર્જનાના ફફડાટમાં જીવવું, ગમે તેવા ટાઢ, તડકા, વરસાદ અને પવન ખમવા, છાશ વલોવી માખણ તૈયાર કરી કાંડા દુખવવાં, છતાં પરિણામે એની એ જ હાલત.

તેઓ છાસ વલોવી માખણ કાઢી તેમાંથી રોજે રોજે ઘી તયાર કરી એકાદ વાસણમાં ભેગું કરે છે. લગભગ ચાર પાંચ કે આઠેક દિવસે

જ્યારે મણ દોઢ મણ ઘી થાય ત્યારે તે નજીકના શહેર યા ગામમાં જઈ વેચે છે. આ સમયે વેપારી તોલમાં પહેલેથી જ ઘટના વળતર પેટે શેર બશેર ઘી કાપે છે. એટલે એકાદ મણ ઘી તોલવું હોય તો બેતાલીશ શેર ઘી જ લે. કારણ કે તેથી વધઘટ ન થાય. એટલે મણ ઘી આપતી વખતે તેમા બેત્રણ શેર ઘી ઘટના હિસાબે વેપારીને વધુ આપવાની પ્રથા જ પડી ગઇ છે. આ રીતે શેર બશેર ઘીની તો માલધારીને પ્રથમ જ ખોટ જાય છે. વળી તોલ માપ કરતી વખતે દગો ફટકો કરે છે. મોટા ભાગના માલધારીને આમાં કંઇ ખબર પડતી હોતી નથી આર્થિક જીવનની આ કરુણ ગાથા છે. તે જોતાં રૂંવાડાં ઊભાં થાય છે. પરન્તુ ગિરના જંગલોમાં વસતા તમામ માલધારીની આ સ્થિતિ નથી. આર્થિક રીતે અવલોકન કરતાં તેમાં ત્રણ પ્રકાર સ્પષ્ટપણે જણાઇ આવે છે. એક વર્ગ પાસે ચાલીસ પચાસ કે સાઠ ભેંસો સુધી માલ હોય છે. તેમની સ્થિતિ સારી હોય છે. તેઓ સુખી હોય છે. પણ તેમની સંખ્યા તો ઘણી જ જૂજ હોય છે. બીજો વર્ગ તે મધ્યમ વર્ગ છે તેની પાસે આઠથી વીસ બાવીસ ભેંસો હોય છે. તે સરળતાથી પોતાનો જીવન-નિર્વાહ ચલાવવાને સમર્થ હોય છે. પણ તે શાહુકારોના શોષણ ચક્રમાં ફસાયેલો છે તેની કમાણી તેના ઘરમાં રહેતી નથી પણ શાહુકારોના ઘરમાં જાય છે. સારી સ્થિતિ હોવા છતાં તેનો રસકસ બીજાને ફાળે જાય છે આમ તે આર્થિક શોષણના વમળમાં તણાયેલો હોઈ આર્થિક રીતે પોતે સદ્ધર નથી. આ પ્રકારના લોકોની સંખ્યા ઠીક ઠીક છે. ત્રીજો વર્ગ તે તદ્દન ખરાબ આર્થિક હાલતવાળાનો છે. એકાદ વિધવા બાઇ હોય, અથવા એકલદોકલ વૃદ્ધ કુટુંબ હોય યા સમૃદ્ધ હોય પણ દેવામાં ફસાયેલો હોય, બીજી તરફ તેની પાસે પૂરતા ઢોર ઢાંખર ન હોય તેમાંથી ગુજરાન પુરતુ પણ મળી રહેતું ન હોય આવી સ્થિતિના લોકોની સંખ્યા પણ ઠીક ઠીક છે.

**ઉન્નતિના માર્ગો :** માલધારી લોકોની ઉન્નતિ કરવા સરકાર પોતાથી બનતા પ્રયત્નો કરી રહી છે. તથા માલધારી સંઘ તે દિશામાં કામ કરી રહ્યો છે. પરન્તુ ગીરના ચારણ માલધારીઓનો પ્રશ્ન કાંઈક બીજી રીતે

વિચારવો પડશે. તેમને શોષણના ચક્રમાંથી વહેલી તકે છોડવવાના ઉપાયો હાથ નહીં ધરવામાં આવે તો તેમને માટે કરવામાં આવેલા બધા પ્રયત્નો એળે જવાનો સંભવ છે. તેની કમાણી છેવટે તો સાહુકારોને ત્યાં જ વહ્યા કરવાની.

ઘીના સારાં બજાર ભાવો તેમને મળી રહે તે માટે સારા બજારમાં વેચી આપવાની સગવડતા કરી આપવી ઘટે. આ માટે સહકારી મંડળીઓ વધુ અનુકૂળ રહે પરન્તુ તે મંડળીઓ એવા પ્રકારની હોવી જોઇએ કે તેમને અનેક લાંબી ટૂંકી કાગળિયાની વિધિયોમાં અટવાયા ન કરવું પડે, અથવા કોઈ ખાનગી, યા અર્ધસરકારી સંસ્થા દ્વારા આવા ઘી વેચાણોની વ્યવસ્થા કરી આપવી ઘટે તે સાથે બીજી તરફ તેની કેવળ સ્થાવર મિલ્કત ઉપરની ક્રેડિટની દૃષ્ટિએ નહી પણ જીવનનિર્વાહની દૃષ્ટિને લક્ષમાં રાખીને અનાજ, કાપડ, કપાસ તથા બીજાં પ્રાથમિક જીવનનિર્વાહના સાધનો પુરા પાડવાની સરળ જોગવાઇ ઊભી કરવી ઘટે. નહિતર તે તો વેપારીના ભરોસે રહે છે અને તે જેટલું માપ કહે તે સાચું સમજી કબૂલ રાખે છે. એટલે આ પ્રસંગે પણ બીજા ત્રણ શેર ચાર શેર ઘીનો ગોટાળો કરવામાં આવે છે. આ ઘી આપવા બદલ રોકડ નાણાં ચૂકવવામાં આવતા નથી. પણ લેવડદેવડના હિસાબો પેટે વાળવામાં આવે છે. એટલે કે માલધારીઓ આ વેપારીઓ સાથે એ જ વસ્તુની લેવડ-દેવડનો વ્યવહાર રાખતા આવ્યા છે. તેમને ત્યાંથી ઢોરને ખવડાવવાના કપા-સિયા ખરીદે છે. તથા જરૂર પૂરતું અનાજ કાપડ ખરીદે છે. તે પેટે ઘીના પૈસા વસૂલ યા જમા કરે છે. વળી આ કપાસિયા તથા અનાજ વગેરેના ભાવોમાં પણ વેપારીઓ ગોટાળો કરે છે બજારભાવથી ત્રણ ચાર રૂપીઆ વધારે જ માંડે છે. અને માલધારીને તેની ખબર હોતી નથી. અને જેને ખબર હોય છે તો તેને દરકાર હોતી નથી. વળી ચોપડામાં પણ કેટલી રકમ માંડી તેની પણ તેને ખબર હોતી નથી. કપાસિયાં વગેરે માલ કોથળામાં આપે તો કોથળા પેટે બીજો રૂપીઓ ચઢાવે અને પછી કોથળા તેને પાછા વેચવામાં આવે ત્યારે બે ચાર કે છ આને પોતે રાખે છે લેવડદેવડના



બકરાંને સીમમાં ચારતો ચારતો ભરવાડ કિશોર બકરાના વાળનું વણીયું
(ખાટલાનું વાણ) વણતો જાય છે.



છાણાં વેચવા જતી રબારણ કુંવારીકાઓ

વ્યવહારના હિસાબની માલધારીને જરાય ખબર હોતી નથી. વેપારી પાસે પૈસા કેટલા જમા યા લેણાં છે તેની પણ તેને ખબર હોતી નથી. વેપારી કહે તે તેને કબૂલમંજૂર હોય છે. મોટાભાગના વેપારીઓ તો વાણિયાશાહી જ અપનાવે છે. તે માલધારીના આ ભોળપણ અને અજ્ઞાનતાનો પૂરો લાભ ઉઠાવે છે. તે સદા તેની પાસે માગતો જ રહે છે અને ચોપડામાં તેના ખાતે આંકડા ચઢાવતો રહે છે. પ્રસંગોપાત જીવનનિર્વાહના ખર્ચ માટે યા પશુ ખરીદવા માટે યા તો સામાજિક ખર્ચને પહોચી વળવા માટે માલધારી રોકડ નાણાં પણ આ વેપારીઓ પાસેથી ઉધાર લે છે. સમય જતાં માલધારી હપ્તે હપ્તે યા ચીજવસ્તુ આપી પૂરું કરે તો પણ તે તો તેની પાસે લેણું જ કાઢતો જ રહે છે અને માલધારી અજ્ઞાનતાથી તથા ગરજથી તે કબૂલ રાખે છે. આવા સંજોગોમાં વેપારીઓ તેના ઘીનો અગાઉથી સોદો પણ કરી રાખે છે. પાંચ મણ, દસ મણ ઘી દોઢ યા બે રૂપીએ આપવું જ એવું કબુલાવે છે. તે દરમ્યાન જો ઘીના બજાર ભાવો ઊંચા જાય તો પણ માલધારીઓએ તો શરત મુજબ બાંધેલે ભાવે ઘી આપવું જ પડે છે. જો કે આ રીતે સાટું ન કર્યું હોય તો પણ માલધારીઓને કાંઇ બજારભાવો મળતા નથી. તેમને તો શુદ્ધ, તાજું ને ચોકખા ઘીનો ભાવ બે રૂપીઆથી વધુ આપવામાં આવતો નથી, તેમાં ઘટનું તેમ જ તોલના ગોટાળાનું અલગ કાપતાં તથા બીજી શોષણનીતિનું બાદ કરતાં તેમને તો ખરેખર દોઢ રૂપીયો જ ઘીનો ઉપજે છે. તેમની મહેનત, મજૂરી, ખર્ચ વગેરે બધુ જોતાં તેમને આ ઘીમાંથી વાજબી મહેનતાણું મળતું નથી. ગીરના જંગલોને લીધે તેમને ઘાસચારો મફત મળી રહે છે છતાં મહેનત મજૂરી વગેરે અનેક વસ્તુને લક્ષમાં લેતા તેઓને એકંદરે આ ધંધામા ખોટ જ રહે છે; પરન્તુ તેનો તેમને હિસાબ આવડતો હોતો નથી. બીજી તરફ આ વ્યવસાય સિવાય તેમને બીજો ધંધો આવડતો નથી. તેમજ આ ધંધાને આ રીતે વળગી રહ્યા સિવાય તેમની પાસે બીજો કોઇ રસ્તો પણ નથી.

આમ કેટલાંક વેપારીઓ તેમને તોલમાં, ભાવમાં, સોદા સાટામાં, લેણદેણમાં તથા ચોપડામાં આડાઅવળા હિસાબો માંડી તેમનું ભયંકર રીતે

શોષણ કરે છે. છતાં તેઓ સંતોષાતા નથી. માલધારી દેણાં પેટનો હપ્તો ચૂકવવામાં જો થોડો મોડો પડે તો તૂર્ત જ તેના ઉપર દાવો માંડવામાં આવે છે. તેના પ્રાણસમા કિંમતી ઢોરઢાંખર જપ્ત કરાવે છે અને તેની પાણીના મૂલે કિંમત કરાવી તાણી જાય છે. પરિણામે માલધારી ગરીબ, કંગાળ અને લગભગ નિરાધાર તથા ભિખારી જેવો બને છે. કેમ જાણે આ પણ દુઃખ હજુ ઓછું હોય એમ સમજી કુદરત પણ ઓછામાં પૂરી પ્રસંગોપાત તેમના ઉપર કોપાયમાન થાય છે. ઢોરમાં રોગચાળો ફાટી નીકળતા ટપોટપ પાંચ સાત ઢોર મરણ પામે છે અથવા એકાદ બે ઢોર સિંહના પંજામા સપડાઇ પડે છે. એકાદ ઢોર મરતાં ત્રણસો ચારસોનું નુકશાન થાય છે. કેટલીકવાર સારા સારા માલધારીઓના આ રીતે એક સામટાં ઢોર મરી જતાં તેઓ તદ્દન ગરીબ બને છે.

તેઓને કાયમી વસવાટ કરાવી સ્થિર કરવાની જરૂર છે. જો તેમને વસાવવા હોય તો ગીરમાં તેમનો પ્રશ્ન કઇક જુદી રીતે વિચારવાનો રહે છે. તેઓ સ્થાયી વસવાટ ન કરતા હોવાનું મૂળ કારણ ઘાસ ચારાની તથા પાણીની અગવડતા છે. જો તેમને સ્થિર વસાવવામાં આવે પણ ઘાસચારા અને પાણીની ત્યાં સગવડતા નહી હોય તો તેઓનું ભટકતું જીવન ચાલુ રહેવાનું છે. તેઓ સ્થિર થઇ શકવાના નથી. ગીરના જંગલોમા ખાસ તળાવો નથી. પણ નાના નાના વીરડા અને નદીઓ છે. જ્યાં તેમનો વસવાટ કરાવવાનો હોય ત્યાં નજીકના વીરડા તથા આવા આવા નદીનાળામાં નાના નાના બંધો બાંધી બારેમાસ પાણી રહે તેવી સગવડતા કરી ત્યાં વસવાટ કરાવામાં આવે તો તેઓ ત્યાં સ્થાયી થઇ જીવન વીતાવી શકે એવો એક અભિપ્રાય છે.

બીજી તરફ ગીરના જંગલો અને તેમના વસવાટ અંગે વિચાર કરતાં જણાવ છે કે આવા વસવાટો માટે અમુક જંગલવિસ્તારના ભાગો આ લોકોને એવી રીતે વહેંચી આપવા કે જેથી રાષ્ટ્રની અમુલ્ય સંપત્તિ રૂપ જંગલોનો વિનાશ ન થતાં તે પણ સમૃદ્ધ બને, તે સાથે તેમાં વસતા આ માનવોનું પણ જીવન સમૃદ્ધ બને. બન્ને એકબીજાના વિનાશક ન બનતા

સમૃદ્ધિ પૂરક બને. તપાસ કરતાં જણાયું છે કે ગીરના જંગલોમાં કુલ ચાર રેંજ છે. આ ચારે રેંજમાં કુલ મળીને લગભગ ત્રીસ બ્લોક છે. અને તે રીઝર્વ છે. આ દરેક બ્લોકમાં ત્રણ ત્રણ કુંપ છે અને દરેક લગભગ બસોથી ત્રણસો એકર જમીનના છે. આ ઉપરાંત આઠેક સેન્ટ્રી બ્લોક પણ છે. દર વર્ષે દર બ્લોકમાંથી એક કુંપ કાપવામાં આવે છે. આમ ત્રીસ વર્ષનું રોટેશન રાખ્યું છે. લગભગ દર વર્ષે સરેરાશ બાવીશ ચોવીશ કુંપોનું કટીંગ થાય છે. ઉપરોક્ત જુદા જુદા ચારે રેંજમાંથી બબ્બે ત્રણ બ્લોક આ લોકો માટે અલગ કાઢી ત્યાંના નદી નાળાઓમાં બંધ બાંધી પાણીની સગવડતાઓ ઊભી કરી સારી રીતે વસાવી શકાય. જો તેમને ગીરમાં સ્થિર વસાવવા હોય તો ઉપર મુજબ કંઈક અંશે વિચાર કરવો પડશે.

**અન્ય ચારણોની સ્થિતિ :** આગળ ઉપર આપણે માત્ર ગીરના જંગલોમાં નેસ બાંધીને વસતા માલધારીઓનું દૈનિક જીવન જોયું. પરન્તુ ખેતી કરતાં તથા ગ્રામ ગીરાસવાળાં ચારણોનું જીવન તેમનાથી જુદું છે. ખેડૂત ચારણ સવારથી ખેતીના કામે વળગે છે. અને ખેડૂતના જેવું જ જીવન ગુજારે છે.

તેઓના મકાનો પણ ખડકીબંધ હોય છે અને બીજીઆગળ વધેલી ગામડાંની પ્રજાના ઘરો જેવા પ્રમાણમાં સારા હોય છે. તેમાં બે ત્રણ ઓરડા, રસોડું, તથા ઢોરઢાંખર બાંધવાને કોઢ હોય છે યા ઢોરને ખડકીમાં બહાર એક ખૂણે બાંધે છે. અલગ ઓસરી હોય છે ત્યાં ખાટલા વગેરે ઢાળેલાં હોય છે. ઘરમાં દાણાં ભરવાની કોઠીઓ તથા અન્ય જરૂરી સાધન સામગ્રીઓ, ગાદલાં, ગોદડાં વગેરે હોય છે. પેટી પટારા પણ હોય છે તેમજ તાંબા પિત્તળના તથા કાંસાના વાસણો પણ ઠીક ઠીક પ્રમાણમાં હોય છે. તેમાં મુખ્યત્વે થાળી, વાટકા, લોટા, બેડા વગેરેનો સમાવેશ થાય છે. તેઓનો ખોરાક પણ અન્ય ગ્રામજનો જેવો હોય છે. તેમાં મુખ્યત્વે ઘઉં, જુવાર, બાજરો તથા મગ ચણા વગેરે હોય છે. સામાન્ય રીતે બપોરે શાક રોટલા તથા સાંજે

ખીચડી રોટલા રાંધે છે. સાથે દૂધ કઢી વગેરે લે છે. વાર તહેવારે દુધપાક, પુરી, લાપસી વગેરે રાંધે છે.

ઘરમાં અલગ પાણીઆરું પણ હોય છે. તથા ઠીક પ્રમાણમાં સ્વચ્છતા રાખવામાં આવે છે અનુકૂળતાએ અઠવાડિયામાં બે ત્રણ વાર કપડાં ધુએ છે. એકંદરે તેઓની સ્થિતિ પુશુપાલન કરનાર મધ્યમ વર્ગના લોકો કરતાં સારી છે. પરન્તુ તે બીજી આગળ વધેલી પ્રજાઓની સમકક્ષાએ નહીં પણ ગ્રામ પ્રજાની સમકક્ષાએ કહી શકાય.

**કૌટુંબિક સ્થિતિ :** સામાન્ય રીતે બધા જ ચારણોમાં સંયુક્ત કુટુંબ વ્યવસ્થા હોય છે. વળી તેઓમાં અંદરોઅંદરનો વ્યવહાર બીજી કોમો કરતાં ઘણો શાંતિમય તથા સુમેળવાળો હોય છે. સૌ હળીમળીને રહેતા આવ્યા છે. કુટુંબના વડીલોનો અન્ય કુટુંબીજનો ઉપર સારો દાબ હોય છે અને સૌ તેનો માનમર્તબો તથા સન્માન જાળવતા આવ્યા છે. પુરુષવર્ગ સ્ત્રીઓની હાજરીમાં તથા સ્ત્રીઓ પુરુષોની હાજરીમાં અન્ય કેટલીક પછાત કોમોની જેમ ખરાબ-હલકા શબ્દો બોલતા નથી. જો કે આવી બાબતોમાં તેઓ સંસ્કારી છે. સ્ત્રીઓ પુરુષોની હાજરીમાં તો શું પણ અંદરોઅંદર પ્રસંગોમાં તથા વ્યવહારમાં આવી અસંસ્કારી ભાષા બોલતી હોય તેમ જણાતું નથી. જો કે ચારણ સ્ત્રીઓ એકંદરે ઘણી હોંશિયાર તથા ચાલાક હોય છે. તેઓ કોઇથી ડરતી કે દબાતી નથી, તેમજ સાથે સાથે તે વિનયી વિવેકી અને માયાળુ હોય છે. બાળકોની સ્થિતિ પણ અન્ય પછાત કોમોનાં બાળકો કરતાં સારી હોય છે. માતા તેની કાળજી તથા સંભાળ સારી રાખતી હોય છે. પતિ-પત્નિ વચ્ચે પણ બીજી પછાત કોમો જેટલા અણબનાવના બનાવો થતા નથી. તેમનું કૌટુંબિક જીવન શાંતિભર્યું તથા સુખમય હોય છે. કેવળ આર્થિક મુશ્કેલી મોટા ભાગને ઘેરી વળી હોય છે. શૈક્ષણિક દષ્ટિએ આ લોકો પાછળ છે. અન્ય સમાજો સાથે પણ તેમના સંબંધો સારા હોય છે અને પહેલાના વખતમાં રાજદરબારોમાં પણ તેઓનું ઘણું સ્થાન હતું તે અંગે આપણે આગળ ઉપર જોઇ ગયા છીએ.

[૩૬]

ચારણો કાઠીને મામા કહે છે. અને કાઠી તેઓને ભાણેજ ગણે છે. અને મેર લોકો ચારણોને આતા કહે છે.

ચારણોને કાઠીઓના ભાણેજ ગણાવા પાછળ કદાચ એ પણ કારણ હોવા સંભવ છે કે આપણે આગળ ઉપર જોઇ ગયા કે રજપુત યુગમાં રાજાઓ પોતાનો પરાજય થતાં ચારણોને ત્યાં જઇ આશરો લેતા. કેટલીકવાર પોતાના બાળબચ્ચાં તથા કુટુંબો સોંપીને તેઓ યુદ્ધોમાં જતા યા યુદ્ધની તૈયારીઓ કરતા. તે સમયથી તેઓ ચારણ સ્ત્રીઓને બહેન જેવી ગણતા હતા. કોઇકે રજપૂત રાજાઓએ કદાચ કોઇની બેન દીકરીઓની લાજ આબરૂ લીધી હશે પરન્તુ કોઇ ચારણ સ્ત્રીની લાજ આબરૂ લીધાના દાખલા મળતા નથી. તેઓ ચારણ સ્ત્રીઓને પોતાની બેન જેવી ગણતા, અને આ કારણે તેઓ આજે ભાણેજ કહેવાયા હોય એવો સંભવ છે. તેઓને પરસ્પરના લોહીના સંબંધો છે એવું કેટલીક દંતકથાઓ પ્રતિપાદન કરે છે.

**ગુણ અને ખાસિયત :** કાવ્યશક્તિ તો તેમના લોહીમાં જ પડી છે એ તો આપણે અગાઉ જોઇ ગયા છે. પરન્તુ હવે તે શક્તિ તેઓમાં પહેલાં જેવી રહી નથી. તેને પૂર્નજીવીત કરવાની જરૂર છે. આ સિવાય નીડરતા, શૌર્ય, સમયસૂચકતા, વગેરે અનેક ગુણો તેઓમાં પડેલા છે. બીજી તરફ તેઓમાં આળસનું પ્રમાણ વધતું જાય છે. અને રાજદરબારિના હોકા પણ ગીરાસદારી ચારણોમાં હજુ ચાલ્યા આવે છે.

# ર....બા.....રી

ગીરના જંગલો અને ડુંગરોમાં નેસ બાંધીને વસતા માલધારી ચારણોના જીવન દર્શનની સાથે જ આપણે ગીરમાં તેમની જેમ જ નેસ બાંધી જીવન વિતાવતા, પશુપાલન કરતા તથા દૂધ ઘીના ઉત્પન્નમાંથી પોતાનો નિર્વાહ ચલાવતા, આર્થિક અવદશા ભોગવતા, તથા ઘાસચારાની તંગીને લીધે એક સ્થળેથી બીજે સ્થળે રખડતા અને ભટકતું જીવન ગાળતા આ લોકોના પણ આપણે દર્શન કરી ચૂકયા છીએ હવે આપણે તેમાં ઊંડા ન ઉતરતાં તેમનાં સાંસ્કૃતિક જીવનના દર્શન કરીએ.

બધા ચારણો કેવળ પશુપાલનનો ધંધો કરતા હોતા નથી ગીરાસદાર અને ખેડુત ચારણો પણ છે. આર્થિક તથા સાંસ્કૃતિક તેમજ જીવનની રહેણી કરણીની દૃષ્ટિએ વિચારતા તેઓમાં કેટલેક અંશે ભિન્નતા છે, અને સૌના જીવન કાંઇ સમકક્ષાના નથી. તેમાં જુદી જુદી વિકાસ કક્ષાઓ જોવા મળે છે. આ પ્રમાણે રબારીઓમાં જોવા મળતું નથી પણ તેઓ બધાય પશુપાલનનો ધંધો કરે છે. ફેર માત્ર એટલો જ કે ગીરમાં વસતા રબારીઓ નેસ બાંધીને ગીરના ચારણોની જેમ અર્ધ ભટકતું જીવન ગાળે છે. જ્યારે ગામડાંમાં વસતા રબારીઓ ગ્રામ જીવનને અનુરૂપ એવું ગ્રામ જીવન ગાળે છે. જો કે તેઓનો ધંધો પણ પશુપાલનનો જ હોઇ પ્રસંગોપાત તથા ઘાસચારાના પ્રશ્નને લીધે કેટલેક અંશે ભટકતું જીવન તો ગાળે જ છે. જીવનની દૃષ્ટિએ આમ બન્નેમાં માત્ર થોડો ફેર છે. આ રબારીઓ લગભગ સૌરાષ્ટ્રના દરેક ભાગમાં જોવામાં આવે છે. આ રબારીઓમાં બીજા બે વર્ગ છે. એક છે સૌરાષ્ટ્રના રબારીઓ કે જેમાંના કેટલાક સોરઠીયા રબારીઓ કહેવાય છે અને બીજા ગુજરાતી રબારીઓ. તેઓ આજે સૌરાષ્ટ્રના જ છે પણ અમુક વર્ષો પહેલાં ગુજરાતમાંથી આવી અહીં વસ્યા એથી તેઓ

ગુજરાતી રબારી ગણાયા. જો કે તેઓ પણ પશુપાલક જ છે. પરન્તુ તેમને અને સોરઠી રબારીઓ વચ્ચે બેટી વ્યવહાર જોડવામાં આવતો નથી. તેમજ તેમનો પોષાક તથા કેટલાંક રીતરિવાજો વગેરે કેટલેક અંશે જુદા પડે છે. આ સિવાય કોઇ બીજો ખાસ તફાવત જોવામાં આવતો નથી.

એક ત્રીજો વર્ગ પણ છે તે વઢીઆરા રબારીના નામે ઓળખાય છે. તેઓ ઘેટાં બકરાં રાખે છે અને સદા ફરતા જ રહે છે. કચ્છ બાજુ તેઓ વિષેશ જોવામાં આવે છે.

**વંશ અને જાતિ :** આ લોકો ઊંચા, મજબૂત બાંધાના તથા કસાયેલા હોય છે. તેઓના મૂળ વંશની માહિતી નથી. તેઓમાં સામાન્ય રીતે આવડા, કોડિયતર, દારસર, ગોહીલ, સોલંકી, ચાવડા, સામળા, શેલાણા, મૂછાળ, કઓત્રા, ખાંભલા, ખટાણા, સાંબડ, જુયડ, આબ વગેરે શાખ જોવા મળે છે.

તેઓમાં વીરા, રામા, બીજલ, ડોસા, દેવા વગેરે જાતના નામો પુરુષવર્ગમાં પાડવામાં આવે છે તથા સ્ત્રીઓમાં કાળી, કમોઇ, રૂડી, જોડી, સુંદર, મલીન, અજાયા વગેરે જાતના નામ પાડવામા આવે છે.

**પહેરવેશ :** બધા રબારીઓ મુખ્યત્વે ચોરણી, કેડિયું તથા ચારણોથી મોટી આંટીવાળી પાઘડી પહેરે છે. ઘણુંકરીને તેમાં એક કાળો લીટો હોય છે. અને પાઘડીની નીચે સફેદ મેલખાયું બાંધે છે. લગભગ એકાદ પોણાવારના ત્રિકોણાકાર કપડાને મેલખાયું કહેવામાં આવે છે. ઘરમાં તો પાઘડી ન પહેરતાં સામાન્ય રીતે મેલખાયું જ માથે બાંધીને ફરે હરે છે. પરન્તુ સોરઠીયા રબારીઓ પાઘડીમાં મેલખાયું બાંધતા નથી તથા તેમની પાઘડી પણ ગુજરાતી રબારીઓ કરતાં મોટી હોય છે. વળી ગુજરાતી રબારીઓ અને સોરઠીયા રબારીઓ તેમના કેડિયાં તથા ચોરણીથી પણ જુદા તરી આવે છે. ગુજરાતી રબારીઓના કેડિયાં કોળીના કેડિયાની જેમ એકાદ બે કસના તથા ઘેર વગરના તેમજ સાદાં હોય છે. જ્યારે સોરઠીયા રબારીના કેડિયાં પાછળ

પટ્ટીવાળાં તથા વધુ કસવાળાં અને ઘેરદાર હોય છે. તેમજ તેમની બાંય હાથના માપ કરતાં અર્ધો પોણો ફૂટ લાંબી હોય છે કાંડા ઉપર તે જ્યાં ચઢાવેલી હોય ત્યાં ખૂબ કરચલી હોય છે. જ્યારે ગુજરાતી રબારીઓના કેડિયાની બાંય વધુ લાંબી હોતી નથી અને તેથી કરચલો વગરની હોય છે.

સોરઠીયા ચારણોની ચોરણી પણ પગની લંબાઇ કરતાં લગભગ દોઢી લાંબી હોય છે અને તે પણ કરચલી કરી પગ પર ચઢાવેલી હોય છે અને તેમની ચોરણી સાંથળેથી ઘેરવાળી હોય છે. જ્યારે ગુજરાતી રબારીની ચોરણી કમર અને સાથળ આગળથી સોરઠીયા રબારીના જેવી ઘેરવાળી હોતી નથી. તે સાદી હોય છે તથા પગના માપની હોય છે. તે બહુ લાંબી કે કરચલીઓવાળી હોતી નથી. તે તો પગ આગળ સીલાઇ કરેલી તથા સાદી હોય છે. કેટલીકવાર તે પઠાણના પાયજામાની જેમ નીચેથી થોડી ઘેર લઈ સાંકડી કરેલી હોય છે. ગુજરાતી તથા સોરઠીયા રબારીના પોષાકમાં આ રીતે થોડો ફેર છે. જો કે આ સિવાય ઘરેણાં વગેરેમાં થોડો ઘણો ફેર હોય છે. પરન્તુ આપણે તેમાં હવે વધુ ઊંડા ઉતરવાની જરૂર નથી.

ઘરેણાંમાં રબારી પુરુષ સામાન્ય રીતે કાનમાં ઠોળિયા, કાન ઉપર સોનાનાં ફૂલ અને કાનની બુટમાં "ચાંપવા" પહેરે છે અને ગળામાં સોનાનો "ટુંપીઓ" પહેરે છે. જ્યારે કેટલાંક રબારીઓ ગળામાં રૂદ્રાક્ષ ઉપર સોનું મઢેલ આઠ દસ તોલાનો હાર પહેરે છે. તેને "પાવલા કાંથલી" કહેવામાં આવે છે. જ્યારે કેટલીકવાર તુલસીના પારા ઉપર સોનું મઢેલ હાર પણ પહેરે છે. હાથમાં તેઓ ચાંદીના "સરલ" અને પગમાં ચાંદીના 'તોડા' પહેરે છે.

નાની છોકરીઓને મુખ્યત્વે ઘાઘરી વગેરે પહેરાવવામાં આવે છે જ્યારે કિશોર તેમજ પુખ્ત વયની કુંવારી કન્યાને લાલ રંગના જીમી જેવા છેડાવાળાં પહેરણા પહેરાવવામાં આવે છે તથા કાપડું અને ચુંદડી પહેરાવવામાં આવે છે. અને પરણેલી સ્ત્રીઓ જીમી કામળીયા ઓઢણી તેમજ કાપડું પહેરે છે. તેઓનું કાપડું ચારણો જેવું કીનખાબવાળું હોતું નથી.

સ્ત્રીઓના ઘરેણુ લગભગ ચારણુ સ્ત્રીઓ જેવાં જ હોય છે. પરંન્તુ પ્રમાણમાં તે થોડાં ઓછાં હોય છે. કાનમાં ચાંદીના લોળીયાં અથવા ઝૂમણાં, પગમાં ચાંદીનાં કડલાં, નાકમાં સોનાનો નથ, ગળામાં સોનાની હાંસડી, સોનાનો સૂનીયો તેમજ છ સાત તોલાનું સોનાનું બોરડું પહેરે છે. આ સિવાય હાથમાં કણુંદીઓ પહેરે છે. તે ચાંદીની તેમજ અણીદાર હોય છે. તે એક વાર પહેર્યા પછી ખાસ કાઢવામાં આવતી નથી અને તે જો કોઇને મારવામાં આવે તો ભૂકો કાઢી નાખે છે. નાના છોકરાંઓને ચાંદીના લોળીયા પહેરાવવામાં આવે છે. આ લોકોની ભાષા ગુજરાતી જ છે. પણ તે વિશિષ્ઠ ઢબે બોલતા હોય છે.

આ લોકોમાં કોઈ ખાસ પ્રકારની કળા પણ ખીલેલી જણાતી નથી પરન્તુ ભરથગૂંથણ વગેરેનું કાર્ય સ્ત્રીઓ સારૂં કરે છે. ગોદડાં, રંઆઇઓ વગેરે કલાત્મક રીતે ભરે છે. તથા આભલાં વગેરે ભરવાનું કામ સારૂં જાણે છે.

આ સિવાય આ લોકોના વાર તહેવારે સારા રાસ રમાય છે. તથા સુંદર ગરબા વગેરે ગાવામાં આવે છે. તેઓ સમૂહમાં સુંદર રીતે રાસ રમી જાણે છે. આ રાસ તાલબદ્ધ હોય છે. આ સમયે ઢોલ દોકડ વગેરે વગાડવામાં આવે છે.

ભજનો તથા દુહાઓનું મહત્ત્વ ખાસ જોવામાં આવતું નથી, પ્રસંગોપાત તેઓ કબીર, સુરદાસ વગેરેના ભજનો ગાય છે.

શિક્ષણનું પ્રમાણ આ લોકોમાં બિલકુલ નથી અને તેનું કારણ અજ્ઞાનતા તથા પરિસ્થિતિ છે. નેસમાં નિશાળો હોતી નથી. પરન્તુ ગામડામાં જ્યાં નિશાળો હોય છે ત્યાંના રબારીઓ પણ તેમના સંતાનોને નિશાળે ન મૂકતા નાનપણથી જ ઢોર હાંકવા મૂકી દે છે.

બીજી હિંદુધર્મી પ્રજાઓની જેમ આ લોકોમાં પણ ઉત્સવોનું મહત્ત્વ ઘણું છે. અને બીજી પ્રજાઓની જેમ તેઓ દીવાળી, હોળી, જન્માષ્ઠમી દશેરાં, નવરાંત્રી વગેરે ઉત્સાહથી ઉજવે છે. તે દરમ્યાન ધાર્મિક વિધિ કરે છે. નવાં વસ્ત્રો પહેરે છે તથા સારૂં રાંધી જમે છે અને આનંદ લૂટે છે.

## સામાજીક રીત રિવાજો અને ક્રિયાઓ :

જન્મ : સંજોગોના કારણે આ લોકોની સ્ત્રીઓમાં માસિક ધર્મ પ્રસંગે કોઇ ખાસ આચાર વિચારના નિયમો પાળવામાં આવતા નથી. પરન્તુ સ્ત્રીને ગર્ભ રહ્યા પછી અતિશય તેલ, મરચાં, ખટાશ વગેરે ખાવાની મનાઇ કરવામાં આવે છે તથા પાછલા માસ દરમ્યાન બહુ ભારે કામ કરાવવામાં આવતું નથી. લગભગ સાતમે માસે આ કોમમાં પણ ખોળો ભરવામાં આવે છે. આ સમયે સૌ સગા સ્નેહીઓ ભેગા થાય છે કન્યાને કોડીની રાખડી બાંધવામાં આવે છે. તથા તેના માવતર પક્ષ તરફથી તેને ત્રણેક નવાં કપડાં તેમજ પોતાની શક્તિ અનુસાર એકાદ ઘરેણું આપવામાં આવે છે. લગભગ પાંત્રીસ–ચાલીસનો આ સમયે ખર્ચ થાય છે. અને ત્યાં સુધી પહેલી સુવાવડ પિયરમાં જ કરવામાં આવે છે. જો કે કેટલીક જગ્યાએ સાસરે પણ કરવામાં આવે છે. સુવાવડ પ્રસંગે ગામની કોઇપણ સુયાણીને બોલાવવામાં આવે છે અને તે બદલ તેને પાંચેક રૂપીઆ મહેનતામણામાં આપવામાં આવે છે તથા માતાને (દેવીને) કરનો સવા રૂપીયો અને નાળિયેર ધરવામાં આવે છે. કેટલીક જગ્યાએ સુયાણીને બોલાવવામાં આવતી નથી પણ ઘરની જ વડીલ સ્ત્રીઓ હાજર રહે છે. બાઇને મુસીબત પડતી હોય યા શસ્ત્રક્રિયાની અનિવાર્યતા હોય તો પણ ભાગ્યે જ હોસ્પિટલમાં ખસેડવામાં આવે છે. તે પણ શહેર નજીક વસતા વર્ગ જ આમ કરે છે. બાકી તો ઘરગથ્થુ ઉપાયો કરવામાં આવે છે. પુત્ર યા પુત્રીના જન્મથી ખાસ હર્ષ શોક માનવામાં આવતો નથી. બન્ને સરખાં મનાય છે.

છઠ્ઠીના દિવસે છઠ્ઠી ઉજવવામાં આવે છે. એકાદ પાટ ઉપર નાળીએર તથા ચોખા વગેરે મૂકી ઘીનો દીવો કરવામાં આવે છે. સ્ત્રીઓ ગીતો ગાય છે. શક્તિ અનુસાર ચોખા વગેરે રાંધી જમાડવામાં આવે છે. સગાસ્નેહીઓ તરફથી બાળકને કપડુંલત્તું ભેટ આપવામાં આવે છે. ઘણે ભાગે ફઇ બાળકનું નામ પાડે છે. તે બદલ ફઇને તેના ભાઇ તરફથી એકાદ જોડ કપડાં આપવામાં આવે છે. કેટલાંક રબારીઓમાં તેમનો બારોટ આવીને જ નામ પાડે છે.

**બાળ લગ્ન :** આ કોમમાં પહેલાં બાળલગ્નો તેમજ ઘોડિયાં લગ્નો થતાં હતાં. પણ કન્યા મોટી થયા પછી જ તેને આણું વળાવવામાં આવતું હતું હવે કાયદો આવતા બાળલગ્નો થતાં નથી પરન્તુ આજે સગપણ તો બાળપણમાં થાય છે. સામાન્ય રીતે ચાર પાંચ વર્ષની ઉંમરે થાય છે. પણ લગ્ન સોળથી વીસ વર્ષની ઉંમરે કરવામાં આવે છે. એકવાર સગાઈ થયા પછી તોડી શકાતી નથી. સિવાય કે નાત પંચ મંજૂરી આપે. નાત પંચ સગાઇ તોડવા બદલ ત્રણસોથી પાંચસો રૂપીઆ દંડ કરે છે. અને તે જમણુ વગેરે કરી વાપરે છે.

સગાઇ કરતી વખતે કન્યાપક્ષને ત્યાં વરપક્ષના માણસો પહેલેથી નક્કી કર્યા મુજબ જાય છે. સગા સ્નેહીઓ તથા પંચ હાજર રહે છે. કન્યાને ચાંદલો કરવામાં આવે છે. વરપક્ષ તરફથી કન્યાપક્ષને રૂપીઓ અને નાળિએર આપવામાં આવે છે. ચુંદડી ઓઢાડવામાં આવે છે. એકાદ બે ઘરેણાં આપવામાં આવે છે. કેટલીક જગ્યાએ લગભગ ૧૦] રૂા. લગ્ન પેટે આપવામાં આવે છે. જ્યારે કેટલીક જગ્યાએ કાંઈ ખાસ લેવડ દેવડ હોતી નથી અને કેટલીક જગ્યાએ ખાનગીમાં મોટી રકમની પણ લેવડ દેવડ થતી હોય છે આ રીતે સગાઇ નક્કી થાય છે.

આ કોમમાં ગાંધર્વલગ્ન કે પ્રેમલગ્નો થતા નથી. તેમજ બહુપત્નિ પ્રથા પણ નથી. સંતાન ન થતું હોય યા બીજા કોઈ કારણસર બીજી પત્નિ કરવામાં આવે છે. વિધવાબાઇને ફરજિયાત વૈધવ્ય પાળવાનું હોતું નથી તેને દેરવટું કરવું પડતું પણ હાલમાં કેટલીક જગ્યાએ કુટુંબની સંમતિથી કોઇ બીજ વર સાથે ઘરઘરણું કરવાની છૂટ આપવામાં આવે છે. આ પ્રસંગે લગભગ બે ત્રણ હજાર જેવી રકમ કન્યાપક્ષ તરફથી લેવામાં આવે છે. સૌને જમાડે છે અને રાતોરાત આ બધું પતાવી દેવામાં આવે છે. ખાસ ધામધૂમ થતી નથી. વિધવાબાઈના આગલા ઘરના સંતાનો ઉપર મૂળ વાલીવારસોનો જ હક ગણાય છે. પતિ પત્નિને અણબનાવ થતાં અનિવાર્ય સંજોગોમાં નાતપંચને જાહેર કર્યા પછી છૂટાછેડા થઇ શકે છે પણ આવા છૂટાછેડાના બનાવો

ખાસ બનતા નથી તેમજ ખાસ પ્રથા પણ નથી. પણ તકરારો થાય યા અણબનાવ થાય તો બાઇ પોતાના માવતરને ત્યાં આવીને રહે છે. પતિ તેને ન તેડે એવા પ્રસંગો ઠીક પ્રમાણમાં બને છે. પરણિત સ્ત્રીને યા કુંવારી છોકરીઓને ઉપાડી જઇ લગ્ન કરવામાં આવતા નથી. આવા પ્રસંગો ગુન્હારૂપે ગણાય છે.

વરકન્યાની પસંદગી માબાપ જ કરે છે. આ બાબતમાં વરકન્યાને કાંઇ છૂટ હોતી નથી જો કે તેમના સગપણ જ નાનપણમાં થતા હોવાથી તેમને પસંદગી કરવાનો પ્રશ્ન હોતો જ નથી. સામાન્ય રીતે વરકન્યાની ઉંમ-રમાં ત્રણેક વર્ષનો ફેર જોવામાં આવે છે. આ ઉપરાંત ઘર, આબરૂ, કુળ વગેરે બાબતો લક્ષમાં રાખવામાં આવે છે. શિક્ષણને મહત્ત્વ આપવામાં આવતું નથી. એક જ શાખ કે કુળમાં લગ્ન થતાં નથી તેમજ ફઇ મામાના દીકરાં દીકરીઓ અંદરોઅંદર વરી શકતા નથી.

**લગ્નની પૂર્વ તૈયારીઓ :** વર કન્યા પુખ્ત ઉંમરના થવા આવે ત્યારે બન્ને પક્ષની અનુકૂળતાએ લગ્ન ગોઠવવામાં આવે છે. પ્રથમ બ્રાહ્મણ પાસે મૂહૂર્ત જોવડાવી લગ્ન તિથિ નક્કી કરવામાં આવે છે તેની જાણ વર-પક્ષને કરવામાં આવે છે વરપક્ષ તરફથી તે વધાવી લેવામાં આવે છે. સૌ સગાસ્નેહીઓને લગ્નની જાણ કરવા કંકોત્રી લખવામાં આવે છે. અને એ તિથિ પ્રમાણે આઠથી પંદર દિવસમાં લગ્ન લેવામાં આવે છે. કન્યાના ત્રાના વર કરતાં એકાદ બે દિવસ ઓછાં હોય છે લગ્નની પૂર્વ તૈયારીઓ રૂપે ઝૂંપડાં યા ઘર વગેરે શણગારવામાં આવે છે. ધોળી કરી તોરણ ચાકળાં બાંધવામાં આવે છે. સગા સ્નેહીઓ તથા મહેમાનો આવવા માંડે છે. રોજ રાત્રે સ્ત્રીઓ પ્રાંસગિક ગીતો ગાય છે. ફટાણાં બોલે છે. તેમને ગોળ ખજૂર વગેરે આપવામાં આવે છે. લગ્નના આગલા દિવસે બન્ને પક્ષને ત્યાં મૂહૂર્ત જોઇ આંગણામાં ચાર થાંભલાં ખોડી ઉપર વાંસ ગોઠવી બાજરાનાં ડૂંડા નાખી માંડવો તૈયાર કરવામાં આવે છે તથા માણેકસ્થંભ રોપવામાં આવે છે તથા ગણેશની સ્થાપના કરવામાં આવે છે. આ પ્રસંગે બ્રાહ્મણ હાજર રહે છે.

વર કન્યાને પોતપોતાને ઘેર પીઠી ચોળવામાં આવે છે. પણ ગણેશ જાન રવાના થતાં પહેલાં આગલે દિવસે વરપક્ષને ત્યાં ઢોલનગારા તથા શરણાઇઓ વગાડી બેસાડવામાં આવે છે. તથા વરને ઘોડા ઉપર બેસાડી ફુલેકું કાઢવામાં આવે છે. નેસમાં તો ગણ્યાં ગાંઠયાં ઝૂંપડાં જ હોય છે એટલે નેસની આજુબાજુ ગોળ ફરતુ ફૂલેકું ફેરવવામાં આવે છે. કન્યા પક્ષને ત્યાં આ રીતે કન્યાનું ફુલેકું કાઢવામાં આવે છે. જાનમાં શક્તિ અનુસાર દસ થી ત્રીસ માણસો લઇ જવામાં આવે છે. જાન રવાના થતાં પહેલાં પેંડુ સિંચવામાં આવે છે. પ્રથમ જાન પાદરમાં પડાવ નાખે છે. સામૈયાં પહેલાં જાનૈયાઓને જમવા તેડી જવામાં આવે છે. વર તથા અણવરને પાદરે જ થાળ લાવી જમાડવામાં આવે છે પછી ધામધૂમથી સામૈયું કરવામાં આવે છે. સ્ત્રીઓ ગીતો ગાય છે. જાન અને વરને ઉતારે લઇ જતાં પહેલાં કેટલીક જગ્યાએ વરરાજાને પ્રથમ દેવમંદિરે પગે લગાડવા લઈ જવામાં આવે છે. પછી વરરાજાને તથા જાનૈયાઓને ઉતારે લઇ જવામાં આવે છે. જ્યારે કેટલીક જગ્યાએ વર તથા અણવરને માંડવા નીચે જ ઉતારો આપવામાં આવે છે.

રાત્રે લગ્ન વિધિ ગોઠવવામાં આવે છે. માંડવે આવતા પહેલાં વરરાજાને સાસુ તરફથી પ્રથમ પોંખવામાં આવે છે. આ પ્રસંગે બ્રાહ્મણ હાજર રહે છે તથા વરરાજાને ચાંદલો કરવામાં આવે છે. ધોસરું, રવાઇ તથા ઘઉંના ઈંડીયા પીંડીયા વડે ગોર પોંખાવે છે.

વર કન્યાને માંડવા નીચે સામ સામે બેસાડવામાં આવે છે. વર રાજાને ચોરણી, કેડિયું, બંડી વગેરે પહેરાવીને તથા કન્યાને કાપડું, ઘાઘરો તથા ચુંદડી પહેરાવીને તથા અન્ય ઘરેણાંઓથી શણગારીને બેસાડવામાં આવેલા હોય છે. કન્યાના આ કપડાં વરપક્ષ તરફથી સામૈયા પહેલાં મોકલાવવામાં આવેલા હોય છે. સ્ત્રીઓ તેમની પાછળ બેસી ગીતો ગાય છે. આ સમયે કન્યાને ઘુમટો કાઢીને બેસાડવામાં આવેલી હોય છે જ્યારે કેટલાક રબારીઓમાં ઘુમટો કાઢવામાં આવતો નથી. વરરાજાને મૌન પાળવાનું હોય છે. ગોરબ્રાહ્મણ હવન કરે છે તેમાં જવ, તલ, ઘી વગેરે હોમે છે. લગ્નના શ્લોકો

[૪૫]

બોલે છે. પ્રથમ માયરાની વિધિ થાય છે તેમાં વર-કન્યાનો હસ્ત મેળાપ કરવામાં આવે છે. ત્યાર પછી વરકન્યાને ફેરા ફેરવવામાં આવે છે. પ્રથમ ત્રણ ફેરે વરને આગળ રાખવામાં આવે છે અને ચોથે ફેરે કન્યાને આગળ રાખવામાં આવે છે ચોરીમાં કંસાર ખવડાવવાની વિધિ થાય છે તેમાં એક-બીજાની થાળીમાં કોળીયા મૂકવામાં આવે છે. આ પછી લગ્ન વિધિ પૂરી થઇ મનાય છે. વર-કન્યાને ગણેશ પાસે લઇ જઇ પગે લગાડવામાં આવે છે. કોડાકોડીની યા કોઇ અન્ય હારજીતની રમત રમાડવામાં આવતી નથી. ચોરી દરમ્યાન કન્યાના માવતર તરફથી કન્યાદાનમાં પોતાની શક્તિ અનુસાર ઘરેણાં તથા રોકડ નાણું આપવામાં આવે છે.

જાનને બે ત્રણ ચાર ટંક રોકવામાં આવે છે. જમણમાં તેઓને મુખ્યત્વે સુખડી, ચણા, ખીચડી તથા રોટલા અને સાથે ઘી ગોળ વગેરે આપવામાં આવે છે. જો સારી સ્થિતિ હોય તો ખીચડીને બદલે સીરો, લાપસી, ભજીયાં ઉપરાંત લાડુ પણ આપવામાં આવે છે અહીં ચણાના મૂઠીયાને તળી તેનો ભૂકો કરી ખાંડની ચાસણીમાં નાખી તેના લાડુ બનાવવામાં આવે છે અને તે તેમનું પ્રિય મિષ્ટાન ગણાય છે.

સામાન્ય રીતે કન્યાને લગ્ન પછી તુર્તજ સાસરે વળાવવામાં આવતી નથી, માત્ર જાન વળાવવા માટે ઘરથી તે ઝાંપા સુધી તેને વરની સાથે ગાડામાં બેસાડવામાં આવે છે અને પછી તેડી લાવવામાં આવે છે. ત્યાર બાદ અનુકૂતાએ વરપક્ષ કન્યાને બે ચાર દિવસ માટે તેડી જાય છે. અને કન્યાવાળા પાછા તેડી લાવે છે. આણું વળાવતી સમય કન્યાને કપડાં લત્તા આપવામાં આવે છે. બીજે આણે કન્યા સાસરે જાય ત્યારે કેટલીક જગ્યાએ વર કન્યાને કોડાકોડીની રમત રમાડવામાં આવે છે. તે પણ વર પક્ષને ત્યાં જ રમવામાં આવે છે. તથા કેટલીક જગ્યાએ નૈવેદ્ય કરવામાં આવે છે. લગ્ન દરમ્યાન વરપક્ષને સરેરાશ ૨૦૦] થી ૩૦૦] રૂ‍ા અને કન્યા પક્ષને સરેરાશ ૧૫૦] થી ૨૦૦] રૂા.નો ખર્ચ થાય છે.

મૃત્યુ :- મૃત્યુ થવાનું છે એમ જણાતાં ઘરમાં ઘીનો દીવો કરવામાં આવે છે, પારેવાને જુવારના દાણા નાખવામાં આવે છે તથા કેટલાક લોકો ગાયોને કપાસિયા અથવા તો રોટલાં ખવડાવે છે કે જેથી મરનારની વહેલી મુક્તિ થાય અને જીવ વધુ ન રીબાય.

મરણ થયા પછી મૃતદેહને બહાર કાઢવામાં આવે છે અને સૌ સગા-સ્નેહીઓ ભેગા થાય છે. મૃતદેહને ગરમ પાણીએ નવડાવી તેનાં મોંમા રૂપા-દાન અર્થે પાવલી મૂકી તથા મૃતદેહ ઉપર કંકુ ગુલાલ છાંટી નનામીમાં બાંધવામાં આવે છે તે ઉપર કફન ઢાંકી કાચા સૂતરના તારથી બાંધવામાં આવે છે. નનામીના ચારે ખૂણે એક એક નાળિયેર બાંધી મૃતદેહને સ્મશાને લઇ જવામાં આવે છે. સ્ત્રીઓ રોકકળ કરતી ઝાંપા સુધી વળાવી પાછી ફરે છે. મૃત દેહનું ઉત્તર દિશામાં માથું રાખી ચિતા ઉપર મૂકી અગ્નિસંસ્કાર કરવામાં આવે છે. ઘણું કરીને મરનારના પુત્ર યા વંશજો મૃતદેહના જમણા પગના અંગુઠેથી આગ મૂકી ચિતા સળગાવે છે. નાના બાળકના મૃતદેહને દાટવામાં આવે છે.

ત્રીજે દિવસે સ્મશાને જઇ ટાઢી ઠારવામાં આવે છે અને તેના ફૂલ (હાડકાં) વીણી લઇ અનુકૂળતાએ દામોદર કુંડમાં કે કોઇ નદીમાં પધરાવવામાં આવે છે.

આઠ દસ દિવસ બાદ નનામી ઊંચકનારાં ખાંધીઓની ખાંધ ધોવામાં આવે છે. સામાન્ય રીતે અગીયાર દિવસ સુધી સૌ શોક પાળે છે અને બારમે દિવસે મરનારનું બારમું કરવામાં આવે છે. તે દિવસે સૌ સગા સ્નેહીઓને જમાડવામાં આવે છે અને લગભગ ત્રણસો ચારસો રૂપીઆનો તેમાં ખર્ચ કરવામાં આવે છે.

જો કોઇ ધીંગાણામાં મર્યો હોય તો કેટલાક રબારીઓમાં દર વર્ષે કાળી ચૌદશના રોજ તેની પુજા કરી નૈવેદ્ય ધરવામાં આવે છે.

# ધાર્મિક માન્યતાઓ અને વિશ્વાસ

આ લોકો દેવદેવીઓમાં વિશ્વાસ ધરાવતા આવ્યા છે. તેમજ તેઓ વાછડા દેવને ઘણા માનતા હોઇ દરેકના ઘરમાં તેનું સ્થાનક તો હોય જ છે. ત્યાં આગળ કોઇ બહારનાને જવા દેવામાં આવતા નથી. તેઓમાં ઓઢદર, સીદોકર, બરેજ, લોજ, ડેરી વગેરે પાંચ માતાઓના મઢ છે. અને તેના મંદિરો પણ છે. આ સ્થળો વેરાવળ તથા બરડા વગેરે તરફ આવેલા છે. આ દરેકના અલગ અલગ ભુવાઓ પણ હોય છે.

આ લોકોમાં "પૂંજનું" ઘણું મહત્ત્વ છે. તે દર વર્ષે નવરાત્રિના સમયમાં માતાના મઢે કરવામાં આવે છે. ઉપરોક્ત કઈ માતાના મઢે "પૂંજ" કરવો તે માટે ભૂવા એકી બેકીના દાણાં જોઇ તે ઉપરથી 'પૂંજ' કયાં કરવો તે નક્કી કરી જાહેર કરે છે. આ પૂંજમાં આખા સૌરાષ્ટ્રમાંથી રબારીઓ ત્યાં જાય છે. લગભગ દરેકને ત્યાંથી એકાદ બે જણ તો ત્યાં જાય જ છે. નવ- રાત્રિના સમય દરમ્યાન ત્યાં રહે છે. સોમપુરા બ્રાહ્મણો તે આ લોકોના ગોર ગણાય છે અને તે આઠમના રોજ ત્યાં હવન કરાવે છે. જે કોઇએ બાધા માનતાઓ રાખી હોય તે ત્યાં પૂરી કરે છે. આ પ્રસંગે લગભગ પંદરથી વીસહજાર રબારીઓ ભેગાં થયા હોય છે. મઢ તરફથી તેમના ભોજન માટે ત્યાં બંદોબસ્ત કરવામાં આવે છે. રસોઇઆ બોલાવી સૌને માટે રસોઇ રાંધવામાં આવે છે, સૌને પીરસવા પહોંચી વળવા માટે કોથળાઓમાં, રાંધેલી ખીચડી ભરવામા આવે છે અને ચમચાને બદલે પાવડાથી તે સૌને પાતળોમાં પીરસવામાં આવે છે. આ ખર્ચને પહોંચી વળવા માટે મઢ તરફથી ઉઘરાણું કરવામાં આવે છે અને સૌ પોતાની શક્તિ અનુસાર તેમાં ફાળો આપે છે. આ મઢ લોકમેળા જેવો હોય છે. તેનું આ કોમમાં ઘણું જ મહત્ત્વ મનાય છે. કુટુંબમાંથી ગમે તે એકાદ બે જણે પણ આ પૂંજમાં જવું જ જોઇએ એમ માને છે અને જો ન જાય તો માતા કોપાય માન થાય એમ તેઓ માનતા હોય છે.



દૂધમલ ભરવાડ જવાનડા



પરાપૂર્વનો દૂધ વેચવાનો ધંધો ખેડતી ગોવાલણ (ભરવાડ)

"પૂંજ" ઉપરાંત એ લોકોમાં "લોટી"નું મહત્ત્વપણ ઘણું હોય છે. સાધનસંપન્ન રબારી હરદ્વાર તથા કાશી વગેરેની જાત્રાએ જાય છે, અને ન ગયો હોય તો તેને માટેની તીવ્ર ઇચ્છા સેવે છે. જાત્રાએ જઇ આવ્યા પછી અનુકૂળતાએ વર્ષે બે વર્ષે યા દસ વર્ષે પણ સૌ નાના મોટા સગા સ્નેહીઓને આમંત્રણ આપી "જમણ" કરવામાં આવે છે. આ જમણને "લોટી" કહેવામાં આવે છે. તેમાં લગભગ ચારથી પાંચ હજાર સુધીનો પણ ખર્ચ કરવામાં આવે છે. જાત્રાએ જઈ આવ્યા પછી "લોટી" કરવી જ જોઇએ એમ તેઓ માને છે. અને કેટલીકવાર તો ભારે મોટાં દેવાં કરીને પણ "લોટી" કરી, કાયમી દેવાદાર બને છે.

**દૈનિક જીવન :** ગીરના નેસમાં વસતા રબારીઓનું દૈનિક જીવન ત્યાંના નેસમાં વસતા ચારણોના જેવું જ છે, કે જે આપણે આ અગાઉ વિગતવાર જોઇ ગયા છીએ.

સ્ત્રી-પુરુષ બન્ને સવારે વહેલાં ઊઠી કામધંધે વળગે છે. સ્ત્રીઓ ઘંટીએ લોટ દળવા બેસે છે. તે પતાવી પાણી ભરે છે, દૂધ દોહે છે, છાણુ-વાસીદાં કાઢે છે. બપોરે રોટલા રાંધી સૌને જમાડી થોડો આરામ કરે છે. વળી તે ઢોરઢાંખરના કામકાજમાં પડે છે તથા છાસ વલોવી માખણ કાઢે છે. સાંજે ભેંસો આવતાં તેના ખાણુપાન તૈયાર કરે છે અને રોટલા રાંધી, વાળુ કરી આરામ કરે છે. પુરુષ સવારે વહેલા ઊઠી દૂધ દોહી પોતાના ઢોરઢાંખર લઇ જંગલોમાં ચારવા જાય છે. અગિયાર-બાર વાગે ઘેર આવી જમે છે અને ફરી બપોરે બે વાગે ઢોરઢાંખર લઇ ચારવા જાય છે. સાંજે ઘેર આવી દૂધ દોહી વાળુ કરે છે. થોડો સમય નેસના યા ફળીયાનાં સૌ ભેગાં થઇ, બીડી-ચલમ પીતા અલકમલકની વાતો કરી આરામ કરે છે. ઘરમાં ઘી વગેરે તૈયાર થઇ ગયું હોય તો તે નજીકના ગામમાં વેચવા જાય છે અને વળતાં ગામમાંથી ઢોરઢાંખરને ખવડાવવા કપાસિયા અથવા જરૂરી એવી ઘરવખરીની ચીજો પોતાના સાંઢિયા યા ઘોડા ઉપર લાદી સાંજે પાછા આવે છે.

આ લોકોનો મુખ્ય ખોરાક ઘઉં, બાજરો વગેરે હોય છે. બપોરે તેઓ શાક, રોટલા અને તે સાથે દૂધ યા છાસ લે છે. રાત્રે પણ શાક–રોટલા યા ખીચડી–શાક રાંધી સાથે દૂધ યા છાસ લે છે. કેટલીકવાર બાજરાની કઢી અને રોટલા યા ખીચડી રાંધે છે શાકમાં તેઓ ડુંગળી વિશેષ લે છે.

જમતી વખતે આ લોકો પણ એકાદ પાટલા ઉપર રોટલા મૂકી તેને ફરતાં સૌ પોતાના અલગ અલગ છાલિયામાં શાક વગેરે લઈ જમવા બેસે છે. આ પ્રમાણેનું તેમનું જીવન છે.

વારતહેવારે તેઓ ચણાના મૂઠીયા તળી તેનો ભૂકો કરી ખાંડ યા ગોળની ચાસણીમાં નાખી લાડુ બનાવે છે. આ સિવાય બીજું કાંઇ ખાસ મિષ્ટાન્ન તેઓ બનાવતા નથી. આ લોકોમાં માંસાહાર કરવામાં આવતો નથી.

**કૌટુંબિક સ્થિતિ :** આ લોકોમાં કુટુંબ કલેશના ઝઘડા બહુ થતા નથી. તેઓનું કૌટુંબિક જીવન એકંદરે સુમેળમયું તથા શાંતિમય છે. ઘરના વડીલોનો માનમર્તબો સારી રીતે જાળવવામાં આવે છે. તથા કુટુંબના વડીલનો સૌ ઉપર સારો દાબ હોય છે. પતિ પત્નીના ઝઘડાં પણ વિશેષ હોતા નથી. પરંતુ આણાંની બાબતમાં વેવાઇ વેલાને ઝઘડાં પડે યા બીજા કોઇ કારણસર પતિ પત્નીને ઝઘડો થાય તો પત્નીને પતિ તેડતો નથી. પત્ની તેના માવતરને ત્યાં જીવન ગુજારે છે.

બીજા સમાજોમાં આ લોકો હલકાં મનાતા નથી. પરન્તુ તેઓ શૈક્ષણિક દૃષ્ટિએ ઘણા જ પાછળ છે. અજ્ઞાનતા અને વહેમોથી તેઓ ઘેરાયેલા છે. કેટલાંક વર્ગો તેમની અજ્ઞાનતાનો દુરૂપયોગ કરી શોષણ કરતા આવ્યા છે અને તેને કારણે આ વર્ગ દેવાદાર બન્યો છે. બીજું કેટલાક રબારીઓમાં વિધવા બાઇને આગલા ઘરના કુટુંબીઓની સંમતિ વગર તથા તેમને મન ધાર્યા પૈસા આપ્યા વગર ઘરઘરણું કરવા દેવામાં આવતું નથી. આ રિવાજને કારણે ઘણી વિધવાબાઇઓને ઘરઘરણું કરવામાં મુશ્કેલી પડે છે.

પશુપાલન કરનાર તથા ખેતી પર નભનાર એ બન્ને વર્ગના રબારીઓ આમ આર્થિક રીતે પણ ઘણા પાછળ છે.

# ભ.....ર.....વા.....ડ

હાથમાં ડાંગ લઇ ઘેટાં બકરાંના ટોળાને હંકારતા, ટોળામાંથી આઘા પાછા થતાં ઘેટાંઓને લલકારતા તથા ડાંગ વડે તેમને એક બાજુ કરી વારતા, એવા સીમ સીમાડાઓની વાટ ઉપરથી પસાર થતાં ભરવાડને કોણે નહીં જોયા હોય! અથવા વહેલી સવારમાં ઊનના દોરડાવાળી કાવડમાં આજુ-બાજુ દૂધના બોઘડાં ટાંગી નજીકના શહેરોની હોટલોમાં દૂધ વેચવા જતા ભરવાડો કોણે નહીં જોયા હોય! જો કે ઘણાએ તેઓને જોયા તો હશે પરન્તુ તેમના જીવન વિશે બહુ થોડા જાણતા હશે.

ઘાસચારાને માટે તેઓ પોતાના ઘેટાં બકરાં લઇ એક સ્થળેથી બીજે સ્થળે જંગલો અને ડુંગરોમાં ભટકે છે. બે ચાર, દિવસ એક જગ્યાએ પડાવ નાખે છે. વરસાદથી બચવા ગધેડાં યા ઊંટનું "લગરુ" લઇ, એકાદ જગ્યાએ ચારેક લાકડાં ખોડી તે ઉપર લગરું ઊંધું નાખી. છત્રી કે છાપરાં જેવું તૈયાર કરે છે. તેના ઉપર એકાદ પંછીયું યા પછેડી નાખે છે. પડખે માટીના ઢેફાનો ચૂલો કરી જરૂર પૂરતાં રોટલાં રાંધે છે અને જમતી વખતે હાથમાં રોટલો લઇ બીજે હાથે બકરી વગેરેના આંચળ દોહી દૂધની સીધી શેડ પોતાના મોઢાંમાં ઝીલે છે. આમ દૂધ રોટલાં ખાઇ પોતાના ગાંડરા સાથે જંગલમાં ભટકી જીવન વિતાવે છે. રાત્રે પોતાના ગાંડરાને એકાદ ઝાડ નીચે ઊભાં રાખે છે. અને પોતે અર્ધ જાગતા રહી તેની ચોકી કરે છે. બે ચાર દિવસ ત્યાં પોતાનાં ગાડરાં ચરાવી બીજે સ્થળે પોતાના ઊચાળા ભરે છે. માલ સામાન લઇ જવા માટે એકાદ બે ગધેડાં કે ઊંટ પણ રાખે છે. કેટલાંક ભરવાડ તો બારે માસ આ રીતે રખડતું જીવન ગાળે છે. પણ તેઓની સંખ્યા જૂજ છે. મોટા ભાગના તો માત્ર ચોમાસામાં જ લીલા જંગલો અને ડુંગરોમાં પોતાના

ગાડરાં લઈ ભટકે છે. બાકીના સમયે કોઈ ગામડાંમાં પોતાના સ્થાયી રહેઠાણે રહે છે. પુરુષો સવારે વહેલા ઊઠી માલ દોહે છે અને શિરામણ કરી સીમમાં માલ ચારવા જાય છે. બપોરે એક બે વાગે ઘરેથી સ્ત્રી કે કોઈ બીજું 'ભાત' લાવે છે. તે જમી થોડો આરામ કરે છે. વળી ઘેટાંના ટોળાંને ચરાવ્યા કરે છે. લગભગ સાડા છ સાત વાગે પાછા ફરે છે. માલ દોહે છે. અને વાળુ કરી આરામ કરે છે.

સ્ત્રીઓ વહેલી સવારે ઊઠી જો ઘરમાં ઘંટી રાખી હોય તો દળવા બેસે છે પછી દૂધ દોહે છે, છાણ વાસીદા કાઢે છે. બળતણ માટે છાણાં થાપે છે. ઘરની સફાઈ કરે છે. બાળકોનું ધ્યાન રાખે છે; રસોઈનું કામકાજ અને ત્યાં સુધી વહેલું પતાવી ઊન થયું હોય તો કાંતવા બેસે છે; યા છાસ વલોવવા વગેરેનું કામકાજ કરે છે; ગામમાં દૂધ આપવા જાય છે; લેવડ દેવડના હિસાબો કરે છે. જોઈતી ચીજ વસ્તુ ખરીદે છે.

બપોરે સીમમાં 'ભાત' આપવા જાય છે. આવીને ઊન કાંતે છે. ઊન ન હોય તો રજાઈ, ગોદડાં વગેરે સીવે છે. સાંજે વળી દૂધ વગેરે દોહે છે, રસોઈ રાંધે છે અને જમી પરવારી આનંદ કરે છે.

આ ભરવાડો મુખ્યત્વે ઊન વેચી પોતાનું ગુજરાન ચલાવે છે. આ ઉપરાંત પોતાના ગાડરાંનું દૂધ નજીકના શહેરમાં યા ગામની હોટલવાળાને વેચી બીજી થોડી આવક કરે છે. પ્રસંગોપાત તે પોતાના ઘેટા–બકરાં વેચી નાણાં ઊભાં કરે છે.

બધા ભરવાડો કેવળ ઘેટાં–બકરાં જ રાખતા નથી. કેટલાક આ સિવાય ગાય, ભેંસ વગેરે સારા પ્રમાણમાં રાખે છે અને તેનું દૂધ–ઘી વેચે છે. પરન્તુ આવા ભરવાડોની સંખ્યા ઓછી છે. તેઓ મુખ્યત્વે શહેર નજીકના ગામોમાં વસે છે અને તે ગામોમાં વહેલી સવારે દૂધ પહોંચાડી શકાય તે પ્રમાણે દૂધ દોહવાનો સમય રાખે છે. રેલગાડીની સગવડ ન હોય અને ત્રણ કલાકનો જવાનો રસ્તો હોય તો તેઓ રાત્રે બે વાગે ઊઠીને પણ

માલ દોહવાનું રાખે છે જો રેલગાડીની સગવડ હોય અને તે પણ વહેલી જતી હોય તો તેને અનુકૂળ રહી માલ દોહવાનું રાખે છે. આવા શહેરોમાં તેઓ દૂધના ઘડા ભરીભરીને જાય છે. કેટલાક વિસ્તારોમાં દૂધ વેચવા માટે પુરૂષો કરતાં સ્ત્રીઓ વિશેષ પ્રમાણમાં જતી હોય છે. તે અભણ હોવા છતાં દૂધની લેવડદેવડના હિસાબ સારી રીતે મોઢે રાખે છે. તેમનું દૈનિક જીવન પણ દૂધ વેચવા જવાના સમયને અનુકૂળ રહી ઘડાય છે. પુરુષ વર્ગ મુખ્યત્વે તો માલ ચારવા જવાની પ્રવૃત્તિમાં જ રોકાઇ રહે છે.

આમ મોટો માલ (ગાય–ભેંસ) રાખનાર ભરવાડવર્ગ પણ છે. તેમની આર્થિક સ્થિતિ નાનો માલ (ગાડરાં) રાખનાર કરતાં કેટલેક અંશે વધુ સારી છે. પરન્તુ મોટો માલ રાખનાર ભરવાડની સંખ્યા જૂજ છે. મોટા ભાગના તો ગાડરાં રાખનારા જ હોય છે અને તેઓની વિશેષ વસ્તી હાલારમાં છે.

મોટો માલ રાખનાર ભરવાડ વર્ગ વધુ સ્થાયી જીવન ગાળે છે. જ્યારે નાનો માલ રાખનારનું જીવન વધુ ભટકતું હોય છે. જો કે ગામડાંઓમાં તેઓના ઘરબાર હોય છે ત્યાં તે વસે છે; પણ અમુક સમયે તે બહાર ભટકે છે અને તેઓ ચોમાસામાં જંગલો અને ડુંગરો તરફ વળે છે. બાકીના સમય દરમ્યાન તેઓ સીમસીમાડે ચરાવે છે અને સાંજે ઘેર આવે છે. મધ્ય સૌરાષ્ટ્ર તરફના તથા બીજા કેટલાક વિસ્તારોમાં વસતા ઘણાખરા ભરવાડો હોળી ઉપર એટલે કે ફાગણ માસ દરમ્યાન કપાસના વાવેતરવાળા મુલકમાં પોતાનો માલ ચરાવવા માટે જાય છે. તેમાં મુખ્યત્વે તો 'ભાલ' વગેરે પ્રદેશમાં જાય છે. તેને 'વાઢે' ગયા કહેવામાં આવે છે. જામનગરની આસપાસના વિભાગમાં વસતા કેટલાક ભરવાડો દીવાળીથી જેઠ માસ સુધી જુનાગઢ પાસેના વિભાગમાં પોતાના માલ સાથે ભટકે છે અને જ્યાં ત્યાં પડાવ નાખી પડી રહે છે.

ફાગણ મહિનામાં અને ભાદરવા માસમાં એમ વર્ષ દરમ્યાન બે વખત તેઓ ઘેટાંનું ઊન કાતરે છે અને તે વેચી નાણાં ઊભાં કરે છે. આ દિવસોમાં

તેઓ કાંઇ બજારમાં ઊન વેચવા જતા નથી. પણ ઊનના વેપારી અથવા દલાલો તેમને ત્યાં અગાઉથી આવી ભાવ ઠરાવી એડવાન્સ પૈસા આપી જાય છે. અને 'ઊન' કાતરવાના દિવસે ભરવાડને ત્યાં હાજર થાય છે. ભરવાડ તેમની રૂબરૂમાં ઊન કાપી આપે છે. આ રીતે તેઓનો ઊનનો વેપાર ચાલે છે.

આ કોમ સૌરાષ્ટ્રમાં મુખ્યત્વે 'ઢાંગો' અને ભાદર કાંઠાથી સરધારી ધાર સુધીમાં વિશેષ જોવા મળે છે. જો કે તેઓ સૌરાષ્ટ્રભરમાં ફેલાયેલા છે. પરન્તુ સૌરાષ્ટ્ર કરતાં ગુજરાતમાં તેઓની વસ્તી વિશેષ જોવા મળે છે.

**વંશ અને જાતિ :** આ લોકો મૂળે કયા વંશના છે અથવા ક્યાંથી આવ્યા તે અંગે કોઇ ખાસ ઇતિહાસ મળતો નથી. પરન્તુ તે અંગે કેટલીક દંતકથાઓ છે. પરન્તુ તેમાંથી તદ્દન નક્કર સત્ય મળી શકતું નથી. કેટલાંક પોતાને જાદવ કુળના વંશજો કહેવડાવી ગર્વ અનુભવે છે.

ભરવાડ કોમમાં "મોટાભાઇ" અને "નાનાભાઈ" એમ બે વર્ગ છે. તેઓની રહેણી કરણી, રીતરિવાજ, ધંધો, વગેરે બધું લગભગ સરખું છે. પરન્તુ તેઓમાં એકબીજા સાથે લગ્ન વ્યવહાર જોડી શકાતો નથી. વળી આ બન્ને વર્ગોના બ્રાહ્મણ બારોટો અને ભુવા જુદા જુદા હોય છે. બારોટ તેમની વંશાવળી રાખે છે. ગોહીલવાડ જીલ્લા તરફ "નાનાભાઇ" ભરવાડ વધુ છે અને હાલારમાં "મોટાભાઇ" ભરવાડની વસ્તી વધુ જોવા મળે છે.

એમ માનવામાં આવે છે કે "મોટાભાઇવાળા" ભરવાડ બનાસ કાંઠામાં આવેલા "જાડા વડા" નામના સ્થાનકેથી આવ્યા છે. તેમના મૂળ ગોર આજે પણ ત્યાં વસે છે. અને દર વર્ષે અહીં આવી આ લોકો પાસેથી પોતાના હકનો 'કર' ઉઘરાવે છે. ઝાલાવાડ બાજુ કેટલાંક ભરવાડોના બારોટો મારવાડમાંથી પણ આવે છે.

સામાન્ય રીતે આ લોકોમાં ઝાંપડા, ટોળીઆ, ગમારા, ડાભી, મુંધરા, કંટોડી, ટારીઆ, મેવાડા, હાડ, કઈડા વગેરે અટક હોય છે. આ

[૫૪]

ઉપરાંત રજપુત શાખ જેવી કે પરમાર, સોલંકી, ચાવડા, ગોહીલ, રાઠોડ, જાદવ વગેરે જોવા મળે છે.

આ કોમમાં પુરુષ વર્ગમાં અમરા, પાલો, અરજણ, જેઠો, કાનો, ગોવીંદ રાઘવ વગેરે જેવાં નામો પાડવામાં આવે છે અને સ્ત્રીઓમાં રતન, પાંચી, રાજી, અમરી, ધની વગેરે નામ પાડવામાં આવે છે.

**પોષાક :** ભરવાડ તેના પોષાક ઉપરથી ઓળખાઈ આવે છે. કેડિયું, ચોરણી અને માથે આખી લાલ યા લાલ છેડાવાળી પાઘડી એ એનો કાયમનો જ પોષાક છે. તેમના આ કેડિયાં અને ચોરણા થોડા લાંબા હોવાથી અને હાથે તથા પગે થોડાં ઉપર ચઢાવેલાં હોવાથી 'તે ભાગ પર ઘણી કરચલીઓ પડેલી હોય છે, વળી તેઓ પાઘડી પણ વ્યવસ્થિત રીતે ન બાંધતા જેમ તેમ હાબડથુબડ રીતે બાંધે છે. તેમના આ પોષાકમાં તેમના ચાંચવાળા તથા નાની નાની ફુદડી જડેલા જૂના ઓખાઈ ઢબના જોડા અનેરી ભાત પાડે છે. તેનું ચામડું કડક લાકડા જેવું હોઈ કાદવ–કીચડમાં પણ એવા જ રહે છે અને રસ્તાની સડકો ઉપર 'ખસડક', 'ખસડક' અવાજ કરે છે. વળી અધૂરામાં પૂરી તેના હાથમાંની ડાંગ, તેઓ રસ્તા ઉપર પછાડી પછાડીને લહેરથી ચાલતા હોય છે. તેમના જોડાથી થતાં 'ખસડક' 'ખસડક' અવાજ સાથે તેમની ડાંગનો અવાજ એકધારીતાલ મિલાવતો જણાય છે.

આ ભરવાડોના કાંડામાં ચાંદીના કડાં સદા ચમકતાં હોય છે. અને તેને લીધે તે બીજા માલધારીઓથી સદા અલગ ઓળખાઇ આવે છે. જે કાંઇ મૂડી ભેગી થતી જાય તેનાં ઘરેણાં તેઓ વસાવતા જાય છે. ડોકમાં ચાંદીનો કાંઠલો તથા ચાંદીની માળાઓ પણ કેટલાક ભરવાડો પહેરે છે. તેમના કાનમાં સોનાના લોળિયાં લટકતાં હોય છે તથા કાનના ઉપરના ભાગમાં સોનાના 'ફૂલ' પહેરે છે. કેટલાંક સારી સ્થિતિના ભરવાડો કમરે ચાંદીનો કંદોરો પણ પહેરે છે.

હિંગળાજ માતાની જાત્રા કરી આવેલ ભરવાડ પોતાના ગળામાં ત્યાંથી આણેલ "ઠુમરાં" પહેરે છે. આ ઠુમરાંના પારા રાતા રંગના પરવાળાંના

બનેલા હોય છે. અને તેને ચાંદીની કડીઓમાં સોની પાસે મઢાવેલાં હોય છે. એકી સાથે આ માળાની ચાર પાંચ સર ગળામાં ટાઇની જેમ ચપોચપ બાંધે છે. અને તેના છેડાં પણ ટાઇના લટકતા પટ્ટાની જેમ બટન ઉપર ફરફરતાં હોય છે ઘડીભર તો અજાણ્યા માણસને આ નવીન પ્રકારનું અલંકાર જોઇ મનમાં કુતુહલ ઊભું થાય છે. આવાં છે આપણા ભરવાડના પોષાક અને ઘરેણાં.

ભરવાડની જેમ ભરવાડણ પણ બીજી માલધારી સ્ત્રીઓથી જલદી ઓળખાઇ આવતી હોય છે. ઊન વહેંચવાનો મુખ્ય ધંધો હોઇ ઊનના કપડાં હોય એ તો સ્વાભાવિક છે. તેઓ ઘાઘરાને બદલે કમરે ઊનનું કાળા ધાબળા જેવું કપડું જીમીની જેમ વીંટાળે છે. તેમાં લાલ તેમજ સફેદ ઊનના સૂતરના વણાટની ડીઝાઇન પણ હોય છે. આ કપડાંને "ધુંસી" કહેવામાં આવે છે. બદન ઉપર કસવાળું કાપડું પહેરે છે. જો કે તે સુતરાઉ હોય છે પણ માથે ઓઢણામાં તો ઊનના ધાબળાં જ ઓઢે છે. કન્યાઓના કપડાં ઘણું ખરું સુતરાઉ હોય છે. મુખ્યત્વે તો તેને લાલ યા લીલા રંગની ચોળી, ચણીઆ અને કરમજી રંગની ચુંદડી જેવી ઓઢણી પહેરાવવામાં આવે છે.

સ્ત્રીઓના આ પોષાકમાં તેઓના ઘરેણાં દીપી ઉઠતાં હોય છે. ગળામાં ચગદાવાળાં પારાનો સોનાનો હાર, કાનમાં ચાંદીની પાંદડીયું, વેઢલાં અને આકોટા લટકતા હોય છે. અને નાકમાં નથ પહેરેલો હોય છે. તેમના પગ ચાંદીના કાંબી અને કડલાંથી સજાયેલાં છે અને હાથમાં ચાંદીના અરઢીયાં હોય છે. સૌથી ધ્યાન ખેંચે એવું તો તેમના ડાબા હાથમાં પહેરેલુ હાથીદાંતનું બલોયું હોય છે. તે ત્રણેક આંગળ પહોળું હોય છે. અને લગભગ સોરઠ વિભાગ સિવાય બધે જ તે પહેરવાની પ્રથા છે. જો કે કુંવારી કન્યાઓ તે પહેરતી નથી. પરણ્યા પછી જ તે પહેરવામાં આવે છે. આ બલોયાની કિંમત લગભગ પચાસ પોણોસો રૂપીઆ જેટલી હોય છે. ઘરેણામાં આ ઉપરાંત આંગળીઓમાં ચાંદીના કરડાં પહેરવામાં આવે છે. નાની બાળાઓને હાથમાં બંગડી અને પગમાં ચાંદીની ઝાંઝરીઓ પહેરાવવામાં આવે છે. અને નાના બાળકોને પગમાં ચાંદીના તોડાં તથા કડલાં પહેરાવવામાં આવે છે

આ છે ભરવાડોનો પોષાક અને ઘરેણાં કે જેનાથી તે બીજા માલધારીઓથી જુદા તરી આવે છે.

આ લોકોની ભાષા તો ગુજરાતી જ છે. પણ બાર ગાઉએ બોલી બદલાય એ પ્રમાણે થોડા થોડા શબ્દોમાં ફેર હોય છે. ગામડાંમાં વસતા હોવાથી તેઓની બોલી અશુદ્ધ તથા ગામઠી ઢબની હોય એ સ્વાભાવિક છે.

ઊન હાથથી તેમજ મોટા રેંટીઆથી કાંતવા સિવાય બીજી કોઇ કળા આ લોકોમાં ખાસ ખીલેલી જણાતી નથી.

તેમના જીવનમાં રાસ રાસડાંઓનું સ્થાન ઘણું જ છે અને તે દિન-પ્રતિદિન વધતું જ જાય છે. વાર તહેવારે તથા અન્ય શુભ પ્રસંગો દરમ્યાન સમૂહમાં સારી રીતે ગાવામાં આવે છે. આ પ્રસંગે ઢોલ નગારાં વગેરે પણ વગાડવામાં આવે છે તથા સ્રીઓ નવાં ઘરેણાં તથા વસ્ત્રો પહેરે છે અને અનેકઘણાં ઉત્સાહથી રાસ રમે છે તથા તે રીતે જીવનનો આનંદ લૂંટે છે.

ધાર્મિક તહેવારો દરમ્યાન તથા અન્ય અનુકૂળ પ્રસંગો દરમ્યાન સૌ ભેગા થઇ ભજન કીર્તન કરે છે. ભજનો સામાન્ય રીતે બીજા સમાજોમાં ગવાતા હોય તે હોય છે. ખાસ તેમની જ કોમ પૂરતા ગવાતા હોય તેવા નથી. મુખ્યત્વે તો મીરાં, કબીર વગેરેના ભજનો હોય છે. કેટલેક અંશે સુરદાસના પણ ભજનો ગવાતાં હોય છે.

આ કોમમાં શિક્ષણનું પ્રમાણ ઘણું થોડું છે. જો કે તદ્દન નહીવત્ જેવું નથી. થોડુંક લખી વાંચી શકે તેવા લગભગ વીસેક ટકા ખરા, પણ ઉચ્ચ કેળવણી પામેલાનું પ્રમાણ નહીંવત્ છે. છોકરાં મોટા થાય કે ઘર કામકાજમાં કે ઢોર ચારવાના કામકાજમાં મોકલી દેવામાં આવે છે. બાળકોને નિશાળે ન મોકલવા પાછળનું કારણ કામનો બોજો તથા અજ્ઞાનતા છે.

અન્ય હિંદુધર્મીઓની જેમ આ લોકોના જીવનમાં પણ ઉત્સવોનું ઘણું મહત્ત્વ છે અને લગભગ બધા જ તહેવારો તેઓ પોતાની શક્તિ અનુસાર ઉજવતા આવ્યા છે. જેમકે દીવાળી, શિવરાત્રી, હોળી, જન્માષ્ટમી,

દશેરા, નવરાત્રિ વગેરે. આ ઉપરાંત મહા માસની આઠમ તથા અષાઢ માસની સુદ બીજ અને નવરાત્રીના તહેવારોનું ધાર્મિક દષ્ટિએ પણ મહત્ત્વ ઘણું છે. તે પ્રસંગે પૂજા તથા નૈવેદ્ય કરવામાં આવે છે. આ અંગે આપણે ધાર્મિક માન્યતાઓ અને વિશ્વાસ વગેરે તપાસતી સમયે વિગતે જોઇશું.

**સામાજિક રીતરિવાજો અને ક્રિયાઓ :** માસિક ધર્મ પ્રસંગે સ્ત્રીઓમાં ખાસ આચારના નિયમો પાળવામાં આવતા નથી. જો કે કેટલીક સ્ત્રીઓ પાળે છે પણ તેનું પ્રમાણ જૂજ છે. સ્ત્રીને ગર્ભ રહ્યા પછી લગભગ સાતમે માસે અને કેટલીક જગ્યાએ પાંચમે માસે પણ ખોળો ભરવામાં આવે છે. આ પ્રસંગે કન્યાના માવતર પક્ષ તરફથી દસ બાર જણ દીકરીના સાસરે જાય છે. દીકરીને દેવા માટે સાથે એકાદ જોડ નવા કપડાં પણ લઇ જાય છે. આ પ્રસંગે સૌ સગા સ્નેહીઓ તથા આડોસી પાડોસી સૌને જમાડવામાં આવે પછી સૌ ભેગા થાય છે, સ્ત્રીઓ ગીતો ગાય છે. ગર્ભવતીને એક નાની ખાટલીમાં બેસાડી ચાંદલો કરી તેના ખોળામાં નાળિયેર મૂકવામાં આવે છે. આ પ્રસંગે ગોર પણ હાજર હોય છે. એકાદ કલાક આમ ખોળો ભરવાનો વિધિ ચાલે છે. સૌ સગા સ્નેહીઓને ચા પીવડાવવામાં આવે છે યા તો ગોળ ખજૂર વગેરે ખુશાલીના પ્રતિક રૂપે વહેંચવામાં આવે છે. આ પ્રસંગે લગભગ પચાસ સાઠ રૂપીઆનો ખર્ચ થાય છે.

બાઇ પાસે આ પછી વધુ શ્રમ પડતું કામ કરાવવામાં આવતું નથી તથા ખટાશ યા અન્ય વિકારી ચીજો ખાવા દેવામાં આવતી નથી. સામાન્ય રીતે બને ત્યાં સુધી પહેલી સુવાવડ પિયરમાં કરવામાં આવે છે. પછીની સુવાવડ સાસરે કરવામાં આવે છે. સુવાવડ પ્રસંગે કોઇ જાણકાર સુયાણીને બોલાવવામાં આવે છે. તે ઘણું કરીને તો વાળંદ યા ખવાસ વગેરે કોમની હોય છે. તેને મહેનતાણાંમાં પાંચેક રૂપીઆ તથા નાળિયેર વગેરે આપવામાં આવે છે. બાઇને મુશ્કેલી પડતી હોય તો હવે નજીકના ડોકટરનો યા હોસ્પીટલનો સહારો લેવામાં આવે છે. પુત્રી કરતાં પુત્ર જન્મે તો કુટુંબમાં વધુ હર્ષની લાગણી ફેલાય છે.

છઠ્ઠીના દિવસે સૌ સગા સ્નેહીઓ ભેગા મળે છે. બાળકને નાની ખાટલીમાં સુવડાવી ચાંદલો કરવામાં આવે છે. ઘરમાં ઘીનો દીવો કરવામાં આવે છે. સૌ સ્ત્રીઓ વારાફરતી આવી બાળકને દુઃખણું લઇ આશીર્વાદ આપે છે. અને એકાદ કેડિયું, ઝભલું વગેરે આપે છે. કોઇ રોકડ રૂપીઓ આપે છે. આ દિવસે કોઇને કાંઇ જમણ વગેરે આપવામાં આવતું નથી. કેટલીક જગ્યાએ પહેલાં ખોળાના સંતાન સમયે ફઈ તેનું નામ પાડે છે તે બદલ શક્તિ અનુસાર ભાઈ તરફથી એકાદ જોડ કપડાં, સાડલો યા ધાબળો વગેરે કાંઇક એકાદ ચીજ આપવામાં આવે છે.

બાળક વર્ષ સવા વર્ષનું થાય ત્યારે તથા કેટલીક જગ્યાએ માનતા રાખ્યા મુજબ વાળ વધાર્યા પછી બાળક ત્રણ કે પાંચ વર્ષનું થાય ત્યારે માતાને સ્થાનકે જઇ તેના વાળ ઉતરાવવામાં આવે છે. તથા નૈવેદ્ય ધરવામાં આવે છે. અને ત્યાં સૌને જમણ આપવામાં આવે છે.

આ કોમમાં પહેલાં બાળલગ્નોનું પ્રમાણ વિશેષ હતું અને ચાર પાંચ વર્ષની ઉંમરે લગ્ન કરવામાં આવતાં, હાલમાં આ પ્રથા કાયદો આવતા બંધ થવા પામી છે. છતાં ખાણે ખૂંચે આવા બનાવો ક્યારેક બનતા હોય છે એમ સંભળાય છે અને આજે પણ તેમનો વૃદ્ધ વર્ગ બાળલગ્નોનો આગ્રહ રાખે છે જ્યારે યુવાન વર્ગ તેની સાથે સંમત થતો નથી. પહેલાંના વખતમાં તો વળી પેટમાં બાળક હોય ત્યારે પણ ચાંદલા કરવામાં આવતા હતા. આજે બાળલગ્ન રહ્યા નથી પણ બાળ સગપણો કરવામાં આવે છે.

આ કોમમાં ગાંધર્વલગ્ન કે પ્રેમલગ્નો જેવી પ્રથા નથી. તેમજ કોઇની કુંવારી દીકરીઓ ઉપાડી જઇ લગ્ન કરવાની પ્રથા સમાજ માન્ય નથી. વિધવાબાઇને ફરજિયાત વૈધવ્ય પાળવાનું હોતું નથી. પરન્તુ જો દેર કુંવારો હોય તો તેની સાથે પહેલાં ફરજિયાતપણે દેરવટું કરવામાં આવતું. આજે પણ દેરવટું થાય છે પણ તે મરજીયાત છે. બાઇની મરજી ન હોય તો થતું નથી. વિધવાબાઇને પોતાના વડીલો કોઇ લાયક વિધૂર સાથે ઘરઘરણું કરી

આપે છે. કેટલાંક ભાગોમાં ઘરઘરણુંમાં પુષ્કળ પૈસા આપવા પડે છે. જ્યારે બીજા કેટલાક વિસ્તારોમાં ખાસ બહુ પૈસા લેવામાં આવતા નથી. વિધવા બાઈના આગલા ઘરના સંતાનો ઉપર તેના મૂળ વાલી વારસોનો હક ગણવામાં આવે છે.

બહુ પત્ની પ્રથા જેવું પણ અહીં નથી. જો કે પહેલાં કામકાજના કારણે, શ્રીમંતાઇના કારણે તેમજ બીજા કેટલાંક કારણોસર કેટલાક લોકો બબ્બે પત્ની કરતા હતા. પરન્તુ હાલમાં આવા કિસ્સા ખાસ બનતા નથી. સંતાન ન થતું હોય યા બીજા કોઈ એવા કારણસર બીજી પત્ની કરવામાં આવે છે.

પતિ પત્ની વચ્ચે અણબનાવ થતાં છૂટા છેડા કરવાની છૂટ હોય છે. પરન્તુ આવા ખાસ બનાવો બનતા નથી. કેટલીકવાર છૂટા છેડા ન કરતાં સ્ત્રી માબાપને ત્યાં રહી જીવન વિતાવે છે.

વરકન્યાની પસંદગી મુખ્યત્વે માબાપ જ કરે છે. તેમાં સગાસ્નેહીઓ અગત્યનો ભાગ ભજવતા હોય છે. વરકન્યાને આ બાબતમાં કાંઇ છૂટ હોતી નથી. સામાન્ય રીતે ઉંમરમાં ત્રણેક વર્ષ નાની હોય એવી કન્યા જોવામાં આવે છે. એક જ ગોત્રમાં લગ્ન થઈ શકતાં નથી તેમજ ફઇ મામાના દીકરા દીકરીઓ વચ્ચે સંબંધ જોડવામાં આવતા નથી, આ સિવાય, રંગ, રૂપ, મોં, ગુણ વગેરે બાબતોનો ખ્યાલ કરવામાં આવે છે. શિક્ષણને ખાસ મહત્ત્વ અપાતું નથી. હવે કેટલેક અંશે તેને મહત્ત્વ આપવાની શરૂઆત થઇ છે. સગાઇ તો નાનપણમાં થાય છે. પણ લગ્ન પુખ્ત ઉંમરે જ કરવામાં આવે છે. સામાન્ય રીતે પુરૂષની ઉંમર ૧૬ થી ૨૦ ની હોય છે અને કન્યાની ઉંમર ૧૪ થી ૧૮ની હોય છે.

**સગાઇ :** અગાઉથી વાતચીત કર્યા મુજબ વરપક્ષને ત્યાંથી બે ચાર જણ કન્યાપક્ષવાળાને ત્યાં સાંકરનો પડો, બંગડીઓ તથા ચુંદડી લઇને જાય છે. ઘરેણાંનો તો રીવાજ હોતો નથી જ્યારે કેટલીક જગ્યાએ બે રૂપીઆ

રોકડા તથા થોડાં ઘરેણાં વગેરે લઇ જવામાં આવે છે. કન્યાપક્ષને ત્યાં સૌ ભેગા થાય છે કન્યાને ચાંદલો કરવામાં આવે છે. સગાઇની ખુશાલીમાં સૌને ગોળધાણાં વહેંચવામાં આવે છે. તથા ૧૦૦) થી ૫૦૦) રૂ. સુધી કન્યાના માબાપને વરપક્ષ તરફથી આપવામાં આવે છે. જુનાગઢ બાજુ ૧૫૦) રૂ. આપવામાં આવે છે. આમ સગાઈ નક્કી થયા પછી લગ્ન આવે ત્યાં સુધીના કાળમાં વરકન્યાને ખાસ મળવા દેવામાં આવતા નથી.

સામાન્ય રીતે આ કોમમાં કન્યાપક્ષની અનુકૂળતાએ મહા વૈશાખ માસ દરમ્યાન લગ્ન ગોઠવવામાં આવે છે. લગ્નતિથિથી દસ બાર દિવસ અગાઉ કન્યાપક્ષને ત્યાં મુહૂર્ત જોઈ લગ્ન લખવામાં આવે છે. અને વરપક્ષને ત્યાંથી તેને વધાવવામાં આવે છે. આમ લગ્ન તિથિ નક્કી થયા પછી કંકોત્રીઓ લખવામાં આવે છે. ગામ દીઠ એક જ કાગળમાં સૌ સગા સ્નેહીઓના નામની યાદી કરી બ્રાહ્મણ આપી આવે છે લગ્ન અગાઉ સામાન્ય રીતે બે ત્રણ દિવસ પહેલાં બન્ને પક્ષને ત્યાં મુહૂર્ત જોઈ બ્રાહ્મણ આવી માણેક થંભ રોપે છે. માંડવો નાખવામાં આવે છે. તેમજ ગણેશની સ્થાપના કરી પૂજા કરવામાં આવે છે. વરકન્યાને મીંઢોળ બાંધવામાં આવે છે. કેટલીક જગ્યાએ સાતેક કન્યાઓના ખોળા ભરવામાં આવે છે. ઊકરડી ખોળવાની વિધિ થાય છે; વરકન્યાને સૌ સૌને ત્યાં પીઠી ચોળવામાં આવે છે. બન્ને પક્ષને ત્યાં રાત્રે સૌ સ્ત્રીઓ ભેગી મળી પ્રાસંગિક ગીતો ગાય છે; બન્ને પક્ષને ત્યાં માંડવો નંખાયા પછી સૌ સગા સ્નેહીઓને એકાદ બે ટંક જમણ પણ આપવામાં આવે છે.

જાન રવાના થતાં પહેલાં આગલે દિવસે વરરાજાને શણગારી તેને ઘોડા ઉપર બેસાડી ધામધૂમથી ફૂલેકું કાઢવામાં આવે છે. આ અગાઉ સૌ સગાસ્નેહીઓને ખજૂર યા ગોળની લાણી કરવામાં આવે છે. જ્યારે તેમના ઘર પાસેથી ફૂલેકું નીકળે ત્યારે વરરાજાને દુખણાં લઈ આશીર્વાદ આપવામાં આવે છે તથા શક્તિ અનુસાર આઠ આના રૂપીઓ આપવામાં આવે છે તેને 'પસ' કહેવામાં આવે છે.

જાનમાં શક્તિ અનુસાર પંદરથી પચ્ચીસ માણસો જાય છે. ગામમાંથી જાન રવાના થતાં પહેલાં પેંડું સીંચવામાં આવે છે.

સૌથી પ્રથમ જાન ગામને ઝાંપે ઊભી રહે છે. ત્યાં તેમનું ધામધૂમથી સામૈયું કરવામાં આવે છે. આ સમયે સામૈયામાં કન્યાની નાની બેન તથા કોઇ કુંવારી કન્યાને માથે પાણી ભરેલ ઘડો તથા નાળિયેર મૂકવામાં આવે છે, સૌ સ્ત્રીઓ પ્રાસંગિક ગીતો ગાતી આવે છે. ઢોલ નગારાં વાગતા હોય છે, પાદરે આવી કન્યાના ઘડા ઉપરનું નાળિયેર વરપક્ષ તરફથી લઇ લેવામાં આવે છે. અને તે બદલ બીજું નાળિયેર મૂકવામાં આવે છે તથા પાણી ભરેલ ઘડામાં થોડા પૈસા નાખવામાં આવે છે. આ રીતે સામૈયું કરવામાં આવે છે. વાજતે ગાજતે જાનને ઉતારે લઇ જવામાં આવે છે. વરરાજાને અણવર સાથે કન્યાના માંડવે પાંદડું તોડવા લઈ જવામાં આવે છે. તે પોતાની તલવારથી તેને સ્પર્શે છે અને પાંદડું તોડી ચાલ્યો આવે છે. પછી વરરાજા તથા જાનને ધામધૂમથી ઉતારે લઇ જવામાં આવે છે. જો જાનને અલગ મકાનમાં ઉતારવાની સગવડ ન હોય તો સૌ સગાસ્નેહીઓને ત્યાં તેઓને બબ્બે ચાર ચાર જણને વહેંચી આપવામાં આવે છે.

આ વિધિ પત્યા પછી સૌ મહેમાનો થોડો ઘણો આરામ કરે છે. ત્યારબાદ સૌને જમવા લઇ જવામાં આવે છે. વર તથા અણવરને ઉતારે જ જમાડવાની સગવડ કરી આપવામાં આવે છે.

અન્ય હિંદુ ધર્મીઓની જેમ અહીં પણ રાત્રે જ લગ્ન વિધિ ગોઠવવામાં આવે છે. માંડવે આવતા પહેલાં ધામધૂમથી ફૂલેકું કાઢવામાં આવે છે. વરરાજાને સૂરવાળ, ચોરણી, બંડી તથા મોટી પાઘડી અને કંમરે ભેટ તથા તલવાર બાંધી શણગારી ઘોડે બેસાડવામાં આવે છે.

તોરણે આવ્યા પછી સાસુ જમાઇના માથેથી ચાર પીંડીયા ફેરવી ચારે દિશામાં ફેંકી, જમાઇના કપાળે કંકુ ચોખાનો ચાંદલો કરી પોંખે છે.

અને ત્યાર પછી વરરાજાને માંડવા નીચે લાવી બેસાડવામાં આવે છે. સાથે અણવર હોય છે. અને તે ઘણું કરીને વરનો મામો જ હોય છે.

માંડવામાં આજુબાજુ સૌ સગાસ્નેહીઓ બેસે છે. સ્ત્રીઓ લગ્ન પ્રસંગના ગીતો ગાય છે. આ પ્રસંગે બ્રાહ્મણ હાજર રહે છે. માંડવા નીચે વર આવ્યા પછી કન્યાને લાવવામાં આવે છે તેને પાનેતર, ઘરચોળું પહેરાવેલાં હોય છે. તથા સોના ચાંદીના ઘરેણાંથી શણગારવામાં આવેલ હોય છે. માંડવા નીચે વરની સામે તેને ઘુમટો કઢાવીને બેસાડવામાં આવે છે. તથા વરને આ સમય દરમ્યાન મૌન પાળવાનું હોય છે. પ્રથમ માયરા થાય છે. વરકન્યાનો હસ્તમેળાપ કરવામાં આવે છે. વરકન્યા એકબીજાની વીંટી બદલાવે છે યા કેટલીક જગ્યાએ વર તરફથી આઠ આના–રૂપીઓ કન્યાને ભેટ આપવામાં આવે છે. બ્રાહ્મણ આ સમયે સંસ્કૃતમાં શ્લોક જપે છે.

આ પછી ચોરીનો વિધિ થાય છે. ત્યાં બ્રાહ્મણ હોમ હવન કરી તેમાં ઘી, જવ તલ વગેરે હોમે છે. તથા વરકન્યાને ફેરા ફેરવે છે. પ્રથમ ત્રણ ફેરા દરમ્યાન વર આગળ રાખવામાં આવે છે અને ચોથે ફેરે કન્યાને આગળ રાખવામાં આવે છે.

ફેરા ફર્યા બાદ કંસાર ખવડાવવાની ક્રિયા થાય છે. વર કન્યાના ભાણામાં અને કન્યા વરના ભાણામાં કંસારના કોળીઆ મૂકે છે. પછી બન્નેને ગોત્રાજે લઇ પગે લગાડવામાં આવે છે. આ રીતે લગ્ન વિધિ પૂરી થાય છે. પછી દેજ દાપાં ચૂકવાય છે. સગાઇ વખતે નક્કી કર્યા મુજબના ૧૦૦) થી ૫૦૦) રૂપીઆ વરપક્ષ તરફથી કન્યાપક્ષને આપવામાં આવે છે કન્યાના માવતર તરફથી કન્યાને કન્યાદાનમાં નવાં વસ્ત્રો વગેરે આપવામાં આવે છે.

આ કોમમાં પણ અન્ય કોમોની જેમ હાથગરણાંનો રિવાજ હોય છે. અને સૌ તરફથી પોતાની શક્તિ અનુસાર આઠ આના રૂપીઓ વગેરે આપવામાં આવે છે.

જાનને શક્તિ અનુસાર બે ટંક રોકવામાં આવે છે તેમાં મુખ્યત્વે સુખડી, લાડવા, ગાંઠીયા, શાક વગેરે જમાડવામાં આવે છે.

એ ટંક જાન રોકાયા પછી જાનને વિદાય આપતા પહેલાં સૌ સગા સ્નેહીઓ તથા જ્ઞાતિજન ભેગા થાય છે. વરઘોડીઆને માંડવા નીચે ઊભા રાખવામાં આવે છે. તથા સોને પગે લગાડવામાં આવે છે. અને પછી વિદાય આપવામાં આવે છે.

ઘરે પહોંચ્યા પછી વરઘોડીયાને વરની મા પોંખે છે તથા સ્વાગત કરે છે. સાસરે કન્યાએ સૌ વડીલોની લાજ કાઢવાની હોય છે. પ્રથમ તો દેર ભોજાઇ કોઇને પણ મોઢું બતાવવામાં આવતું નથી. લાજ મૂકાવવા માટે બે ત્રણ રૂપીઆ આપવામાં આવે છે.

દસેક દિવસ બાદ કન્યાના માવતર તરફથી પિયરમાં તેડી લાવવામાં આવે છે. જ્યારે આણું વળાવવામાં આવે છે ત્યારે કન્યાના માવતર તરફથી કન્યાને શક્તિ અનુસાર એકાદ જોડ કપડું આપવામાં આવે છે. કેટલાંક ભરવાડોમાં આ આણાંમાં અમુક ઘેટાં બકરાં પણ આપવામા આવે છે.

**મૃત્યુ :** આ કોમમાં નાના બાળકનાં મૃતદેહને દાટવામાં આવે છે. તથા મોટાના મૃતદેહને બાળવામાં આવે છે. મૃત્યુ થવાનું છે એમ જણાતા કેટલાંક સારા કુટુંબોમાં મરનારની પાસે ધાર્મિક ગ્રંથોનું વાચન થાય છે. પરંતુ સામાન્ય રીતે આવા પ્રસંગે ભગવાનનું નામ લેવામા આવે છે. કેટલીક જગ્યાએ મરનારના મોઢામાં તુલસીનું પાન યા ગંગાજળ હોય તો તે પણ રેડવામા આવે છે. મૃત્યુ થયા પછી મરનારનાં મુખમાં રૂપાદાન અર્થે ચાર આની કે આઠ આની મૂકવામાં આવે છે. સૌ સગાસ્નેહીઓને મૃત્યુની જાણ કરવામા આવે છે. તથા મૃતદેહને બહાર કાઢી તેને ગરમ પાણીએ નવડાવી તેના કપાળે કંકુનો ચાદલો કરવામા આવે છે. પછી નનામી તૈયાર કરી તેમા તેને સુવડાવવામા આવે છે. મરનાર જો નાનું હોય તો તેના ઉપર લીલું અને વૃદ્ધ હોય તો સફેદ કફન ઓઢાડવામા આવે છે. તથા નનામીને ચારેખૂણે ચાર નાળિયેર ટાંગી સ્મશાને લઇ જવામા આવે છે. સ્ત્રીઓ મો વાળે છે. અને ઝાંપા સુધી મૃતદેહને વળાવા જાય છે. મૃતદેહને



ગોઠડી કરતાં ભોપા, રબારી અને ભરવાડ.



રેઢા ટાણે બકરાનાં આંચળથી દૂધની સીધી સેડ મોઢામાં લેતો ભરવાડ બપોરાં કરે છે.
આ રીતને સેડબટકીયું કહે છે

લઇ જતાં રામનામનો સૌ જપ લેતા જાય છે. સ્મશાને જતાં ગામના ગોંદરે નનામીને થોડીવાર ઉતારી તેને ચારે ખૂણે લટકાવવામાં આવેલ નાળિયેર ચારે ખાંધીઆ લઇ દૂર ઘા કરી ફોડી નાખે છે. અને પછી સ્મશાને જાય છે.

ચિતા તૈયાર કર્યા પછી તેની આજુબાજુ ચાર વાર મૃતદેહને ફેરવી તે ઉપર તેનું ઉત્તર દિશામાં માથું રાખી તેના જમણા પગેથી મરનારનો વારસ અથવા કોઈ સ્નેહીજન આગ ચાંપે છે. મૃતદેહ બળી રહ્યા પછી સૌ નાહી ધોઇ ઘરે આવે છે.

ત્યાર પછી સૌ પોતપોતાને ત્યાંથી રોટલા શાક રાંધી લાવી મરનારના ઘરે આવી સૌ સાથે બેસી જમે છે. આ દિવસે મરનારને ત્યાં પણ રસોઇ રાંધવામાં આવે છે. ત્રીજે દિવસે સ્મશાને જઇ ટાઢી ઠારી મરનારના ફૂલ વીણવામાં આવે છે. અને અનુકૂળતાએ તે જુનાગઢ પાસેના દામોદર કુંડમાં પધરાવવામાં આવે છે. લગભગ અગીયાર દિવસ સુધી ભારે શોક પાળવામાં આવે છે. અને બારમે દિવસે બ્રાહ્મણ આવી સરામણું કરાવે છે. વંશવારસો નદીએ જઇ નાવી પાસે વાળ ઉતરાવે છે તથા દાઢી મૂછો મૂંડાવે છે. જો મરનાર જુવાન વયનું હોય તો પાંચ છ માસ સુધી શોક પાળવામાં આવે છે. તે દરમ્યાન મિષ્ટાન્ન કરવામાં આવતાં નથી. તથા સારાં વસ્ત્રો વગેરે પહેરવામાં આવતા નથી. કોઈ શુભ પ્રસંગોમાં હાજરી આપવામાં આવતી નથી.

આ કોમમાં મરનાર પછી પહેલાં ભાદરવા માસની પાંચમે મરનારની 'રખ' પાળવામાં આવે છે. તે દિવસે દાન કરવામાં આવે છે. બેન દીકરીઓને કપડાં આપવામાં આવે છે, બ્રાહ્મણને સીધું તથા કાંસાની વાટકી અને વાંસની સૂંડલી આપવામાં આવે છે સૌ સગા સ્નેહીઓને જમાડવામાં આવે છે.

- મરનાર જો લડાઇમાં મરે યા પોતે ભુવો હોય તો તેની ખાંભી કરવામાં આવે છે. કાળી ચૌદશના રોજ તેના કુટુંબીઓ ત્યાં જઇ ચોખા રાંધે છે. નૈવેદ્ય કરે છે તથા સૌ ત્યાં જમે છે. આ ખાંભીને તેઓ સુરાપુરા કહે

છે. આવી એક ખાંભી હસનાપરમાં છે.

**ધાર્મિક માન્યતાઓ અને વિશ્વાસ:** આ લોકો અનેક દેવ-દેવીઓ જેવી કે મચ્છુ, ખોડીયાર, નાગબાઈ, મોહમાઈ, ચામુંડ, સિંધુઈ, જાત્રળ, હવેચી વગેરેમાં શ્રદ્ધા ધરાવતા આવ્યા છે. આ માતાના સ્થાનકો સામાન્ય રીતે ફળીઆમાં, ગામના પાદરે યા તો કોઈ ઝાડ નીચે હોય છે. કેટલીક જગ્યાએ તેની અલગ દેરી પણ હોય છે. સૌથી વિશેષ તો તેઓ 'મચ્છુ' માતાને વધુ માને છે. અને તેનું મૂળ સ્થાનક મોરબી પાસે મચ્છુ નદીના કાંઠે આવેલું છે.

દરેકની પોતાની કુળ દેવી અલગ હોય છે. અને કુટુંબમાંથી આ કુળદેવીનો કોઈ એકાદ અલગ ભુવો પણ હોય છે. પ્રસંગોપાત તે ત્યાં ધૂણે છે તથા પૂજા પાઠ કરે છે. ખાસ કરીને તો આ લોકોમાં મહા મહીનાની આઠમનું વિશેષ મહત્ત્વ મનાય છે સૌ સગાસ્નેહીઓ ભેગા મળી પોતાની કુળ દેવીના સ્થાનકે જાય છે. ત્યાં માતાનો ભુવો ધૂણે છે. તથા માતાને નૈવેદ્ય ધરી સૌ લાપસી, ચોખા, તલવટ વગેરે રાંધી જમે છે. આ સમયે ઘરનાં સૌ કોઈ ત્યાં આવેલા હોય છે. આવા બે ચાર ગામના કુટુંબીજનો માતાના સ્થાનકે ભેગા મળી આ રીતે ધાર્મિક પર્વ ઉજવે છે. આ પ્રસંગે જે કાંઈ ખર્ચ થાય છે તે સૌની વચ્ચે સરખે ભાગે વહેંચી લેવામાં આવે છે.

નવરાત્રીના સમયમાં માત્ર ભુવો માતાના સ્થાનકે જઈ ધુપધુંવા કરી તેની પુજા કર છે. તથા આ દિવસો દરમ્યાન રોજ તે એક જ ટંક જમે છે.

આ લોકો બાધા માનતામાં પણ ખુબ વિશ્વાસ ધરાવે છે. ઘરમાં કોઈ માંદુ થાય તો ભુવાને બોલાવી દાણાં જોવડાવી માનતા રાખે છે. દોરા-ધાગા બાંધે છે. સાજું થયે માનતા પૂરી કરે છે, અને દેવ-દેવીઓને નૈવેદ્ય ધરે છે. નવરાત્રીના દિવસોમાં કેટલાંક 'મેલડી' તથા 'ખોડીયાર' માતાની પુજા કરે છે. નૈવેદ્ય ધરે છે. તથા બાધા માનતા છોડે છે. કેટલીકવાર આ

પ્રસંગે ઘેટાં બકરાંનો પણ ભોગ ધરવામાં આવે છે. પરન્તુ હવે તેનું પ્રમાણ ઘણું જ ઓછું થઈ ગયું છે.

દરેક ભરવાડને વહેલા મોડા પણ હિંગળાજની જાત્રાએ જવાની ઊંડે ઊંડે પણ ખૂબ જ ઇચ્છા હોય છે. આ જાત્રાને તેમના સમાજમાં ખૂબ જ મહત્ત્વ આપવામાં આવે છે. એટલે થોડી પૈસાની સગવડતા થતાં ઘરમાંથી એકાદ બે જણ તો ત્યાં જઈ જ આવે છે. પરન્તુ હવે તેનું મહત્ત્વ ઓછું થતું જાય છે. આ સ્થાનક પાકિસ્તાનમાં કરાંચી પાસે આવેલું હોવાથી ત્યાં જવાની હવે બહુ શકયતા રહી નથી. હિંગળાજની જાત્રા કરી આવેલ ભરવાડ હંમેશા તેના ગળામાં લાલ પરવાળાંના પારાની ચાર પાંચ :માળાઓ ટાઇની જેમ પહેરે છે. તેને 'ડુમરાં' કહેવામાં આવે છે. આ અંગે આપણે અગાઉ વિગતવાર જોઇ ગયા છીએ.

ભુત વગેરેના વળગાડમાં પણ આ લોકો વિશ્વાસ ધરાવે છે. તે પ્રસંગે તે ભુવા વગેરેને બોલાવીને ધૂણાવે છે.

**વસવાટ અને ગામડાનું દૈનિક જીવન :** આ જંગલો અને ડુંગરોમાં તેઓ પોતના બકરાં લઈ ભટકે છે. એકાદ બે દિવસ એક જગ્યાએ પડાવ નાખી ત્યાં વસે છે. તે અંગે આપણે વિગતે જોઇ ગયા. તેમનું જીવન કેવળ આવા સ્થાનોમાં જ સ્વપર્યાપ્ત બનતું નથી. તેઓને ગૃહજીવન પણ હોય છે. મોટા ભાગના ભરવાડો તો વર્ષના સાત આઠ માસ તો ગામડામાં વસવાટ કરે છે. ત્યાં તેમના ઘરબાર હોય છે. તેઓ સમૂહમાં અલગ મકાનો બાંધી ગામના જાંપે વસે છે. તેમના મકાન અન્ય ગ્રામજનો જેવા કાચા, માટીના જ હોય છે. ઘેટાં બકરાં સાચવવાની દૃષ્ટિએ તેમના ઘરની આજુ-બાજુ કાંટાની વાડ કરી વાડા બાંધેલા હોય છે. સારી સ્થિતિવાળાં કુટુંબો પાકા વાડા બાંધી વસે છે. રાત્રે આ વાડામાં બકરાં ઘેટાં રાખવામાં આવે છે.

સામાન્ય રીતે એક બે ઓરડાના તેમના મકાનો હોય છે. ત્યાં આગળ મોટી ઓસરી જેવું હોય છે એકાદ ઓરડામાં રસોડું હોય છે. ત્યાં

અનાજ વગેરેની કોઠીઓ તથા ઘંટી હોય છે. બીજા ઓરડામાં ગાદલાં ગોદડાં તથા રજાઇઓ એકાદ ડામસીઆ ઉપર ગોઠવવામાં આવેલા હોય છે. તથા સારી સ્થિતિના ઘરોમાં અભરાઇ, પટારા પણ હોય છે. ભીંતોમાં વાસણો ગોઠવેલી માંડ તેમના ઘરોને દીપાવતી હોય છે. બારણામાં મોતીના તેમજ કપડાંના તોરણો હોય છે, આ ઉપરાંત દિવાલો ઉપર માતાજીની છબીઓ વગેરે પણ હોય છે. તેમના આ મકાનો એકંદરે અંધારિયા હોય છે. પરન્તુ તેથી કંઈ તેમનું જીવન અંધારિયું કે નિરાશામય હોતું નથી. તેમના જીવનનો આનંદ તો ગમે તેવી મુશ્કેલીઓમાં પણ અસ્ખલિત રીતે વહેતો હોય છે. તેમનું ગૃહજીવન ત્યાં સ્વપર્યાપ્ત બનતું હોય છે.

સવારે જુવાર યા બાજરાના રોટલા, શાક અને છાશ કે દૂધ પેટ ભરીને જમે છે. સાંજે ખીચડી યા ઘેંસ અથવા દૂધ અને રોટલા જમે છે. તેમાં જ તેમને સંતોષ મળી રહે છે. અને શરીરનું ઘડતર થાય છે. જંગલો અને ડુંગરોમાં એક ધાર્યા ફરી શકે છે. ટાઢ અને તડકા વેઠી શકે છે.

વાર તહેવારે ચણાના મૂઠીયાનો ભૂકો કરી ખાંડની ચાસણીમાં નાખી તેના લાડુ બનાવી જમે છે. કયારેક લાપસી પણ રાંધે છે. આ કોમમાં માંસાહાર કરવામાં આવતો નથી પણ કયારેક કેટલાંક ગણ્યાં ગાંઠયા કુટુંબોમાં નૈવેદ્યમાં પશુનો ભોગ ધર્યા પછી માંસાહાર કરવામાં આવે છે. જો કે હવે તે તદ્દન ઓછું થઇ ગયું છે.

સ્વચ્છતાનું પ્રમાણ પણ આ કોમમાં એકંદરે ઘણું ઓછું છે. ઘણાખરાં અઠવાડિયે એકાદવાર સ્નાન કરે છે તથા મહિને એકાદવાર કપડાં ધુએ છે. ધીરે ધીરે કેટલોક વર્ગ સ્વચ્છતાનું મહત્ત્વ સમજાતો થયો છે.

આ કોમમાં તાવ અને પેટના દુખાવાના દર્દો બીજાં દર્દો કરતાં પ્રમાણમાં વધુ થાય છે. પરન્તુ ગુપ્ત રોગો વગેરે પ્રચલિત નથી.

**કૌટુંબિક જીવન :** તેઓનું કૌટુંબિક જીવન એકંદરે શાંતિમય હોય છે. જો કે કજીયા કંકાસના પ્રસંગો બનતા હોય છે અને પાછા આપ-

એ સમી જાય છે. પિતાની હયાતી સુધી સંયુક્ત કુટુંબમાં રહે છે. પછી મોટે ભાગે જુદા થાય છે મુખ્ય માણસનું કુટુંબ ઉપર ઠીક વર્ચસ્વ હોય છે. તેનો માનમરતબો જાળવવામાં આવતો હોય છે. તેમના સમાજમાં બીજા ગામડાંમાં વસતા સમાજો કરતાં સ્ત્રીઓનું સ્થાન કાંઇક અંશે ઊંચું છે. તેઓ કામકાજે ઘણી જબરી હોય છે.

આ લોકોમાં ચાર–પાંચ ગામો વચ્ચે નાત પટેલ હોય છે. અને તે બધાનો પણ બીજો એક પટેલ હોય છે. આ રીતે તેઓમાં એક જ્ઞાતિ સંગઠન જેવું હોય છે. લગ્ન–મરણ વગેરેના રીતરિવાજો તેના અંકુશમાં જ ચાલતા હોય છે. પ્રસંગોપાત નાતના કાયદાનો ભંગ કરનાર વ્યક્તિને આ નાત પંચ મારફત દંડ કરવામાં પણ આવે છે.

**આર્થિક જીવન :** આ પ્રજા આર્થિક દૃષ્ટિએ ઘણી પાછળ છે. સામાન્ય રીતે તેઓ પાસે ઓછામાં ઓછા દસ બાર અને વધુમાં વધુ દોઢસો બસો ગાડરાં હોય છે. પરન્તુ એકંદરે સરેરાશ તો વીસ ત્રીસ જ ગાડરાં બકરાં સૌ પાસે હોય છે. અને સોમાસા દરમ્યાન ગાડરાં બકરામાં રોગચાળો ફેલાતાં એક સાથે ઘણાં પશુ મરી જતાં આ લોકોને આર્થિક રીતે ઘણો જ ફટકો વાગે છે. તેમાં કેટલીકવાર તેઓ કંગાળ પણ બને છે. બીજાં ગાડરાં લેવા તેને દેવું કરવું પડે છે.

ગાડરાંનું ઊન વર્ષમાં માત્ર બે જ વાર ઉતરે છે અને દરેક ગાડરે દર વખતે સરેરાશ પોણોશેર ઊન ઉતરતું હોય છે. સારા ગાડરનું વધારે ઊન ઉતરે છે. એટલે સો ગાડરે લગભગ ત્રણેક મણ ઊન ઉતરે છે. અને ઊનનો ભાવ લગભગ એક મણે એંસીથી સો રૂપીઆ સુધી ઉપજે છે. સરેરાશ ત્રીસેક ગાડર સૌ પાસે હોય તો દરેકને દર ૭ માસે સરેરાશ એંસી નેવું રૂપીયા આવક થાય એટલે વર્ષે દોઢસોથી બસો રૂપીઆની આવક મધ્યમ વર્ગના ભરવાડને ઊનમાંથી થાય. આ ઉપરાંત થોડી ઘણી દૂધની આવક થાય તેમજ સાત આઠ ગાડરાં રોકડે વેચવાથી બીજી સવાસો દોઢ-

[૬૯]

સોની આવક થાય. એ રીતે ગણતાં સરેરાશ દરેક ભરવાડને માસિક ૨૫ થી ૩૫ રૂપીઆની આવક થાય અને તેમાંથી તેઓને પોતાનું આખું સંયુક્ત કુટુંબ નભાવવાનું હોય છે. જો કે તેમનું જીવન ધોરણ ઘણું નીચું હોવાથી પેટપૂરતાં રોટલા મેળવવામાં મુશ્કેલી પડતી નથી. પરન્તુ અન્ય જીવનની જરૂરીઆતો તે વસાવી શકતાં નથી. કપડું પણ મોટે ભાગે ઊનનું જ બનાવી લે છે એટલે તે ખર્ચ પણ ઓછો રહે છે. ઘીનું પ્રમાણ ઓછું હોય છે. પણ દૂધ છાસ વગેરે પીવે છે. તે પણ ઘરના હોઈ તે પાછળ ખર્ચ કરવાનું રહેતું નથી. થોડું ઘણું કપડાં માટેનું ખર્ચ તથા અન્ય સામાજિક ખર્ચ તેમને કરવાના રહે છે. તે માટે કાં તો દેવું કરે છે યા જેમ તેમ કરી તે ખર્ચને પહોંચી વળે છે. એટલે એટલું સ્પષ્ટ છે કે તેમનું જીવન ધોરણ નીચું હોવાથી તેઓને આ ધંધામાંથી રોટલો પેટ પૂરતો મળી રહે છે. બાકી બધું જેમ તેમ કરી પહોંચી વળે છે. જો તેમને જીવન ધોરણ ઊંચું લાવવું હોય તો આજે તે તેમને આર્થિક રીતે પોષાય એમ નથી બીજી તરફ આ પ્રજા શૈક્ષણિક દૃષ્ટિએ પણ ઘણી પાછળ છે.

# સં.....ધી

પહેલાં ધીંગાણાં કરવામાં, ધાડ પાડવામાં, શિકાર કરવામાં, ઢોર ચોરી કરવામાં તથા અન્ય લુંટફાંટ કરવામાં આ લોકો પણ બીજી ગુન્હેગાર કોમોની જેમ જાણીતા હતા. પણ હાલમાં તેઓ ચોરી અને ધાડ પાડતા બંધ થયા છે. આ કોમ ઘડીકમાં ઉશ્કેરાઇ જાય તેવી અને રંજાડી મનાતી આવી છે. રાજાશાહીના વખતમાં ધીંગાણા કરવામાં તથા ઠાકોરો અને દરબારોને મદદ કરવામાં એમનો પૂરો સહકાર રહેતો. ઠાકોરો અને દરબારો તેમની મદદ લેતા અને ઘણી વખત બીજાને હેરાન કરવા માટે આ લોકોને પોતાના હાથા-રૂપ બનાવતા. ગુન્હાહીત પ્રવૃત્તિ કરતી આવેલી આ કોમ મુખ્યત્વે તો માલ-ધારી કોમ છે. અને કેટલાંક ખેતી પણ કરે છે. પહેલાં પશુપાલન કરનાર માલધારી સંધીઓ મુખ્યત્વે તો નાના નાના વાછડાઓ ખરીદી પોતાને ત્યાં ઉછેરતા, વાધરી પાસે તેની ખસી કરાવી તેમાંથી સારાં બળદ તૈયાર કરી વેચવા નીકળતા, સામાન્ય રીતે તેઓ ચોમાસા દરમ્યાન ઘરે રહેતા. ચોમાસું ઉતરતાં બે પાંચ સંધી ભેગા થઇ પોતાના ઢોરઢાંખર લઇ ગામડાંઓમાં વેચવા નીકળી પડતા, સાથે બે ત્રણ ઘોડા પણ રાખતા. એકાદ જણ ઘોડા ઉપર આગળ જતો તેને 'અગતરો' કહેવામાં આવતો. ગામના ખેડૂતોને માલ આવી રહ્યાની ખબર આપતો. ગામમાં બળદ લાવ્યા પછી ખેડુતોને બતાવતા તે જોઇને ખેડૂત પોતાને ઉપયોગી બળદ પસંદ કરી ખરીદતા. પરંતુ ખેડૂત પાસે રોકડ નાણાં ન હોવાથી મોટે ભાગે તેઓને ઉધાર આપતા. અને તેમાં જ તેની કમાણીની કળ રહેલી હતી. તેઓ ખેડૂતને જોઇએ તેટલો માલ આપતા. પછી ભલે ખેડુત તદ્દન ગરીબ હોય, પૈસા ભરવાની શક્તિ ન હોય તો પણ આંખ મીંચીને વિના સંકોચે આ લોકો ખેડૂતોને બળદ વગેરે ઉધાર આપતા હતા. તેનું નામ ઠામ નોંધી ખેડુત કેટલા હપ્તે પૈસા ભરશે તે નક્કી કરી લેતા. એક

ગામમાં થોડો ઘણો માલ આ રીતે વેચી તેઓ બીજે ગામ જાતા. આમ પોતાનો માલ લઇ અનેક ગામડાંઓ ખૂંદી વળતા. બધો માલ વેચી કરી તેઓ પાછા વળતા. ખેડૂત જ્યારે ખરેખર બળદ વગર અટકી પડયો હોય તેમજ બળદ ખરીદવા તેની પાસે પૈસા ન હોય ત્યારે આ સંધી લોકો પાસેથી બળદ વગેરે મળી રહેતા પ્રથમ તો તેઓ કાંઇક રાહતની લાગણી અનુભવતા. પરન્તુ પાછળથી તેઓનો દમ નીકળતો. બીજે વરસે યા બાંધેલ હપ્તાની મુદતે એક સાથે નવ દસ સંધીઓ લેણદારને ત્યાં જઇ ધામા નાખતા અને એમ કહેવાય છે કે આ લોકો સોદા પેટે વધુ પૈસા માગતા. જેમકે બળદનો સોદો રૂપીઆ પચાસમાં થયો હોય પરન્તુ જ્યારે ઉઘરાણી કરવા જાય ત્યારે તે રૂપીયા સો કે દોઢસોમાં જ સોદો થયો છે એમ કહી ગળે પડતા. આનાકાની થાય તો આ લોકો દાદાગીરી કરી ખેડૂત સાથે ઝઘડતા. તેમજ જ્યાં સુધી પૈસા ન આપે ત્યાં સુધી લેણદાર ખેડૂતને ત્યાં જ ધામા નાખી પડયા રહેતા. એટલે જ્યાં સુધી પૈસા ન ચૂકવાય ત્યાં સુધી આ બધા સંધીઓને આધા ખોરાકી પણ ખેડૂતે પૂરી પાડયા કરવી પડતી. અને તેથી પૈસા ચૂકવવામાં જેમ વધુ મોડું થાય તેમ ખેડૂત ઉપર તેમનો આ ખર્ચો વધતો જ જાય આથી ખેડૂતને ગમે તેમ કરી યા બીજેથી ઉધાર નાણાં લાવી આ લોકોને તો મોઢે માંગ્યા પૂરા દામ આપી વહેલી તકે વિદાય કરવા પડતા. આ પછી તેઓ બીજા લેણદારને ત્યાં જતા. ત્યાં પણ આવું જ કરતા. આ રીતે તેમનો વેપાર અને વ્યવહાર ચાલતો આવ્યો હતો એમ મનાય છે. આ તેમની મુખ્ય પ્રવૃત્તિ હતી. અને તેની આજુબાજુ તેઓનું જીવન વણાએલું હતું જો કે આજે ઉપર પ્રમાણેની પ્રણાલિકા ખાસ રહી નથી.

આજે તેઓ એક જગ્યાએ ગામડામાં સ્થાયી થઇને વસે છે, ઢોર-ઢાંખર ઉછેરે છે. અને ગામડાંઓમાં જઇ વેચે છે આમ પશુપાલનનો ધંધો કરે છે. તે સાથે કેટલાંક બકરાં પાળે છે તથા મરઘાં ઉછેરનો પણ ધંધો કરે છે. જ્યારે ઘણાં ખરાં પાસે જમીનો પણ છે અને ખેતીનો ધંધો કરે છે. આ સિવાય કેટલાંક સરકારી કે ખાનગી નોકરીઓમાં તથા મીલોમાં મુકાદમ

યા પહેરેગીર તરીકે નોકરી કરે છે. યા તો ગામડાંઓમાં પસાયતા યા ચોકીયાત તરીકે પણ કામ કરે છે. હાલમાં પોલીશખાતામાં પણ ભરતી થવા લાગ્યા છે. શહેરોમાં વળી કેટલાંક ઘોડાગાડી વગેરે હાંકવાનો ધંધો કરે છે. યા દહાંડિયા મજૂરી કરે છે પણ તેની સંખ્યા બહુ જૂજ છે. પહેલાં તેઓ શિકાર પણ કરતાં પરંતુ મોર, બતક વગેરેનો શિકાર કરવામાં પાપ માનતા.

આજે સૌરાષ્ટ્રમાં લગભગ બધા ભાગોમાં આ કોમની વસ્તી જોવા મળે છે, મુખ્યત્વે તો તેઓ ગામડાંઓમાં જ વસે છે. ઓછામાં ઓછા બે પાંચ કે સાત ઘર તો મોટા ભાગના ગામડાઓમાં જોવા મળે છે. આ લોકોની જાગીરો પણ કયાંક કયાંક જોવા મળે છે. જુનાગઢ પાસે સાતલપુરમાં જાગીર હતી. તેમજ ગાયકવાડ બાજુ પેઢામલીમાં હતી. આ ઉપરાંત પહેલાં અનેક નાની નાની જાગીરો પણ હતી. ઉત્તર ગુજરાતમાં પણ નાની નાની જાગીરો હતી. જેમકે ચાયણુકા, આંતરનેસ તેમજ અલવસ વગેરે. હાલમાં ગુજરાતમાં કેટલાક ભાગમાં તેઓ ખેતી કરે છે જયારે કેટલાંક ભાગમાં પશુપાલનને. પણ ધંધો કરે છે. તથા ડફેર કોમની જેમ પોતાની પાસે સાંઢિયા રાખે છે. અને ભટકતું જીવન ગાળે છે તથા ટોયાં (પાકની રખેવાળી) રાખે છે જો કે સૌરાષ્ટ્રમાં પણ કેટલાક સંધીઓ ઉપર મુજબ ડફેરની જેમ જીવન ગાળે છે અને અજાણ્યાને તેઓ ડફેર હોય એમ લાગે છે. તેઓ દંગા નાખી વસે છે. તેમની સંખ્યા બહુ જૂજ છે.

**વંશ અને જાતિ :** સૌરાષ્ટ્રમાં આ કોમ કયારે આવી અને સ્થિર થઈ તે અંગે જુદી જુદી અટકળો થાય છે. કેટલાકનો મત ૧૭મી કે ૧૮મી સદીમાં આવ્યા એવો છે, જયારે કેટલાક માને છે કે તેઓનું ૧૩મી સદીમાં આગમન થયું છે.

આ કોમ મૂળે તો સિંધ પ્રાંતની છે અને સિંધમાંથી કચ્છમાં આવીને ત્યાંથી સૌરાષ્ટ્રમાં આવી. સૌરાષ્ટ્રમાં આગમન વખતે તેઓ ગીર વિસ્તારમાં સૌ પ્રથમ આવ્યા એમ મનાય છે. આ કોમ ધર્મે મુસ્લિમ છે જો કે મૂળે

રજપૂત છે. આ કોમને જાડેજા રજપૂતો સાથે સંબંધ છે અને જાડેજા, રજપૂતો એ જે સમા-રજપૂતો છે એમાંથી તેમનો ઉદય થયો એમ ચોક્કસપણે મનાય છે. જેથી સમા યા જાડેજામાંથી ઉતરી આવેલા: સંધીઓ આજે પોતાની જાતને શ્રેષ્ઠ ગણે છે. સંધીઓ રજપૂતોમાંથી કેવા રીતે વટલાયા અને મુસ્લિમ ધર્મ સ્વીકાર્યો એ અંગેનો એક ઐતિહાસિક પ્રસંગ છે.

ઇ. સ. ૧૨૦૬માં શાહબુદ્દીનનો પુત્ર આરામ ગાદીએ આવ્યો, પરંતુ આરામ નામ પ્રમાણે એશઆરામી અને મોજીલો હોવાથી એના બનેવી અલ્તમસે એની પાસેથી દિલ્હીની ગાદી પચાવી પાડી અને સઘળી સત્તા પોતાના હાથમાં લીધી ને પાદશાહીપદ ધારણ કર્યું. ઇ. સ. ૧૨૧૧માં બંગાળા તથા બિહાર જીતી લીધા અને સિંધના સુબાને ખંડણી ભરતો કર્યો.

સિંધના "નગરસમી"નો ધણી એ વખતે જામરાયધણ હતો, જેને બે પુત્રો હતા, હાલો અને જેહો. રાયધણના મરણ પછી બંને વચ્ચે સત્તા માટે ઝગડો પડયો અને નાનો ભાઈ જેહો નગરસમી છોડીને કચ્છની સરહદ "લાખીયાર વીયરા"માં પોતાનો પિત્રાઈ ભાઇ હતો ત્યાં રહેવા લાગ્યો.

જેહો જામગજણ થીઓ હાલો ગજણાણી,
હાલે જો રાયધણ થીઓ, અવળો જેહાણી.

તેને ત્યાં એક પુત્ર થયો જેનું નામ અબડો હતું. મોટો થતાં અબડાએ પોતાની જુદી રાજગાદીની શોધ કરી અને નગરસમી પર પોતાનો હક્ક પહોંચતો હોવાથી એ વખતના જામધારા લાખાણી નગરસમીના ધણી પાસે માગણી કરી. ત્યારે સિંધમાં કોઇ સૂબો ન હતો. પંચે ભેગા થઇ બન્ને પક્ષને દિલ્હીના પાદશાહ પાસે નિકાલ કરાવવા માટે જવા કહ્યું આથી ન્યાય માટે બંને દિલ્હીના પાદશાહ પાસે ગયા. દિલ્હીના પાદશાહ જે ન્યાય આપે એ બંનેએ મંજૂર રાખવો એવી શરત કરી. આથી જે મુસ્લિમ ધર્મનો સ્વીકાર કરે તે નગરસમીનું રાજ્ય કરે એવો ન્યાય બાદશાહે આપ્યો. અબડો સ્વમાની અને ટેકીલો હતો, ત્યાંથી તે ભાગી ગયો અને સિંધ તરફ રવાના થયો. જામધારો સ્વાર્થી હતો તેણે આ શરત મંજૂર રાખી.

[૭૪]

આ સમયે મુસ્લિમ ધર્મ પ્રચારકોમાં મહાઉદ્દીન નામનો સૈયદ ઉલેમા (પ્રચારક) તરીકે હતો. સમા, સુમરા, સોઢા, સમેધા, હિંગોડા, મોતિયાર, જાડેજા. વગેરે અનેક રજપૂતો સત્તાલોભથી, અને બીજા એવા અનેક સ્વાર્થોથી મુસ્લિમ ધર્મની અસર નીચે આવ્યા હતા. આ સૈયદ ઉલેમાએ તેમને પણ કળા અને કુનેહથી ઈસ્લામમાં લેવા માંડયા હતા.

જામઅબડો દિલ્હીથી પરત થયો ત્યારે સિંધ રસ્તે કચ્છના રણમાં આવતાં તેને ખૂબ જ તરસ લાગી, રણમાં કયાંય પણ પાણી ન હતું, માણસો થાકીને લોથપોથ થઇ ગયા હતા, એના સાથીદારો આગળ વધવાની હિંમત કરી શકયા નહિં. આ વખતે સૈયદ ઉલેમાનો ભેટો થયો અને રણમાં પોતાના માણસો પાસે કુવો ખોદાવી પાણી કાઢયું જે અબડાને તથા તેના સાથીદારોએ પાણી પીધું એટલે ઉલેમાએ તેને મુસ્લીમ જાહેર કર્યો આ વખતે અબડાની પત્નીને ઓધાન હતાં. આથી ઉલેમાએ કહ્યું કે એક પુત્રનો જન્મ થશે જે પીર જેવી તાકાતવાળો થશે. આ પછીથી અબડો કચ્છમાં જ રહ્યો. ત્યાં તેને પુત્ર થયો અને તે મોટો થયો અને "મોડ પીર" ના નામે ઓળખાયો. તે પણ પ્રથમ કચ્છમાં રહ્યો. પણ ત્યાં મોટો દુકાળ પડયો, ત્યાં રહેવું અતિ મુશ્કેલ થઇ પડયું, આથી કચ્છ માર્ગે સૌરાષ્ટ્રમાં એના સાથીદારો સાથે આવ્યો અને સૌરાષ્ટ્રના પ્રદેશમાં વસ્યો. સૌરાષ્ટ્રના ગીર પ્રદેશમાં પોતાના ઢોરઢાંખર લાવી વસ્યો. આ સમયે ત્યાંના સુબાને ત્યાં કાંઇ સંતાન ન હતું. પરન્તુ આ 'મોડ'પીરની ગેબી દુઆથી તેને ત્યાં સંતાન થયું તેથી તેને ગીરના જંગલોમાં ઢોર ચારવાની છૂટ આપી તેથી તે સ્થાયી થઈ ત્યાં વસ્યો. બીજો મત એવો છે કે સૌરાષ્ટ્રમાં ખૂબ અંધાધુંધી અને અવ્યવસ્થા હતી. રાજ્યોમાં અને ઠાકરોમાં તથા દરબારોમાં સત્તાની સાઠમારી ચાલતી હતી. ચોરી, લુંટ ધાડ વગેરે ખૂબ થતાં હતાં. અને સીમાડાઓના પણ ઝઘડા ખૂબ ચાલતા હતા. આ અંધાધુંધીનો લાભ લઇ સૌરાષ્ટ્રમાં પ્રવેશ્યો અને લૂંટ પણ ચલાવી. પછી સૌરાષ્ટ્રમાં સ્થાયી રહ્યા. સંધીઓ મૂળે સમા (એ જ જાડેજા રજપુતો)માંથી વટલાઇને થયા છે. એમ તેઓ પણ માને છે.

ત્રીજો મત એવો છે કે ૧૭મી સદીમાં અને ૧૬૦૬માં સંધીઓ સૌરાષ્ટ્રમાં આવ્યા તે સમયે સરધારમાં વાઘેલા રજપૂતોની આણ ફરતી હતી તે વખતે સિંધમાંથી કચ્છમાં સંધીઓ આવીને વસેલા અને કચ્છમાં દુકાળ પડવાથી અને પોતાના ઢોરઢાંખર, બાળબચ્ચાં વગેરેને બચાવવા માટે કચ્છ છોડયું અને ત્યાંથી સૌરાષ્ટ્ર અને કચ્છની સરહદ નજીક હોવાથી સૌરાષ્ટ્રમાં આવ્યા. આ વખતે સૌરાષ્ટ્રમાં પણ અંધાધુંધી હતી. મારે એની તલવાર, બળીયાના બે ભાગ, એવી સ્થિતિ હતી. એ વખતે રાજુ નામનો સંધી જે હોંશિયાર અને બહુ ચાલાક હતો તે પોતાના પશુ અને બાળકોને લઇને સૌરાષ્ટ્રમાં પ્રવેશ્યો. અને સૌરાષ્ટ્રમાં ફરતા ફરતા આજી નદીને કાંઠે એનું મન ઠર્યું અને અહિં વસવાટ કર્યો. આ વખતથી સંધીઓ આવ્યા એમ મનાય છે.

રાજુ સંધી પાછળ ઐતિહાસિક રહસ્ય રહેલું છે અને તેના નામ ઉપરથી રાજકોટ થયું એમ મનાય છે. પરન્તુ આ અંગે અહીં ઊંડા ઉતરવું અસ્થાને છે.

આ લોકોમાં લગભગ કુલ ૧૦૪ શાખ છે તેમાં મુખ્યત્વે ઠેબા, ધીંહા, શીરમાણ, ઝંખર, સમા, હીંગોરા, દલ, રાઉમા વગેરે તેની મુખ્ય શાખો છે. તેમાં સમા અને રાઉમા આ બે શાખો સંધીઓ પોતાને બીજી શાખના સંધીઓ કરતાં ઊંચા માનતા આવ્યા છે. અને તેથી બીજી શાખના સંધીઓ સાથે લગ્ન વ્યવહાર રાખતા અવ્યા નથી. રાઉમા શાખમાં બીજી પેટા શાખાઓ છે જેમ કે લાખાણી, જુણા, મોમૈયા, અલવશીયા, ચાણ-કયા, મલક વગેરે. આ રાઉમા શાખની પેટા જ્ઞાતિઓ અંદરો અંદર એક બીજા સાથે લગ્ન વ્યવહાર જોડતા આવ્યા છે. એ સિવાયની શાખમાં લગ્ન પ્રસંગ યોજવામાં આવતા નથી. જો કે કયારેક બીજી શાખોની કન્યા લીધાના દાખલા જોવા મળે પરંતુ કન્યા દીધાના દાખલા જોવા મળતા. નથી. જો પોતાની કન્યા રાઉમા સિવાયની જ્ઞાતિમાં આપે તો તે નીચા થયા ગણાય એમ મનાતું. જો કે હવે જાગૃતિ આવતા આ બંધનો ઓગળવા લાગ્યા છે.

સૌરાષ્ટ્રમાં સંધી કોમના આગમન વિષે આ પ્રમાણે જુદા જુદા

મત પ્રવર્તે છે. પરંતુ સંધીઓનો સૌરાષ્ટ્ર સાથેનો સંબંધ ઘણો જ પુરાણો છે. અને પશુ વેચવાના તેમજ બીજા ધંધાર્થે સંધી લોકો સૌરાષ્ટ્રમાં અવાર-નવાર આવતા હતા. અને પોતાનો વેપાર ધંધો પૂરો થયે પાછા ચાલ્યા જતા હતા. આ વખતે કોઇ કુટુંબો સૌરાષ્ટ્રમાં સ્થાયી થયા કે કેમ તે ચોકકસ માહિતી નથી. પણ સંધી કુટુંબો એક યા બીજા કામે સૌરાષ્ટ્રમાં પુરાણા સમયથી• આવ્યા કર્યા છે એ હકીકત છે. સૌરાષ્ટ્રમાં એનો મુખ્ય ધંધો પશુ વેચવાનો હતો. આજે પણ આમાના કેટલાંક કુટુંબો આ ધંધો કરે છે. કેટલાક તો ઢોર વેચવામાં દલાલ પણ હતા.

પૌરાણિક તથા ઐતિહાસિક સ્થિતિ જોતાં સંધીઓ મૂળે તો હિન્દુ છે અને કાળબળે મુસ્લીમ થયા છે. જાડેજા સાથે એમનો સંબંધ છે. આજે પણ સુમરાઓ જાડેજા સાથે એમનો સંબંધ છે. અને આજે સુમરાઓ જાડેજા રજપૂતોને અંદર ખાને મોસાળ તરીકે ગણે છે આજથી બે એક પેઢી પહેલાં રાઉમા શાખવાળા તથા બીજી કેટલીક શાખાના સંધીઓને રજપૂતો સાથે ઘણો ગાઢ સબંધ હતો. અને પરસ્પરની સંમતિથી રજપૂત કન્યાઓ સાથેના વિધિસરના લગ્ન યોજવામાં આવતા. આવા રજપૂત કન્યા લીધાના ઘણા દાખલા જોવા મળે છે. આને કારણે પણ રજપૂતોને તેઓ મોસાળ ગણતા હોવા જોઇએ. સંધીઓનો બારોટ–ચારણ પણ હિંદુ જ છે આજે પણ ચારણ હિન્દુ છે. અને સંધીઓ તેમને હિન્દુ રીત પ્રમાણે ભોજન જમાડે છે. વળી જાડેજાઓનો જે ચારણ છે તે સંધીઓનો પણ ચારણ છે.

**દેખાવ :** શરીરે મજબુત બાંધાના; કદાવર શરીરવાળા, ઉંચા અને ભરાવદાર મુખવાળા હોય છે. સ્ત્રીઓ પણ ખડતલ અને શરીરે સશક્ત હોય છે. દાઢી રાખે છે, લાંબી મુછો હોય છે, દાઢી જુદા જુદા આકારવાળી રાખે છે અને ઘરડાં સંધીઓ તો દાઢી અને મૂછ બંનેને રંગે છે. આ લોકોનું મુખ્ય હથિયાર સમશેર અને જમૈયો છે. તેઓ તેમની પાસે રાખતા આવ્યા છે. તેમજ શિકારી કોમ હોવાથી વગર પરવાને પણ જામગરીવાળી બંદૂક રાખતા.

પહેરવેશ : કોમ કોમની ખસીયત પ્રમાણે આ કોમમાં પણ એમનો ખાસ પોશાક છે. અમુક જ રંગના અને અમુક જ પ્રકારના કપડાં તેઓ પહેરે છે. સ્ત્રીઓ કાળા રંગનું તેમાં લાલ રંગનું ટીપકીવાળું પાણકોરૂ, કાળું ટેપાળું પાટલી પાડીને પહેરે છે. માથે સાડલો ઓઢે છે. અને સાડી ખરીદે તો એને ફાડીને ચોરસા બનાવી ઉપયોગમાં લે છે. સાડલાના બે બાજુના છેડાની પાટલીબંધ ઘડી વાળીને પહેરેલા કાપડાના આગળના ભાગમાં ખોસે છે. આ ડ્રેસ સીફતથી પહેર્યો હોય એમ દેખાય છે. તેને લાંબા પેટનું કાપડું કહે છે જેથી અંગનો બધો જ ભાગ સરખી રીતે ઢંકાઇ રહે. પુરૂષ માથે આંટીવાળી પાઘડી બાંધે છે. ચોપનું અને લાંબી બાયનું ઘેરવાળું પહેરણ પહેરે છે. પહેરણના ખભા પર અને બાંયના છેવટના ભાગ પર ભરત જેવા દેખાવનું બીજું કાપડ હોય છે. અને સામાન્ય બટન વગેરે નહિં રાખતાં ચાંદીનો બટનનો સટ રાખે છે.

બાળકો ડોકમાં હાંસડી પહેરે છે. આજે એને હાંસડીનો ઘાટ આપ્યો છે. જ્યારે પહેલાં તો ચાંદીનું કડાં જેવું હતું. સ્ત્રીઓ પગમાં લગભગ ૨॥ થી ૪ શેર સુધી ચાંદીના કડલાં પહેરે છે. ઓછામાં ઓછું કડલું ૨॥ શેરનું તો હોય જ છે. આંગળીઓમાં કરડાં અને ટોળીયા છે. પગની આંગળીઓ પર ફેરવા પહેરવામાં આવે છે. હાથમાં માઠીયું પહેરે છે. બંગડીનો બહુધા ઉપયોગ કરવામાં આવતો નથી. છતાં પણ યુવાન બાઇઓ ઘણી વખત બંગડીનો ઉપયોગ કરે છે. ત્યારે પણ સાથે માઠીયું તો રાખે જ છે. કારણ કે માઠીયું પહેરવું જ એ તો એમનો જ્ઞાતિ રીવાજ છે. ન પહેરે તો જ્ઞાતિ રીવાજનો ભંગ થાય છે. એટલું જ નહિં પણ કન્યાના લગ્ન વખતે માઠીયું લગ્નમાં એક નિશાની તરીકે આપવામાં આવે છે. કાનમાં ત્રોટી પહેરે છે. આ ત્રોટી સામાન્ય રીતે ચાંદીની હોય છે છતાં પણ જો કોઇ કુટુંબ સારી હાલતમાં હોય, આર્થિક સ્થિતિ સદ્ધર હોય તો ચાંદીને બદલે સોનાની ત્રોટી પણ પહેરે છે.

આજે તો આધુનિક યુગની અસર થઈ છે. અને જમાના પ્રમાણે

ઘણો ફેરફાર થઇ ગયો છે. અને પહેરવેસ તો બદલાઇ રહ્યો છે. અને મનને અનુકુળ આવે તેવો પહેરવેશ પહેરે છે. છતાં પણ સંપુર્ણત ફેરફાર થયો નથી. આ ફેરફારની સ્થિતિ સમસ્ત કોમમાં પેદા થઇ નથી.

**ભાષા :** આ લોકો કચ્છી ભાષા બોલે છે. તેને મુખ્યત્વે કચ્છી-જાડેજી બોલી કહેવામાં આવે છે. તેમાં ગુજરાતી, સિંધી તથા; કેટલાંક ઉર્દૂ શબ્દો પણ વપરાય છે. જો કે હવે તેઓ સૌરાષ્ટ્રમાં જ વસતા હોવાથી ગુજ• રાતી ભાષાની અસર વિશેષ હોય એ સ્વભાવિક છે.

આ કોમમાં કોઇ ખાસ ધ્યાન ખેંચે એવી કળા ખીલેલી નથી પણ સ્ત્રીઓ સારાં ભરતગુંથણ કરે છે તથા આભલાં વગેરે ભરી જાણે છે આ લોકો ઘણાં ખરા હિંદુ રીતરિવાજો પાળતા આવ્યા છે. અને અન્ય હિંદુ-ઓની જેમ વાર તહેવારો ઉજવે છે તેમજ તે દિવસોએ રાસરાસડાં રમે છે. આ રાસડાં હિંદુ સમાજમાં જે ગવાતા આવ્યા છે તે જ ગાવામાં આવે છે. આ ઉપરાંત કેટલાંક રાસ તેઓ કચ્છી ભાષામાં પણ ગાય છે બાકી તો ગુજરાતી ભાષામાં જ હોય છે. પોતે મુસ્લીમ હોવા છતાં તેઓ કબીર, મીરાં વગેરેના ભજનો વગેરે પ્રસંગોપાત ગાય છે તથા ગામમાં જ્યાં ગવાતા હોય ત્યાં જઇ સૌ સાથે હળેમળે છે. અને ભજનોનો આનંદ લૂટે છે.

શિક્ષણનું પ્રમાણ આ કોમમાં ઘણું જ ઓછું છે તેનું મૂળ કારણ અજ્ઞાનતા છે. તેમજ છોકરાં મોટા થાય કે તૂર્તજ ઢોરઢાંખર ચરાવવા મોકલી દે છે. તથા ખેતીના કામકાજમાં વળગાડે છે. હવે થોડા ઘણાં શિક્ષણનું મહત્વ સમજતા થયા છે અને પોતાના બાળકોને ભણાવતા થયા છે.

આપણે જોઇ ગયા કે આ લોકો ઘણા ખરા હિંદુ તહેવારો ઉજવે છે તેમાં મુખ્યત્વે હોળી, દિવાળી, જન્માષ્ટમી, નવરાત્રી, અગીયારસ શરદ• પૂનમ વગેરે ઉજવે છે. તે દિવસો દરમ્યાન રાસ રમે છે. સારાં મિષ્ટાંન્ન•કરે છે. ક્યારેક દેવ પૂજા કરે છે. સીતળા સાતમના રોજ ટાઢી રસોઇ જમે છે. નવરાત્રીમાં ગરબા ગાય છે. દિવાળીના દિવસે મકાનો લીપાવે છે ઘેર ઘેર

દીવા કરે છે. આંગણામાં સાથીયા પુરે છે. તથા આનંદ માણે છે. બીજી તરફ આ લોકો મુસ્લીમ તહેવારો જેવા કે તાજીયા, મહોરમ, ઇદ વગેરે ઉજવે છે. ઇદના દિવસે નવા કપડાં પહેરે છે. તથા સારાં પકવાન જમે છે. રમજાન માસમાં આ લોકો રોજા કરે છે તથા નમાજ પઢે છે. આમ બન્ને કોમના તહેવારો ઉજવવામાં આવે છે.

**ધાર્મિક માન્યતાઓ અને વિશ્વાસ :** ઇસ્લામ ધર્મીઓ મૂર્તિ પુજામાં માનતા હોતા નથી. તેઓ એક ઇશ્વરમાં માનતા હોવાથી દેવદેવીઓમાં માનતા નથી. પરન્તુ આ કોમ મૂળે રજપૂત હોવાથી હજી પણ તેમના રીત-રિવાજોમાં હિંદુ સંસ્કૃતિ ડોકિયાં કરતી જણાય છે. અન્ય હિંદુ ધર્મીઓની જેમ આ લોકો પણ દેવ દેવીઓને માને છે. સૌ સૌને પોતપોતાની જુદી જુદી કુળ દેવીઓ હોય છે. મુખ્યત્વે તેઓ ખોડીયાર, શીકોતર, મેલડી વગેરે માતાઓને માને છે. ગામડાંઓમાં કેટલાંકના ઘરમાં ઊંચે એકાદ ગોખલો હોય છે અને તેમાં કપડું વીંટાળેલું નાળિયેર મૂકી રાખે છે. તથા પ્રસંગોપાત ત્યાં દીવો યા ધૂપ કરે છે તેમજ નૈવેદ્ય ધરે છે. જેમ જેમ તેઓ અન્ય મુસ્લીમ સમાજના સંપર્કમાં આવતા જાય તેમ તેમ તેઓને સમજાય છે કે મુસ્લીમ ધર્મમાં દેવદેવીઓનું સ્થાન નથી તેથી તેઓથી દેવ દેવીઓને ન મનાય. આ જાતનુ ભાન થતાં તેઓ દિનપ્રતિદિન વધુને વધુ મુસ્લીમ સંસ્કૃતિ અપનાવતા જાય છે અને બીજી તરફ તેમના જીવન અને રહેણી કરણીમાં પડેલાં હિંદુ સંસ્કૃતિના ચિન્હો ભૂંસતા જાય છે. ગામડાંમાં વસતા સંધીઓને આવો બહુ ખ્યાલ હોતો નથી. એ તો પહેલાની જેમ કરે જ જાય છે. પણ જે સંધીઓ શહેરોમાં વસે છે. બીજા મુસ્લીમોના વધુ સંપર્કમા આવ્યા છે તેઓ આ બધું છોડવા મથે છે. તેમાંય તે પુરુષ વર્ગે તો હિંદુ સંસ્કૃતિની રીતો છોડી દીધી છે. પણ જૂનવાણી સ્ત્રીઓ કે જે બાપદાદાથી માનતી આવી છે, અને એના મનમાં જે કાઇ સંસ્કાર દઢ થયા છે તે પુરુષ વર્ગના સમજાવવા છતાં હિંદુ સંસ્કૃતિની વિધિઓ છોડવા તૈયાર થતી નથી. ઉલટી તેને વધુ વળગી રહેવા મથે છે. ગામડાઓમાં પણ



વિશિષ્ટ મુખમુદ્રા ધરાવતો વિમુક્ત જાતિ ડફેર કોમનો એક પુરુષ



કરડો અને કડેધડ વિમુક્ત જાતિ સંધી કોમનો આગેવાન

આજે જે કાંઇ આ કોમની સંસ્કૃતિમાં હિંદુ ધર્મની રીતિનીતિ જોવા મળે છે તે મહદ્ અંશે સ્ત્રીઓના કારણે જ જળવાઈ રહી છે. તથા જલ્દી નાશ પામી શકતી નથી.

સ્ત્રીઓ દેવ દેવીઓને માને છે. ઘરમાં ગોખલામાં તેના સ્થાનકો રાખતી આવી છે. પરન્તુ બાહ્ય તથા અન્ય સમાજોમાં પુરુષ વર્ગ આ વસ્તુ જાહેર કરતો નથી. બલ્કે આવી વસ્તુ જાહેર થવા દેતા નથી. પોતે મુસ્લિમ ધર્મી હોવાથી તથા તેનું ભાન થવાથી આ લોકોને દેવદેવીઓમાથી શ્રદ્ધા ધીરે ધીરે ઊઠતી જાય છે. બીજા હિંદુ સમાજ જેટલી રહી નથી બલ્કે તદ્દન થોડી જ અને તે પણ ખાણેખુંચે જ રહી છે. જાહેરમાં આ દેવદેવીઓના સ્થાનકો કે મંદિરો નથી. તથા અન્ય જાહેર મંદિરોમા જતા નથી સ્ત્રીઓ ઘરમાં રાખેલા દેવદેવીના પ્રતિકને રાખી સંતોષ માને છે.

આ લોકો સુન્ની પંથી છે. મસીદમાં જાય છે, નમાઝ પઢે છે. પીર ઓલીયાઓને માને છે. તથા બાધા માનતાઓમાં અટલ વિશ્વાસ ધરાવતા આવ્યા છે. કેટલીક વાર તેઓ બાધા રાખે છે તેને તેઓ "આખડી" કહે છે. તેમ અમુક મુદત સુધી, દૂધ, ઘી યા કોઇ એવી વસ્તુનો ત્યાગ કરે છે.

કોઇ માણસ સાજું માંદુ થાય તો પીર યા તો કોઇ દેવીની માનતા રાખે છે અને સફળતા મળ્યા પછી તે મુજબ પીર યા દેવને નૈવેદ્ય ધરે છે. કેટલીક વાર ફકીરને બોલાવે છે. તે જંતર મંતર કરી રોગીને તાવીજ બાંધે છે. આ તાવીજની ગેબી શકિતથી માંદો માણસ સાજો થઈ જાય છે એવી આ લોકોને તેમાં શ્રદ્ધા હોય છે. કેટલીકવાર ફકીર પાસે ન જતાં ભૂવાને પણ બોલાવે છે. ભૂવાના કહ્યા પ્રમાણે તે માનતા રાખે છે.

નવાઇની વાત તો એ છે કે આ લોકો દેવદેવીને માને છે એટલું જ નહીં પણ એ દેવીઓના એમની જ કોમના ભુવા પણ હોય છે. અને પ્રસંગોપાત ધૂણે છે. પરન્તુ અન્ય કોમોના ભુવાઓની જેમ પ્રખ્યાત થયેલા હોતા

નથી પણ અંદરો અંદર દાણાં જોવા વગેરે કામ કરે છે. તથા ભુવા તરીકે પોતાને કોમમાં કહેવડાવે છે.

આ લોકો નાગ પુજા પણ કરે છે. શ્રાવણ સુદ સાતમના રોજ તેઓ તલમાં ગોળ નાખી ખાંડી તલવટ બનાવે છે. ઘરમાંના સ્થાનકે જઇ દેવનું નામ લે છે અને કહે છે કે "હે નાગ દેવતા તારી માનતા કરીએ છીએ." અને પછી તલવટ ધરી સૌ છોકરાંને વહેચી દે છે

જો કે આ પ્રકારની પૂજા, દેવદેવીઓમાં શ્રદ્ધા, તથા તેના ભુવા વગેરે તો હવે આ કોમમાં ઝાઝો વખત નહીં ટકી શકે. કારણ કે આજે તેઓ પોતે મુસ્લીમ છે અને મુસ્લીમ સંસ્કૃતિમાં તથા ધર્મમાં આવી બાબતોને સ્થાન [illegible] તથા ન હોઇ શકે એવા ખ્યાલો આજે ઝડપથી તેઓમાં ચોમેર પ્રસરી રહ્યા છે.

**સામાજિક રીતરિવાજો અને ક્રિયાઓ :** માસિકધર્મ દરમ્યાન સ્ત્રીઓ ત્રણેક દિવસ રાંધવા વગેરેનું કાર્ય કરતી નથી. સીમન્ત પ્રસંગે સાતમે આઠમે માસે કેટલીક જગ્યાએ ખોળો ભરવામાં આવે છે. આ પ્રસંગે કન્યાના માવતર પક્ષને ત્યાંથી બે ત્રણ જણ વરપક્ષને ત્યાં આ પ્રસંગે આવે છે. સૌ ભેગા થાય છે. બાઇને નવાં વસ્ત્રો પહેરાવી એક નાની ખાટલીમાં બેસાડે છે તેના કપાળે કંકુનો યા તો ઘીનો ચાંદલો કરી ખોળામાં નાળિયેર આપવામાં આવે છે તથા બાઇને એકાદ કપડાંની જોડ વગેરે આપવામાં આવે છે સ્ત્રીઓ ગીતો ગાય છે તથા સૌ સ્નેહીજનો તરફથી પોતાની શક્તિ અનુસાર રૂપીયો બે રૂપીયા આપવામાં આવે છે. છેવટે સૌને ગોળ વગેરે વહેંચવામાં આવે છે. કન્યાના માવતરને એકાદ બે ટંક રોકવામાં આવે છે. તથા સારું જમણ આપવામાં આવે છે.

પહેલી સુવાવડ ઘણું કરીને તો પિયરમાં જ કરવામાં આવે છે. સુવાવડ પ્રસંગે દાયણ યા સુયાણીને બોલાવવામાં આવે છે. સ્ત્રીને મુશ્કેલી પડતી હોય તો પણ જવલે જ ડોકટરનો આશરો લેવામાં આવે છે. કેટલાકમાં

પુત્રી જન્મ કરતાં પુત્ર જન્મથી વધુ ખુશાલી જન્મે છે પરન્તુ ધાર્મિક દ્રષ્ટિએ તેઓમાં એકાદ છોકરી કુટુંબમાં તો હોવી જોઇએ નહીં તો જન્નત મળે એમ કેટલાંક માને છે. બાળકના જન્મ પછી છઠ્ઠે દિવસે છઠ્ઠી કરવામાં આવે છે. સૌ સ્નેહીજન ભેગા થાય છે. બાળકને કંકુનો યા ઘીનો ચાંદલો કરી ખાટલીમાં સુવાડવામાં આવે છે. તથા બાજુમાં એક પાટલા ઉપર થોડા ચોખા તથા નાળિયેર મૂકી ઘીનો દીવો કરવામાં આવે છે. ફઇ બાળકનું નામ પાડે છે. તે બદલ બાળકના બાપ તરફથી એકાદ જોડ કપડાં યા રોકડ રૂપીવા આપવામાં આવે છે. તથા આવેલા સગા સ્નેહીઓ તરફથી બાળકને ઝબલું વગેરે આપવામાં આવે છે.

લગભગ છએક માસ બાદ અનુકૂળતાએ બાળકને બાળ મવાળા ઉતરાવવામાં આવે છે. આ સમયે કેટલાંકે આ માટે દેવની માનતા રાખી હોય તો તે પૂરી કરે છે.

બાળક એ ચાર વર્ષનું થાય ત્યારે ખાસ જાણકાર નાવી પાસે સુન્નત કરાવવામાં આવે છે પછી દસ બાર દિવસે બાળકને ઘોડા ઉપર બેસાડી ધામધૂમથી ફુલેકું કાઢવામાં આવે છે તથા પસ ભરવામાં આવે છે. આ સમયે ઘણો ખર્ચ કરવામાં આવતો હતો.

આ કોમમાં બાળલગ્નો થતાં નથી પણ બાળસગપણો થાય છે. ગાંધર્વ લગ્નો કે પ્રેમ લગ્નો ખાસ થતાં નથી. વિધવાબાઇને ફરજિયાત વૈધવ્ય પાળવાનું હોતું નથી. તેને ફરી ઘર માંડવાની છૂટ હોય છે. પણ પ્રથમ લગ્ન જેવી તે પ્રસંગે ધામધૂમ કરવામાં આવતી નથી. પણ મોલવી નીકા પઢાવે છે. આ પ્રકારના વિધવાલગ્નને ઘરઘરણું કહેવામાં આવે છે. પણ દેર કુંવારો હોય તો પરણી શકે છે. પહેલાં તો ફરજિયાત દેરવટું કરવું પડતું હતું. હાલમાં આ પ્રથા બહુ ઓછી થવા પામી છે. વિધવા બાઇના આગલા ઘરના સંતાનો ઉપર તેના મૂળ વાલીવારસોનો જ હક્ક ગણાય છે અને તેઓ જ તેને પાળેપોષે છે.

ચાર પત્ની કરવાની ધર્મ પ્રમાણે છૂટ છે. પણ સંતાન ન થતુ હોય યા બીજાં કોઇ કારણો સિવાય બીજી પત્ની કરવામાં આવતી નથી. ખાસ બે ત્રણ પત્ની કરવી જ એવી પ્રથા નથી.

એક બીજાની પરણિત યા કુંવારી કન્યાઓ ઉપાડી જવાના પ્ર આ કોમમાં ખાસ બનતા નથી. પતિ–પત્નીને અણબનાવ થતાં છૂટાછે જાહેર કરી બીજે પરણવાની પણ છૂટ હોય છે.

**સગપણ :** વરકન્યાની પસંદગી મુખ્યત્વે મા–બાપ જ કરે છે. વરકન્યાને આ બાબતમાં ખાસ છૂટ આપવામાં આવતી નથી. છતાં આજકાલ તેના અભિપ્રાયને લક્ષમાં લેવામાં આવે છે. આ ઉપરાંત સગપણ કરતી વખતે ઉંમર, કુળ, રંગરૂપ, ગુણ, આબરૂ, ઘર, ધંધો વગેરે બાબતોને લક્ષમાં રાખવામાં આવે છે શિક્ષણને પણ હવે મહત્ત્વ આપવા લાગ્યું છે. આ કોમમાં એક જ ગોત્રમાં લગ્ન થઈ શક્તા નથી. પણ બંને ત્યાં સુધી ફઇમામામાં થાય છે તથા વર કરતાં કન્યાની ઉંમરમાં બે ચાર વર્ષનો ફેર રાખવામાં આવે છે. અને કન્યા ૧૪ થી ૧૭ વર્ષની થાય અને છોકરો ૧૬ થી ૧૯ વર્ષનો થાય ત્યારે પરણાવવામાં આવે છે.

સંધીઓ મૂળે રજપૂત હોવાથી કેટલાક રીતરિવાજો એમનાં પ્રમાણે ચાલતા આવ્યા છે. લગ્ન વખતે રજપૂતોમાં સગાઇ માટે બારોટને મોકલવામાં આવે છે તેમ અહિં સંધી કોમમાં પણ બારોટને મોકલવામાં આવે છે. આ પ્રથા રજવાડાશાહીની રીત પ્રમાણે ચાલતી આવેલ છે. પણ હવે બારોટ મોકલવો મોંઘો પડે છે તેથી મુખ્યત્વે તો સગપણ માટે ૪–૫ માણસો જાય છે. સાથે એક નાળિયેર તથા એક રૂપીયો (અથવા પાંચ રૂપીઆ) અને ચુંદડી, કન્યા–પક્ષને વર–પક્ષ તરફથી આપવામાં આવે છે. કન્યાને ચાંદલો કરવામાં આવે છે સ્ત્રીઓ ગીતો ગાય છે. દેજ વગેરે નક્કી કરવામાં આવે છે કેટલીક જગ્યાએ આ પ્રસંગે કન્યાને હાનીયું. ચૂંક, બંગડી, કપડાંની જોડ વગેરે આપવામાં આવે છે. તેમજ ઇદ સમયે પણ એકાદ જોડ કપડાં

મોકલવામાં આવે છે. તે બાદ સગાઇ થઇ તેની નિશાની રૂપે સાકર કે ગોળ વરપક્ષ તરફથી વહેંચવામાં આવે છે. અથવા ચા પાવામાં આવે છે. આ રીતે સગાઇ કરવામાં આવે છે.

ત્યાર બાદ મૂહુર્ત વગેરે જોઇ લગ્નની તિથિ નક્કી કરવામાં આવે છે અને તે બાદ નિયત કરેલ સમયે અને દિવસે વરપક્ષ તરફથી નાડાછડી વીંટેલ નાળિયેર કન્યા પક્ષને ઘરે મોકલવામાં આવે છે. કન્યાપક્ષ તરફથી વધામણા થાય છે. આને ઘડીયાલગ્ન કહેવામાં આવે છે. નાળિયેર ઉપર બાંધેલી નાડાછડીને લગ્નના નક્કી કરેલ દિવસો જેટલી ગાંઠો વાળવામાં આવે છે. અને તે કન્યાપક્ષને ત્યાં રાખવામાં આવે છે અને એના બદલામાં કન્યા-પક્ષ તરફથી વરપક્ષને બીજું એવું અને એટલી જ ગાંઠોવાળી, નાડાછડી બાંધેલ નાળિયેર આપવામાં આવે છે. તે નાળિયેરને વરપક્ષને ત્યાં વધાવી લેવામાં આવે છે. લગ્નના દિવસ સુધી બન્ને પક્ષોને ત્યાં રોજ એક એક ગાંઠ છોડવામાં આવે છે. જાડેજા રજપૂતોમાં લગ્ન વખતે જે ગીતો ગવાતા તેના જેવાજ આ ગીતો હોય છે.

આ લગ્ન હિંદુ તિથિ પ્રમાણે જ જોવામાં આવે છે, લગ્નની તિથિ નક્કી થયા પછી હજામ મારફત સૌ સગા સ્નેહીઓને લગનના ખબર આપ-વામાં આવે છે. હવે બહારગામ કંકોત્રીઓ પણ લખવામાં આવે છે.

લગ્ન અગાઉ ચારેક દિવસ પહેલાં બન્ને પક્ષોને ત્યાં માણેક થંભ રોપવામાં તથા માંડવો નાખવામાં આવે છે. કેટલીક જગ્યાએ વરકન્યાના હાથે મીંઢોળ બાંધવામાં આવે છે. તથા તેઓને આ દિવસથી પીઠી ચોળવામાં આવે છે. વરને વાળંદ પીઠી ચોળે છે તથા કન્યાને બીજી છોકરીઓ ચોળે છે. આ કાળ દરમ્યાન કન્યાને બહુ બહાર હરવા ફરવા જવા દેવામાં આવતી નથી. સ્ત્રીઓ રાત્રે ગીતો ગાય છે તેમને ગોળ આપવામાં આવે છે યા તો ચા પીવડાવવામા આવે છે.

જાન રવાના થતાં પહેલાં વરપક્ષને ત્યાં ફૂલેકું કાઢવામાં આવે છે.

તથા પસ ભરવામાં આવે છે. સામાન્ય રીતે જાનમાં વીસ ત્રીસ માણસો જાય છે. ગામમાંથી જાન રવાના થતાં પહેલાં પેંડુ સીંચવામાં આવે છે. કન્યાના ગામે જાન જઇ પાદરમાં પડાવ નાખે છે. વરરાજાને સ્નાન કરાવી ચોરણી, સુરવાળ તથા સાફો બાંધવામાં આવે છે તથા કમ્મરે તલવાર લટકાવી શણગારમાં આવે છે અને કન્યાપક્ષ તરફથી ધામધૂમથી સામૈયું કરવામાં આવે છે. સામૈયામાં નાની સાળી યા તો કોઇ કુંવારી કન્યાને માથે ઘડો તથા નાડાછડી વાળું વરપક્ષ તરફથી આવેલ નાળિયેર તે ઉપર મૂકવામાં આવે છે પછી કન્યાપક્ષ તરફથી મોકલવામાં આવેલ નાળિયેર વરપક્ષવાળા આ કન્યાના ઘડા ઉપરનું નાળિયેર પોતે લઈ પેલું નાળિયેર તેના ઘડા ઉપર મૂકે છે. તથા આ ઘડામાં વરપક્ષવાળા થોડા પૈસા નાખવામાં આવે છે કુંવારી કન્યા તે લઇ લે છે.

વાજતે ગાજતે વરરાજાને માંડવે લાવવામાં આવે છે. માંડવે આવતા પહેલાં વરરાજા રજપૂત રિવાજ મુજબ પોતાની તલવાર અડાડે છે તથા તોરણનું પાંદડું તોડે છે. સાસું તેને ચાદલે કરી એના માથેથી ચોખા ઊડાડી પોંખે છે. રાઉમા શાખના સંધીમાં વરરાજા માંડવે આવે ત્યારે સાસુ પહેલાં તેમની કોમનો ચારણ, પ્રથમ વરરાજાને ચાંદલો કરી પોંખે છે અને પછી સાસુ પોંખે છે. આ ચારણ કચ્છના કટારીઆ ગામેથી આવે છે, આમ પોંખવા બદલ પહેલાં તેને ઘોડો ભેટ આપવામાં આવતો પરન્તુ હવે તો શક્તિ અનુસાર પાંચ દસ રૂપીઆ આપવામાં આવે છે. વળી રાઉમાના બારોટ ઉત્તર ગુજરાતમાં આવેલા થરાદ ગામે રહે છે, સાસુ પોંખે પછી વરરાજાને માંડવા નીચે આણવામાં આવે છે. તેને ત્યાં જ ગાદલાં ગોદડાં પાથરી ઉતારો આપવામાં આવે છે. અણવર પણ હોય છે. કન્યાને વરપક્ષ તરફથી કપડાં વગેરે મોકવામાં આવે છે, તે પહેરીને કન્યા સજ્જ થાય છે. જાનને અલગ ઉતારે લઇ જવામાં આવે છે. કેટલેક સ્થળે વરરાજાને અલગ જાન સાથે ઉતારે ઉતારવામાં આવે છે. રાત્રે વાજતે ગાજતે જાન સાથે તે માંડવે આવે છે.

માંડવા નીચે વરરાજાને આથમણે મુખે બેસાડવામાં આવે છે. સામે મોલવી બેસે છે. બન્ને પક્ષના માણસો આજુબાજુ ગોઠવાઇ રહે છે. કન્યાને ઓરડામાં બેસાડવામાં આવે છે.

કન્યાપક્ષનો એકાદ સ્નેહીજન કે જેને વકીલ ઠરાવવામાં આવે છે તે અને વરપક્ષના બે સમજદાર માણસ જેને શાહેદ તરીકે ઓળખવામાં આવે છે તેઓ ત્રણે મોલવીની સૂચનાથી કન્યા પાસે જાય છે. કન્યાને ત્રણ વાર પૂછવામાં આવે છે કે તમારા લગ્ન અમુક અમુકની સાથે કરવામાં આવે છે છે તે કબૂલ–મંજૂર છે કે નહીં? તેનો જવાબ કન્યા તરફથી વરપક્ષના શાહેદ સાંભળે તેમ આપવામાં આવે છે એટલે હા પાડવામાં આવે છે. પછી બન્ને પક્ષના આ માણસો બહાર આવી મોલવીની બાજુમાં બેસી જ્ઞાતિના બંધારણના ચોપડામાં વરની તથા કન્યાની સહી લે છે. પછી કાજી વરરાજાને પાંચ કલમા પઢાવે છે અને વરની કબૂલાત લે છે. કેટલીક જગ્યાએ રિવાજ પ્રમાણે આ પ્રસંગે વરપક્ષ તરફથી કન્યાપક્ષને થોડા રૂપિયા કન્યાને 'ભેટ' તરીકે આપવાનું કબૂલાવવામાં આવે છે. કેટલીક જગ્યાએ આ પ્રમાણે થતું નથી. ત્યાર બાદ મોલવી નિકા પઢાવે છે, ધાર્મિક ઉપદેશ આપે છે. આ ક્રિયા લગભગ દોઢ–બે કલાક ચાલે છે. આ રીતે લગ્નવિધિ પૂરી થાય છે. સૌને ચા પાણી પાવામાં આવે છે યા ખજૂર કે ગોળ વહેંચવામાં આવે છે.

લગ્નપ્રસંગ દરમિયાન કેટલીક જગ્યાએ ફટાણાં બોલાય છે તથા ક્યારેક બીભત્સ શબ્દો પણ વપરાતા આવ્યા છે. બીજે દિવસે જમણ બાદ સૌ ભેગા થાય છે ત્યાં ચાંદલો આપવામાં આવે છે. જાનને બે–ત્રણ ટંક રોકવામાં આવે છે. જમણમાં શક્તિઅનુસાર વેચાતા આણેલા લાડુ, ગાંઠિયા પણ અપાય છે તેમજ ગોસ વગેરે પણ અપાય છે.

જાનને વિદાય આપતા પહેલાં કન્યાને દહેજમાં કન્યાના પિતા તરફથી કરિયાવર આપવામાં આવે છે. તેમાં સામાન્ય રીતે થાળી, વાટકા, ત્રાંસક જેવા વાસણો તથા લાલ રંગનો પલંગ, ગાદલાં, ગોદડાં વગેરે વસ્તુઓ

આપવામાં આવે છે. જો કે કેટલાંક માણસો આ કરિયાવર લેતા પણ નથી.
જગ્યાએ સાળા-સાળીના કર ચૂકવવવાનો રિવાજ હોય છે.

જાન વિદાય થતા પહેલાં વર-કન્યાને માંડવા નીચે ઊભા રાખવામાં આવે છે ત્યાં કન્યાની કુંવારી નણંદ યા વરપક્ષની કોઈ કુંવારી કન્યા વર-કન્યાના છેડાછેડી બાંધે છે. કન્યાની સાડીના છેડાને વરના એસના છેડા સાથે બાંધવામાં આવે છે. ત્યાર પછી વર પોતાનો એસ કન્યાને સુપ્રત કરી જાનૈયાઓ સાથે અલગ આવી રહે છે. પછી કન્યાને ગાડે બેસાડી જાનને વિદાય આપવામાં આવે છે. ઘરે આવ્યા પછી વરની મા વરકન્યાને પ્રથમ પોંખે છે.

ઘરે આવ્યા પછી બીજે-ત્રીજે દિવસે વરકન્યા પીરની દરગાહે જઈ સવા રૂપિયો મૂકી છેડાછેડી છોડે છે. સાસરે કન્યાને પોતાના વરના સૌ વડીલ પુરુષોને ઘુંમટો કાઢવાનો હોય છે. એકંદરે આ લોકોને લગ્નમાં સાતસોથી બારસોનો ખર્ચ થાય છે.

**મૃત્યુ :** મૃત દેહને દાટવામાં આવે છે. મૃત્યુ સમયે અન્ય મુસલમાનોની જેમ સુરેયાસીત પઢવામાં આવે છે. તથા કુરાન વાંચવામાં આવે છે. કેટલીક જગ્યાએ ખેરાત (દાન) કરવામાં આવે છે તથા દીકરાને ચાર અને દીકરીને બે આના વહેંચવામાં આવે છે. મૃત્યુ થયા પછી સૌ સગા સ્નેહીઓને જાણ કરવામાં આવે છે. બધા ભેગા ન થાય ત્યાં સુધી મૃત દેહ કાઢવામાં આવતો નથી. સૌથી પ્રથમ આ મૃત દેહને ફકીર આવી ગરમ પાણીથી નવડાવે છે. સ્ત્રી હોય તો તેને ફકીરાણી નવડાવે છે. આ સમયે આડશ રાખવામાં આવે છે ત્યાર બાદ જનાનમાં મૂકવામાં આવે છે, તો કેટલીક જગ્યાએ જૂના ખાટલા ઉપર જ કપડું પાથરી મૃત દેહને સૂવડાવવામાં આવે છે. તેની ઉપર અત્તર, કપુર, ગુલાબ વગેરે લગાડવામાં આવે છે તથા આંખમાં સૂરમો આંજવામાં આવે છે. સ્ત્રીને લગભગ બાવીસેક વારનું તથા પુરુષને સોળેક વારનું કફન લાવી ઓઢાડવામાં આવે છે. આ કફન સામાન્ય

રીતે સફેદ રંગનું હોય છે અને જનાન યા ખાટલા ઉપર સ્ત્રી હોય તો રંગીન ચાદર અને પુરુષ હોય તો સફેદ ખાપણ ઓઢાડવામાં આવે છે કબ્રસ્તાનમાં લઇ જતા પહેલાં મૈયતને પ્રથમ મસીદમાં લઇ જવામાં આવે છે. ત્યાં સૌ નમાજ પઢી કબ્રસ્તાને જાય છે કબ્રસ્તાન ન હોય તો કોઇક થોડી ઊંચાણ-વાળી જગ્યાએ મૃતદેહને લઇ જવામાં આવે છે. ત્યાં આગળ સામાન્ય રીતે પાંચ ફૂટ ઊંડો ખાડો ખોદી તેમાં મૃતદેહને ઉત્તર દિશામાં માથું રાખી દાટ-વામાં આવે છે. આ મૃતદેહની સાથે કફન વીંટાયેલું જ રાખવામાં આવે છે, બાકીનાં કપડાં ફેંકી દેવામાં આવે છે.

સ્ત્રીઓ કબ્રસ્તાનમાં જતી નથી; પણ સૌ મૃતદેહને દાટી પાછા વળે ત્યાં સુધી રોકકળ કરે છે તથા છાતીઓ કૂટે છે. જો મરનારની સ્ત્રી હયાત હોય તો તેનો ચૂડલો તોડવામાં આવે છે. તેને માવતર તરફથી તથા તે ન હોય તો આડોશીપાડોશી તરફથી પોત આપવામાં આવે છે. તે લગભગ ચાલીસેક દિવસ સુધી પહેરે છે તથા ખુણો પાળે છે. ચાલીશ દિવસ પછી ફરી તેના માવતર તેને પોત ઉતરાવી બીજાં કપડાં પહેરવા આપે છે.

કબ્રસ્તાનથી ઘરે આવી થોડો સમય સૌ માવતરને ત્યાં બેસી તેના સગાસ્નેહીઓને આશ્વાસન આપે છે તથા ફાતીઓ પઢે છે. આ દિવસે અન્ય સગાસ્નેહીઓ પોતાને ત્યાંથી રોટલા-દાળ લાવી મરનારના ઘરના માણસોને જમાડે છે અડતાલીશ કલાક સુધી શોક પાળવામાં આવે છે. ત્રીજે દિવસે મસીદમાં સૌ ભેગા મળે છે ત્યાં કુરાન વાંચવામાં આવે છે. તથા ગરીબો અને ફકીરોને પોતાની શક્તિ અનુસાર દાન આપે છે. ચાલીસમાં દિવસે ચાલીસમું કરવામાં આવે છે. સગા સ્નેહીઓને જમણ આપવામાં આવે છે, તથા રાત્રે ધાર્મિક ગ્રંથોનું વાંચન કરવામાં આવે છે.

મૃતદેહને જે જગ્યાએ દાટવામાં આવે છે ત્યાં નિશાની રૂપે કબર ચણવામાં આવે છે. અને પહેલી મહોરમે ત્યાં ફૂલ ચઢાવવામાં આવે છે તથા અગરબત્તી સળગાવવામાં આવે છે.

જો કોઇ પુરુષ મર્દાનગીથી મર્યો હોય, લડાઈમાં મર્યો હોય અથવા કોઈ કારણસર શહીદ થયો હોય તો તેની કબર આગળ "પાળિયો" બનાવવામાં આવે છે આ શરાપૂરાને આ લોકો પ્રસંગોપાત પૂજે છે. કેટલીકવાર તેની માનતા રાખી તેને નૈવેદ્ય ધરે છે. ઘણું ખરું ચતુર્દશીના રોજ તેઓના નૈવેદ્ય કરવામાં આવે છે.

તેઓમાં સોરઠ જીલ્લામાં આવેલા ધણકુલિયા ગામે વર્ષો પહેલાં સીરાજીશાહ નામના પીર થઇ ગયા છે. આ સિવાય જે પીર મુસલમાનોમાં થઇ ગયાં છે તેમાંના ઘણાખરા આ કોમનાં છે એમ માનવામાં આવે છે.

**દૈનિક જીવન :** આ લોકોના ઘર કાચા માટીના હોય છે. બને ત્યાં સુધી તેઓ સમૂહમાં સંધીઓનો અલગ વસવાટ કરી વસે છે. ગામમાં બે ચાર જ ઘર હોય તો પણ તેઓ એક બીજાની પાસે વસે છે. તેઓના મકાનમાં એકાદ મોટો ઓરડો હોય છે. તે અંધારિયો હોય છે તેમાં એકાદ ખૂણામાં રસોડું હોય, બીજા ખૂણામાં ઘંટી હોય છે તેમજ અનાજ ભરવાની માટીની કોઠીઓ હોઇ છે. કોઇ પૈસાપાત્ર સંધીના ઘરમાં જ પટારાઓ હોય છે. સામાન્ય સ્થિતિના સંધીના ઘરમાં હોતા નથી. બહાર ઓસરીમાં એકાદ બે ખાટલા હોય છે. ઘરમાં યા બહાર એકાદ ખૂણામાં થોડું ઊંચું પાણીયારું બાંધેલું હોય છે તે ઉપર પાણીના માટલા હોય છે. જરૂર પૂરતા તાંબા પિત્તળના તથા કાંસાના થાળી વાટકા અને લોટા તથા તપેલા હોય છે. આ સિવાય ગોદડાં ગાદલાં તથા ફાટલાં તૂટલાં કપડાંના ગાભા જ્યાં ત્યાં પડયા હોય છે. બાજુમાં ઢોર માટેનું કોઢ હોય છે. તેમાં તેઓ પોતાના ઢોર બાંધે છે તથા ઘાસ વગેરે ભરે છે. બળતણમાં તેઓ છાણાં તથા જંગલમાંથી વીણી લાવેલ સૂકાં લાકડાના ટૂકડા વાપરે છે. આવા ઝૂંપડાંઓમાં તેઓનું ગ્રામ જીવન વસે છે.

**આહાર :** આ લોકોનો મુખ્ય ખોરાક જુવાર બાજરાના રોટલા છે. ઘઉં ચોખાનું પ્રમાણ નહીંવત જ છે. સામાન્ય રીતે બપોરે અડદ યા

ચણાની દાળ ને રોટલા રાંધે છે. તે સાથે ક્યારેક શાક રાંધે છે. સાંજે પણ એ જ રાંધવામાં આવે છે અથવા ખીચડીને કઢી રાંધે છે. સાથે ડુંગળીને મીઠું ખાય છે. ઘરમાં દૂઝાણું હોય તો બન્ને ટંક દૂધ યા છાસ પીવે છે નહીં તો સવારે બકરાના દૂધની ચા પીવે છે. આ સિવાય ખોરાકની અન્ય ચટાકા મટાકાવાળીં જેવી કે ભજીયા, પૂરી, ફરસાણ વગેરે જાતની વાનગીઓ આ કોમમાં બનાવવામાં આવતી નથી તથા તેઓ અપરિચિત છે. મન થાય ત્યારે યા વારતહેવારે બજારમાંથી વેચાતી લઇ આવી વસ્તુઓનો સ્વાદ કરે છે. ક્યારેક ચુરમુ કરે છે. આ લોકો કાયમ માંસ ખાતા નથી પણ ક્યારેક અનુકૂળતા યે યા પ્રસંગે માંસાહાર કરે છે. જમતી સમયે સૌ સાથે એક જ કુંડાળામાં બેસે છે. એકાદ થાળીમાં બધાના રોટલા રાખે છે અને શાક યા દાળ અલગ પોતાના વાટકામાં રાખી જમે છે. જમતી વખતે જમણા હાથનો જ ઉપયોગ છે. બન્ને હાથ બગાડતા નથી.

આ લોકોમાં ગુપ્ત રોગોનું પ્રમાણ નથી. પરન્તુ અન્ય ચર્મરોગો વધુ થાય છે.

## સંબંધો અને સ્થિતિ

**સમાજ સાથેના સંબંધો :** દેશની બીજી આગળ વધેલી પ્રજાઓની સરખામણીમાં આ લોકો આર્થિક તથા શૈક્ષણિક બાબતોમાં ઘણા પાછળ છે. જો કે પોતાના વેપાર ધંધામાં તેઓ હોશિયાર છે. આ લોકો કાંઇ બીજી પ્રજોઓથી ડરતા કે દબાતા આવ્યા નથી. તેમનો સામાજિક દરજ્જો તો બીજી ગ્રામપ્રજાઓના જેવો જ જળવાતો આવ્યા છે.

સામાન્ય રીતે અહીં પણ સંયુક્ત કુટુંબ વ્યવસ્થા જ વિશેષ હોય છે. આ લોકોમાં અંદરોઅંદર ઝઘડા થવાનું મુખ્ય કારણ તો માલ મિલ્કત વગેરે હોય છે એમ માનવામાં આવે છે. કુટુંબના મુખ્ય માણસનો કુટુંબ ઉપર એકંદરે દાબ હોય છે. તથા તેનો માનમર્તબો પણ જાળવવામાં આવે છે. સ્રીઓનું સ્થાન તેઓના સમાજમાં જેવું તેવું હોય છે. ખાસ માન-

મર્તબો હોતો નથી. કેટલાંક કુટુંબોમાં સ્ત્રીઓની હાજરીમાં પુરુષ તેમજ પુરુષની હાજરીમાં સ્ત્રીઓ અસભ્ય ભાષા બોલતાં સંકોચાતા નથી. જો કે સમજદાર તથા શિક્ષિત વર્ગ આ પ્રમાણે વર્તતો નથી.

બાળકોની પુરુષ કે સ્ત્રીઓ તરફથી ખાસ સંભાળ રાખવામાં આવતી નથી તે તો નાગા ઉઘાડાં ફરે છે અને રોટલાના ટુકડાં ખાતાં મોટા થાય છે. કુટુંબનાં વાતાવરણ અને રહેણીકરણીની અસર તેના જીવન ઘડતરમાં સહેજે થયા વગર રહેતી નથી. જો કે હવે આ કોમ ધીરે ધીરે જાગૃત થવા માંડી છે. તેના પ્રશ્નો વિચારવા લાગી છે. તેમની આખી કોમનું સંગઠન પણ હાલમાં અસ્તિત્વમાં આવ્યું છે.

**આર્થિક સમાલોચના:** પશુપાલન અને ખેતી એ તેમનો મુખ્ય ધંધો છે આ ઉપરાંત કેટલાંક પસાયતાની યા પહેરેગીરની નાની મોટી નોકરી યા મજૂરી કરી પેટ ગુજરાન કરે છે. જે લોકો ગામડાંઓમાં પશુ-પાલનનો તથા તે વેચવાનો ધંધો કરે છે. તેઓની આર્થિક સ્થિતિ અન્ય ગ્રામ લોકો જેવી છે જો કે સારાં ખેડૂતો જેવી નથી. તેમનું જીવન ધોરણ નીચું હોવાથી તેઓ પોતાના ધંધામાંથી કેવળ ગુજરાન પૂરતું મેળવી શકે છે. થોડી ઘણી બચત કરી હોય તો તે સામાજિક ખર્ચમાં વપરાય જાય છે. જો કે સામાજિક ખર્ચાને પહોંચી વળવા દેવાં પણ કરવા પડે છે. પરન્તુ જેમ કેટલીક પ્રજાને કામ ધંધો કરવા છતાં પેટ પૂરણ મળતું નથી તથા મજૂરીના પ્રમાણમાં પૂરતું વળતર મળતું નથી અને અર્ધભૂખમરો વેઠવો પડતો હોય છે તેવી આ લોકોની સ્થિતિ નથી. સંધી ખેડૂત વર્ગની આર્થિક સ્થિતિ પશુ-પાલનનો ધંધો કરનાર સંધી વર્ગ જેવી જ છે ગૂજરાન પૂરતું તેઓને મળી રહે છે. આ લોકો પાસે મોટે ભાગે લગભગ ત્રીસથી સિત્તેર વીઘા જેટલી જમીનો હોય છે. તે માટેના આવશ્યક સાધનો હોય છે. તથા ઘેર ઢોર ઢાંખરો હોય છે, આ બન્ને વર્ગને ગામડાંમાં પોતાની માલીકીના જ મકાનો હોય છે. તેમનું જીવન ગ્રામડામાં સ્વપર્યાપ્ત બને છે. પણ તેમની ખેતી કણબીઓ જેવી નથી. જે વર્ગ નોકરીઓમાં છે, તથા શહેરોમાં નાની

નોકરીઓમાં, ઘોડાગાડીઓના ધંધામાં યા અન્ય મજુરીઓમાં પરોવાયેલો છે તેમની આર્થિક સ્થિતિ સારી નથી. તેઓ માંડ માંડ પુરૂં કરે છે. અને જીવન નિર્વાહના તથા અન્ય ખર્ચને પહોંચી ન વળવાથી મોટે ભાગે દેવું કરે છે. તે દેવાદાર બન્યો છે. તેમજ કેટલાંકને યોગ્ય કામ ધંધો ન મળતાં કેટલેક અંશે બેકાર પણ રહે છે.

લગ્નમાં પાંચસોથી હજાર રૂપીયા, મરણમાં બસો ત્રણસો રૂપીયા અને અન્ય સામાજીક રીતરિવાજોમાં વર્ષે બીજા બસો રૂપીયાનો ખર્ચ સહજ રીતે લાગે છે.

**ગુણ ખાસિયત અને ઉપસંહાર** ભોળપણ, અજ્ઞાનતા, અંધશ્રદ્ધા વહેમ વગેરેથી આ લોકો પણ અન્ય ગ્રામ પ્રજાઓની જેમ ઘેરાયેલા છે. શિક્ષણનું પ્રમાણ નહીવત છે તેઓ અંદરો અંદર મોટાઈ માનનારા, એક બીજાને ઉંચ નીચ માનનારા હોય છે. તેમજ અંદરો અંદર કેટલાંક પહેલાં કુસંપમાં પણ ગરકાવ રહેતા. બાહ્ય સમાજમાં દાદાગીરી, ચોરી, લૂંટફાટ, ધીંગાણા ડાકાયટી વગેરે કરવા માટે પણ પંકાયેલા હતા. કેટલાક લોકો અફીણના વ્યસની હતા તથા ખાનગીમાં અફીણનો વેપાર ચલાવતા એમ મનાય છે. આમ અનેક દુર્ગુણોથી ઘેરાયલા હતા પરંતુ તે હવે ધીરે ધીરે ઓગળી રહ્યા છે. તેમજ તેઓ દિનપ્રતિદિન વધુ જાગૃત થઈ રહ્યા છે.

આ લોકોમાં મૂળે રજપૂત લોહી છે. તેઓ સિપેહ-સાલાર સૈનિક તરીકે પણ કામ કરતા આવ્યા છે. શૂરવીરતા, નિડરતા, વફાદારી એ તેમનામાં પડેલા સદગુણો છે. તેઓ લડાયક છે. ઘોડેસ્વારી જાણે છે. તથા સૈનિક તરીકે કામ આવે તેવા હોય છે.

# મિ.....યા.....ણાં

આ કોમ મુખ્યત્વે ધીંગાણા કરવામાં અને ચોરી, લૂંટફાટ કે ધાડ પાડવામાં જાણીતી થયેલ છે. પણ આજે તેમની એ પ્રવૃત્તિ ઘણે અંશે ઓછી થઇ છે. પહેલાં તો એક બીજા રાજાઓ એકબીજા રાજ્યોને હેરાન કરવામાં તેમનો સાથ લેતા અને પોતાના રાજ્યમાં તેઓને આશરો આપતા એમ મનાય છે. એટલે તેમની આ રંજાડ અને સમાજહિત–વિરોધી પ્રવૃત્તિને વધુ વેગ અને પ્રોત્સાહન મળ્યાં. છેવટે તેમના ઉપર કોઈ અંકુશ રાખી ન શકયું, તેઓનું જીવન અને માનસ આ રીતે નિરંકુશતાથી ઘડાવા માંડયું. તેઓ સંસ્કારમાં ગુન્હા કરવાનો જ વારસો મળતો રહ્યો. તેઓ ગુન્હેગાર ગણાયા, અન્ય પ્રજાઓ તેમનાથી ડરવા લાગી. તેઓ વધુ ડરાવતા થયા પરંતુ છેવટે તે પરિસ્થિતિ બદલાઇ, રાજ્યોના વિલિનીકરણ થયાં. તેમની પ્રવૃત્તિને વિકસવા બીજો અવકાશ ન રહ્યો. આજે તો તેઓ મુખ્યત્વે ખેતીનો અને માછીમારનો ધંધો કરે છે. તે સિવાય થોડાંક છૂટક દહાડિયા મજુરી વગેરે કરે છે. તથા બહાર ગયેલા લોકો પોલીસખાતામાં નોકરી યા મિલ–મજુરી કરે છે.

આ કોમ મુસ્લીમ ધર્મ પાળે છે, પરંતુ તેના ઘણાખરા રીતરિવાજો હિંદુઓને મળતા આવે છે. અને તેથી તે રસપ્રદ બને છે.

તેઓ શરીરે દેખાવડા, સાધારણ ઊંચા તથા મજબૂત અને મધ્યમ બાંધાના અને પ્રકૃત્તિએ ચંચળ હોય છે. તેઓ હિંમતવાન અને બુદ્ધિશાળી છે. તેમજ ઘોડેસ્વારી અને શિકાર માટે જાણીતા છે. તેઓ સારા લડાયક સિપાઈ તરીકે કામ કરી શકે તેવા છે. પણ આ સારા લક્ષણો ને તેઓ કુમાર્ગે વાળી સમાજહિત–વિરોધી પ્રવૃત્તિ આદરતા આવ્યા છે. તેઓ બીજી કોમોને જ રંજાડ કરતા એટલું જ નહીં પણ તેમની જ કોમની પરણીત

સ્ત્રીઓને વારંવાર ઉપાડી જતા અને ઝઘડતા. બ્રિટીશ અમલ દરમ્યાન તેઓની ગણના ગુન્હાહિત જાતિઓમાં થતી અને તેમને હંમેશા પોલીસ થાણાઓમાં હાજરી આપવી પડતી. છતાં કેટલાક આ હાજરી આપી દૂર દૂરના પ્રદેશોમાં ચોરી કરવા જતા અને બીજે દિવસે હાજરી સમયે પોલીસમાં હાજર થઇ જતા.

**રહેઠાણ:** આ કોમ મુખ્યત્વે સૌરાષ્ટ્રમાં માળીઆ વિભાગમાં વસે છે. તેમજ આમરણ, બેલા (હાલાર)મા વસે છે. આ ઉપરાંત ધ્રોળ, ધ્રાંગધ્રા, વઢવાણ, જામનગર વગેરે સ્થળે છુટાંછવાયાં કુટુંબો પણ વસે છે.

સૌરાષ્ટ્ર સિવાય તેમની વસ્તી કચ્છમાં પણ છે. ત્યાં તેઓ કચ્છના મિયાણાં તરીકે ઓળખાય છે. સામાન્ય રીતે તેઓ બધે મિયાણાં તરીકે જ ઓળખાય છે. પરંતુ તેમાં જે લોકો (માળીયા બાજુ) માછીમારનો ધંધો કરે છે. તેઓ 'લોધી' તરીકે ઓળખાય છે.

સામાન્ય રીતે આ કોમ રણપ્રદેશમાં અથવા તે નજીક આવેલા ગ્રામ્ય પ્રદેશમાં રહેતી આવી છે. જેમકે માળીઆ એ કચ્છના રણ નજીકનો પ્રદેશ છે. તેમજ જામનગરના બેડી પોર્ટથી પૂર્વમાં ચાલી જતી દરિયાઇ (રણપટ્ટી) પટ્ટી ઉપર ઠેઠ ખારાઘોડા સુધીના વિભાગમાં જોવા મળે છે.

**સીમના રહેઠાણ :** ઘણુંખરું તેઓ સીમમાં પોતાના ખેતરમાં ઝૂંપડાં બાંધીને રહેતા આવ્યા છે. તેમના મકાન કાચા, તેમજ માટીના હોય છે અને ઉપર ઘાસ અથવા સાંઠીનું છત હોય છે, આમ સીમમાં રહેવાનું મુખ્ય કારણ તો સરળતાથી ચોરીનો માલ આડોઅવળો કરી પકડાઇ ન જવાય તે હતું એમ મનાતું આવ્યું છે. વળી તેઓ એકબીજાના ખેતરોમાંથી તૈયાર પાક વાઢી જતા આથી કેટલેક અંશે પોતાના પાકનું રક્ષણ કરવાનો હેતુ પણ ખરો. આ ઉપરાંત બીજાં કેટલાંક કારણો પણ છે.

**માળીઆના મિયાણાં :** હાલમાં માળીઆ ગામમાં મિયાણાં કોમના ઘણુ મકાનો છે પણ તે ખંડરોની જેમ પડયા છે. મોટા ભાગના તો પોતાનું

ઘર હોવા છતાં સીમમાં જ રહે છે તેના પણ બે ત્રણ કારણો છે. એક તો હાલમાં તેમની લૂંટફાટની પ્રવૃત્તિ પહેલાં જેવી કસવાળી રહી નથી. તેમજ જે કોઈ બીજો અન્ય ધંધો કરે છે તેમાં શોષણ યા બીજા કારણે પૂરતું વળતર મળતું નથી. એટલે પહેલાં કરતા તેમની આર્થિક સ્થિતિ સારી ન હોવાથી તે મકાનો ફરી સુધરાવી શકવાને યા નવા કરાવવાને ઘણાંખરા અસમર્થ છે. બીજું ગામમાં જે મકાનો સારા છે તેમાં તેમનો પૂરતો વસવાટ થઇ શકે તેમ નથી. તેમજ આ ગામમાં નદીમાં પૂર આવતાં એક બાજુનો સીમનો વ્યવહાર બંધ પડી જતો હોવાથી તેઓ સીમમાં રહેવું વધુ પસંદ કરે છે, પરંતુ તેઓ મૂળે તો પોતાની ચોરી લૂંટફાટની પ્રવૃત્તિની સગવડતા સાચવવા તેમજ ખેતીના મોલના રક્ષણના કારણે આ પ્રમાણે સીમમાં પોતાના ખેતરોમાં અલગ અલગ વસવાટ કરતા આવ્યા છે. એમ મનાય છે.

પહેલાંના વખતમાં ઘણાખરા તો વર્ષનો મોટો ભાગ ખુલ્લા મેદાનમાં બાજરીના સાંઠા અને ઘાસના ઝૂપડાં બાંધી રહેતા. પાંચ પચ્ચીસ ઝુપડાંના એક જથ્થાને "વાંઢ" કહેવામાં આવતો. અહીંથી તેઓ ધાડ પાડવા નીકળતા, ચોરી કરી પાછા આવી ઘણી હોશિયારીથી ચોરીનો માલ સંતાડી રાખતા.

પરંતુ આજે લૂંટફાટની પ્રવૃત્તિ લગભગ બંધ પડવા આવી છે તેમનું જીવન સ્થાયી બન્યું છે, પરંતુ ગરીબી તેમને ઘેરી વળી છે.

તેઓની ૧૯૫૧ની વસ્તી ગણત્રી મુજબ કુલ અંદાજી વસ્તી ૭,૬૫૮ જેટલી છે તદ્દોપરાંત અગાઉના આંકડા નીચે મુજબ છે.

વસ્તીના આંકડા

| ૧૮૮૦ | ૧૯૩૧ | ૧૯૫૧ |
|---|---|---|
| ૨૬૦૨ | ૬૮૭૮ | ૭૬૫૮ |



લડાયક ખમીર ઝળકાવતો વિમુક્ત–જાતિ મિયાણાં કોમનો ડાંખરો મુખી



કચ્છ અને સૌરાષ્ટ્રના સીમા પ્રદેશ વ ી વિમુકત જાતિ-મિયાણાં કોમની સ્ત્રી

**વંશ અને જાતિ :** તેઓના રીતરિવાજો, જીવન-પ્રણાલિકાઓ વગેરે રાજપૂતોને મળતાં છે. કેટલાક માને છે તેઓ મૂળે પણ રજપૂત છે. પરંતુ તેઓએ ક્યારે ઇસ્લામ ધર્મ સ્વીકાર્યો તેમજ આ બાજુ ક્યારે વસવાટ કર્યો તે અંગે અનેક જુદા જુદા તેમજ કેટલાક તો એકબીજાથી તદ્દન વિરૂદ્ધ એવા મતમતાન્તરો પ્રવર્તે છે. એટલે સાચી વસ્તુ તો વધુ ઊંડા સંશોધનના પરિણામે જ શોધી શકાશે.

**શાખ :** સામાન્ય રીતે તેઓમાં જેડા, માણેક, ભટ્ટી, જામ, બાદ-દાણી, પારેડી, મનોઅર, કાજરડીઆ, કટીયા, સંધવાણી, લધાણી, મલની, બદીઆ મુસાણી એવા ઘણા વર્ગ છે. એમનાંમાં મોટી જાતો છે તે દરેકનો એક મુખી હોય છે.

તેઓના નામ હિંદુ તેમજ મુસ્લીમ જેવા હોય છે જેમ કેઃ- જીવા, હરબજા, અબદલ્લા વગેરે. સ્ત્રીઓમાં પણ જાનબાઇ, મૂરબાઇ, ફાતમા વગેરે જેવા નામ પાડવામાં આવે છે.

**ઇતિહાસ :** એમ માનવામાં આવે છે કે લગભગ તેરમી સદીમાં અલ્લાઉદ્દીનનાં સમયમાં મહી કાંઠા વિસ્તારમાં જે રજપૂતો હતા તેઓ મહી રજપૂતો નામે ઓળખાતા હતા. આ સમયે આ વિભાગના સૂબાને અલાઉદ્દીને અહીંના રજપૂત રાજાઓ પાસેથી ખંડણી ઉઘરાવવા જણાવ્યું. પરંતુ આ વાત રજપૂત રાજાઓને ગળે ન ઉતરી અને સિંધના, ગુજરાતના તેમજ રજ-પૂતાનાના કેટલાક રજપૂત રાજ્યોએ ભેગા મળી અલાઉદ્દીનના સુબાને મારી હટાવવા મહેનત કરી. મહી વિભાગના કોઈ એક શહેરને જ્યાં અલાઉદ્દીનનો સુબો હતો તે શહેરને આ રજપૂત રાજાઓએ મજબૂત ઘેરો ઘાલ્યો. અને તે સર કરવા અનેક પ્રયત્ન કર્યા પરંતુ તે સર ન થયો. આ દરમિયાન કોઇ ફકીરે કહ્યું કે જો "તમે ઇસ્લામ ધર્મ સ્વીકારશો તો જ એ કિલ્લો સર થઇ શકશે." આથી આ રજપૂત સૈન્યોએ તે ધર્મ સ્વીકાર્યો અને કિલ્લો સર કર્યો જે રજપૂત સૈનિકોએ આ ધર્મ સ્વીકાર્યો તે રજપૂતોમાં જુદી જુદી અનેક

શાખાઓ હતી તેમાંથી મુખ્યત્વે  નગરસમોઇ રાજ્યના સમા જાડેજા રજપૂતોના જેડા તથા મનોઅર શાખના, હાટકોટના ચાવડા રજપૂતોમાંથી કટીયા શાખના, જેસલમેરના રજપૂતોમાંથી ભટ્ટ શાખના તેમજ બીજા જાડેજા રજપૂતોમાંથી જામ શાખના રજપૂત સૈનિકોએ તેમજ મહીકાંઠા વિભાગના મેહ રજપૂત સૈનિકોએ આ પ્રસંગે ઇસ્લામ ધર્મ અંગીકાર કર્યો. અને તે લોકો જયારે સિંધમા ગયા ત્યા પણ "મેહ"ને નામે ઓળખાવા લાગ્યા. પરંતુ કાળે કરીને રજપૂત રાજ્યો નાશ પામ્યા અને આ મેહ લોકો છૂટાછવાયા થયા કોઇકે માછીમારનો ધંધો સ્વીકાર્યો પણ મોટા ભાગના મેહ લોકોએ લૂંટફાટ જેવી પ્રવૃત્તિઓ આદરી અને ગુજરાન ચલાવતા. પરિણામે સિંધી ભાષામાં "મેહ" શબ્દનો અર્થ જ "નીચ" "હલકા" "પાપી" એવો રૂઢ થવા પામ્યો. અને આ મેહ લોકો જ કાળે કરીને "મિયાણાં" કહેવાયા, પરંતુ "મેહ"માંથી મિયાણાં નામ કઈ રીતે પડયું તે ચોક્કસપણે હજુ જાણવા મળતું નથી, છતાં એ અંગે એવો એક મત છે કે "મેહ"નો કોઇ "મિયાં" અથવા "મિયાંણો" નામનો પુર્વજ હતો અને તેના નામ ઉપરથી આ કોમ પાછળથી મિયાણાં તરીકે ઓળખાવા લાગી. મૂળે તેઓ 'મેહ' છે અને 'મેહ' તે મહીકાંઠાના મેહ રજપૂતો સાથે ઇસ્લામ ધર્મ અંગીકાર કરનાર જુદી જુદી રજપૂત શાખના સનિકો છે. એમ માનવામાં આવે છે અને એ શાખ જેવી કે જેડ. મનોઅર, કટીયા જામ, ભટ્ટી વગેરે આજે પણ મિયાણાં કોમમાં જોવા મળે છે. અને તેના અલગ અલગ મૂખી પણ હોય છે. જેમ તલવાર મ્યાનમાં સુરક્ષિત રહી શકે છે તેમ આ લોકોની મદદથી રાજાઓ સુરક્ષિત રહી શકતા અને તેથી તેમને 'મ્યાના' કહેતા તે ઉપરથી તેઓ 'મિયાના' કહેવાયા આવી પણ એક માન્યતા પ્રવર્તે છે. આ લોકોમાંથી કેટલાંક મિયાણાં સિંધમાંથી કચ્છમાં આવ્યા ત્યાં પણ કેટલાંકે લૂંટફાંટ કરવાની પ્રવૃત્તિ ચાલુ રાખી તેમજ કેટલાક માછીમારના ધંધા તરફ વળ્યા. આજે પણ તેઓ માછીમારનો ધંધો કરે છ.

આ સિવાય કેટલાક એમ માને છે કે તેઓ મૂળે સિંધમાંથી જ આવ્યા અને સિંધમાં 'મીણી' નામની જે કોમ વસે છે તેના આ વંશજો છે

અને અહીં મિયાણાં કહેવાયા વળી કેટલાક માને છે કે તેઓ રજપૂતાનામાંથી આવ્યા. ત્યાં તેઓ પોતાના જ મોટા અને બળવાન રજપૂતોનાં નાના દુબળા• ભાઇઓ ઉપરના ત્રાસના કારણે સૌરાષ્ટ્રમાં ઉતરી આવ્યા એવી પણ એક માન્યતા છે. પરન્તુ આ વાતને વધુ સમર્થન મળતું નથી.

મિયાણાંઓ સિંધમાંથી કચ્છમાં કયારે અને કેવા સંજોગોમાં ઉતરી અવ્યા તે કાંઇ જાણવા મળતું નથી, પરંતુ આજીવિકા મેળવવાના કારણસર આવ્યા હશે તેમ મનાય છે. ત્યારબાદ તેઓ સૌરાષ્ટ્રમાં આવેલ જૂના માળીઆ રાજયમાં આવીને રહ્યા. તેઓ કઇ રીતે સૌરાષ્ટ્રમાં આવ્યા તેનો ઇતિહાસ નીચે પ્રમાણે જાણવા મળે છે

અઢારમી સદીના પૂર્વાર્ધમાં માળીઆની ગાદી ઉપર ઠાકોરશ્રી મોડજી આવ્યા હતા. માળીઆનું આ રાજ્ય મોરબી રાજયમાંથી જુદું થયેલું: મોરબીમાં તે સમયે ઠાકોરશ્રી અલીઆજી ગાદી ઉપર હતા. મોડજીને વારસમાં માળીઆ અને બીજા ચારેક ગામો મળ્યાં હતાં. અને તે સમયે આ ગામો મોરબીના ઠાકોરની હકૂમત નીચે આવતાં હતાં. પરંતુ મોડજીને આ રીતે તેના મોટાભાઇની હકૂમત નીચે રહેવાનું પસંદ ન પડયું. તેણે પોતાનું જુદું જ રાજય બનાવવાનો ઇરાદો રાખ્યો.

પરંતુ આ પ્રમાણે પોતાની મુરાદ બર લાવવા માટે તેને મોરબીના ઠાકોરનો સામનો કરવો પડે તેમ હતું તેમજ તેની પાસે કાંઇ મોટું સૈન્ય ન હતું કે જેથી તે મોરબીના ઠાકોરનો સામનો કરી શકે. આથી તેણે મિયાણાંઓને કચ્છમાંથી માળીઆમાં આવીને વસવાટ કરવા માટે આમંત્રણ આપ્યું. મિયાણાંઓએ બદલામાં ઠાકોર મોડજીના સૈન્ય તરીકે કામ કર્યું અને મોરબીના તાબામાંથી માળીઆને મુક્ત કરી તેની આસપાસના ગામડાંઓ કબજે કર્યાં. આ પ્રમાણે ઠાકોર મોડજીએ માળીઆનું નવું સ્વતંત્ર રાજ્ય ઉભું કર્યું અને મોરબી રાજ્યના તાબેદાર મટી ગયા.

આ પછીથી મોરબી અને માળીઆ વચ્ચે કાયમ માટે ઘર્ષણ શરૂ થઇ ગયું. મિયાણાંઓની મદદથી માળીઆના રાજાઓ માળીઆ રાજ્યનો

[૯૯]

વિસ્તાર વિસ્તૃત બનાવતા ગયા અને આસપાસના ગામડાંઓમાં મિયાણાંઓ લૂંટફાટ કરતા અને પ્રજાને ખૂબ જ રંજાડતા.

ઓગણીસમી સદીની શરૂઆતમાં માળીઆની ગાદી ઉપર ઠાકોર શ્રી. ડોસાજી હતા. તેમણે મોરબીના ઠાકોરશ્રી જસાજીને મુલકગીરી ઉઘરાવવામાં સાથ આપ્યો અને બન્નેએ પોતાનાં સૈન્ય સાથે ગામડાઓમાં ફરવા માંડયું પરંતુ આ પ્રવાસ દરમ્યાન જસાજીના સૈન્યોએ દગો કરીને ડોસાજીને બંદીવાન કર્યા અને તેમના ઘણા મિયાણાં સૈનિકોની કતલ કરી નાખી. આ વાતની જ્યારે બીજા મિયાણાંઓ ને ખબર પડી ત્યારે તેમણે પોતાના રાજાને છોડાવવા માટે મોરબીનાં ગામડાંઓમાં લૂંટફાટ કરવા માંડી અને પ્રજાજનોમાં ખૂબ જ ત્રાસ ફેલાવવા માંડયો, પરંતુ મોરબીના ઠાકોરે આ બાબતમાં કાંઇ ખાસ ધ્યાન આપ્યું નહિ અને ડોસાજીને મોરબીમાં જ કેદી તરીકે રાખ્યા.

પરંતુ મિયાણાંઓએ બમણા જોરથી પોતાની પ્રવૃત્તિઓ ચાલુ રાખી અને જ્યારે તેમનો કેર હદ વટાવી ગયો ત્યારે મોરબીના ઠાકોરે ગાયકવાડના સુબાને ડોસાજીનો કબજો સોંપ્યો. ત્યારબાદ ગાયકવાડના સુબાએ મોરબીના સૈન્યની મદદથી માળીઆનો કિલ્લો સર કરવાનો પ્રયાસ કર્યો પણ મિયાણાંઓએ તેની સામે બરાબર ટક્કર લીધી અને આખરે સુબાને નિષ્ફળતા મળી અને પાછું જવું પડયું.

આખરે મિયાણાંઓ સાથે મોરબીના ઠાકોરે સમાધાન કર્યું અને ડોસાજીને છુટા કરી આપ્યા. આ પ્રમાણે મિયાણાંઓએ ઘણી જ વફાદારી પૂર્વક માળીઆના રાજાઓની સેવા બજાવી જે કાર્ય માટે તેઓને કચ્છમાંથી બોલાવવામાં આવ્યા હતા તે કામમાં તેઓ ખરેખર મદદરૂપ બન્યા.

આ લોકો સૌરાષ્ટ્રમાં કયારે અને કેવી રીતે આવ્યા તે અંગે પણ જુદા જુદા મતમતાન્તરો છે. કેટલાક તો તદ્દન એક બીજાથી વિરૂદ્ધ પ્રકારના છે.

એક અભિપ્રાય એવો છે કે લગભગ પંદરમી સદીમાં માળીઆ પહેલાં ત્યાં આગળ રસુલાબાદ શહેર હતું. તે પડી ભાંગ્યું ત્યારબાદ મિયાણાં-

ઓએ ફરી વસાવ્યું અને તે માળીઆના નામે ઓળખાયું. મિયાણાંઓની અંદરો અંદર પુષ્કળ ઝઘડાં અને ફાટફૂટ વધી તેથી લગભગ ૧૭૪૨ના અરસામાં કચ્છમાં આવેલા કંટારીયાથી સતાજી નાથાજી આવ્યા અને તેમના ઝઘડાં પતાવ્યા અને પોતે સત્તા પર આવ્યા એમ મનાય છે.

## સંસ્કૃતિ

**પહેરવેશ :** તેઓ મુખ્યત્વે ઓરબ નામનો બંધ બેસતો ચોયણો, અચકણુ, શરીરે કેડિયું અને માથા ઉપર પાઘડી યા પનીયા બાંધતાં અને દાઢી રાખતા હાલમાં તેઓ ઇસ્લામી સંસ્કૃતિને અનુરૂપ એવો પોષાક પહેરતા થયા છે. અને ચોરણાને બદલે અજરખ (રંગબેરંગી પટાવાળી લુંઘી) અથવા પંછિયાની જેમ ડાબો છેડો પાછળ ખોસેલી રંગીન પટાવાળી ચાદરની પોત, પહેરણુ યા ખમીશ અને પાઘડી મુખ્યત્વે પહેરે છે. તેઓ ઘણું કરીને તો જીણું, કુમાશવાળું રંગબેરંગી મસરાઇઝ કાપડ વધુ પસંદ કરતા થયા છે. વૃદ્ધો ઘણું ખરું સફેદ રંગના વસ્ત્રો પહેરે છે. એકંદરે પુરૂષો તો અત્યારના જમાનાનો પોષાક અપનાવતા થયા છે.

સ્ત્રીઓ છ સાત હાથના ઘેરવાળાં ઘેરા-રંગીન પણ સહેજ ટૂંકા ઘાઘરાં, શરીરે પોલકાં તથા કાપડાં અને ઓઢણાં ઓઢે છે. અને કુમારિકાઓ છીંટની ચુંદડીઓ પહેરે છે. ઘણી ખરી વૃદ્ધ સ્ત્રીઓ કાળા રંગના ફેપાળાં પહેરે છે. અને ઓઢણાં પણ કાળા પહેરે છે. બાળકોને ખમીસ, ચડ્ડી, ઓરબ વગેરે પહેરાવવામાં આવે છે.

**ઘરેણાં :** ઘરેણામાં મુખ્યત્વે સ્ત્રીઓ પગમાં કડલાં, છડા, તોડા, કાનમાં કાંપ, હાથમાં હેમની ચુડલીઓ, નાકમાં સોનાની સળી, સોનાનો વાંડો વગેરે પહેરે છે. આમ આ ઘરેણાં રૂપાના તથા સોનાના એમ બંને ધાતુઓના હોય છે. છોકરીઓને સામાન્ય રીતે તોડા, કાંપ, છડા અને નાકમાં સળી પહેરાવવામાં આવે છે. બાળકો તથા કિશોરોને પણ પગમાં રૂપાના તોડા પહેરાવે છે. જયારે પુરૂષ વર્ગ કોઈ ખાસ ઘરેણાં પહેરતો નથી. શ્રીમંત ઘરની

સ્ત્રીઓ બીજા સમાજો પેઠે અહીં પણ વધુ ઘરેણાં પહેરે છે અને પોતાની શ્રીમંતાઇ એ રીતે બહાર લાવી ગર્વ અને સંતોષ અનુભવે છે.

**ભાષા** : આ લોકોની ભાષા કચ્છીથી થોડી જુદી એવી કચ્છી ભાષા છે અને તેને કચ્છી-જાડેજી બોલી કહેવામાં આવે છે. તે મૂળ કચ્છી જ ભાષા છે.

જેમકે : "અય હેડીયાં અચ"
"કથે વંજેતા"
"બેંણુા આથી કરેથીં દે"
"કાલ નાંય કાયણું, અજ કાયણું અચ" વગેરે.

આ ભાષામાં સિંધી ભાષાનું પણ મિશ્રણ હોય એ તો સ્વાભાવિક જ છે. જેમકે: "અમે જઇએ છીએ" ને તે લોકો "અસાં વંજેતા" એમાં સિંધી અને કચ્છી બંને ભાષાનો ભાસ થાય છે. આ ઉપરાંત તેમાં ગુજરાતી તેમજ ફારસી ભાષાના શબ્દો જોવા મળે છે. જેમકે આજકાલ ફુરસદ નથી એમ કહેવું હોય તો "અજ-કલ ફુરસદ નાંય" એમાં ફુરસદ શબ્દ એ ફારસી ભાષાનો શબ્દ છે, આ લોકો પાસે ખાસ અલગ કોઈ બીજી લિપિ નથી.

**રાસરાસડા** : આ લોકો મુસ્લીમ ધર્મ પાળે છે. પરંતુ તેમની આજુબાજુ હિંદુ સંસ્કૃતિના વાતાવરણને પરિણામે કે પછી મુસ્લીમ ધર્મ અંગીકાર કરવાથી તેમના જીવનમાં હિંદુ સંસ્કૃતિ અનેક સ્થળે ડોકિયાં કરતી જણાય છે. વારતહેવારના દિવસે તેમ અન્ય શુભ પ્રસંગે રાસરાસડાં વગેરે અતિ ઉત્સાહથી ગવાય છે તેમ જ લગ્ન પ્રસંગો દરમિયાન આ કોમમાં સમૂહમાં રાસરાસડા લેવાય છે. સ્ત્રી અને પુરુષ એમ બંને વર્ગ અલગ અલગ પોતાના સમૂહમાં ગાય છે. આ પ્રસંગે ઢોલ નગારા, શરણાઇઓ વગેરે વગાડવામાં આવે છે. આ પ્રસંગે એક જણ ગવડાવે છે, અને બીજા ગાય છે.

**ભજન અને સંગીત** : લોકગીતો, ભજનો તથા સંગીત વગેરેને તેમના જીવનમાં સાધારણ સ્થાન છે, બહારટીયાઓના રાસડા, પ્રેમ-સંકેતનાં

ગીતો, સોરઠી દુહાઓ તેમજ હાંલમસાંઇ, "શાહલત્તીબશાહ" સત્તારશા વિગેરેના ભજનો ગવાય છે. ઉપરાંત મીરાંબાઇના પણ ભજનો ગવાય છે.

તેઓમાં પ્રચલિત એવા એકાદ બે ગીતની કડી ઉદાહરણ રૂપે નીચે આપી છે.

"નામોરીનો નચ્છે વંકો, "–" ગગુડી સારું સાંઢીયો લાવજે."

**શિક્ષણ:** આ કોમમાં શિક્ષણનું પ્રમાણ લગભગ નહીવત જ છે. અને શિક્ષણ પ્રત્યે તેઓ સૂગ દાખવતા આવ્યા છે. બાળકોને નિશાળે ન મૂકવા પાછળનું કારણ મુખ્યત્વે અજ્ઞાનતા અને ગરીબી છે, તેમજ બાળકો પાસે ઢોર ચરાવવા, માછલાં વેચવા તથા કોઇની ચીજ વસ્તુ કે ઘેટાંબકરાં ઉઠાવી જવાં વગેરે પ્રકારના કામો કરાવતા આવ્યા છે. માધ્યમિક શિક્ષણ પામેલાની સંખ્યા પણ ગણીગાંઠી જ છે. કોલેજ સુધીનું શિક્ષણ પામેલાં હાલમાં કોઇ નથી,

**ઉત્સવો:** હિંદુ તેમજ મુસ્લીમ એમ બંને ધર્મના તહેવારો આ લોકો સારી રીતે ઉજવતા આવ્યા છે. તેમાં મુખ્યત્વે દિવાળી, શીતળા સાતમ, જન્માષ્ટમી, વીરપસલી, મહોરમ, રમજાન, ઇદ, બકરી ઈદ, તાજીયા વગેરેનો સમાવેશ થાય છે. હિંદુ તહેવારો તેઓ હિંદુઓની જેમજ ઉજવે છે અને સારાં કપડાં પહેરે છે તથા સારી વાનગીઓ રાંધીને ખાય છે. મિષ્ટાન્નમાં તેઓ મુખ્યત્વે કંસાર, લાડુ વગેરે રાંધે છે. આ ઉપરાંત કેટલાક જન્માષ્ટમી જેવા તહેવારે જુગાર પણ રમે છે.

મુસ્લીમ ધર્મ પ્રમાણે તેઓ રમજાન માસને પવિત્ર માસ ગણે છે અને આખો માસ રોજા કરે છે અને નમાજ પઢે છે ,'બકરી ઇદ" ઉપર બકરાં, ઘેટાં જેવા પશુઓનો કુરબાની માટે "ભોગ" ધરે છે.

**દૈનિક જીવન:** ઘણાખરા લોકો એદી જેવું આળશુ જીવન ગુજારતા હોય છે. કેટલાક ખેતી પણ કરે છે. ખેતીમાં રોકાયેલા માણસો સવારે પાંચેક વાગે ઉઠે છે. બાકીનો વર્ગ સવારે આઠેક વાગે ઉઠે છે. બપોરના જમી પર-

વારી હોટેલોમાં બેસી ગપ્પા મારવા અને રઝળપાટ કરવી એ તેમનો ધંધો બની રહે છે. ખેતી કરતો વર્ગ ખેતીના કામકાજે વળગે છે. માળીઆ બાજુના લોધી લોકો માછલાં પકડવાનો ધંધો કરે છે. તેઓ અષાઢ માસમાં આખી રાત નદીમાં હોડકાં લઇ ત્યાંજ રહે છે અને માછલાં પકડે છે. પુરૂષ વર્ગ સ્ત્રીઓને ઘરકામમાં ખાસ મદદ કરતો નથી. સ્ત્રીઓ સવારમાં વહેલી ઉઠી દુજાણું હોય તો ગાય દૂહે છે તેમજ વાસીદાં વગેરે કાઢે છે પણ હવે થોડાકને ત્યાં દૂજાણાં હોય છે. તેઓ સવારે પાણી ભરી બારેક વાગે રસોઇમાંથી પરવારી અન્ય પ્રવૃત્તિઓ જેવી કે ગોદડાં તથા ફાટેલા કપડાં વગેરે સિવવામાં પ્રવૃત્ત થાય છે. માછીમારોની સ્ત્રીઓ માછલાં વેચવાનો ધંધો કરે છે. તથા લાકડાં વેચવાનો ધંધો કરે છે. કેટલીક જગ્યાએ તેઓના બાળકોની દશા બહુ ખરાબ હોય છે. તેઓ અર્ધભૂખ્યાં, ચીંથરેહાલ જ્યાં ત્યાં રઝડતાં પણ હોય છે. તેઓ એક બે અંધારિયા જૂની ઢબના ઓરડામાં રહેતા હોય છે. તેઓના મકાનો જીર્ણ થઇ ગયેલા, બહારથી માટીથી લીપેલા હોય છે. બારી બારણાનો અભાવ હોય છે. તેઓના ઘરોમાં માત્ર ખાવાના વાસણો અને તૂટેલાં ખાટલા કે કપડાં સિવાય કાંઇ ખાસ રાચરચીલું હોતું નથી. વાસણોમાં તેઓની પાસે ત્રાંસક, થાળી, લોટા, પાટલા, તાવડા વિગેરે હોય છે. આ સિવાય મોટા ભાગના વાસણો માટીના હોય છે. આ ઉપરાંત સીમમાં કુબાઓ અને ઝૂંપડાંઓ હોય છે. તેનું વર્ણન આગળના પ્રકરણમાં આવી ગયું છે. આ લોકોમાં નહીંવત સ્વચ્છતા હોય છે. અઠવાડિયામાં એકાદ વખત સ્નાન કરે છે અને કપડાં ધૂએ છે.

**આહાર :** ખોરાકમાં મુખ્યત્વે જાર, બાજરાનો ઉપયોગ કરે છે. ઘઉં ખાસ લેતા નથી. સામાન્ય રીતે બપોરે ચણાં કે અળદની દાળ રોટલા, માછલીનું શાક રાંધે છે. શાકભાજીનું પ્રમાણ બહુ ઓછું હોય છે. તેઓની પ્રિય વાનગી મટન અને મચ્છીનું શાક હોય છે અને તેઓ વારતહેવારે પણ રાંધે છે. અને તે બહુ સ્વાદિષ્ટ બનાવે છે. ગરીબ માણસો સાંજના જમણમાં જારની ઘેંસ અને છાસ, ડુંગળી અને લસણની ચટણીનો ઉપયોગ કરે છે. તેઓમાં માંસાહારનો નિષેધ નથી. સુવર, કુક્કર અને ગાયનું માંસ તેઓ લેતા

નથી. જમવા માટે પદ્ધતિસર બેસે છે. પણ બધા એક થાળીમાં સાથે જમે છે. આહારની દ્રષ્ટિએ તેમનો ખોરાક અપૂર્ણ હોય છે. તેથી તેઓમાં માંદગી તેમજ તાવનું પ્રમાણ વધારે હોય છે. ક્ષય, ચામડીના રોગ અને ગળગુમડવાળા ચામડીના રોગોનો આ લોકોમાં વધારે ફેલાવો હોય છે. આ લોકોને દૂધ-દહીં ઓછા પ્રમાણમાં મળે છે તેથી તેમાંથી મળતા પૌષ્ટિક તત્ત્વોની ઊણપ રહે છે.

## સબંધો અને સ્થિતિ

**સમાજ સાથેના સંબંધો :** શૈક્ષણિક અને આર્થિક રીતે દેશની બીજી બધી આગળ વધેલી પ્રજાઓમાં આ કોમ પછાત છે. આ લોકો પોતાને ઢેઢ, ભંગી, વાઘરી, ખવાસ, હજામ અને બીજી વસવાયા કોમોથી પોતાને ઉચ્ચ ગણે છે. તેઓ ફક્ત સનાતન પંથી બ્રાહ્મણ સમાજમાં અસ્પૃશ્ય ગણાય છે. તેઓ કોઇથી ડરતા નથી. બીજી આગળ વધેલી પ્રજા તેઓને ગુન્હેગાર અને લૂટારું માનતી આવી છે. અને તેમના તરફ શંકાની નજરે જુએ છે.

**કૌટુંબિક સબંધો :** માળીઆ બાજુ અવ્યવસ્થિત સંયુક્ત કુટુંબ વ્યવસ્થા છે. એટલે કે સામાન્ય રીતે એકાદ બે પુત્ર સાથે હોય, બીજા અમૂક કારણોસર છૂટા હોય. કેટલીક કોમમાં જેમ બધા પુત્ર અને કુટુંબીઓ સાથે જ રહેવા આગ્રહ રાખે છે તેવું નથી પરંતુ પરિસ્થિતિને કારણે અનુકૂળતા મુજબ વિભક્ત યા સંયુક્ત રીતે રહે છે. કુટુંબની અંદરો-અંદર બીજી કોમોની જેમ કજયા કંકાસ વગેરે તો છે જ.

માળીઆ બાજુ કેટલાંક સારાં અને સમજુ કુટુંબોમાં વડીલનો આખા કુટુંબ પર અંકુશ હોય છે, પણ બેલા જામ બાજુ આ પ્રકારની સંગીન અંકુશવાળી કુટુંબ વ્યવસ્થા ખાસ વિશેષ જોવા મળતી નથી. તેમજ ઘણાંખરાં કુટુંબોમાં વૃદ્ધો યા વડીલોનો બીજી કોમોની જેમ માનમર્તબો કે દાબ જળવાતો નથી. હાલમાં સંસ્કારી અને સુધરેલા કુટુંબોમાં તેમનો માન-

મર્તબો ઠીક જળવાય છે. બીજા કુટુંબોમાં સ્ત્રીઓ સમક્ષ અસભ્ય તો શું પણ બીભત્સ શબ્દો પણ સહજ રીતે બોલવામાં આવે છે. અને સ્ત્રી વર્ગ પણ પુરૂષ વર્ગની હાજરીમાં અશ્લીલ ભાષા બોલવામાં પણ સંકોચાતી નથી. પરંતુ હવે બાહ્ય સમાજોના સંસર્ગમાં આવવાથી સુધારો થવા લાગ્યો છે.

**લોધી :** જે લોકો "માળીઆ બાજુ" માછીમારનો ધંધો કરે તે લોધી તરીકે ઓળખાય છે. તેઓ છે તો મિયાણાં કોમના પરંતુ પોત ધંધાને લીધે "લોધી" તરીકે ઓળખાય છે. લોધી અને મિયાણાં બંને વચ્ચે રોટીબેટી વ્યવહાર થાય છે. પરંતુ સામાન્ય રીતે હવે બને ત્યાં સુધી લોધી લોધી વચ્ચે જ સંબંધ જોડવા મથે છે. અને ખેડૂત મિંયાણાં ખેડૂત સાથે જ બેટી વ્યવહાર કરવા મથે છે. પરંતુ બંને વચ્ચે વ્યવહાર ન બંધાય એવું નથી. છતાં આ પ્રમાણે એકબીજા સાથે નો વ્યવહાર દૃઢ બનતાં ભવિષ્યમાં બંને અલગ પેટા જ્ઞાતિઓમાં ફેરવાઇ જવાનો સંભવ રહે છે.

**આર્થિક સમાલોચના :** મિયાણાં કોમનો ધંધો ખેતીનો હતો, હાલમાં મોટા ભાગના લોકો મીલ મજૂરી અને બાકીના ધંધા વિહોણાં હોય છે. જે લોકો ખેતી ઉપર હોય છે તેઓને ખેતી કરવા પૂરતી જમીન છે. બાકીનાઓએ જમીન વહેંચી નાખી છે. ખેતી કરનારાઓ કપાસ અને જાર બાજરાની ખેતી કરે છે. અને તેમાંથી ગુજરાન ચલાવે છે. બાકીના બહુજ ટૂંકા પગારે મીલોમાં નોકરી કરે છે. તેઓ કોઈપણ જાતનો ઉદ્યોગ કરતા નથી. અને તેથી ઘણે ભાગે તેઓ દેવાદાર હોય છે. કેટલાકને માળીઆ અને બેલા ખાતે મકાનો છે. આ સિવાય તેઓ પાસે સ્થાવર મિલ્કતમાં ખાસ કશું હોતું નથી. સામાજીક ખર્ચમાં લગ્ન પ્રસંગ, મરણ પ્રસંગ અને અન્ય સમયનું ખર્ચ બીજી કોમોના પ્રમાણમાં ઘણું ઓછું છે.

**શોષણનું ચક્ર :** માળીઆ બાજુના મિયાણાં ખેડૂતોની આર્થિક સ્થિતિની તપાસ કરતાં જણાયું છે કે તેમના મોટા ભાગના લોકો પાસે પૂરતી જમીન નથી. બીજી તરફ તેઓ રાતદિન મહેનત મજૂરી કરી જે કાંઇ મેળવે છે તે બીજી તરફ શાહુકારો દ્વારા ચુસાય છે.

આ ખેડૂતો ગરીબ હોવાને કારણે ઉનાળામાં અથવા વાવણી સમયે તેઓની પાસે પૂરતા દાણાં હોતાં નથી તેથી તેઓ શાહુકાર પાસે જાય છે. શાહુકાર તેમને જે કાંઇ ધીરાણ કરે તે બંધણીથી કરે છે. એટલે ધીરેલા નાણાં બદલ શાહુકાર તેના ખેતરમાં નવું તૈયાર થનાર અનાજ પહેલેથી ભાવ નક્કી કરી ખરીદે છે. ૧૦૦) રૂપીયા ઉધાર ઉપાડવા બદલ ખેડૂતે બીજે વર્ષે ત્રણ કે ચાર રૂપીયાના મણના ભાવે રૂા. ૧૦૦)નો બાજરો નવું અનાજ પાકે ત્યારે લેણી રકમ મુજબ શાહુકારને ભરી દેવા પડે છે પછી ભલે બાજરાનો ભાવ તે સમયે દશ રૂપીયા હોય પણ ખેડૂતે તો અગાઉથી નિશ્ચિત કરેલ ભાવથી જ બાજરો આપવો પડે. એટલે ગમે એટલું અનાજ પાકે પણ ઘણું ખરૂં અનાજ તો શાહુકારોને સસ્તાભાવે તેમણે આપી દેવું પડે. પરિણામે તેમને સારા ભાવ મળતા નથી. બીજે ઉનાળે ફરી દેવું કરવું જ પડે છે. કેટલાક તો દેવું પૂરૂં ભરી પણ શકતા નથી. આ રીતે તેઓ દેવાના ચકકરમાં પીલાય છે.

લગભગ આવું જ માછીમારનો ધંધો કરનાર "લોધી"ઓનું છે. સીઝન સમયે વહાણ વગેરે સુધરાવવા, ખૂટતી વસ્તુઓ મેળવવા તેમજ નિર્વાહ માટે દાણાં મેળવવા માટે દેવું કરે છે. નાણાં ધીરનાર મુખ્યત્વે અગાઉથી તેમના માછલાં સસ્તાભાવે કરારથી ત્રણ ચાર રૂપીયે મણના ભાવે ખરીદી રાખે છે. આથી સીઝનમાં એક મણ માછલાંના રૂપીયા વીસ હોય તો પણ તેમને શાહુકારને અગાઉના કરેલા કરાર મુજબના ભાવે જ્યાં સુધી લહેણી રકમ વસૂલ ન થાય ત્યાં સુધી માછલાં સસ્તાભાવે આપવા જ પડે છે. આ લહેણી રકમ ઉઘરાવવા માટે શાહુકારોના માણસો ખડે પગે ઉભા જ હોય છે. જ્યારે નાણાં વસૂલ થઈ રહે ત્યારે કાં તો ભાવ બેસી ગયા હોય છે યા સીઝન બંધ પડવા આવી હોય છે. એટલે આ પ્રકારના દેવાના બંધનને કારણે તેઓ દેવામાંથી ઉંચા આવી શકતા નથી. તેમજ તેમના ખરા પરસેવાનો રોટલો શાહુકારના બાળબચ્ચાના પેટમાં જાય છે. તેના પોતાના બચ્ચાં તો સદા અર્ધ ભૂખ્યાં જ રહે છે. એટલે લોધી લોકોને થોડો સમય તેઓને સીઝન દરમિયાન વહાણ વગેરે ખરીદવા સસ્તા વ્યાજના દરે નાણાંની મદદ

મળે યા બીજી યોગ્ય સહાય વગેરે મળી રહે તો આ લોકો સરળતાથી શાહુકારના પંજામાંથી છૂટી શકે અને પગભર થઇ શકે.

આજે માળીઆ બાજુ તો તેમને આ રીતે ધીરાણ કરવામાં તેમની પોતાની જ કોમના પણ થોડા શાહુકારો છે. મિયાણાં કોમ આ રીતે દેવાદાર છે.

**જોડીઆના મિયાણાં :** જામનગર બાજુ જોડીઆ વિભાગ "મિયાણાં" કોમના લોકો વસે છે. તેઓ જીવનની રહેણી કરણી, પોષાક, ધંધા વગેરે કેટલીક બાબતોમાં માળીઆ અને આમરણ બેલા વગેરે બાજુના મિયાણાંઓ કરતાં જુદા તરી આવે છે. તેમની સાથે અંદરો અંદર રોટી બેટી વ્યવહાર પણ કરવામાં આવતો નથી. (જો કે એકાદ બે પ્રસંગ બન્યા છે) આ લોકો માળીઆના મિયાણાંની જેમ અત્યંત રંજાડ કરતા ન હતા તેથી તેમને તેઓ તેમનાથી નબળા ગણતા. આ લોકો મુખ્યત્વે ખલાસીનોજ ધંધો કરે છે. કોઇ ખેતી કરતું નથી. તેમજ સ્થાયી થઇ વસે છે અને સીઝનમાં વહાણવટે નીકળે છે. પોતાના વહાણોમાં અરબસ્તાન, આફ્રિકા વગેરે સ્થળોએ તેઓ માલ લઇ જાય છે અને ત્યાંથી લાવે છે. કેટલાકને પોતાનાં વહાણો છે. હાલમાં આ લોકોની સ્થિતિ સારી છે પણ મોટા ભાગના કેવળ વહાણમાં કેવળ ખલાસીનું જ કામ કરે છે. તેઓ ગરીબ છે. તેમને સીઝનમાં માસિક રૂા. ૪૦] મળે છે અને લગભગ દસેક માસ તેમને કામ મળે છે.

આ લોકોમાં બીજો વર્ગ માત્ર માછીમારનો જ ધંધો કરે છે તેઓની આર્થિક સ્થિતિ સારી નથી. તેઓને "માછીઆરા" કહેવામાં આવે છે. માળીઆ બાજુના મિયાણાં કરતાં આ લોકોનો પોષાક પણ જુદો છે. મુખ્યત્વે પુરૂષવર્ગ પહાણી નાની ઇજાર, લાંબી બાંયનું મોટું પહેરણ, તે ઉપર ખોલવાળી બંડી, ખભે રંગીન રૂમાલ, ખેસ તરીકે નાખે છે અને માથે પટોળાં (સાડી) જેવા રંગબેરંગી સાફા બાંધે છે.

માળીઆ બાજુની સ્ત્રીઓ કરતાં આ સ્ત્રીઓનો પોષાક ઘણો જુદો છે. આ સ્ત્રીઓ મુસ્લીમ સંસ્કૃતિ મુજબ ઇજાર, આભો, ઓઢણી વગેરે પહેરે છે.

માળીઆ બાજુના મિયાણાંઓના સામાજિક રીતરિવાજો, લગ્ન ક્રિયાઓ વગેરેમાં હિંદુ સંસ્કૃતિની ઘણી અસર જોવા મળે છે જ્યારે આ લોકોના રીતરિવાજોમાં ઘણો ફેર છે અને મુસ્લીમ સંસ્કૃતિ મુજબ જ છે.

માળીઆના મિયાણાંની જેમ આ લોકોની ભાષા કચ્છી છે. બાકી બીજી બાબતોમાં બહુ સામ્ય નથી. વળી માળીઆના મિયાણાંઓ કરતાં આ લોકોની શાખો પણ જુદી જોવામાં આવે છે જેમકે ગુચડ, સાહીયા, શેગાત, પાલાણી, મોંબીઆ, ચાવડા, ચૌહાણ, નારે, લોતીયાર વગેરે.

આ લોકોના કેટલાક રીતરિવાજો વાઘેર કોમને મળતા આવતા હોઈ તેઓ મૂળે વાઘેરમાંથી વટલાયા હોય એમ કેટલાક માને છે અને આ મિયાણાં તે મુસ્લીમ વાઘેરો છે એમ તેઓમાંના પણ કેટલાક માને છે તથા કહેવડાવે છે. આ અંગે વધુ સંશોધન તથા અભ્યાસ કરવો અનિવાર્ય છે અને પછીજ સાચી વસ્તુ જાણી શકાય.

અહીં તો આપણે માત્ર માળીઆ અને આમરણ બેલા વગેરેને લક્ષમાં રાખીને જ તે અંગે માહીતી એકઠી કરેલ છે.

**સામાજિક રીતરિવાજો અને ક્રિયાઓ :** અન્ય કહેવાતા ઉચ્ચ વર્ણોની જેમ આ કોમમાં સ્ત્રીઓ માસિકધર્મ પાળતી નથી. સ્ત્રીને ગર્ભ રહ્યા બાદ કોઇ ખાસ સંસ્કાર ક્રિયાઓ કરવામાં આવતી નથી પણ વારસામાં આવેલ હિંદુ પ્રણાલિકા મુજબ હજુ કેટલેક ઠેકાણે ખોળો ભરવાનો વિધિ કરવામાં આવે છે. સામાન્ય રીતે પાંચમે માસે ખોળો ભરવામાં આવે છે. અને છઠ્ઠો કે સાતમો માસ બેસે એટલે તેની પાસે વધુ કામ કરાવતા નથી. સામાન્ય રીતે પ્રથમ સુવાવડ પિયરમાં કરવામાં આવે છે અને પછીની દરેક તેના સાસરીએ કરવાનો રિવાજ છે. આ પ્રસંગે સુયાણીને બોલાવવામાં આવે છે અને તે તેમની જ કોમની હોય છે. અને તેની જ સલાહ લેવાય છે. એટલે કે સુયાણીની સારવાર છેવટની ગણાય છે અને ડોકટરની સારવાર ભાગ્યે જ લેવાય છે. તેને મહેનતાણામાં ઘણું કરીને સવાપાલી દાણાં, એક

કપડું અને સવા રૂપીયો આપવામાં આવે છે. પ્રસુતિ બાદ બાળકની માતા પાસે સવા માસ બિલકુલ કામકાજ કરાવવામાં આવતું નથી. સામાન્ય રીતે પુત્ર જન્મનું મહત્ત્વ વિશેષ રહે છે. અને પુત્રી જન્મથી કેટલાકમાં ઉદાસીનતા સેવાય છે. શુકન અપશુકનની કોઇ વિધિ મનાતી નથી. પણ કેટલીકવાર પુત્ર જન્મની વધાઇ આપનાર નણંદને "કપડાં"ની બદલ ખેતર (જમીન) બક્ષીસમાં આપી હર્ષ વ્યક્ત કરવામાં આવતો. છઠ્ઠીના દિવસે ઘઉંના ઢોકા રાંધવામાં આવે છે. અગર ઘઉંના લાડવા અને ગોળ યા તલના નાના નાના લાડુ બનાવી સૌ સગાસ્નેહીઓમાં વહેંચવામાં આવે છે. આ પ્રસંગે સ્ત્રીઓ એકઠી થાય છે અને છઠ્ઠીના ગીતો પણ ગાય છે. અને ફઇ બાળકને પોતાના ખોળામાં લઇ નામ પાડે છે. કેટલીકવાર આ પ્રસંગે ફઇ અથવા દાદી, નાની બાળાઓ પાસે સૂત્રો બોલાવી નામ પાડવાની વિધિ કરે છે. જેમકે "માળીઆ ગામ, પીપળયાદ આનું નામ..." (જે નામ પાડવું હોય તે ત્રણવાર આમ ઉચ્ચારે છે. આ પ્રસંગે હાજર રહેલ બાળકોને સાકર, ગોળ વગેરે વહેંચવામાં આવે છે. અને તેમને રાજી કરે છે. સગા-સંબંધીઓ આ પ્રસંગે એકાદ કપડું ભેટ પણ આપે છે અને તેને "દાખલો" કહેવામાં આવે છે.

**લગ્ન :** આ કોમમાં હજુ પણ બાળલગ્નની પ્રથા કયાંક જોવા મળે છે. અને તેને "ઘોડિયાના સગપણ" કહેવામાં આવે છે. પરંતુ તેનું પ્રમાણ હવે ઓછું છે. બાળસગપણ વિશેષ થાય છે તેનું મુખ્ય કારણ ફઈ પાછળ ભત્રીજી આપવાની પ્રથા આ કોમમાં મુખ્ય ભાગ ભજવે છે. એટલે ફઇ ભાઇને ઘેર આવી, તેની (ભાઇની) ઇચ્છા હોય કે ન હોય તો પણ બાળકી ઉપર ચુંદડી ઓઢડે છે. અને ત્યારથી લગ્ન માટેના કરાર પાકા થયા મનાય છે. આવા સગપણોમાં ઉમરની કોઇ મર્યાદા બાંધેલ નથી. કારણ કે આ તો ફઇની શિરજોરીથી થાય છે. જો કે આવા પાકા બાળસગપણો ઓછા થતા જાય છે. બાળલગ્નો પ્રત્યે યુવાન વર્ગ જાગૃત બનતાં તેની વિરૂદ્ધ છે, પણ વૃદ્ધો ફઇની તરફેણમાં રહેતા હોય છે. અને એને કારણે આ પ્રથા ચાલુ રહી છે. પરંતુ લગ્ન તો પુખ્ય ઉંમરે જ મોટે ભાગે થાય છે.

વિધવા બાઇને પ્રથમ ૭ માસ શોકને લીધે ૭ માસ વૈધવ્ય પાડવું જ પડે છે. અને ત્યાર બાદ ફરી લગ્ન કરી શકે છે. અને તે પરસ્પર એકબીજાની સંમતિથી ગોઠવાય છે. વિધવા બાઇને ફરજીયાત રીતે દેરવટું કરવું પડતું નથી, પરંતુ પોતાની સંમતિ હોય તો દેર સાથે પરણવામાં તેને બાધ નથી. અને આ રીતે આ કોમમાં દેરવટું થાય છે.

આ કોમ ઇસ્લામી ધર્મ પાળતી હોવાથી તેઓમાં ચાર પત્નિ કરવાની છૂટ છે. પરંતુ સામાન્ય રીતે બબ્બે પત્નિ કરતા આવ્યા છે. હાલમાં તેનું પ્રમાણ બહુ ઓછું છે. સંતાન પ્રાપ્તિ અથવા એવા બીજા કોઇ કારણ હોય તો એક પત્નિ હયાત હોવા છતાં બીજી પત્ની કરવામાં આવે છે.

**અપહર :** આ કોમમાં અપહરણ કરવાની પ્રથા ઘણી હતી અને હજુ કેટલેક અંશે છે. સામાન્ય રીતે તેઓ કુમારિકાઓને નહીં પણ તેમની કોમની પરણિત સ્ત્રીઓને જ ઉપાડી જતા. એકબીજા પક્ષ વચ્ચે ઘર્ષણ થતાં અથવા બીજા કોઇ કારણસર પરણેલી સ્ત્રીને ફોસલાવી ઉપાડી જઇ, અન્ય સ્થળે લઇ જતા. અને તેની સાથે લગ્ન કરતા. હવે જ્યાં સુધી આ બીજો પક્ષ કન્યાની બાબતમાં એકબીજા પક્ષ વચ્ચે કન્યા અંગેનો નાણાંકીય લેવડ-દેવડનો ઝગડો પતાવી અંદરો અંદર સમજૂતી ન થાય ત્યાં સુધી સ્ત્રીને ઉપાડી જનાર પક્ષના અંગત સંબંધીઓ કન્યા પક્ષવાળાના ગામમાં આવી શક્તા નહીં. આ પ્રકારની તેમની જ કોમની પરણિત સ્ત્રીઓને ઉપાડી જવાની પ્રથા આ લોકોમાં વિશેષ હતી અને હજુ પણ થોડે ઘણે અંશે ચાલુ છે. તે સમાજ સહજ ગણાતી આવી છે.

અણબનાવ થતાં અથવા કેટલીકવાર બીજી પત્નિ ઘરમાં આવતાં પ્રથમ પત્નિને પુરુષ કયારેક ત્યજી દે છે. આવી ત્યકતા સ્ત્રી ફરી બીજે લગ્ન કરે છે.

**બંધારણિય લગ્ન :** અત્યાર સુધી વરકન્યાની પસંદગી મુખ્યત્વે માબાપ જ કરતા આવ્યા છે. અને યુવક યુવતીને પસંદગી કરવાનું હોતું

નથી. તેની ઇચ્છા કે અનિચ્છા પ્રત્યે જોવામાં આવતું ન હતું. પરંતુ હવે થોડા ઘણા લોકો વરકન્યાની ઇચ્છાનો ખ્યાલ રાખતાં થયા છે.

સગપણ માટે પ્રથમ વરપક્ષ જ માંગુ નાખે છે. સામાન્ય રીતે વર કન્યાની ઉંમરમાં લગભગ બે થી પાંચ વર્ષ સુધીનો તફાવત રાખવામાં આવે છે. અને સામાન્ય રીતે પંદર વર્ષની ઉંમર બાદ જ લગ્ન કરવામાં આવે છે.

ફઈ પાછળ ભત્રીજી લેવાની પ્રથાને લીધે, વરકન્યાની પસંદગી કરતી વખતે રૂપ ગુણ, શિક્ષણ, નોકરી, ધંધો વગેરે બાબતો ખાસ જોવાતી નથી. પરંતુ જ્યાં ફઈ પાછળ ભત્રીજી ન હોય ત્યાં તેઓ મુખ્યત્વે પોતાનો ધંધો એટલે ખેડૂત હોય તો બને ત્યાં સુધી લોધી, માછીમારની કન્યા ન લેતાં ખેડૂતની કન્યા લેવી પસંદ કરે છે. એક જ કુળ કે શાખમાં લગ્ન થતા નથી પણ ફઈ મામાના દીકરા દીકરીઓ વચ્ચે લગ્ન સંબંધ જોડવામાં બાધ નથી.

**સગાઈ :** સગાઇ પ્રસંગે સૌ કન્યાપક્ષને ત્યાં ભેગા થાય છે. અને વરપક્ષ તરફથી કન્યાને ચારેક ઉમદા કપડાંની જોડ, સોના ચાંદીના ઘરેણાંની ચારેક જોડ વગેરે આપવામાં આવે છે. વરપક્ષની સ્ત્રીઓ કન્યાને કપડાં પહેરાવી કન્યાના ખોળામાં અઢી શેર, ત્રણ શેર ચોખા નાખે છે. પછી તે ચોખા વરપક્ષના માણસોને રાંધીને ખવડાવવામાં આવે છે. અને કન્યા પક્ષ તરફથી સ્નેહીજનોને મીઠું મોઢું કરાવવા માટે બે એક મણ ગોળ યા સાકર, શ્રીફળ વગેરે વહેંચવામાં આવે છે.

સગાઇ પ્રસંગે કેટલાક કુટુંબોમાં કન્યાને કંકુનો ચાંદલો અને ચોખા ચોડવામાં આવે છે. પરંતુ એ વિધિ પણ હિંદુ સંસ્કૃતિ પ્રમાણે હોવાથી તેઓ હવે ધીરે ધીરે કંકુનો ચાંદલો કરવાની પ્રથા ઓછી કરતા જાય છે.

સગાઇ કાળ દરમિયાન સામાન્ય રીતે વરકન્યા આધુનિક જમાના પેઠે વારંવાર મળતા નથી. પણ ઇદના દિવસે જમાઇને કન્યાના માબાપ શ્રીફળ અને એક બે રૂપીયા રોકડા વાપરવા આપે છે.

કેટલીક જગ્યાએ વરપક્ષવાળા કન્યાપક્ષને વર્ષમાં એકાદ વખત કન્યાને કપડાંની એકાદ જોડ આપે છે, અને તેને "મડ" કહેવામાં આવે છે. જો આ "મડ" સમયસર પહોંચાડવામાં ન આવે અને બે ચાર "મડ" ચઢી જાય તો કન્યાપક્ષ પણ સગાઇ તોડવા તત્પર થાય છે.

**લગ્નની પૂર્વ તૈયારીઓ :** ઘણું કરીને તો બંને પક્ષ પરસ્પરની અનુકુળતાએ લગ્નનો દિવસ નક્કી કરે છે. લગ્ન નક્કી કરતી વેળા કન્યા પક્ષવાળા વરપક્ષને પોતાને ત્યાં નોતરી એક ટંક જમાડે છે. તેમાં મુખ્યત્વે વપપક્ષના બે ત્રણ અંગત વડીલો હોય છે આ જમણમાં ખાસ કરીને ખાંડ, ચોખા, ઘી અપાય છે. જમી રહ્યા બાદ સૌ ભેગા મળી લગ્નતિથિ નક્કી કરે છે. પણ લગ્ન લખવામાં આવતા નથી. વળી આ સમયે વરપક્ષ તરફથી કન્યાપક્ષને દહેજ ચૂકવવામાં આવે છે. બીજી કોમો કરતાં આ કોમમાં માત્ર રૂા. ૬૦] દહેજના હોય છે. જો કે કેટલીક જગ્યાએ તેઓ દહેજ લેતા નથી. આ વસ્તુ ઘણી પ્રસંશનીય ગણાય, દહેજની રકમમાં થોડો ઘણો ઉમેરો કરી કન્યાનો બાપ દિકરીને કાનના ઠોળીયાં, કાંપ, બેડીયાં વગેરે જાતના પોતાની શક્તિ અનુસાર ઘરેણાં કરાવી આપે છે. દહેજની રકમમાંથી રૂા. ૫] કન્યાના મા-બાપ તરફથી ભેટ આપવામાં આવે છે.

દહેજ ચૂકવ્યા પછી તુરત જ ગણેશ બેસાડવામાં આવે છે. સ્ત્રીઓ ગીતો ગાય છે. અને લગનની પૂર્વ તૈયારીઓ આ પ્રમાણે થાય છે. ઘરના ખૂણામાં વરકન્યાને પોતપોતાને ઘેર એક ખૂણામાં ગોદડું પાથરી બેસાડવામાં આવે છે. સામે પાટલો, નાળિયેર, દીવો વિ. રાખવામાં આવે છે અને ત્યાં જ વરકન્યા પોતપોતાને ત્યાં સૂવે બેસે છે. અને ત્યાંજ તેમને રોજ સવારે પીઠી પણ ચોળવામાં આવે છે.

સામાન્ય રીતે વરરાજાને વાણંદ પીઠી ચોળે છે. અને તેને તે બદલ પીઠીવાળાં કપડાં તેમજ પોતાની શક્તિ અનુસાર સવાપાંચ કે સવાસાત રૂપીયા દેવામાં આવે છે. તેને "લાગો" કહેવામાં આવે છે. અને આ દિવસો દર-

મિયાન વરપક્ષવાળાઓને ત્યાં માંડવો રચાય છે, અને ત્યાર પછી બીજે દિવસે કન્યાપક્ષવાળાને ત્યાં માંડવો રચાય છે. જ્યારે માળીઆ બાજુ કેટલાંક ઠેકાણે વરપક્ષ કરતાં કન્યાપક્ષને ત્યાં ઘણો વહેલો માંડવો પણ રચાય છે. ગણેશ બેસાડવા વગેરે વિધિ હવે ઓછી થતી જાય છે, અને આ વિધિઓ હિંદુ સંસ્કૃતિની હોવાથી પુરુષ વર્ગ તે નાપસંદ કરે છે. પરંતુ સ્ત્રીઓ તે વિધિ કરાવે રાખે છે. એકંદરે આ હિંદુ સંસ્કૃતિની વિધિઓ ધીરે ધીરે ઘસાઈ રહી છે.

લગ્ન તિથિથી ચાર પાંચ દિવસ અગાઉ સગાસ્નેહીઓને કંકોત્રી મોકલાય છે, અને કેટલાંક ઠેકાણે હજામ મારફત ઘેર ઘેર આમંત્રણ પાઠવવામાં આવે છે. જાન રવાના થતાં પહેલાં લાપસી કે કંસારનું એક ટંક જમણ આપવામાં આવે છે. કેટલીક જગ્યાએ રોટલા તથા શાક કે બુંદીના લાડુ વેચાતા લાવી આપવામાં આવે છે. સામાન્ય રીતે જાનમાં ૩૦થી ૪૦ માણસો લઈ જવામાં આવે છે. જાન રવાના થતાં પહેલાં શુકન અપશુકન જોવા માટે ગાડાના પૈડા નીચે નાળિયેર મૂકવામાં આવે છે.

**કન્યાપક્ષને ત્યાં પૂર્વ તૈયારીઓ :** વરપક્ષની જેમ કન્યાપક્ષને ત્યાં ઘર શણગારવાની, પીઠી ચોળવાની તથા માંડવો બાંધવાની તડામાર તૈયારીઓ થાય છે. જાન બહારગામથી આવવાની હોય તો કન્યાવાળા ઢોલ નગારા વગાડતાં સરઘસ આકારે સામા જાય છે. તેને સામૈયું કહેવામાં આવે છે. ત્યાંથી સૌને ઉતારે લઇ જવામાં આવે છે. જાનૈયાઓને સાંજે લાડવા, ગાંઠીયા વગેરે આપવામાં આવે છે, અને સવારે રોટલા, શાક વગેરે જમણમાં આપવામાં આવે છે.

**લગ્નવિધિ :** લગ્નવિધિ સામાન્ય રીતે રાત્રે નવ–દશ વાગ્યા પછી યોજવામાં આવે છે. વરપક્ષવાળા રાત્રે ધામધુમથી વરઘોડો કાઢે છે. સામાન્ય રીતે વરરાજા વરઘોડામાં ચાલીને સૌની સાથે માંડવે આવે છે. ત્યાં કન્યાની મા કે મોટી બહેન વરરાજાને આંગણામાં પોંખે છે. માથા ઉપરથી

ચોખાના દાણાં ફેરવીને ચારે દિશાએ ફેંકે છે, અને પાણીનો કળશિયો ફેરવી ઢોળે છે. અને કયારેક વરરાજાને કંકુનો ચાંદલો કરે છે. જો કે આ વિધિ હિંદુ રિવાજ પ્રમાણે હોવાથી ઘણાખરા હવે તે કરતા નથી. વરરાજાને પોંખ્યા પછી માંડવા આગળ બેસાડવામાં આવે છે. આ માંડવો હિંદુ કોમના માંડવા જેવો ચાર થાંભલાવાળો હોતો નથી, પરંતુ નિશાની રૂપે તે માંડવો ગણાય છે. અને તે આંગણામાં જ હોય છે. વરરાજાને આંગણામાં ગોદડું પાથરી બેસાડવામાં આવે છે. થોડે નજીક અણવર પણ બેસે છે લગ્નવિધિ કરાવનાર "મોલવી" બેસે છે અને આજુબાજુ સગાસ્નેહીઓ હોય છે. બીજી તરફ સ્ત્રીઓ લગ્ન પ્રસંગના ગીતો ગાતી બેસે છે. આ લગ્ન વિધિને "નિકા" પઢવા કહે છે. આ સમયે કન્યાને માંડવા નીચે બોલાવવામાં આવતી નથી.

આ પ્રસંગે "મોલવી" અરબી ભાષામાં નિકા પઢે છે. અને ત્યાર બાદ બંને પક્ષના માણસો સાથે રહીને વરને તેમજ કન્યાને પોતાની સંમતિ અંગે રૂબરૂ પૂછપરછ કરી અભિપ્રાય મેળવે છે. બંન્નેની હા પડે પછી જ મોલવી જમાતની રજા લઇ નિકા પઢે છે અને જો બંનેમાંથી એકેય અસંમત થાય તો નિકા પઢાતા નથી પણ આવા પ્રસંગ ખાસ બનતા નથી. નિકા પઢાઇ ગયા પછી સૌને ખજૂર વહેંચવામાં આવે છે. આ વિધિ લગભગ અર્ધાથી દોઢ કલાક સુધી ચાલે છે. ત્યારબાદ વરરાજા તથા જાનૈયા પોતાને ઉતારે જાય છે. ઘણું કરીને આ પ્રસંગે કન્યાને તેની સાથે ઉતારે વળાવવામાં આવે છે અને કન્યાપક્ષ તેને માથું ઓળવા માટે પાછી લાવે છે.

સામાન્ય રીતે જાનને એકાદ દિવસ રોકવામાં આવે છે. જાન રવાના થતી વેળા કન્યાની મા તેને ખાનગીમાં લઇ જઇ પરણિત જીવન વિષે થોડી સમજુતી આપે છે. પરણીને વરરાજા ઘેર જાય ત્યારે, તેની મા હિંદુ વિધિ મુજબ એક લોટા ઉપર નાળિયેર રાખી પોંખે છે અને કંકુનો ચાંદલો કરી વધાવે છે. આ કોમમાં ઘૂમટો કાઢવાની પ્રથા છે, અને વરથી મોટેરાં સહુની લાજ કાઢવાની હોય છે. પરણીને ઘેર આવ્યા પછી બીજે દિવસે વરઘોડીઆ બાળાઓ સાથે ગામની પીરની દરગાહ ઉપર જઇ પગે લાગે છે તેમજ ત્યાં દર-

ગાહે શ્રીફળનો નૈવેદ્ય ધરવામાં આવે છે. લગ્નમાં બંને પક્ષને ૫૦૦ થી ૧૦૦૦ રૂપીયાનો ખર્ચ થાય છે.

મૃત્યુ : જેમ હિંદુ કોમોમાં કેટલીક જગ્યાએ મનુષ્યની અંતીમ પળો સમયે ગીતા વિગેરે પવિત્ર ગ્રંથોનું વાંચન થાય છે તેમ આ કોમમાં પણ સારાં કુટુંબોમાં મૃતદેહ પાસે "કુરાનશરીફ" નામના પવિત્ર ગ્રંથના શ્લોકો (આયાતો) વાંચવામાં આવે છે. મૃત્યુ થયા પછી મોટે ભાગે ઘરમાં મૃતદેહને નવડાવવામાં આવે છે. પ્રથમ પોતે નાહી ધોઇને જ તેને નવડાવે છે. અને મૃતદેહની તેના ઉપર નજર ન પડે તેમ ખાટલા વિગેરેની આડશ ગોઠવવામાં આવે છે. "એબ" ન જાય તે માટે તેના ઉપર નવું કપડું રાખી નવી લંગોટ બાંધવામાં આવે છે. મૃતદેહના જૂના કપડાં કાઢી લઇ જાય છે. નવડાવતી વખતે મોલવી ધાર્મિક વિધિનાં મંત્રો પઢે છે, પછી મૃતદેહને ચાદરમાં લપેટી કપાળે કપડું બાંધી "શબવાહીની" અથવા "જનાજા"માં ગોઠવવામાં આવે છે. તેમાં નીચે નવું ગોદડું નાખી, તેમાં મૃતદેહને સુવડાવી તે ઉપર ૧૬ થી ૧૮ વાર સફેદ "શેના"નું કફન ઢાંકવામાં આવે છે. તેમજ અતર છાંટવામાં આવે છે. રસ્તામાં "કસીદા" બોલતાં બોલતાં મૃતદેહને સ્મશાને લઈ જવામાં આવે છે.

કબ્રસ્તાન જતાં રસ્તામાં જે કોઇ પોતાની કોમનો સામો મળે તે પોતાની "ખાંધ" આપે છે. પરંતુ ખાંધ આપનાર સામાન્ય રીતે નાહીધોઇને સ્વચ્છ થયેલો હોવો જોઇએ અને જો તે ગંદો હોય તો સામે ન આવતાં બીજી બાજુ વળી જાય છે. સામાન્ય રીતે રસ્તામાં સામા મળનારે ખાંધ આપવી એવી પ્રથા હોય છે.

કબ્રસ્તાનમાં મૃતદેહને ઉતારતી વખતે પ્રથમ "મિજલીસરૂપી સૂત્રો" બોલવાનું તથા "જનાઝા નમાઝ" પઢી મૃતદેહને કફન સાથે કબરમાં ઉતારવામાં આવે છે. મૃતદેહનું માથું ઉત્તર દિશામાં જ રાખવામાં આવે છે.

સામાન્ય રીતે કબર ૬।। ફુટ પહોળી અને ૪થી ૪।। ફુટ ઉંડી અને સામસામા ઉતરતા બે ત્રણ પગથીયાવાળી બનાવવામાં આવે છે. ત્યાં મૃતદેહને

કબરમાં બરોબર ગોઠવ્યા પછી પથ્થરની સપાટ તથા માટીથી બરોબર ઢાંકી કબર તૈયાર કરવામાં આવે છે.

ઘરે સ્ત્રીઓની રોકકળ ત્રણ દિવસ સુધી વિશેષ ચાલે છે. અને સામાન્ય રીતે શોક ૪૦ દિવસ સુધી પાળવામાં આવે છે. તે દરમિયાન કોઈપણ જાતનું મનોરંજન, સ્વાદિષ્ટ જમણ, વગેરે યોજવામાં આવતા નથી. કેટલાક કુટુંબોમાં શોક દરમિયાન ખાટલા ઉપર પણ સુવામાં આવતું નથી.

શોક દરમિયાન બેત્રણ દિવસ કબરતાને તથા ઘરે "ફાતીઓ" પઢવામાં આવે છે. લગભગ ત્રણેક દિવસ સુધી સગાસંબંધીઓ મૃતદેહના આપ્તજનોને જમાડે છે. ચોથે દિવસે સગાસંબંધીઓ ભેગા થઈ બંદગી કરે છે. તેમજ લાપસી વગેરેનું સગાસંબંધીઓને જમણ અપાય છે. ને થોડું ઘણું ગરીબોને પણ અપાય છે.

**ધાર્મિક માન્યતાઓ અને વિશ્વાસ :** આ લોકો ખાસ કરીને ઇસ્લામ ધર્મ પાળે છે. તેઓ મૂર્તિ પુજામાં માનતા નથી પણ પીરની દરગાહમાં શ્રદ્ધા રાખે છે. તેઓ હજરત મહમદ પયગમ્બર અનુયાયીઓ હોય છે. અને તેમને ભક્તિભાવથી પૂજે છે. તેઓની કોમના પૈસાદાર લોકો જાત્રા અર્થે મક્કા મદીના જાય છે.

પીર ઓલીયાની બાધા માનતામાં પણ ઘણાખરાં લોકો વિશ્વાસ ધરાવતા આવ્યા છે. માંદગી સમયે તેમની પાસે દોરાધાગા કરાવે છે તથા તાવીજ બંધાવે છે. પીરની ગેબી દૂઆથી તેઓને આરામ થશે એમ માને છે. અને સફળતા મળ્યા પછી માનતા રાખ્યા મુજબ બાળકોને જમાડવામાં આવે તથા મીજલસ રાખવામાં આવે છે. કેટલીકવાર પીરની દરગાહે જઈ એક મણ ચોખા તથા એક બે ઘેંટા રાંધી ફકીરોને યા ગરીબજનોને જમાડવામાં આવે છે.

આ લોકો ભૂત–પ્રેતમાં બહુ માનતા નથી. પણ જીનના વળગાડનો વહેમ રાખે છે. મુત્યુ પછી આત્મા (અરવા) બ્રહ્માંડના ચોથે મજલે રહે છે. તેવો ખ્યાલ કેટલાક ધરાવે છે. આત્મા ઇશ્વરી દૂતોના કબ્જામાં છે અને જ્યારે પૃથ્વી ઉપર પ્રલય (કયામત) આવશે ત્યારે તે આત્માને મુક્તિ મળશે અને પછી ઇશ્વર પાસે તેના પાપ–પુણ્યનો હિસાબ થશે એવી માન્યતાઓનો ખ્યાલ કેટલાક ધરાવે છે. આ કોમમાં ખ્યાતિમાં આવ્યા હોય એવા સંતપુરૂષો ખાસ કોઇ થઇ ગયા નથી.

આ અગાઉ આપણે જોઇ ગયેલા લગ્ન, તથા અન્ય રીતરિવાજો તો હવે ઘણું કરીને મુસ્લીમ સંસ્કૃતિ મુજબ થવા માંડયાં છે, અને હિંદુ સંસ્કૃતિની વિધિઓ ઝડપથી વિલિન થઇ રહી છે. ભવિષ્યમાં તે કદાચ ન રહેવા પામે.

**ગુણ, ખાસીયત અને ઉપસંહાર :** ગુન્હેગાર અને તોફાની મનાતા આવેલાં આ લોકોની ખાસ વિશિષ્ટતા તો એ છે કે તેઓ દરેક પ્રકારનું કાર્ય કરી શકે તેવાં હોશિયાર તેમજ બુદ્ધિશાળી હોય છે. તેઓ ઘોડેસ્વારી કરી શકે તેવાં હોઇ, તેઓ સૈનિક તરીકે પણ સારૂ કામ આપી શકે તેવાં હોય છે. વળી આ કોમમાં સાહસ કરવાનો નોંધ પાત્ર ગુણ છે. અલબત, યોગ્ય દિશામાં વિકસાવવાની તેમને તક અને માર્ગદર્શન આપવું ઘટે.

આ માટે સમાજ સેવકોએ ઠીક ઠીક પ્રયત્નો કર્યા છે, તે સિવાય આ કોમ ઉપર બ્રિટીશ સરકાર અને રાજાઓએ ગુન્હાહીત જાતિઓનો Criminal Tribes Act જેવો નજર કેદનો પાસ ધારો રાખ્યો હતો તે આપણી રાષ્ટ્રિય સરકારે રદ કરી આ લોકોને મુકત જીવન આપ્યું છે.

# આ.....ડો.....ડી.....આ

**પરિચય :** એક ગામથી બીજે ગામ ભટકયા કરતી, રખડતી અને ગુન્હાહિત પ્રવૃત્તિઓ કરતી કોમોમાંની આ એક કોમ છે. પહેલાં તેઓ સ્થાયી જીવન ન ગાળતાં એકાદ બે અઠવાડિયાં યા એકાદ માસ પૂરતો કોઇ શહેર યા ગામ નજીક કંતાનના નાના નાના દસવીશ તંબૂ તાણી પડાવ નાખતા, રસ્તે આવતા જતાં મુસાફરો તથા ગાડાંઓ લૂંટતા. સીમખળાંના ઊભા પાક વાઢી જતા.

કેટલાંક આજુબાજુના ગામમાં સૂડી ચપ્પુ વગેરે વેંચવાના બહાને ઘરના માહિતગાર થઇ રાત્રે ચોરી કરતા. કેટલાક દેશી રાજ્યો તેમને આશ્રરો આપતા તથા પોતાની સાથે શિકારે લઇ જતા તેમજ પડોશના રાજ્યને રંજાડવામાં તેમનો ઉપયોગ કરતા. પરિણામે તેમની ગુન્હાહિત પ્રવૃત્તિને વધુ વેગ મળતો. તેઓ જાહેર રસ્તાઓનો ઉપયોગ ન કરતાં આડે રસ્તે જ ચાલવાનું પસંદ કરતા અને તેને પરિણામે તેઓ સૌરાષ્ટ્રમાં આડોડીઆ કહેવાયા.

આ લોકો ધીંગાણું કરવામાં તથા મરણિયા થઇ સામનો કરવામાં પાવરધા મનાતા આવ્યા છે. પકડાઇ જવાનો ભય ઉભો થતાં ચોરેલું ધાન અંદરો અંદર સરખે ભાગે વહેંચી લેતા. જ્યારે તેઓનો પીછો પકડવામાં આવતો ત્યારે તેઓ ગધેડા ઉપર અન્ય માલસામાન લાદી તેમનાં સ્ત્રી–બાળકોને તેની સાથે સૌની આગળ રવાના કરી પોતે પાછળ સામનો કરવા રોકાતા. ગોફણ એ એમનું સાથી હથિયાર હતું. તેનાથી ધાર્યું નિશાન પાડતા તેમની ગોફણો સામે ભાગ્યે જ કોઈ ટકી શકતું. પ્રથમ તેઓ પોતાની કમરે ફાળીયું બાંધી તેમાં પથ્થર રાખતા અને ગોફણથી પીછો પકડનાર ઉપર પથ્થર ફેંકતા અથવા ભાગતા ભાગતા ડુંગરોની ધારે ચઢી દુશ્મનો પર પથ્થરનો

સતત મારો ચલાવતા. ડુંગરની ધારોને લીધે દુશ્મનોની પથ્થરબાજી અને ગોળીઓથી પોતે બચી જતા. બીજી તરફથી પોતે આબાદ રીતે નિશાન ટાંકી શકતા આ ઉપરાંત કેટલાંક પોતાની પાસે લાકડાનો દંડો રાખતા આવ્યા છે અને પોતાના ખીસ્સામાં ફરસીનું પાનું સંતાડી રાખી સમય આવે ત્યારે તે દંડાનો ફરસીના હાથા તરીકે ઉપયોગ કરતા આવ્યા છે.

ગામડાઓમાં કેટલીક જગ્યાએ તેઓ ગરાસદારોનો સહકાર મેળવતા. તેમને ત્યાં પોતાનો સામાન, કોઠીઓ, દાણાં, અનાજ વગેરે મુકી જતા અને પ્રસંગોપાત આપલેનો વ્યવહાર કરતા.

તેઓ પોતાની પાસે માલસામાન લાવવા લઇજવા માટે ગધેડાં તથા બળદ સારા પ્રમાણમાં રાખતા. તેઓના ગધેડાં ખાસ કેળવાયેલાં રહેતાં. ઇશારો થતાં ચોરીનો માલ ગુપચુપ વગે કરવાના કામમાં ભારે ઉપયોગી થઇ પડતાં તેમજ તેમની ગાયો પણ ખાસ કેળવાયેલી હોઇ ઇશારો થતાં દુશ્મનોની સામે ધસી જતી અને તે દરમ્યાન આડોડીઆઓ લડવા માટે સુસજ્જ થઇ જતા અથવા ભાગી છૂટતા. કુતરાનો ઉપયોગ ખાસ કરીને ચોકીયાત તરીકે કરતા આ ઉપરાંત કેટલાંક ઘેટાંબકરાં તથા મરઘાંકુકડાં વગેરે પાળતા, તેનો ઉપયોગ ખાવામાં યા ભોગ ચઢાવવામાં કરતા.

**દેખાવ :** આ લોકો શરીરે મધ્યમ કદના, મજબૂત બાંધાના ખડતલ તથા કસાયેલા હોય છે. તેઓ પગમાં જોડા પહેરતા નથી છતાં ગમે તેવા કાંટાળા રસ્તે ચાલવાને ટેવાયેલા હોય છે. જો કે હાલમાં ધરફોડવા જતી વખતે યા ચોરી કરવા જતી વખતે તેઓ કેનવાસના બૂટ વાપરતા થયા છે. તેઓ બુદ્ધિશાળી હોશિયાર અને કોઇથી ઠગાય નહીં તેવા તેમજ આળસુ હોય છે. સ્ત્રીઓ પણ રૂપાળી તથા કસાયેલી તેમજ ચાલાક હોય છે.

**પહેરવેશ :** માથે ફાળીયું, શરીરે ખમીસ અથવા પહેરણ અને ધોતિયું, એ એમનો સામાન્ય પોશાક છે. કેડલીકવાર જૂનો કોટ, હાથમાં ડાંગ, પગમાં દેશી બુટ અને કમરની દોરીએ નાનું ચપ્પુ રાખતાં. શિકારે જતા ત્યારે સાથે

ધારીયા, કુહાડા તેમજ જામગરીવાળી દેશી બંદુક પણ વાપરતા. કયારેક રામ-દેવપીર કે ઘોડા ઉપર બેઠેલા વીરપુરૂષની છબીનાં ચગદાંવાળો સોનાનો હાર પહેરી લૂંટફાટ કરવા નીકળતા.

સ્ત્રીઓ મારવાડી ઢબના દશબાર વારના ઘેરવાળા અને અંદર મોટા ખીસ્સાવાળા કે જેમાં દશથી પંદર શેર અનાજ પણ આવી શકે તેવો તેમજ નીચે કીનારીવાળો ઘાઘરો, શરીરે ખીસાવાળા ખમીસ જેવું લાંબુ કાપડું અને ઓઢણી તેમજ કડલાં, તોડા, ચૂક, વાળી વગેરે મારવાડી ઢબનાં ઘરેણાં પહેરે છે.

રહેઠાણ : પહેલાંની જેમ હવે આ લોકો દશ પંદરના જૂથમાં કોઇ ગામની સીમમાં તંબૂ બાંધીને પડાવ નાખી રહેતા નથી. હાલમાં ઘણાંખરાં સ્થાયી થયા છે. કયાંક રાવળી જમીનોમાં ઝૂંપડાં બાંધી વસવાટ શરૂ કર્યો છે. ભાવનગરમાં આડોડીઆવાસ છે. ત્યાં એકાદ બે પાકાં મકાન છે, બાકી માટીનાં કાચાં મકાનો છે. કેટલાંક ગરીબ આડોડીઆઓ તો હજુ કંતાનના તંબૂ તાણીને જ ત્યાં વસે છે. દરેકના ઘરમાં એકાદ બે ભાંગી તૂટી ખાટલી જોવા મળે છે. ચારે બાજુ ફાટેલાં રંગીન કપડાનાં ગાભા લટકતા હોય છે. એકાદ અંધારિયા ખૂણામાં રસોડું હોય છે ત્યાં થોડાં ઘણાં માટીનાં વાસણો હોય છે. હવે તે જૂજ વપરાય છે. આ ઉપરાંત કાંસાનાં વાસણો તથા પિત્ત-ળનાં વાસણો પણ હોય છે.

રામાપીરની છબી અથવા કયાંકથી મળી આવેલ મીને નટીના ફોટાવાળું એકાદ કેલેન્ડર લટકતું હોય છે. ઘરમાં બધું અવ્યવસ્થિત પડયું હોય છે. આ તેમના ઘરનું દ્રશ્ય છે. આંગણામાં પાણી માટેની લાકડાની યા માટીની કાચી માણ હોય છે ત્યાં એકાદ બે પાણી ભરેલ માટલાં પડયાં હોય છે. વાડામાં યા ફળીયામાં એકાદ બે મરઘાં કુકડા પણ નજરે પડે છે. તેને માટે માટીના નાના ગોખલા જેવા ઘર કર્યાં હોય છે તેમાં મરઘી ઈંડા મૂકે છે. કેટલીક જગ્યાએ સરકાર તરફથી મરઘાં રાખવાનાં પીંજરાં મળ્યાં હોય તો તે પણ ફળીયામાં રાખેલાં હોય છે. તેમની વસાહતમાં જનાર તરફ તેઓ શંકાની નજરે જોયા કરે છે. જો કોઇના ઘરમાં દારૂની ભઠ્ઠી ચાલતી હોય તો તેઓ

ખૂબ કાળજી રાખે છે અને કોઇ ત્યાં દાખલ થતાં ઇશારાથી ચોમેર સમાચાર પહોંચાડવામાં આવે છે.

આ લોકો નહાવા માટે ફળીઆમાં એકાદ મોટો પથ્થર રાખે છે ત્યાં તે ખુલ્લામાં નહાય છે. તેઓ અઠવાડીઆમાં બે ત્રણ વાર સ્નાન કરે છે.

ફળીઆની આજુબાજુ છૂટા છવાયા કાંટા તથા કચરાના ઢગલા પડયા હોય છે.

**વંશ અને ઇતિહાસ :** એટલું ચોકકસ છે કે આ લોકો મૂળે મારવાડના જ વતની છે. આજથી લગભગ બસોથી અઢીસો વર્ષ પૂર્વે તેઓએ દુષ્કાળ તેમજ પરાણે ધર્મ નષ્ટ થઈ જવાની બીકે મારવાડ છોડી હિંદના જુદા જુદા પ્રાંતોમાં હિજરત કરેલી. આ હિજરત કરવાનું કારણ એમ પણ માનવામાં આવે છે કે તેઓ મૂળે રજપૂત સૈનિકો હતા અને તેમને મુસલમાનો સામે લડવા મોકલ્યા હતા પણ પરાજિત થવાથી પોતાના રાજાને નામોશી ભર્યું મોઢું ન બતાવવા અથવા તો, જીત ન મળે ત્યાં સુધી પોતાના વતનમાં ફરી પગ ન મૂકવાની ટેકને પરિણામે તેઓ જુદા જુદા પ્રાંતોમાં ચાલ્યા ગયા અને મોટા ભાગના વર્ષો સુધી ભટકતા રહ્યા. તે દરમ્યાન તેઓનાં નામ, જાત વગેરે બદલાયાં. તેઓ નીચા વર્ણની જંગલી જાતિઓના સંબંધમાં આવ્યો અને તેની રીતો અપનાવતા ગયા અને તે આજે જુદી જુદી જગ્યાએ જુદે જુદે સ્વરૂપે જોવા મળે છે.

આજે તેઓ જુદા જુદા પ્રાંતોમાં જુદા જુદા નામે ઓળખાય છે. તેઓનો મુખ્ય ધંધો ચોરી લૂંટફાટનો જ છે તે ઉપરાંત તેઓ જુદા જુદા વિભાગમાં જુદા જુદા ધંધા કરે છે. કે જેની વિગત નીચે મુજબ છે.

| પ્રાંતનું નામ. | ગામનું નામ. | કયા નામે ઓળખાય છે. | મુખ્ય ધંધો. | અન્ય ધંધો |
| --- | --- | --- | --- | --- |
| ૧ મારવાડ | જોધપુર મેવાડી | મારવાડા | ચોરી–લૂંટફાટ | ખેતી |
| ૨ ગુજરાત | અમદાવાદ મોડાસા મહેમદાવાદ દોહોદ | છારા | ,, | મિલ–મજુરી |

| | | | | |
|---|---|---|---|---|
| ૩ સૌરાષ્ટ્ર | ભાવનગર, મહુવા અણીયારી, લીંબડી ધંધૂકા | | ,, | મજૂરી–દારૂ |
| ૪ મહારાષ્ટ્ર | — | કંજર | ચોરી લૂંટફાટ, દારૂ | ગાળવો |
| ૫ મ્હૈસુર | — | ભાટ | ,, | ભીખ માગવી |
| ૬ દીલ્હી | — | છાંસી | ,, | રેલવેમાં ગીત |
| ૭ ખાનદેશ | નંદરબાર | કંજર | ,, | ગાવાનો વગેરે |

આ ઉપરાંત તેઓ શોલાપુર, તલોદા, કાંકરમંડી, નેલગાંવ, પુના નીરા, બેલગાવ, હુગલી, કોલ્હાપુર, બીજાપુર વગેરે સ્થળોએ પણ જોવા મળે છે.

સૌરાષ્ટ્રમાં તેઓની એકાદ ટોળી રાજુલા આવીને વસી. તેમાંથી કાળે કરીને થોડા થોડા મહુવા, ઉમરાળા, સોમલપર, ભડલી, ઇતરિયા, થાન, ચોટીલા વગેરે સ્થળે ગયા અને તેની આજુબાજુના પ્રદેશની સીમોમાં પડાવ નાખી રહેતા. ભાવનગરમાં વસતા આડોડીઆઓ રાજુલાથી મહુવા આવ્યા હતા અને મહુવાથી તેમને અહી વસાવવામાં આવ્યા. ચોમાસા દરમ્યાન ડુંગરાળ પ્રદેશમાં કે જ્યાં સરળતાથી સંતાવાની અનુકુળતા રહે તેવા પ્રદેશમાં સૌ કોઇ એક જગ્યાએ ભેગા થઇ રહેતાં અને લગ્ન વગેરે સામાજિક વિધિઓ પતાવતા.

**ભાષા :** તેઓની ભાષા મૂળે મારવાડી છે. તેઓમાં: ગુજરાતી તેમજ હિંદી ભાષાનું મિશ્રણ ઠીક ઠીક થયેલું છે. જેમકે, "હું જાઉં છું." ને હું "હું જાઇ રહા હૈ." "તું જાય છે" ને "તું કડે જા રહા હૈ" એમ કહે છે.

આ ઉપરાંત તેઓની પાસે તેઓના પોતાના જ કેટલાક અલગ શબ્દો છે અને તે "કોડ" ભાષા તરીકે વપરાય છે.

| અશુદ્ધ | શુદ્ધ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| હડાળી | રકાબી | દાયલી | ગામ |
| ખીંટ | ગોદડું | કુતા | કુતરો |

[૧૨૩]

| અશુદ્ધ | શુદ્ધ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| | | ચંઇ | પાણી |
| છીંગળી | દારૂ | પોતીયા | પાઘડી |
| બાગ | બગીચો | ટુક | રોટલો |
| ધૂકડા | કુકડા | માખી | ગાય |
| માખીયાં | માખી | ખીમટ | ભેંસ |
| ગોણે | પગ | મૂછાં | મુછ |
| ડોળે | પૈસા | કાની | એક આનો |
| ચોકની | ચાર આની | ચીવડ | પોલીસ |
| લખ્બર | રબ્બર | હુંડો | ટોપલો |
| ત્યારી | ગાળવું | કુતણે થોક | જમવા બેસ |
| ખેલ જા | રમવા જા | નસી જા | નાસી જા |

ભંગી, હરિજન કે બીજો ગરીબ વર્ગ કે જેને બીજું કોઇ ધીરતું નથી તેને આ લોકો વિના ઓળખાણે તેમજ આનાકાની કર્યા વગર જ આપે છે અને પાછળથી ગરીબ મજૂર યા ભંગીને દમદાટી અને ધમકી આપી ખુબ પૈસા વસૂલ કરી લૂંટે છે. તેની ધાકધમકીને પરિણામે નાણાં લેનાર બીજાને જઈ વાત પણ કરી શકતો નથી. પઠાણો અને યહુદીઓના વ્યાજને ટપી જાય એવું આડોડીઆ વ્યાજ છે. તેઓ પોલીસ યા કાયદાની પક્કડમાં ભાગ્યે જ આવે છે. તેઓ ઘણા બુદ્ધિશાળી હોય છે. જો કે આ પ્રકારની ધીરધાર કરનાર આડોડીઆ બહુ જ જૂજ હોય છે અને તેઓ માલદાર હોય છે.

તેઓની સ્ત્રીઓ પણ ઘણી ચાલાક હોય છે અને પુરૂષોને તેમની ગુન્હાહિત પ્રવૃત્તિમાં મદદ કરે છે. ઘરોમાં દારુ ગાળે છે, પોતે પણ કેટલીક-વાર ચીજ વસ્તુ ખરીદવાના બહાને બજારમાં જઈ દુકાનદારની નજર ચુકાવી માલ ઉપાડી લાવે છે. પોતાની વસાહતોમાં ભૂલે ચૂકે આવી ચઢેલ ફેરિયાઓને લાગ મળતાં લૂંટે છે શહેરોમાં સવારે શાકપીઠમાં મજૂરી કરતાં કરતાં થોડું ઘણું ખોળામાં ભેગું કરે છે અથવા લાગ મળતા બીજી ચીજ વસ્તુ ઉઠાવી

લે છે. આમ સ્ત્રીઓ પણ ગુન્હાહિત પ્રવૃત્તિઓમાં ભાગ ભજવે છે. બપોરે તે ઘેર જઇ રાંધી જમે છે. કેટલીક સ્ત્રીઓ પછી સીમમાં લાકડાં, છાણાં વીણવા જાય છે તથા અન્ય ઘરકામ કરે છે.

**આંતરિક સબંધો :** આ લોકોમાં ઘણીવાર કુટુંબમાં અંદરો અંદર તકરાર થાય છે. સ્ત્રીનો વાંક હોય તો પુરૂષ મારઝૂડ કરે છે. કેટલીક વાર અસહ્ય મારકૂટ અથવા ત્રાસને કારણે સગાવહાલામાં સ્ત્રીઓ ભાગી પણ જાય છે અને કૂવે પડવાની બીક બતાવે છે. અને ત્યારે બધાં તેને મનાવી સમાધાન કરાવે છે.

પુરુષ વર્ગ સ્ત્રીઓની હાજરીમાં અસભ્ય ભાષા બોલતા અચકાતો નથી અને સ્ત્રીઓ પણ પુરુષની હાજરીમાં બોલતાં અચકાતી નથી. આ વસ્તુ તો તેઓમાં સહજપણે રૂઢ થયેલી છે. એટલે તેઓ સ્વાભાવિકપણે જ આવા શબ્દો વાપરે છે. આવા શબ્દો ન બોલાય એવી સાંસ્કારિક જાગૃતિ તેઓમાં વિશેષ ખીલેલી નથી. સ્ત્રીઓ વડીલોના દેખતાં ઉઘાડે માથે ફરી શકતી નથી. જોકે લાજ ઘુમટાની પ્રથા નથી પરંતુ બોલવા ચાલવામાં મર્યાદા જાળવવામાં આવતી નથી. સ્ત્રીઓ બોલવામાં બહુ જોરાવર હોય છે. કેટલીકવાર તેમના પતીને સાથે ઝગડો થતાં જેમ તેમ અસભ્ય બોલવામાં અચકાતી નથી સ્ત્રીથી પોતાના ધણીનું નામ કે જેઠ સસરાનું કે જમાઇનું નામ લઇ શકાતું નથી તેમજ પુરુષથી પોતાના સાસુ, સસરા કે જમાઇનું નામ લઈ શકાતું નથી. વહુનાં કપડાં સાસુથી વાપરી શકતાં નથી. સાસરો તથા જેઠ વહુનું એઠું ખાઇ ન શકે, અને વહુથી સસરા અને જેઠનું એઠું ખાઇ ન શકાય. કેટલીક જગ્યાએ સાસરાના ખાટલામાં વહુ અને વહુના ખાટલા ઉપર સાસરાથી બેસી શકાતું નથી નહિતર ભારે ઝગડો થાય છે. બાળકો નાગાં ઉઘાડાં જ્યાં ત્યાં ફરતાં હોય છે. તેમનાં ઉછેરની યા શિક્ષણની ખાસ કાળજી રાખવામાં આવતી નથી.

જમતી સમયે પદ્ધતિસર વ્યવસ્થિત રીતે બેસી જમવાનો આગ્રહ ન રાખતાં પોતાની અનુકૂળતાએ ઊભડક યા તો જેમ તેમ બેસી જમે છે.

જો કે જમતી સમયે જમણા હાથે જ જમવાનો કેટલાંક કુટુંબોમાં આગ્રહ રાખવામા આવે છે. બીજી વિશેષતા એ છે કે મોટા ભાગના લોકો જાજરૂ જઈ પાણી ન વાપરતા પથ્થર, કાગળ વગેરે જે તે વસ્તુનો ઉપયોગ કરતા આવ્યા છે. જો કે હવે થોડા ઘણા સમજુ લોકો પાણી વાપરતા થયા છે.

**આહાર :** આ લોકોનો મુખ્ય ખોરાક જુવાર તથા બાજરી છે. સામાન્ય રીતે રોજ જુવાર યા બાજરીના રોટલા અને તે સાથે ક્યારેક દાળ ભાત યા શાક રાંધે છે. સાંજે મોટે ભાગે ખીચડી રાંધવામા આવે છે. પ્રસંગોપાત તેઓ ઇંડા તથા કુકડા, યા ઘેટાં બકરાનું માંસ ખાય છે. ગાય ભેંસનું માંસ ખાવામાં આવતું નથી.

**સામાજિક સ્થિતિ અને અંકુશ :** "ચોરી કરવી એ પોતાનો ધર્મ છે એમ માનતી આ કોમમાં ચારિત્ર્યની જે ઊંચી ભાવના પડેલી છે તે ખાસ ધ્યાન ખેંચે તેવી છે. છુટાછેડાનો રિવાજ હોવા છતાં પણ પરસ્ત્રી ગમનના ગુન્હા માટે મૃત્યુ કે ફાંસીની સજા અપાય છે. અમુક વર્ષો પહેલાં આ રીતે ઉમરાળા તાલુકામાં આવેલા આઢિડાના ડુંગરામાં પાંચસો આડોડીયાના એક આગેવાનને આ રીતે ફાંસીની સજા આપવામાં આવી હતી. આ કારણથી સ્ત્રીની છેડતી કરી શકાતી નથી. એમ કહેવાય છે કે એકવાર એક આડોડીયણ બાઇ છોકરૂં તેડીને જતી હતી તેની કોઇએ મશ્કરી કરતાં બાઇએ છોકરાનાં બે પગ પકડીને વણિકની છાતીમાં ચોડી દીધું કે જેથી એક જણ ભાગ્યો અને બીજો જમીન પર ઢળી પડયો" (સૌરાષ્ટ્રની મરજીવા અને અલગારી કોમો. પૃ. નાં. ૧૭માંથી).

આ સિવાય પણ ઘડીભર આપણને આશ્ચર્યમાં ગરકાવ કરી મૂકે તેવા વળી અનેક રીતે રસપ્રદ તથા અભ્યાસ કરવા યોગ્ય એવા નૈતિકતાના અને શિસ્તપાલનના કડક તેમજ ઉચ્ચ પ્રકારના નિયમો જોવા મળે છે કે જે બીજી કોઇપણ પછાત કોમો કે આગળ વધેલી પ્રજાના જીવનમાં ભાગ્યે જ જોવા મળે છે. જો કે આ બધું પોતાની અંદરો અંદરના વ્યવહારને જ

જાળવવા માટે છે. બાહ્ય સમાજનાં સંબંધો માટે નથી. ઊલટું તે પ્રત્યે બેદરકારી દાખવવામાં આવે છે. તેઓમાં પંચાયત સંગઠન ઘણું જ સંગીન હોય છે. અને તે તેમની બધી જ પ્રવૃત્તિઓને દોરવણી આપતી હોય છે તથા તે ઉપર અંકુશ રાખતી હોય છે હવે આપણે તે અંગે વિગતે જોઇશું

**પંચાયત:** આ કોમમાં નાલા અને બાગડ નામની બે મુખ્ય પેટા જ્ઞાતો છે તેમાં નાલા તે રાઠોડ અને બાગડ તે પરમાર કુળના ગણાય છે. અને તે બન્નેના બીજા દસ અગીયાર વર્ગો છે. આ વર્ગો તેમના મૂળ જુદા જુદા ગામોના નામ ઉપરથી પડયા હોય એમ માનવામાં આવે છે. આ દરેક વર્ગનો એક એક મુખી હોય છે અને જ્યારે કાંઇ પણ ઝઘડો, તકરાર કે કોઇપણ પ્રશ્નનો નિકાલ કરવાનો હોય છે ત્યારે આ વર્ગોના મુખીઓ અથવા પ્રતિનિધિઓ ભેગા મળે છે. તેને પંચાયત કહે છે અને તે પંચાયતનો પણ એક આગેવાન હોય છે તેને પંચ પટેલ કહેવામાં આવે છે. આ પંચાયતને ઘણી સત્તા હોય છે. તેનું વર્ચસ્વ પણ ઘણું હોય છે અને તેના નિર્ણયોનો અમલ કરવો જ પડે છે.

ઉપરોક્ત વર્ગોની માહિતી નીચે મુજબ છે.

વળી જુદા જુદા સ્થળે તેમના કોડ શબ્દોના ઉચ્ચારણો થોડાં જુદા જુદા હોય છે. અને તે તેઓ પોતે જ સમજી શકે છે. આ પ્રકારની ભાષાને લીધે એક બીજાને ઇશારા કરી લૂંટફાટનો માલસામાન સરળતાથી રવાના કરી શકે છે. કેટલીકવાર પોલીસ વગેરેની રૂબરૂમાં પણ તેમના વિષે અંદરો-અંદર ખાનગીમાં આ રીતે મસલત કરી લે છે અને પોલીસ તેમાં કંઇ સમજી શકતી પણ નથી એમ મનાય છે.

| શુદ્ધ શબ્દ | ભાવનગરમાં બોલાતો અશુદ્ધ શબ્દ | અમદાવાદમાં બોલાતો અશુદ્ધ શબ્દ |
|---|---|---|
| પોલીસ | છેવક | ચીવડ |
| સબઇન્સ્પેકટર | નાઝીયા | નોશીયા |
| રૂપીયો | બલ્વા | બલ્વા |

| શુદ્ધ શબ્દ | ભાવનગરમાં બોલાતો અશુદ્ધ શબ્દ | અમદાવાદમાં બોલાતો અશુદ્ધ શબ્દ |
|---|---|---|
| છોકરો | ચુખડે | ચુખડા |
| છોકરી | ચુખડી | નેતલી |
| ગામડું | ખાકે | ખાક |
| પત્ની | છીતાણી | નંદ |
| ધાડ પાડવી | ખોલ | ખોલ |
| લૂંટ | ગેમીફલી | ગેમીફલી |
| ઘરભાંગવાનાં સાધનો | ખીલ્લા | રીહીલ્લા |

તેમની ભાષામાં બીજી ખાસ વિશિષ્ટતા એ છે કે ગુજરાતી નાન્યતર જાતિના શબ્દોને તેઓ નર જાતિમાં જ બોલે છે અને તેને ક્રિયાપદ પણ નર જાતિનાં જ લગાડવામાં આવે છે. તેઓની પાસે બીજી કોઇ ખાસ અલગ લિપિ નથી. તેઓ હિન્દી ભાષા પણ સારી રીતે બોલી શકે છે.

**ભજન :** આ કોમમાં તેમની જ કોમના એકાદ સાધુ મહારાજ પણ હોય છે. તે ધાર્મિક વિધિઓ કરાવે છે તેમજ ભગવાનનાં ભજનો વગેરે ગાય છે મહિનામાં એકાદ બે વાર વાસનાં સૌ કોઈ ભેગા થઇ પ્રભુનું નામ લે છે તથા ધૂનની રમઝટ મચાવે છે. આ ભજનો ભકિતપૂર્ણ અને સુંદર હલકો વાળાં હોય છે. તેઓમાં તેમની જ ભાષાનાં બીજાં થોડાં લોકગીતો હોય છે પરંતુ હવે તે ભૂલાતાં જાય છે. અને સ્થાનિક લોકગીતો વધુ ગવાય છે.

વારતહેવારે છોકરાછોકરીઓ પોતપોતાના સમૂહમાં કુંડાળાની એક જ હરોળમાં રહી ગોળ ફરી ઘણા જ ઉત્સાહથી રાસરાસડા રમે છે. આ પ્રસંગના ગીતોમાં અશ્લીલ અને બીભત્સ શબ્દો પણ હોય છે આવા રાસરાસડાનું મહત્ત્વ ઠીક ઠીક છે. આદિવાસીઓની ટોળીઓના જેવી નૃત્યકળા આ કોમમાં ખીલેલી જણાતી નથી.

આ કોમમાં શિક્ષણનું પ્રમાણ નહિવત જ છે અને તેનું કારણ મુખ્યત્વે અજ્ઞાનતા તથા તેમનું ભટકતું જીવન છે. અત્યાર સુધી તેમને શિક્ષણની મહત્ત્વતા કે જરૂરીઆત સમજાતી ન હતી, પરંતુ હવે તેઓ સમજવા માંડયા છે.

**ઉત્સવો :** ખાસ કરીને દિવાળી, હોળી, જન્માષ્ટમી, શિવરાત્રી, જીવણી અગીયારસ વગેરે તહેવારોનું મહત્ત્વ તેમના જીવનમાં ઘણું છે અને તે પોતાની ઢબે ઘણા જ ઉત્સાહથી ઉજવે છે. તે દરમ્યાન સારાં પકવાન જમે છે.

હોળીના દિવસોમાં સાંજે ખજૂર, મમરા, દાળિયા વગેરે ખાય છે હોળી પ્રગટે ત્યારે તેઓ દુહા ગાય છે તેમજ અમદાવાદ બાજુ કેટલાક ખાટકીને ત્યાંથી ગાયનું માંસ લાવી સગળતી હોળીમાં શેકીને ખાય છે. જો કે તે પ્રથા હવે બંધ થતી જાય છે. નવરાત્રી તેમજ દશેરા દરમ્યાન રાસરાસડા રમે છે અને શિવરાત્રીના દિવસે જમવામાં શક્કરીયાં બાફીને ખાય છે.

**જીવન અને વ્યવસાય :** આજે પરિસ્થિતિ બદલાતાં તેઓનું જીવન પહેલાં જેવું ભટકતું અને અસ્થાયી રહ્યું નથી. આજે તો ઘણાખરા લોકો શહેરમાં અલગ વસવાટ કરી સ્થાયી જીવન ગુજારે છે. કેટલાક મીલોમાં, બંદર ઉપર યા અન્ય મજૂરી કરી જીવન ગુજારે છે. સાથે સાથે કેટલાંક ચોરીછુપીથી દારૂ ગાળવાનો ધંધો કરી સારા પૈસા કમાય છે એમ મનાય છે. જો કે હમણાં હમણાં કેટલાંક કુટુંબો ખેતી તરફ પણ વળ્યાં છે.

આ લોકો આળસુ, અપ્રમાણિક અને ગુન્હાહિત મનોવૃત્તિવાળાં હોય છે. મહેનત કરી પ્રમાણિકતાથી પરસેવાનો રોટલો ખાવો એ વસ્તુ તેમના સંસ્કારમાં બહુ ઓછી હોય છે. કેટલાક પાસે જયારે બિલકુલ ખાવા પુરતું યે ઘરમાં હોતું નથી ત્યારે મહેનત મજૂરી માટે નીકળે છે બજારમાં આડાઅવળા આંટા મારે છે. મજૂરી યા કોઇકની ચીજવસ્તુ ઉઠાવી પૈસા મેળવે છે. ઘણીજ કુશળતાથી ચોરીનો માલ હેરફેર કરવામાં તેમજ બીજા ચોરોને તેમાં સાથ આપી તેમાંથી પોતાનો હિસ્સો પડાવવામાં, ઘર ફાડવામાં, ખીસ્સાં કાપવામાં, નજર ચુકાવી દુકાનોમાંથી ચીજ વસ્તુ ઉઠાવવામાં, સ્ત્રીઓનાં ગળામાંથી હાર

ઉઠાવવામાં, વેશપલ્ટો કરી લોકોને ઠગવામાં, ખોટી રીતે લાલચ આપી ફસાવવામાં, કેટલાક આડોડીઆ ઘણા જ કુશળ મનાય છે. હવે આ પ્રવૃત્તિઓનું પ્રમાણ ઓછું થતું જાય છે. કેટલાક આડોડીઆ ધીરધારનો પણ ધંધો કરે છે. એકવાર તેમના દેવાના ચક્કરમાં ફસાયેલ ભાગ્યે જ છુટી શકે છે. મુખ્યત્વે તેઓ ભંગી, હરિજન કે મજૂર વર્ણને ધીરે છે. વાણીઆ, શાહુકાર કે પઠાણી વ્યાજથી પણ તેમનું વ્યાજ અનેક રીતે વધે છે ગમે તે વ્યક્તિને તે પ્રથમ વિના સંકોચે નાણાં ધીરે છે શાખ કે જામીન પીછાણ જોતા નથી અને કેવળ તેનું નામ ઠામ નોંધી પાકો દસ્તાવેજ કરે છે. દસ્તાવેજમાં તો માત્ર એક જ ટકો વ્યાજનો દર આકારે છે પણ તે તો કેવળ કાગળ પરની જ શરત પુરતું રાખવામાં આવે છે. તેઓ નાણાં ધીર્યા બાદ જ્યાં સુધી તેની ગણતરી મુજબની વ્યાજ સાથેની એક સાથે રકમ ન ચૂકવવામાં આવે ત્યાં સુધી દર મહીને વસૂલાતના હપ્તા જેટલું વ્યાજ દાદાગીરી અને ધાકધમકીથી વસૂલ કરે છે અને મૂળ લેણાંની રકમ ઉપર બીજું વ્યાજ ચઢાવી બાકી રાખે છે. આ પ્રમાણે તેઓ ગરીબ અને અજ્ઞાન વર્ગને ચૂસે છે. આવા દાખલા ઘણી જગ્યાએ જોવામાં આવે છે.

| નાલા | વાગડ |
|---|---|
| ૧ અભવા | ૧ ઇન્દ્ર |
| ૨ ગારી | ૨ કામડી |
| ૩ ગાજડ | ૩ ધાંસા |
| ૪ ગુમરા | ૪ તીડા |
| ૫ ચુંગા | ૫ તીમચી |
| ૬ નેતાલા | ૬ ઓલીવા |
| ૭ બાટુ | ૭ બજરંગ |
| ૮ ભોજ | ૮ પનૂ |
| ૯ મેલંકીઆ | ૯ મીન |
| ૧૦ દાલ્યુ | ૧૦ મારુછર |
| | ૧૧ બંગાલી |

**ટપાલી**: જ્યારે અંદરો અંદર કાંઇ તકરાર થાય અથવા કોઈ બાબતનો નિકાલ કરાવવો હોય તો પ્રથમ પંચાયતમાં કેસ દાખલ કરાવવા માટે પંચાયતના ટપાલીને તેની જાણુ કરવામાં આવે છે. આ ટપાલી બધાની અનુકૂળતાનો સમય જોઇ અમૂક મુકરર દિવસ નક્કી કરી, ઘેર ઘેર સાદ પાડી સૌને તેની જાણુ કરી પંચાયત બોલાવે છે. ટપાલીની જાહેરાત કર્યા મુજબ પંચાયત મળે છે.

આ "ટપાલી" વંશપરંપરાગતથી કામ કરતો હોય છે "બાગડ" અને "નાલા" કોમના ટપાલી કેટલીક જગ્યાએ જુદા પણુ હોય છે. પરંતુ મુખ્યત્વે બાગડ કોમના ટપાલીનું મહત્વ વિશેષ મનાય છે.

ટપાલી તટસ્થ અને નિષ્પક્ષી માણુસ ગણાય છે. તે નાતને વફા-દાર રહે છે અને તેને સોંપાયેલ તપાસોનું કાર્ય તે નિષ્પક્ષ અને નિસ્વાર્થ-પણે કરે છે. સૌ તેના ઉપર વિશ્વાસ રાખે છે.

આ પંચાયત બોલાવવા બદલ ફરિયાદ લાવનાર પક્ષે પંચાયતની ફી આપવી પડે છે તેમજ પંચાયત ગુન્હા બદલ જે કાંઇ દંડ કરે છે તે નાણું પંચાયતના સર્વે સભ્યોને અને ટપાલીને સરખા ભાગે વહેંચવામાં આવે છે. પણુ ટપાલીની કામગીરી વધુ હોવાથી તેને ત્રણુ હિસ્સા આપવામાં આવે છે. એટલે તેને એક ટપાલી તરીકેનો બીજો કોર્ટ ફીનો અને ત્રીજો પંચાયતના સભ્ય તરીકેનો હિસ્સો આપવામાં આવે છે. આમ બધાની સાથે ત્રણુ હિસ્સા ગણી ભાગ પાડતાં દોઢ રૂપીયો આવે તો સૌને દોઢ રૂપિયો મળે જ્યારે ટપા-લીને ત્રણુ હિસ્સાના મળીને કુલ સાડાચાર રૂપીઆ મળે.

**પંચાયતનું વર્ણન**: ટપાલીએ જાહેર કરેલ સમયે સૌ પંચના સભ્યો તેમના વાસમાં ભેગા થઈ હારબંધ ગોળ કુંડાળામાં બેસે છે. ત્યાં દરેક સવા સવા હાથ લાંબો લાકડીનો દંડો હાથમાં રાખે છે. ફરિયાદી પોતાની વાત સૌ સમક્ષ રજૂ કરે છે. વાત રજૂ કરતી વખતે જૂસ્સામાં આવી અરધા ઉભા થઇ હાથમાંનો દંડો જમીન સાથે પછાડતા પછાડતા સૌને પોતાની વાત

તથા ફરિયાદ સંભળાવે છે અને નિકાલ માંગે છે તેની વાતને સમર્થન આપનારા પણ "બરોબર છે" એમ કહી હાથમાંનો દંડો જમીન પર પછાડતા વાતને ટેકો આપતા કહે છે. વાતના વિરોધીઓ જૂસ્સામાં આવી ક્યારેક પોતાનો દંડો પછાડી ઉભા થઇ હાથ ઉંચા નીચા કરી વચ્ચે મોટે અવાજે દલીલો કરી તથા વિરોધ કરી પોતાનો અવાજ રજૂ કરે છે. આ સમયે આખું વાતાવરણ થોડું ગરમ હોય છે. સૌના મોઢાં ઉપર જૂસ્સો તરી આવે છે અને વાદવિવાદ કરવામાં મસ્ત બનેલા હોય છે. આ પ્રસંગે સ્ત્રીઓ પંચાયતની વાતો સાંભળવા થોડે દૂર એક બાજુ ભેગી થઇને બેસે છે. તેઓ કાન માંડીને સાંભળ્યા કરે છે.

જ્યારે નિકાલ કરવા ઇચ્છનાર પક્ષના માણસ માંગણી કરે કે "આ કજીયો સીમમાં લઇ જાવ" એટલે કે કોઇ વાત ન સાંભળે તેમ નિકાલ કરો એવી માંગણી થતાં બન્ને પક્ષ ઝઘડાનો નિકાલ કરવા માટે પોતાના પક્ષના ચારપાંચ માણસો પસંદ કરે છે. આ બન્ને પક્ષના માણસો જે કાંઇ નિર્ણય કરે તે પોતાને મંજૂર છે એમ જાહેર કરે છે. એટલે આ બન્ને પક્ષના દસ-બાર માણસો બહાર એકાંતમાં કોઇ ઝાડને છાંયડે ભેગા મળે છે. ત્યાં ફરિયાદી કે આરોપી હાજર રહેતા નથી. આ બન્ને પક્ષના માણસો એક બીજા સાથે સંમત થઇ જેનો વાંક હોય તેનો તે બદલનો દંડ અને બન્ને વચ્ચે જો કાંઇ પ્રશ્ન અંગેની નાણાંકીય લેવડ દેવડનો ઝઘડો હોય તો કેટલાં નાણાં કયા પક્ષે આપવાં તે નક્કી કરે છે અને પછી પંચમાં આવી પોતાનો નિર્ણય જાહેર કરે છે. અને તે મુજબ બન્ને પક્ષે માન્ય રાખવું પડે છે.

આ બન્ને પક્ષને નિર્ણય કરવા માટે જ્યારે મોકલવામાં આવે છે ત્યારે ફરિયાદી અને આરોપી એ બન્ને વ્યક્તિ પાસે સોગંદ લેવડાવવામાં આવે છે અને પંચ રૂબરૂ જાહેરમાં ધૂળની ચપટી હાથમાં રખાવી સોગંદ લેવડાવવામાં આવે છે કે "અમને પંચનો નિર્ણય માન્ય છે અને અમે ફરી જઇએ અથવા માન્ય ન રાખીએ તો આ ધૂળ (ધરતી માતા)ના સોગન છે, અને જે નિકાલ થાય તે પાછો નહી ઠેલાવીંએ."

વળી બન્ને પક્ષના માણુસો જ્યારે અલગ નિકાલ કરવા જાય છે ત્યારે તેમની પાસે પણ સોગંદ લેવડાવવામાં આવે છે કે પોતે પક્ષાપક્ષી કે કપટ નહી કરે.

પંચે ઠરાવેલ નિર્ણય મંજૂર ન હોય તો સોગંદ ખાધા હતા તેનું પાલન ન કરવા બદલ રૂા. ૧૨ દંડના આપી પંચને ફરી નિર્ણય કરવાનું કહેવામાં આવે છે. પછી પંચ ફરીથી તે ઉપર વિચાર કરે છે અને જો યોગ્ય લાગે તો દંડની રકમમાં વધઘટ કરી નિકાલ કરે છે અને પછી સૌ સમજી જાય છે. ન સમજે તો છેવટે પંચનો નિર્ણય અફર જ રહે છે અને તેનું પાલન કર્યે જ છૂટકો થાય છે.

કન્યા બાબતના અથવા એવી બીજી બાબતો અંગેના ઝગડાથી ઉભા થતાં નાણાંકીય લેવડદેવડના ઝઘડામાં જે કાંઇ રકમ દંડની નક્કી થાય તેમાંથી અમુક હિસ્સો 'ધરતી માતાનો' બાદ કરવામાં આવે છે અને અમુક હિસ્સો પંચાયતનો લેવામાં આવે છે. જેમકે પાંચસો રૂપીઆ દંડના ઠરાવવામાં આવે તો તેમાંથી પ્રથમ પચાસ રૂપીયા ધરતી માતાના ગણાય, પચાસેક રૂપીઆ ભગવાનના બાદ કરાય એટલે કુલ તો ચારસો રૂપીઆ જ ચૂકવવા પડે. અને તેમાંથી પંચાયત પચાસેક રૂપીઆ પંચફીના લે છે કે જે પંચાયતના સભ્યોને તેમના ખર્ચને માટે સરખે ભાગે વહેંચી આપવામાં આવે છે એટલે દંડ આપનારને ચારસો રૂપીઆ આપવા પડે અને લેનારના ફાળે પંચાયતના બાદ જતાં સાડા ત્રણુસો મળે. આ રીતે પંચાયત નિકાલ કરે છે.

જો પંચાયતમાં ચર્ચા દરમ્યાન વાતાવરણુ તંગ થાય અને ઝગડો થતાં ધારિયા લાકડીઓ ઉડે તો ટપાલી બધાની લાકડીઓ લઇ લેવાની માંગણી કરે છે અને તે અનુસાર નાતવાળા બધાના દંડા લઇ ટપાલીને ભારો બાંધીને આપી દેવા પડે છે, જ્યારે પાંચ છ દિવસબાદ શાંતિનું વાતાવરણુ થયેલું જણાય ત્યાર પછી સૌ સૌને પોતાના દંડા તથા હથિયારો પાછાં સુપ્રત કરવામાં આવે છે. આવા પ્રસંગે ટપાલીને સૌએ હથિયાર આપી જ દેવા જોઇએ એવી પ્રથા છે અને સૌ કોઇ ટપાલીના હુકમને માન આપે જ છે.

આ પ્રકારનું શિસ્ત બીજી આગળ વધેલી તેમજ સંસ્કારી પ્રજાઓમાં પણ જોવા મળતું નથી ત્યારે આ લૂંટારૂં અને ગુન્હેગાર કહેવાતી પ્રજામાં આ પ્રકારનો સંપ અને શિસ્ત જોઇ તેમની સંસ્કૃતિ પ્રત્યે ખરેખર માન ઉપજે છે.

**પંચાયતના કાયદાની વિશેષતા :** આ પંચાયતોના કાયદાની વિશેષતા તો એ છે કે તે આ કોમના બાહ્ય સમાજો સાથેના અનૈતિક વ્યવહારોને તથા ગુન્હાહિત પ્રવૃત્તિને જાણે અજાણે પોષણ અને સમર્થન આપે છે. તે કેવળ તેમની કોમની અંદરના તેમજ તેમના હિત અને સંપ સંગઠન પૂરતાં જ નૈતિક ધોરણને સારી પેઠે જાળવી રાખે છે. તેમની કોમની અંદર પ્રવર્તતા અનૈતિક વ્યવહારોને ઘણી જ સખ્તાઇથી દાબી દેવામાં આવે છે.

જેમકે ચોરી લૂંટફાટ કરવી કે દારૂ ગાળવો એ ગુન્હો છે અને એ પ્રવૃત્તિ બંધ કરવા માટે સરકારને સાથ આપવો એ દરેક વ્યક્તિની એક નાગરિક તરીકેની નૈતિક ફરજ તે અંગેની સરકારને બાતમી આપનાર કાંઇ ગુન્હેગાર ન ગણાય. પરન્તુ ચોરી લૂંટફાટ કરવી તથા દારૂ ગાળવો એ તો આડોડિયા કોમનો ધંધો છે. હવે જો તેમની કોમની કોઇ વ્યક્તિ સરકારને આ અંગે બાતમી આપી દે અને તેની જાણ થાય તો આવી બાતમી ફોડનાર વ્યક્તિ તેમની કોમમાં મોટો ગુન્હેગાર ગણાય છે, નહી કે ચોરી કરનાર કે દારૂ ગાળનાર, વળી બાતમી ફોડનારને ઘણી જ આકરી સજા અથવા દંડ કરવામાં આવે છે કે તેના દ્રષ્ટાંત ઉપરથી ફરી બીજી કોઈ વ્યક્તિ આવા પ્રકારની બાતમી ફોડવા હિંમત ન કરી શકે. અને તેથી જ તેઓ પોતાને મારી નાખે તો પણ બાતમી ન આપે કે ગુન્હો કબુલ ન કરે તેવી મનોવૃત્તિના હોય છે. પંચાયતમાં જુદા જુદા ગુન્હાઓ માટે જુદી જુદી સજાઓ હોય છે તે અંગે હવે આપણે વિગતે જોઇશું.

## પંચાયતના કાયદા અને સજાઃ—

**પરસ્ત્રીગમનનો કાયદો :** આ કોમમાં પરસ્ત્રીગમનના ગુન્હા માટે ભારે શિક્ષા થતી આવી છે અને તેને પરિણામે પુરુષ સ્ત્રીઓની મશ્કરી કે

[૧૩૪]

છેડતી કરી શકતો નથી. જો કે આજે આ પ્રકારના શિષ્ટાચારમાં થોડે અંશે શિથિલતા પ્રવેશી છે.

કુંવારી કન્યાની બાબત ખાસ કાળજી રાખવામાં આવે છે, કોમની કોઇ કુંવારી કન્યા સાથે કોઇનો આડ સંબંધ બંધાયો છે એમ જાણ થતાં તે પુરુષને પકડી પાડવામાં આવે છે અને પંચાયત તેને દંડ કરે છે. આવા પ્રશ્નોમાં અત્યાર સુધી પુરુષ જ ગુન્હેગાર મનાતો આવ્યો છે. જો કે મોટે ભાગે બન્નેની મરજી હોય પછી જ આવું બને એટલે બન્ને ગુન્હેગાર ગણાવાં જોઇએ અને બન્નેને દંડ સજા ફરમાવવાં જોઇએ એ પ્રકારનો તેઓ હવે સુધારો કરી રહ્યાં છે.

જો આ પ્રકારનો સંબંધ સગોત્રમાં (એક જ કુળમાં) થાય તો તે બદલ પુરુષને રૂા. ૩૬૦ દંડ કરવામાં આવે છે તે ઉપરાંત બીજા પંચના રૂા. ૫૦ લેવામાં આવે છે તેને નાતના ખીચડાના પૈસા કહેવામાં આવે છે એટલે કુલ મળીને રૂા. ૪૧૦ દંડ થાય છે અને આ ગુન્હેગાર માણસને પવિત્ર કરવા માટે ગંગાના પાણીથી અને ગોરી ગાયના દોઢ શેર દૂધથી નવડાવવામાં આવે છે. ત્યારબાદ તેને સજા માટે છતો સુવડાવી તેની છાતી ઉપર ઘંટી રાખી સવા શેર મગ દળવામાં આવે છે. આ મગ દળનાર તેના પોતાના ગોત્ર (શાખ)નો નહી પણ બીજા ગોત્રનો માણુસ હોય છે.

આ માણુસને નાતમાં લેવા માટે ખીચડાના આવેલા રૂપીઆમાંથી લગભગ પચ્ચીસેક રૂપીઆનો ગોળ લાવી સૌને ઘેર વહેંચી દેવામાં આવે છે અને તે દ્વારા બધાને પાપ ચોટી ગયું એમ માનવામાં આવે છે અને બાકીના પચ્ચીસેક રૂપીઆનું ચુરમું બનાવી, પારસ પીપળના સાત પાનની બનાવેલી મોટી પાતળમાં પીરસવામાં આવે છે અને સૌ સાથે એકી ભાણુમાં જમે છે. આ વિધિથી તે નાતમાં લેવાયો મનાય છે. ત્યારબાદ ઉપરોક્ત ગુન્હેગાર માણુસની એઠી બીડી પીવે છે અને તેથી તે પૂરેપૂરો નાતમાં લેવાઇ ગયો માનવામાં આવે છે. કન્યાને ધોળા લુગડાં, જનોઇ વગેરે લાવીને પહેરાવવામાં આવે છે, તેમજ બધી સ્ત્રીઓ સાથે અલગ ચૂરમું ખવડાવવામાં આવે છે

અને આ રીતે નાતમાં લેવામાં આવે છે. આ આંને આમ નાતમાં લીધા પછી બીજે જ પરણાવવામાં આવે છે. જો આ પ્રસંગમાં આંને ગર્ભ રહી ગયો હોય તો કન્યાનાં માબાપ પોતાની પાસે જ તેને રાખે છે અને સુવાવડ બાદ બીજે પરણાવે છે. પણ સુવાવડનો ખર્ચ ગુન્હેગાર ગણાયેલ માણસે કન્યાના બાપને આપવો પડે છે. અને કદાચ કન્યા સુવાવડમાં ગુજરી જાય તો તે બદલ પણ પંચ ઠરાવે તે પૈસા કન્યાના માબાપને આપવા પડે છે. સંતાન કન્યાનાં માબાપ રાખે છે અને જો તે રાખવા તૈયાર ન હોય તો ગુન્હેગાર પુરુષ લઇ જાય છે. આ લોકો આ પ્રકારના ગુન્હા કરનાર વ્યકિતને "છીનાળવો" કહે છે.

સબંધ બાંધી શકાય એવા કુળમાં આ પ્રમાણે પ્રસંગ બને તેને તેઓ તેમની ભાષામાં "ખપતી ચીજમાં છીનાળવું થયું" એમ કહે છે. આ મોટો ગુન્હો ગણાતો નથી. કન્યાનાં માવતરની મરજી હોય તો લગ્ન સંબંધ જોડવામાં આવે છે અને તેમની સંમતિ ન હોય તો બસોથી અઢીસો રૂપીયા પુરુષે કન્યાના બાપને દંડ પેટે આપવા પડે છે.

**કન્યાના ચારિત્રની પરીક્ષા :** બીજી કોઇપણ જાતિની સંસ્કૃતિમાં જોવા ન મળે એવી નવાઇ પમાડે તેવા વિશિષ્ટ તત્ત્વો આ લોકોની સંસ્કૃતિમાં જોવા મળે છે

કન્યાના ચારિત્રની બારિકીથી ખાસ પરીક્ષા કરવામાં આવે છે. તે અહીં ખુલ્લા શબ્દોમાં લખવામાં સંકોચ સહેજ થાય છે. કદાચ અશ્લીલતામાં પણ ગણત્રી થાય પરન્તું આ લોકોના જીવન સમજવા માટે તે વસ્તુનો ઉલ્લેખ કરવો અનિવાર્ય બને છે. એટલે અશ્લીલતાનો દોષને ગૌણ ગણીને અહીં ઉલ્લેખ કરવો આવશ્યક છે.

લગ્ન વિધિ પત્યા બાદ કન્યાને વરરાજા સાથે ઉતારે લાવવામાં આવે છે અને તેને તુર્તજ પાછી ઘેર લાવવામાં આવે છે. પરન્તુ સ્ત્રીઓને તેના ચારિત્ર્ય અંગે શંકા પડે એટલે કે આ બાઇ કોઇ પુરુષના સંસર્ગમાં આવી છે. (તેને તેઓ બગડેલી કહે છે) એવી શંકા જતાં તેની ખાત્રી કરવા કન્યાને વરપક્ષની સ્ત્રીઓ બીજે ઘરે લઇ જઇ તેના દરેક અંગની તપાસ કરે છે.

આ સ્ત્રીઓ જાતીય વિજ્ઞાનમાં બહુ જ કુશળ હોય છે અને તેઓ સરળતાથી પારખી શકે છે કે બાઇને પુરુષનો સંસર્ગ થયો છે કે નહિ. જો તેમને તેવો વહેમ પડે તો તેઓ પુરુષ વર્ગને તેની જાણ કરે છે. આથી પંચને જાણ કરી બાઇને એકાદ દિવસ વર સાથે રાખે છે. વર તેની પરીક્ષા કરે છે. રાત્રે રૂમાલ રાખે છે. બીજે દિવસે રૂમાલમાં લોહીના છાંટા પડેલા જુવે તો સવારમાં નાત સમક્ષ જાહેર કરે છે કે "મારો માલ ચોકખો છે" આ બદલ પંચને બન્ને પક્ષ બબ્બે રૂપિયા આપે છે અને છતાં કોઇ પાછળથી કલંક મૂકે તો તેનો બોલ પાડવા કહે છે. એટલે કલંક મૂકનાર ઉપર પંચ કામ ચલાવવાનું વચન આપે છે અને કલંક મૂકનારે તે વસ્તુ સાચી છે એમ જાહેર કરી આપવું પડે છે. અને જો સાબીત ન કરે તો કલંક મૂકનારને દંડ કરે છે. પરીક્ષા કરતાં વરને શંકા પડે અને બાઇને અગાઉ કોઈ પુરુષ સાથે સંબંધ થયો છે એમ લાગે તો તે બીજે દિવસે પંચ સમક્ષ જાહેર કરે છે કે "આ માલ ખોટો છે" આથી પંચ તે બાઇને પૂછે છે કે "કોનો સંસર્ગ થયો છે" જો આ સંસર્ગ કરનાર વ્યકિત નાતની જ હોય તો તેનું તેને નામ આપવું પડે છે. અને "ચોર હાથ આવી ગયો છે" એમ કહે છે. પછી વરનો બાપ નાતમાં કેસ લાવે છે અને સંસર્ગ કરનાર પુરુષે નાતના ઠરાવ્યા મુજબ સોથી સવાસો રૂપિયા દંડ વરપક્ષને તે ગુન્હા બદલ આપવામાં આવે છે. જો સંસર્ગમાં આવનાર બીજી કોમની વ્યકિત હોય તો કન્યાના બાપે નાતના ઠરાવ્યા મુજબ સોથી સવાસો રૂપિયા વરપક્ષને બીજા આપવા પડે છે અને ત્યાર પછી જ કન્યાને વરપક્ષવાળા અપનાવે છે.

પરીક્ષા કર્યા બાદ કન્યા પવિત્ર છે એમાં શંકા નથી એમ વરપક્ષ-વાળા તરફથી એક વાર જાહેર કર્યા બાદ પછી શંકા ઉઠાવવામાં આવે તો પંચ, વરપક્ષવાળાને ખોટું બોલવા બદલ દંડ કરે છે અને કન્યા સાચી છે કે નહિ તે ફરી સાબીત કરવું પડે છે.

જો કન્યાને વર પસંદ ન હોય અને પરણ્યા પછી વરને ત્યા ન રહે તો આ પ્રશ્ન નાત સમક્ષ મૂકવામાં આવે છે અને તેમાં કોનો દોષ છે તેની

તપાસ થાય છે. અને કેટલીકવાર તો પંચનો ટપાલી કે જે નિષ્પક્ષ ગણાય છે તેની રૂબરૂ મેદાનમાં જેમ પશુ ઉછેર કેન્દ્રો (Cattle Farm)માં ઢોરને સૌની રૂબરૂમાં ફળાવવામાં આવે છે તેમ આ લોકોનું કરવામાં આવે છે અને તે અંગે કોનો દોષ છે તે જોઈ ટપાલી હેવાલ આપે છે અને પછી જ પંચ નિર્ણય લે છે. આવો એક પ્રસંગ થોડા સમય ઉપર બનવા પામ્યો પણ છે.

**ચોરી :** તેઓમાં કોઇ ચીજ વસ્તુની યા મિલ્કતની ચોરી થાય તો તેની જાણ પોલીસને કરવામાં આવે છે પરંતુ આ ચોરી અંદરો અંદરનાએ જ કરી હોય અને ચોરી કરનાર તેમની જ કોમનો હોવાની પાકી શંકા પડે તો તેઓ પોલીસમાં ફરિયાદ ન કરતાં પંચને જાણ કરવામાં આવે છે.

અંદરો અંદર લડાઇ ઝગડા થતાં કોઇનું ખૂન થયું હોય અને ખૂની પકડાઈ જતાં તેને કોર્ટમાં સજા થઇ હોય યા નિર્દોષ છૂટયો હોય તો પણ પાછળથી તેમની પંચાયતમાં તેમનો કેસ ચાલે છે. જો ખૂની ખૂન કરી ભાગી જાય અને સરકાર યા પંચાયતના હાથમાં ન આવે તો તેના સગાસંબંધીઓએ ગમે તે ભોગે પણ તેને ગમે ત્યાંથી પંચાયત સમક્ષ હાજર કરવો જ પડે છે. પંચાયતમાં કેસ ચાલ્યા બાદ જ બન્ને પક્ષોમાં સમાધાન થઇ શકે છે. નહિ તો બન્ને પક્ષો એકબીજાનું વેર ખૂનથી વાળવા મથે છે.

પંચાયતમાં ખૂનનો કેસ ચલાવતાં પહેલાં બન્ને પક્ષ એટલે મરનારનો પક્ષ અને ખૂન કરનારના પક્ષ પાસેથી વીસ વીસ રૂપિયા પંચફીના લેવાય છે કે જે પંચના સભ્યોને જવાઆવવાના અને અન્ય ખર્ચ પેટે સરખે હિસ્સે વહેંચી આપવામાં આવે છે. આ ઉપરાંત બન્ને પક્ષ તરફથી બબ્બે રૂપિયા રોટલાના લેવામાં આવે છે. ત્યાર બાદ બન્ને પક્ષ પાસે પંચના નિર્ણયને પાછો ન ઠેલવાની ઠાકરના સમ ખવડાવી પ્રતિજ્ઞા લેવડાવવામાં આવે છે અને પંચ પણ મરઘાં કુકડાંનું લોહી નાખી પ્રતિજ્ઞા લે છે કે "અમે પણ પક્ષાપક્ષી કે ખેંચતાણ કરીએ તો અમારા વંશ પાછળ આ લોહી નડે". ત્યારબાદ મરનારની ઉંમર, લાયકાત, આબરૂ પરિસ્થિતિ, વાંક, ગુન્હો વગેરે

ઓની કિંમત ઠરાવવામાં આવે છે. આવે પ્રસંગે સામાન્ય રીતે રૂા. ૧૬૦૦] નો દંડ કરવામાં આવે છે અને ઓછામાં ઓછો રૂા. ૨૦૦નો દંડ કરવામાં આવે છે અને આ પૈસા મરનાર પક્ષને આપવામાં આવે છે અને તેને લોહી લીધું કહેવામાં આવે છે. આવા પ્રસંગોએ પંચ પોતાના વાસમાં ભેગું ન થતાં કોઈ દૂરના મેદાનમાં અથવા ખેતરમાં મળે છે.

પહેલાં જ્યારે તેઓ તદ્દન ભટકતું જીવન ગાળતા હતા ત્યારે ખૂનના કેસો પોલીસ પાસે બિલકુલ ન જતાં અને તેઓ પંચાયતમાં જ સમાધાન કરતા. આ રીતે પંચાયતમાં સમાધાન થયા પછી બન્ને પક્ષ અંદરો અંદરના વેરઝેર ભૂલી જાય છે અને ખૂન કરનાર છૂટથી ફરી શકે છે. તેને હવે કોઈ કહી શકતું નથી અને કહે તો તેઓ ગર્વથી કહે છે કે તેણે ખૂન આપી દીધું છે એટલે હવે પોતે દોષિત અથવા ગુન્હેગાર રહ્યો નથી અને તેને કહેવાનો કોઇને હવે અધિકાર નથી. બીજી તરફ મરનાર પક્ષવાળાં પણ પોતાને ખૂનના પૈસા મળી ગયા છે એમ માની વેરઝેર રાખતાં નથી.

**બાતમી ફોડવા બદલની શિક્ષા :** ચાડી, ચુગલી કે બાતમી વગેરે પોલીસમાં આપવા બદલ આ કોમમાં ઘણી આકરી સજાઓ કરવામાં આવે છે અને તેને પરિણામે આડોડીઆ કોમ ચોરી લૂંટફાટ કરવા છતાં તેઓના નાનાંમાં નાનાં બાળક પાસેથી પણ બાતમી મળી શકતી નથી ખાનગી વાતો અંદરો અંદર થઇ શકે છે પણ તેમની કોમ બહાર જઇ શકતી નથી. બાતમી ફોડનાર જો પોતાનો ગુન્હો કબૂલ ન કરે તો તેના હાથમાં બે મણ છાણાંના ભઠ્ઠામાં તપાવેલો ગરમ ધગધગતો કુહાડો પકડાવવામાં આવે છે અને જો તેમ કરતાં તે ન દાઝે તો ગુન્હેગાર માનવામાં આવતા નથી અને જો તેના હાથ દાઝે તો તેને જ બાતમી ફોડી છે અને તે ગુન્હેગાર છે એમ માનવામાં આવે છે. આની વધુ વિગત નીચે મુજબ છે.

બાતમી ફોડવાનો જેના ઉપર આરોપ હોય તેને કાં તો ગુન્હો કબૂલ કરવો પડે છે અથવા તો ધગધગતો ગરમ કુહાડો હાથમાં પકડવા તૈયાર

થવું પડે છે. જો તેના હાથના પોંચા તથા આંગળીઓ વગેરે સીધી ન હોય પણ ખોટખાપણવાળી હોય તો કુહાડો ઉચકતાં તે દાઝે તો તેનું કારણ તેના હાથમાં રહેલી ખોટને લીધે છે એમ માનવામાં આવે આથી જો હાથમાં ખોટ હોય તો તેની પાસે કુહાડો ઉચકાવવામાં આવતો નથી પણ તેને બદલે તેનો જેના ઉપર વિશ્વાસ હોય અને ખોટખાપણ વગરના હાથ વાળો જે માણસ હોય તેને તૈયાર કરવો પડે છે. આ કાર્ય માટે આરોપીની સચ્ચાઇ ઉપર જેને વિશ્વાસ હોય અને પરસ્પર સારો સંબંધ હોય તે આ કામ માટે તૈયાર થાય છે. નહી તો બધા ના પાડે. વળી આ પરીક્ષા માટે કુહાડો ધગાવીને તેના હાથમાં કોણ મૂકે એની પસંદગી પણ હાથમાં કુહાડો લેનારે કરવાની હોય છે. જે માણસને પસંદ કરવામાં આવે તેને આ સમય પૂરતો "બ્રાહ્મણ" કહેવામાં આવે છે. તેને આગલા દિવસે કેવળ ઘી અને ખાંડ ખવડાવવામાં આવે છે અને તે પણ બહારનું જ, ઘરનું ખાવા દેવામાં આવતું નથી. વળી રાત્રે પણ તેને બહાર ખાટલામાં સુવાનું હોય છે અને તેની ટપાલી આખી રાત ખડે પગે ચોકી કરે છે. અને તે દર પાંચ સાત મિનિટે "આલબેલ" એમ જોરથી સાદ પાડે છે. આ સાદ પાડવાથી લોકોને જાણ થાય છે કે ટપાલી સુઇ નથી ગયો અને ચોકી બરાબર થાય છે. આ ચોકીને "આલબેલ" કહેવામાં આવે છે. અને બ્રાહ્મણને કોઇ ફોડી ન જાય અથવા શિખામણ ન આપી જાય યા મસલત કરી કોઇ સમજાવી ન જાય તેથી તેની કાળજી રાખવામાં આવે છે; નહિ તો પરીક્ષા સમયે કુહાડી આપતી વખતે કોઇ જાતનો દગો થવાસંભવ રહે.

બીજે દિવસે વહેલી સવારે છાણાંનો લાલધુમ ભઠ્ઠો સળગાવી તેમાં કુહાડો ગરમ કરવામાં આવે છે. ગુન્હેગારને સ્નાન કરાવી તેના બન્ને હાથના પંજા બરાબર એક સાથે સીધા રખાવી તે ઉપર પંચે પસંદ કરેલા પારસ-પીપળાના મોટાં પાંચ પાન મૂકવામાં આવે છે. આ પાન ઉડી ન જાય તે માટે કાચા સુતરના એક બે આંટા વીંટવામાં આવે છે. પછી તેણે એકાદ ઓરડીના ડાખળાંથી સાતેક ડગલાં દૂર સૂર્યની સામે પૂર્વ દિશામાં ઉભો રાખવામાં આવે

છે. પછી ત્રણ તાળી પાડતાની સાથે બ્રાહ્મણ તેની હથેળીઓમાં ગરમ ધગ-ધગતો કુહાડો મૂકે છે. તે લઇને તેને પંચની સાથે સાધારણ ચાલે સાત ડગલાં ચાલી બોરડી આગળ કુહાડો ફેંકી દેવાનો હોય છે. આમ કરતાં તેના હાથમાં ફોલ્લા ન પડે તો પંચ ત્રણ તાળી ઠોકી "સાચો" "સાચો" કહી તેને નિર્દોષ જાહેર કરે છે અને જો ફોલ્લા પડે તો તેને ગુન્હેગાર ગણી યોગ્ય દંડ કરવામાં આવે છે. તેમજ બાતમી ફૂટવાના કારણે સામા માણસને જેલ ભોગવવી પડે હોય યા બીજો ખર્ચ થયો હોય તો તે પણ વસૂલ કરવામાં આવે છે.

કેટલીકવાર આવા પ્રસંગે આરોપીને નદી યા તળાવમાં દાઢી ડૂબે તેટલા પાણીમાં ઉભો રાખવામાં આવે છે. તેની દેખરેખ રાખવા તેની સાથે એક બીજો માણસ લાકડી પકડીને ઉભો રહે છે. કિનારા ઉપર બ્રાહ્મણ નિશ્ચિત કરેલ જગ્યાથી સો ડગલાં દોડી પાછો મૂળ જગ્યાએ આવે ત્યાં સુધી આરોપી માણસે તેની સાથે ઉભેલા માણસની લાકડી પકડી પાણીમાં ડુબકી મારી રાખવી પડે છે. જો બ્રાહ્મણ સો ડગલાં દોડી આવી જાય અને તે દર-મ્યાન તે પાણીમાં રહી શકે તો તે નિર્દોષ મનાય છે, નહિ તો દોષિત સાબીત થાય છે. પરંતુ આ પ્રથા કરતાં ગરમ કુહાડાથી પરીક્ષા કરવાની પ્રથા વધુ પ્રચલિત છે. તેમજ કેટલીક જગ્યાએ પાંચ આના અને એક પૈસો ઉકળતા તેલના તાવડામાંથી કઢાવવામાં આવે છે. પણ અહીં આ કોમમાં આ રીત જવલ્લે જ અજમાવવામાં આવે છે.

## સંબંધો અને સ્થિતિ

**સમાજ સાથેના સંબંધો :** દેશની આગળ વધેલી બીજી પ્રજા-ઓની સરખામણીમાં આ લોકો આર્થિક તેમજ શૈક્ષણિક રીતે ઘણા જ પાછળ છે. તેઓ ગુન્હા કરતા આવ્યા હોવાથી લોકો તેમનું નામ સાંભળી ડરતાં. તેઓ લુંટારૂ અને ગુન્હાહિત પ્રવૃત્તિવાળા છે એવી જ દ્રષ્ટિથી તેમને સૌ જુવે છે. તેમની જાણ થતાં ડરના માર્યા તેમની સાથે વધુ સંબંધ રાખવામાં આવતો ન હતો. આ કોમ બીજી પછાત જાતિઓથી વધુ

બુદ્ધિશાળી છે, પરંતુ તેઓ બુદ્ધિનો ઉપયોગ ખોટે માર્ગે કરતા આવ્યા છે. તેઓ કોઇથી છેતરાતા નથી કે કોઇથી દબાતા નથી, તેઓ પોલીસ કોન્સ્ટેબલો વગેરેથી ચેતીને ચાલે છે પણ તેમનાથી ડરતા નથી. ઉલટા ક્યારેક તેમને ભારે થાપ પણ ખવડાવે છે. એવા હોંશિયાર અને ચાલાક હોય છે. આ લોકો બીજી કોમોમાં અસ્પૃશ્ય મનાતા નથી પણ પહેલાં તેઓ મોચી ભંગી વગેરેને ન અડતાં પણ હવે અડે છે.

**કૌટુંબિક સંબંધ :** આ લોકોમાં સંયુક્ત કુટુંબ વ્યવસ્થા જળવાતી નથી પણ કેટલાંક કુટુંબો સાથે જ વસે છે. ઘણું કરીને પુત્ર પરણ્યા પછી જુદો થવા મથે છે, અને ત્યારે કેટલીક વાર છુટા થવાના કરાર પણ કરવામાં આવે છે. પુત્ર કમાતો ન થયો હોય તો બે ત્રણ વર્ષ સાથે રાખવાનું નક્કી કરવામાં આવે છે. કેટલીકવાર બીજી પત્ની કરનારને આગલા ઘરના પરણેલા છોકરા પણ હોય છે તો તેને પણ શરત પ્રમાણે સાથે રાખી ભરણ પોષણ કરવું પડે છે.

કુટુંબમાં એકાદ જણ વડીલ તરીકે હોય છે અને તેનો માનમર્તબો ઠીક ઠીક જાળવવામાં આવે છે. આ કોમમાં પંચાયત દ્વારા ખાસ પ્રકારનું સંગઠન થયેલુ છે.

**આર્થિક સમાલોચના :** આ લોકો આર્થિક, સામાજીક તથા શૈક્ષણિક રીતે ઘણા પાછળ છે. તેની પાસે કોઇ ખાસ પ્રમાણિક વ્યવસાય નથી. તેઓ ઘણા બેકાર છે. સૌરાષ્ટ્રમાં પહેલાં કરતાં વધુ સ્થાયી થયા છે. તેઓ આજે પણ મુખ્યત્વે ચોરી, લૂંટફાટ, ખીસ્સાં કાપવાં, દારૂ ગાળવો, દગાઇ કરવી, કોઇકને લલચાવવી ફસાવવા વગેરે ધંધાઓ કરે છે. તેમજ છુટક દહાડીયા મજૂરી કરે છે. ગામડાંઓમાં કેટલાંક ઘેટાંબકરાં પણ રાખે છે અને તે દ્વારા બીજાના ઘેટાં બકરાં પણ ઉપાડી જાય છે. શહેરી વિસ્તારોમાં મીલ મજૂરી તથા બંદર ઉપર કામ કરે છે. ગણ્યાંગાંઠ્યા પૈસાવાળા આડોડિયા હમણાં હમણાં ધીરધારના ધંધામાં વળ્યા છે. અને તે પણ પઠાણી વ્યાજથી

પણ અનેકગણું આકરું વ્યાજ ઉઘરાવે છે. તેઓની જાળમાં ફસાયેલા ફરી કોઈવાર છુટી શકતા નથી.

હાલમાં કેટલાકને જમીન મળી છે અને ખેતી તરફ વળતા થયા છે.

સ્ત્રીઓ પણ દહાડીયા મજૂરી કરી આવક કરે છે. તેમજ લાગ મળે કમાઈ યા ચોરી કરતા ચૂકતી નથી. મોટા ભાગના લોકોની આર્થિક સ્થિતિ સારી નથી. તેઓ જેમ તેમ તેનો જીવન નિર્વાહ ચલાવે છે. તેઓ ગમે ત્યાંથી ચોરી યા મજૂરી કરીને રોજ પુરતું તો મેળવી લે છે.

આ કોમ આર્થિક રીતે ગરીબ છે. તેઓ ગુન્હેગાર જાતિના ગણાતા હોઈ તેમને સરળતાથી નોકરી મળી શકતી નથી પરિણામે દારૂ ગાળવા વગેરેના ધંધામાં પ્રવૃત્ત રહે છે. તેમાંથી તેમને બીજી મજૂરીઓ કરતાં સારા પૈસા મળતા હોવાથી બને ત્યાં સુધી દારૂ ગાળવાનો ધંધો વધુ પસંદ કરતા આવ્યા છે.

## -:સામાજીક રીતરીવાજો અને ક્રિયાઓ:-

**જન્મ** : સ્ત્રીઓમાં માસિક ધર્મ દરમ્યાન ૭ દિવસ સુધી આચાર વિચારના નિયમો પાડવામાં આવે છે. રોટલા રાંધવાનું તથા પાણી ભરવાનું કામ કરવા સિવાય અન્ય કામકાજ કરે છે, પરંતુ માતાના સ્થાનકે જતી નથી.

ગર્ભકાળ દરમ્યાન સ્ત્રીને ખાસ સંસ્કાર ક્રિયા કરવામાં આવતી નથી. સુવાવડ તો સાસરીએ જ કરવામાં આવે છે. માવતરને ત્યાં કરવામાં આવતી નથી. કારણ કે આ લોકોનું જીવન ભટકતું હોવાથી એક બીજા કયાં રહે છે અથવા કયાં ગયાં તેનો જલદી મેળ બેસતો હોતો નથી. આને પરિણામે વહુને સુવાવડ પ્રસંગે તેના માવતરને ત્યાં મોકલવામાં અનુકુળતા ન જળવાય એ સ્વાભાવિક છે અને તેને જ પરિણામે આ પ્રથા પડી હોય એમ માની શકાય. આ સિવાય કોઈ ખાસ કામને લીધે અથવા તકરાર થઈ હોય તો જ માવતરને ત્યાં મોકલવામાં આવે છે. પ્રસુતી પ્રસંગે ઘણું કરીને ઘરની વડીલ સ્ત્રીઓ જ

હાજર રહે છે. આ પ્રસંગે કોઇ અલગ સુયાણીને બોલાવવામાં આવતી નથી. પ્રથમ પુત્ર જન્મ પ્રસંગે બાળકની દાદી તેની સદ્દુને જાણ કરે છે. તે બદલ તેને પાંચ રૂપિયા આપવામાં આવે છે. વળી આ પ્રસંગે થાળી વગાડવામાં આવે છે અને સગાંસબંધીઓ ભેગાં મળે છે અને તેમના તરફથી વીસથી પચીસ રૂપીઆ બાળકના માબાપને ભેટ તરીકે આપવામાં આવે છે. બાળકને માબાપ તરફથી ગોળ યા સાકર વહેંચવામાં આવે છે. પુત્ર જન્મે તો કાંઇ કરવામાં આવતું નથી. પ્રસુતી સમયે સ્ત્રીની ગંભીર હાલત હોય તો ન છુટકે ડૉકટરનો આશ્રય લે છે નહિ તો દેશી દવાઓ અથવા ભૂત ભરાડીની ક્રિયાઓ વગેરે કરવામાં આવે છે. સુવાવડ પછી સ્ત્રીને શીરો ખવડાવાય છે. શેક અપાય છે અને પેટમાં દુખાવો વગેરે થતું હોય તો દારૂ પીવડાવવામાં આવે છે. કેટલીક જગ્યાએ માતા પોતાના જન્મેલા બાળકને હાથમાં લઇને બહાર આવે છે અને પોતાના જ પેશાબમાં પોતાની આંગળી બોળી બાળકના કપાળ ઉપર અડાડે છે. તેઓ માને છે કે આ વિધિ પછી બાળક દરેક ખરાબ તત્ત્વો અને શક્તિઓની અસરથી મુક્ત બને છે. છઠ્ઠીના દિવસે બ્રાહ્મણને ઘેર બોલાવવામાં આવે છે. અને રાશી ઉપરથી તેનું નામ પાડવામાં આવે છે. તે બદલ તેને સવા થી પાંચ રૂપીઓ આપવામાં આવે છે. બાળકને માટે તેના ફઇ, મામા વગેરે તરફથી કપડું પણ મોકલવામાં આવે છે.

આ છઠ્ઠીને દિવસે કેટલીક વખતે સ્ત્રીઓ ભેગી થઇ મજા કરે છે અને તેઓ તેના ઘરવસવાટની ચીજો ઉપર દારૂ છાંટે છે. તેમ કરવા પાછળ તે લોકોની એવી માન્યતા હોય છે કે દારૂ છાંટેલી બધી વસ્તુઓ પવિત્ર બને છે. કેટલીક જગ્યાએ છઠ્ઠીના દિવસે બાળકના મામા પોતાના ઘેરથી લાવેલ હળદર પાણીમાં ઘોળીને છોકરાને પીઠીની જેમ આખા શરીરે ચોળે છે. પછી બાળકનાં માબાપ તેમને પૂછે છે કે કેમ આવ્યા છો તો જવાબમાં દારૂની માગણી કરવામાં આવે છે એટલે દારૂ આણવામાં આવે છે અને સઉ ભેગા મળી પીવે છે.

બાળકને ગળથુથીમાં ગોળનું પોતું પવાય છે. નાના બાળકને ગળું પડે તો 'ઓળીઝોળી' કરાય છે અને એ રીતે "ગળું ઉપાડવામાં" આવે છે. લગભગ સવામાસ પછી જ કામકાજ કરે છે, તે દરમ્યાન તેનું ખાવાપીવાનું પાણી, વાસણ વગેરે જુદા રખાય છે, સવા માસ પછી રાંદલમાની લાપસી કરવામાં આવે છે અને માતાને નવા કપડાં અને ઘરેણાં પહેરાવવામાં આવે છે. સુવાવડીનો ખાટલો બીજા કામમાં વપરાતો નથી. બીજી સુવાવડ વખતે જ એ ખાટલો વપરાય છે.

બારમાસ પછી નાના બાળકના બાળ મોવાળા ઉતારવામાં આવે છે. આ ક્રિયા છોકરાનો કાકો કરે છે. જો કે પ્રથમ કાકાને નાળિયેર અપાય છે. ત્યાર બાદ તે ભત્રીજાના વાળ ઉતારે છે. પરંતુ આ ક્રિયામાં હવે બધા વાળ ન ઉતારતાં કાકો માત્ર વાળની એકાદ લટ કાપે છે. પછી હજામ બધા વાળ ઉતારે છે.

આ કોમમાં બાળલગ્નો ખાસ થતા નથી કેટલેક અંશે સગપણ નાનપણથી થાય છે. લગ્ન તો પંદરથી વીસ વર્ષની ઉંમર દરમ્યાન કરવામાં આવે છે. સામાન્ય રીતે વર-કન્યાની ઉંમરમાં થોડો ફેર રાખવામાં આવે છે. આ કોમની સ્ત્રીઓને ફરજિયાત વૈધવ્ય પાળવાનું હોતુ નથી. વિધવા થયા પછી તેને પરણવાની છૂટ હોય છે અને તેમાં ઉંમરનો ખાસ ફરક રાખવામાં આવતો નથી જો કે તેઓને એકબીજાની ચોક્કસ ઉંમરનો ખ્યાલ હોતો નથી. તેથી કેટલીક વાર કન્યા એક બે વર્ષ મોટી પણ હોય છે.

વિધવા બાઇને ફરજિયાત વૈધવ્ય પાળવાનું હોતું નથી. સ્વેચ્છાએ દેરવટું કરવામાં બાધ હોતો નથી. વિધવા બાઈના આગલા ઘરનાં સંતાનો ઉપર તેના મૂળ વાલીવારસોનો અધિકાર ગણાય છે, અને પંચ ઠરાવે તે મુજબ એકબીજા પક્ષ તે સંતાનોનું ભરણપોષણ કરે છે.

સ્ત્રી પુરુષને અણબનાવ થતાં જ્યાં સુધી નાતના પંચ તરફથી એકબીજા પક્ષના લેવડદેવડના ઝઘડા ન પતે તેમજ પંચ તેનો આખરી ફેંસલો ન આપે ત્યાં સુધી છૂટાછેડા થઇ શકતા નથી.

વરકન્યાની પસંદગી સમયે એકબીજાનો અભિપ્રાય લેવામાં આવે છે, પરંતુ છેવટે તો માબાપની મરજી જ વધુ ચાલે છે.

એક જ કુળ યા શાખમાં લગ્ન ગોઠવવામાં આવતાં નથી: પણ ફઇ મામાના દીકરા–દીકરીઓ વચ્ચે ગોઠવી શકાય છે. વરકન્યાની પસંદગીમાં શિક્ષણને મહત્ત્વ અપાતું નથી; પણ ઘર, આબરૂ વગેરે લક્ષમાં રાખવામાં આવે છે.

પ્રથમ વરપક્ષ તરફથી જ માગું નાખવામાં આવે છે. કન્યાપક્ષને ત્યાં સગપણ પ્રસંગે બન્ને પક્ષના ભેગા મળી લેવડદેવડ નક્કી કરે છે અને લગભગ ૮૦૦) રૂપિયા વરપક્ષે કન્યાપક્ષને લગ્ન પ્રસંગે આપવાના ઠરાવે છે. કેટલીક જગ્યાએ આ ઉપરાંત પંચને બીજા ૪૦૦) રૂપિયા આપવાના પણ હોય છે. એટલે કુલ ૧૨૦૦) રૂા. ખર્ચ થાય છે. આ પ્રસંગે નાતને બે રૂપિયા આપવામાં આવે છે, તેમજ બીજા પક્ષ તરફથી ગોળ વહેંચવામાં આવે છે તથા સાસુ કન્યાને ચુંદડી ઓઢાડી ચાંદલો કરે છે. આ રીતે સગપણ નક્કી થાય છે. સગાઇ થયા બાદ વરકન્યાને એકબીજા સાથે મળવાનો બાધ હોતો નથી.

પહેલાં તો તેઓ દર ચોમાસે સૌ ટૂકડીવાર ભેગા થઇ એક જગ્યાએ વસતા અને આ પ્રસંગે જ લગ્ન વગેરે અનેક સામાજિક વિધિઓ પતાવતા.

**લગ્ન :** ઘણું કરીને લગ્ન સાત વાનાના રાખવામાં આવે છે. અને પછી બન્ને પક્ષને ત્યાં માંડવો સાત દિવસ અગાઉથી જ નાંખવામાં આવે છે. અને ગણેશ બેસાડી વરકન્યાને ત્યાં જ બેસાડવામાં આવે છે. અન્ય કામકાજ કરવા દેવામાં આવતું નથી અને સ્ત્રીઓ લગ્નના ગીતો ગાય છે. આ ગીતો મારવાડી તેમજ ગુજરાતી એમ બન્ને ભાષાના હોય છે. વળી ફટાણાં પણ ગવાય છે તેમાં કેટલાંક તો અશ્લીલ શબ્દોથી પણ ભરપૂર હોય છે. ગીત ગાનાર સ્ત્રીઓને ગોળ, સાંકર કે ખજૂર આપવામાં આવે છે. લગ્નના સમાચાર માણસ મોકલી સૌને આપતા હવે કંકોત્રીઓ પણ લખવાની પ્રથા દાખલ થઇ છે.

કન્યાને તેની ફઈ પીઠી ચોળે છે અને વરને તેનો મામો પીઠી ચોળે છે. પીઠી પ્રસંગે ગાનાર છોકરીઓને બધા વચ્ચે કુલ બે રૂપીઆનો ગોળ વહેં-ચવામાં આવે છે. લગ્ન વિધિ પત્યા પછી વર રાજાને સ્નાન કરાવવામાં આવતું નથી. જો બહાર ગામ જાન જવાની હોય તો તેમાં પંદરથી વીસ માણસ રવાના થાય છે. રવાના થતાં પહેલાં ગાડાં નીચે નાળિયેર સીંચી શુકન અપશુકન જોવાય છે. અને જાનને એક બે ટંક રોકી જમાડે છે. પહેલાંના વખતમાં વરરાજાનું ફૂલેકું ઘોડા ઉપર ચઢતું અને કન્યાનું ફૂલેકું ગાડામાં કાઢવામાં આવતું. હવે ઘોડાગાડીમાં કાઢવામાં આવે છે.

જાન ગામમાં આવ્યા પછી તેનું ધામધૂમથી સામૈયું કરવામાં આવે છે, અને વરરાજાને પણ મંદિરે કે દેવને સ્થાનકે લઈ જવામાં આવે છે પછી ઉતારે લાવવામાં આવે છે.

પહેલાં લગ્ન પ્રસંગ અનુકૂળતાએ દિવસે યા રાત્રે ગોઠવાતો પણ હવે ઘણું કરીને રાત્રે રાખવામાં આવે છે વરરાજા માંડવે આવે ત્યારે તેને સાસુ ચાંદલો કરી પોંખે છે. વરરાજા સાસુના માથે સાડલો નાખે છે. પછી સાસુ પોતાના ખોળામાં સાથે લાવેલ ખોપરાના કાચલાંની હારમાળા જમાઈને પહેરાવી વધાવે છે. આ વિધિ પત્યા પછી કન્યાને માંડવે લાવી પ્રથમ વરની પડખે બેસાડવામાં આવે છે.

આ પ્રસંગે વરરાજાને સાફો, ડગલો, વગેરે પહેરાવવામાં આવે છે તેમજ કમરે તલવાર લટકાવેલી હોય છે અને કન્યાને લાલ યા સફેદ રંગનો રેશમી ઘાઘરો, રેશમી પોલકું, અને રંગીન ઓઢણું પહેરાવેલું હોય છે. અને ગળામાં ચાંદીના ઘરેણા પહેરાવી શણગારવામાં આવેલ હોય છે. કેટલીકવાર આ ઘરેણાં ગરીબીને કારણે ભાડે આણેલાં હોય છે.

વરકન્યાને માંડવે લાવ્યા પછી પણ લગ્નવિધિ શરૂ થતાં પહેલાં જ માંડવાની નીચે સૌની રૂબરૂમાં વરપક્ષનાં માણસોને સગપણ પ્રસંગે નક્કી થયા મુજબ રૂા. ૮૦૦)માંથી રૂા. ૪૦૦) રોકડા પ્રથમ ગણી આપવા પડે છે અને તે પૈસા કન્યાપક્ષવાળા એક પથ્થર ઉપર ઠોકી વગાડીને ગણે છે. બાકી

રહેલ બીજા રૂા. ૪૦૦]માંથી રૂા ૨૦૦] કન્યાપક્ષવાળાં તેનાં જમાઇને રોકડા બક્ષીશ આપવા પેટે વાળી લે છે. એટલે તે સાથે કુલ રૂા. ૧૦૦] કન્યાપક્ષને ચૂકવાયા ગણાય છે અને હજુ બાકી રહેલ રૂા. ૨૦૦] જ્યારે કન્યાવાળા છ, બાર મહીને મહેમાન થઇને જ્ઞાતિલા સાથે જમાઇને ત્યાં જમ્યા પછી એ બાકી રહેલ રૂા. ૨૦૦] જમાઇને ફરી ભેટ આપ્યાં બદલ વાળી લે છે. આ પ્રસંગે કન્યાપક્ષવાળા કહે છે કે "આટલો તમારો હાથ એંઠો કર્યો અને મીઠું ખાધું એટલે રૂા. ૨૦૦] જમાઇને આપુ છું અને બાકી રહેલાં લેણાં પેટે તે વાળી લઉં છું"

કુલ રોકડ રૂા. ૪૦૦] ચુકવાયા પછી જ લગ્નવિધિ શરૂ થાય છે. હવે લગ્નવિધિ મુખ્યત્વે બ્રાહ્મણ જ કરાવે છે અને જો તે મારવાડ બાજુનો હોય તો મારવાડી ભાષામાં જ તે વિધિ કરાવે છે.

**દારૂનો પ્યાલો :** આ કોમમાં ઘણીખરી વિધિમાં દારૂ વપરાતો આવ્યો છે. લગ્નવિધિ શરૂ થતાં પહેલાં માંડવા નીચે કન્યાનો બાપ એક પ્યાલો ભરેલા દારૂમાં પાંચ રૂપિયા રોકડા નાખી વરરાજાને પીવડાવે છે તેને દારૂનો પ્યાલો પીવડાવ્યો માનવામાં આવે છે અને આ દારૂ પાછળ જ બસો ત્રણસો રૂપિયા ખર્ચ કરવામાં આવે છે.

આ પ્રસંગે હિન્દુ વિધિ મુજબ હવન વગેરે કરવામાં આવે છે. સામાન્ય રીતે છેડા છેડી સાળી બાંધે છે હસ્ત મેળાપમાં કન્યાના હાથમાં બે થી પાંચ રૂપીઆ રોકડા આપવામાં આવે છે અને ફેરાં ફેરવવામાં આવે છે. તે પ્રસંગે વર આગળ અને કન્યા પાછળ રહે છે. લગ્નવિધિ દરમ્યાન વરની સાળી વરને તથા અણુવર સોય લગાવી ચાળા કરે છે.

લગ્નવિધિ પત્યા બાદ વરકન્યાને કંસાર જમાડવામાં આવે છે અને તેને "કલમો" કહેવામાં આવે છે. લગ્નવિધિ બાદ હાથગરણાંનો વિધિ થાય છે. ત્યાર પછી કન્યાના ચારિત્ર અંગે શંકા જતા તેની તપાસ કરવામાં આવે છે તે અંગે આપણે અગાઉ જોઈ ગયા.

જાનને એક બે ટંક રોકી વિદાય આપતી સમયે વિદાયના ગીતોમાં કન્યાને સાસુ સસરા વડીલ વગેરેની આજ્ઞામાં રહેવાની અને ઘર દીપાવવાની સલાહ આપવામાં આવે છે.

પહેલાંના સમયમાં તેઓનું જીવન ઘણું અસ્થાયી હોવાના કારણે કન્યાને તેના માવતરને ત્યાં મોકલવાની અનુકૂળતા ઓછી હોવાના કારણે પિયર ન મોકલવાની પ્રથા પડી હોય એમ જણાય છે. જો કે આજે બહુ જૂજ કુટુંબો વહુને પિયર મોકલતા થયા છે

વરઘોડીઆ ઘરે આવે ત્યાર પછી રામાપીર, કાળકા, સોમલમાતા વગેરેના કર કરવામાં આવે છે.

**મૃત્યુ :** મૃત્યુ થયા પછીની સંસ્કાર વિધિઓ પણ બીજી હિંદુ કોમો કરતાં જુદી છે. અને તે રસપ્રદ છે. મૃત્યુ પછી શબની અવલ મંજલ થતી હોય ત્યારે પણ નજીકના સ્વજને આંખમાંથી આંસુ ટપકાવ્યા વિના મિષ્ટાન્ન ખાવું પડે છે. જંગલી દેખાતા આ રિવાજમાં મૃત્યુની મોજ માણી હળવું કરવાની આ પાછળની ભાવના હોય એમ લાગે છે.

પ્રથમ મૃતદેહને ઠંડા પાણીએ નવડાવી આઠેક હાથની સફેદ ધોતી, ખમીસ, માથે બુકાની, કમરે રૂમાલની ભેટ વગેરે નવાં વસ્ત્રો મૃતદેહને પહેરાવી આંખમાં કાજળ આંજી તેના દાંત ઉપર સહેજ કુહાડી અડાડવામાં આવે છે. પછી તેના એક હાથમાં ઘઉંનો લાડવો મુકી તેમાં ઘી નાખી બે પૈસા યા બે રૂપીયો મૂકવામાં આવે છે. અને શબ ને સહુ પગે લાગે છે.

મૃતદેહને સ્મશાને લઇ જવા માટે નવા ખાટલાને એક પાયામાંથી ભાંગી, ખાંડો કરી તે ઉંધો રાખી તેમાં મૃતદેહને ગોઠવવામાં આવે છે. ખાટલાનો પાયો ભાંગવો તે એક ટુચકો છે. તે પાછળ તેઓની એવી માન્યતાં છે કે હવે તે સદાને માટે નકામો છે. અને તેથી તેને માટે શોક કરવો નકામો છે. સ્ત્રીઓ મડદાંને પાદર સુધી રોતાં રોતાં વળાવે છે. પુરૂષો આ વખતે રોતાં નથી.

તેઓ મડદાં ઉપર લાલ રેશમી ખાપણ (કફન) ઢાંકી તે ઉપર કંકુ અત્તર વગેરે છાંટી સ્મશાને લઇ જવામાં આવે છે આખે રસ્તે 'રામ બોલો ભાઇ રામ બોલો' વગેરે બોલવામાં આવતું નથી.

આ કોમમાં બોરડીનું મહત્ત્વ ઘણું છે અને અનેક વિધિઓમાં તેનું સ્થાન હોય છે. સ્મશાનમાં પણ બોરડી હોય છે અને પ્રથમ મડદાંને આ બોરડીની આજુબાજુ ચાર આંટા સીધા અને ત્રણ આટા ઉલટાં ફેરવી ઉતારવામાં આવે છે. આ સમયે કફનમાંથી આઠેક આંગળ કપડું ફાડી બોરડીએ લટકાવવામાં આવે છે.

મૃતદેહને બાળવામાં આવતું હોવાથી એકાદ ગાડું લાકડાં સ્મશાનમાં સમયસર મંગાવી રાખવામાં આવે છે. સ્મશાનમાં મૃતદેહની ઉપરનું મુખ્ય કપડું ઉતારી બાકીના કપડાં રાખી તેને ખાટલામાંથી અલગ કાઢી ચિતા ઉપર ગોઠવવામાં આવે છે. આ ખાટલાને પણ પાછળથી ચિતા સાથે બાળવામાં આવે છે.

મૃતદેહનું માથું ઉત્તર દિશામાં રાખવામાં આવે છે. મરનારનો મોટો પુત્ર બાજરાનો મોટો પૂળો સળગાવી મૃતદેહના પગે 'અગન' લગાડે છે. પ્રથમ તેની આજુબાજુ સાત ફેરા ફરી ચિતાની ચારે બાજુ આગ મૂકતો જાય છે. આ વખતે મૃતદેહના માથે ત્રણ વખત પૂળાથી ઠોકર મારતો જાય છે.

સ્મશાનમાંથી સૌ એક એક બોરડીનો તીરખો (પાન સાથે ડાળી) અને એક એક આંકડાનું પાન પોતાની સાથે ઘરે લાવી મરનારના આંગણે બેસે છે. તે દરમ્યાન મરનારનો દીકરો કાચો પાકો રોટલો રાંધી તેમાંથી ટૂકડો ટૂકડો સૌને આપે છે. દરેક જણ આ રોટલાના ટૂકડાને આંકડાના પાનની બેવડમાં વાળીને મૂકે છે કે જેથી પાન ફાટે છે અને તુર્તજ એ રોટલાના ટૂકડાને ત્યાંને ત્યાં સૌ ફેંકી ઊભા થાય છે. પછી ગામમાંથી વેચાતા આણેલા લાડુ, ગાંઠીયા, જલેબી, પેંડા વગેરે સૌને જમવા માટે પીરસાય છે. પ્રથમ મરનારના કુટુંબીઓ જમવાનું શરૂ કરે છે. આ સમયે સૌ ચાર ચારની

ટુકડીમાં સાથે જમવા બેસે છે અને પેટ ભરીને ખાય છે અને છૂટા પડે છે. બીજે દિવસે સ્મશાને મડદાંની રાખ ઠારવામાં આવે છે. તેમજ ફૂલ (હાડકાં) વીણી તેને એક માટીની પાટુડી (નાની માટલી)માં રાખી અલગ દાટવામાં આવે છે આ સમયે સ્ત્રી, પુરૂષ, બાળકો સૌ કોઈ સ્મશાને આવેલા હોય છે. બાળેલ જગ્યાએ ઘઉંના રોટલા રાંધી ચુરમુ બનાવવામાં આવે છે. પછી ત્યાં જ રાખ ભેગી કરી ડેરી જેવું બનાવી તે ઉપર પથ્થર ગોઠવી થોડું ચુરમુ મૂકી બાજુમાં હવન પણ કરવામાં આવે છે આ વિધિ આગેવાન ગણાતી વ્યક્તિ કરાવે છે આ બધુ પત્યા પછી સૌ ભેગા મળી ત્યાં જ ચુરમુ જમે છે.

ઘરે આવ્યા પછી પાણીની છાંટ નાખવામાં આવે છે અને સૌ પોતપોતાના ઘરે જાય છે.

આ કોમમાં મરનાર પાછળ છાજીયા લેવાતા નથી તેમજ સ્ત્રીઓ છાતી કૂટતી નથી. પરન્તુ કાણે આવે ત્યારે મરનારના ઘર આગળ કેટલીક જગ્યાએ સ્ત્રીઓ પ્રથમ પડી જાય છે. તેને ઊભી કરવામાં આવે પછી રોતી રોતી મરનારના ઘરમાં જાય છે.

મરણના સમાચાર બધા સગા સ્નેહીઓને પહોંચાડવામાં આવે છે અને 'બારમા' સુધી રોકાય છે તે દિવસે જ્ઞાતિ ભોજન પણ રાખવામાં આવે છે. આ દિવસે કોઈ એક ખેતરમાં બોરડીના ઝાડ નીચે લીપી ગુંપી સારી જગ્યા તૈયાર કરી નાનો એવો હવન કરવામાં આવે છે. તે પણ આગેવાન માસણુ કરાવે છે. આ પ્રસંગે ચોખા રાંધવામાં આવે છે. પણ હવનમાં તાપ ન થાય ત્યાં સુધી ખવાતું નથી. તાપ થવા બાદ સૌ ભેગા મળી ચોખામાં ખાંડ ઘી વગેરે નાખીને જમે છે.

આ પ્રસંગે સૌ સગા સ્નેહીઓ, સ્ત્રી, પુરુષ, બાળકો વગેરે હાજર હોય છે. જમી રહ્યા બાદ સૌ પોતપોતાને ત્યાં જાય છે. અનુકૂળતાએ ભેગા મળી શોક ઉતારવાની ક્રિયામાં ત્યાં સ્નેહીજનોને દારૂ પાવામાં આવે છે. પ્રથમ તો જમીન પર દારૂનું ટીપું નાખતી સમયે બોલવવામાં આવે છે કે "જો તું

મરી ગયો તેથી તારા ભાગનો દારૂ નાખું છું." આમ બોલ્યા પછી પોતે દારૂ પીવે છે અને બધાને પીવડાવે છે. કેટલીકવાર તો કેરોસીનના એક બે ડબ્બા જેટલો દારૂ પણ પીવડાવવામાં આવે છે.

અનુકૂળતાએ ભેગા મળી શોક ઉતારવાની ક્રિયા કરવામાં આવે છે. બાર દિવસ અગાઉથી સ્ત્રીઓ કાળાં કપડાં પહેરે છે. નાતના માણસો મરનારના દીકરાને પાઘડી બંધાવે છે. આ વિધિથી શોક ગયો માનવામાં આવે છે.

ધર્મ : બહુધા આ લોકો રામદેવ પીરને માને છે. મહા મહીનાની અગીયારસે તેની માનતા રખાય છે. તેને ઘેટાંબકરાનો ભોગ ચઢાવાતો નથી. પણ નાળિયેર, લીંબુ વગેરે તેને ધરાય છે. તેઓ તેમની ગુન્હાહિત પ્રવૃત્તિમાંથી ફતેહ મેળવ્યા બાદ તેને પ્રાર્થના કરે છે.

કેટલાક લોકો લૂંટફાટ કરવા જતી સમયે ગળામાં રામદેવ પીરની છબી પોતાના હારના ચગદામાં રાખે છે. આ ઉપરાંત તેઓ સોનલ, શીકોતર, ખોડીયાર, કાળકા, મેલડી વગેરે માતાઓને પણ માને છે. તેમજ ગા માતાને પૂજે છે. તેમજ રામ, કૃષ્ણ, હનુમાન વગેરેને માને છે.

બીજી વિશેષતા તો એ છે કે તેઓ ભેંસાસુરને પણ બહુ માને છે અને તેનું કારણ હજુ સમજી શકાયું નથી.

તેઓ ભૂત ભૂવા, ડાકણ વગેરે બાબતોમાં ઠીક ઠીક વિશ્વાસ ધરાવતા આવ્યા છે અને તે ગમે ત્યાં મળે છે અને માણસને હેરાન કરે છે. જો ભૂત રસ્તામાં કે ખેતરોમાં મળે તો પગના જોડા ઊંધા મૂકવામાં આવે તો તે જતું રહે છે. એમ માનવામાં આવે છે.

ઘરમાં કોઇ માંદુ પડે તો ભૂવા પાસે જોવડાવવામાં આવે છે. 'ભૂવો માંદા ઉપર દાણાં ફેરવી, પડખે પાથરેલા કપડાંમાં તે દાણાં નાખી ગણે છે. તેને 'દાણાં જોયા' કહેવામાં આવે છે. તે ઉપરથી ભૂવો અનુમાન કરી નડતર યા કારણ બતાવે છે. તે દાણાં એક કપડાની નાની પોટલીમાં બાંધી માંદા માણસના ગળે યા કાંડે બાંધવા આપે છે. જો ભૂવાના કહ્યા પ્રમાણેની મુદ-

તમાં દરદી સાજો થાય તો બાધા પ્રમાણે લાપસી, વગેરે તૈયાર કરવામાં આવે છે તેમાંથી થોડુંક વળગાડના ભાગનું ગણીને ગમે ત્યાં રસ્તામાં મૂકી આવે છે. અને ત્યાર પછી સૌ જમે છે.

સ્ત્રીઓને ડાકણનો વળગાડ વળગે છે એમ માનવામાં આવે છે. તે ઉતારવા માટે તેઓ અડદના લોટમાં પાણી રેડી ટીંબો (કણક) તૈયાર કરી તેનું પૂળણું બનાવી તેમાં ચારેકોર લગભગ એકવીસ સોય ભરાવી સાથે સવા શેર મીઠાઈ, એકવીસ લીંબુ, તેલ, સીંદુર તથા બાઈના વસ્ત્રનું ચીથરું વગેરે માટીના પાટીઆમાં રાખી વળગાડવાળી બાઈ ઉપરથી ઉતારી સ્મશાને લઈ જવામાં આવે છે. ત્યાં કુકડા યા બકરાને વધેરી તેનો ભોગ ધરવામાં આવે છે. તેનું માથું, ચાર પગ વગેરે પૂતળાની સાથે મૂકી કાળા કપડામાં લપેટી, ઉપર સૂતરના દોરાથી બાંધી તેને જમીનમાં દાટી દેવામાં આવે છે. મીઠાઈ વગેરે દાટવા ગયેલ ભૂવા તથા ત્યાં ગયેલ એકાદ બે વ્યક્તિ ભેગા મળી વધેલુ માંસ બાફીને તથા જમે છે. અને માને છે કે ડાકણને હવે દાટી દીધી છે, તે હવે બહાર નહીં નીકળે.

હોળી, પડવો નવરાત્ર વગેરે વારતહેવારે ભૂવા ખુબ ધૂણે છે. આ ભૂવા તેમની જ કોમના હોય છે. આવા ધૂણતા ભૂવા ઘણા જોવા મળે છે.

હોળીના દિવસોમાં ભૂવો પોતાને ઘરે માતાજીનો માંડવો બનાવે છે. ત્યાં દેરી પણ હોય છે. શેરડી વગેરેનો મંડપ પણ કરે છે. રૂપાની નાની રકાબી જેવા થાળમાં માતાજીની રૂપાની મૂર્તિ રાખી તેના માંડવા નીચેની દેરીમાં મૂકે છે. અહીં લોકો તરફથી નૈવેદ્ય ધરવા આવે છે. ડાકલાં વગાડવામાં આવે છે. અને ભૂવા દારૂ પીને ખુબ ધૂણે છે. પોતે માતાજી છે એમ જ્યારે ધૂણતા ધૂણતા જાહેર કરે છે ત્યારે સૌ તેને પગે લાગે છે અને જેને કાંઈ માતાજીને પૂછવું હોય તે પુછે છે. આને 'માતાજીનો માંડવો' કર્યો કહેવામાં આવે છે.

આ પ્રમાણેનું આડોડીઆનું જીવન અને રહેણી કરણી છે. તેમના

જીવન અંગેની અગાઉ રજૂ કરેલી કેટલીક સૂક્ષ્મ અને ગૂઢ માહિતીઓ તેમની કોમના આગેવાનો પાસેથી સાંભળવા મળી હતી જો કે બાહ્ય સમાજના સંબંધમાં આવવાથી કેટલીક બાબતોમાં આજે ઝડપથી પરિવર્તન થઇ રહ્યું છે.

આ કોમ ગુન્હેગાર ગણાતી હોવા છતાં કેટલીક ગૂઢ વસ્તુઓ તેમના જીવન અને સંસ્કૃતિમાં વણાએલી જોવા મળે છે કે જે ભાગ્યે જ બીજી પ્રજાઓમાં જોવા મળે.

# ડ....ફે.....ર

**વંશ અને જાતિ :** સીમમાં ડફેર આવ્યા છે એમ સાંભળતાં જ ગામના લોકોના દિલમાં ફફડાટ પેદા થતો અને કોઇ સીમ બાજુ જવાની હિંમત પણ ન કરતું. આ કોમ ભારે રંજાડી તથા ઝનૂની હોઈ સૌ તેનાથી ડરતું. તેઓ હિંદુ તેમજ મુસ્લીમ એમ બન્ને ધર્મના જોવામાં આવે છે. પરન્તુ હિંદુ ડફેરની સંખ્યા ઘણી જ અલ્પ છે અને હાલાર બાજુ કેટલાક વિભાગોમાં જ તેઓ જોવામાં આવે છે. તેમના જીવન અંગે વિશેષ માહિતી મળી શકી નથી. આ સિવાય બીજા ડફેરો જાતે મુસ્લીમ છે. પણ હાલાર, સોરઠ તથા મધ્ય સૌરાષ્ટ્રમાં વસતા ઘણાખરાં ડફેરો કણબીની જેમ કેડિયું, ચોરણી અને માથે ફાળિયું બાંધે છે. અને હિંદુ જેવા લાગે છે. જો કે કેટલાક બંડી, ફાળિયું વગેરે પણ પહેરે છે. તેઓ ધર્મે મુસ્લીમ છે. પરન્તુ કેટલાકને ધર્મની પરવા હોતી નથી. પોતાને લોકો હિંદુ ગણે કે મુસ્લીમ તેનું તેઓને મહત્ત્વ હોતું નથી તેને તો બસ શિકાર કરવો, માંસ ખાવું, કોકના ઘેટાંબકરાં ઊડાવી જવા, મોસમમાં ખળાં વાઢવા અને ટોયાં (ખેતરની રખેવાળી) વગેરે મળે તો તે રાખવા એજ એનું જીવન કહો તો જીવન અને ધર્મ કહો તો ધર્મ.

પરન્તુ ઝાલાવાડ જીલ્લામાં વસતા ડફેરો સૌરાષ્ટ્રમાં અન્ય સ્થળે વસતા ડફેરોના પોષાકથી કેટલેક અંશે જુદા તરી આવે છે. પણ તેઓની પ્રવૃત્તિમાં કાંઈ ફેર નથી. ધર્મે પણ તેઓ મુસ્લીમ જ છે. તેઓનો પોષાક કણબી જેવો નથી પણ સૌરાષ્ટ્રમાં વસતા સંધી જેવો છે.

ડફેર લોકોનું જીવન તથા રહેણીકરણી તપાસતાં તેઓ મૂળે સંધી હોય એમ લાગે છે, અને તેઓમાંના કેટલાંક પોતે પણ સંધી હોવાનો દાવો રજૂ કરે છે. અને સંધી લોકો પણ તેઓને મૂળે સંધી માને છે.

સંધી લોકો પણ કેટલેક અંશે પહેલેથી ગુન્હા કરતા આવ્યા હોય એમ મનાય છે. તથા એક સ્થળેથી બીજે સ્થળે પોતાના ઢોરઢાંખર વેચવા માટે કેટલેક અંશે ભટકતું જીવન ગાળતા આવ્યા છે. એમ માનવામાં આવે છે કે આજથી આસરે પાંચેક પેઢીએ આ સંધી લોકોની કેટલીક ટોળીઓ ઢોર વેચવાનો ધંધો કરતાં કરતાં સૌરાષ્ટ્રના કેટલાંક વિભાગોમાં આ રીતે વધુ ગુન્હાહિત પ્રવૃત્તિમાં વળવાથી લોકો તેમને 'ડફેર' તરીકે ઓળખતા થયા હોય એવો વિશેષ સંભવ છે. આપણે આગળ હિંદુ ડફેર તરીકે જોઇ ગયા તે મૂળ ડફેર હોવા જોઇએ. આજે તો તેઓ વિશેષ જોવા મળતા નથી આ ડફેર પણ ભારે રંજાડી છે. મુખ્યત્વે તેઓમાં નથવાણી, લાડક, નાગોરી, મોરી, સમા, ખોરૈયા, છેર વગેરે શાખ જોવામાં આવે છે. જો આ લોકો સંધી જ હોય તો તેઓ મૂળે રજપૂતો હશે એ વાત નિઃશંક બને છે. તેઓનો પહેરવેશ પણ કેટલેક અંશે સંધીઓને મળતો આવે છે. તથા તેઓની ભાષા પણ સંધીઓની જેમ કચ્છી જ છે. એટલે આ મુસ્લીમ ડફેર એ સંધીઓ જ હોવા જોઇએ.

આ લોકોમાં પુરુષ વર્ગમાં મામદ, જમાલ, સાદક, કરીમ, મુસા, હુસેન, આમત, અલારખાં, તમાચી, ઇબ્રાહીમ, સુલેમાન વગેરે મુસ્લીમ નામ પાડવામાં આવે છે. આ ઉપરાંત કાળું, જીવા વગેરે હિંદુ નામો પણ હોય છે. સ્ત્રીઓમાં મુખ્યત્વે ચાંગબાઇ, રાજબાઇ, હલીમા, મરીયમ, ડોસીબાઇ, મતેજા, આસાબાઇ, કુરબાઇ, કલુબાઇ વગેરે પ્રકારના હિંદુ તથા મુસ્લીમને મળતા આવતા નામ જોવા મળે છે. ઝાલાવાડ બાજુ બીજી વિશેષતા એ છે કે દાદાનું નામ જે હોય તે નામ કયારેક પૌત્રનું પણ પાડવામાં આવે છે. દાદાનું નામ મુસા હોય તો તેના પૌત્રનું નામ ફરી મુસા પાડવામાં આવે છે.

**પોષાક :** પહેલાં કેટલાંક પુરુષો પોતિયાં અથવા અજરખ પહેરતાં, હાલમાં તો ઝાલાવાડ બાજુ મુખ્યત્વે રંગીન ચટાપટાવાળા લેંઘા, અથવા લૂંઘી, પહેરણુ યા ખમીશ, અને માથે રંગીન સાફો અથવા મેલખાયું પણ બાંધે છે. સ્ત્રીઓના ઘાઘરા વીસથી ત્રીસ હાથના ઘેરવાળાં ઘેરા રંગના તેમજ છાંટવાળા હોય છે. શરીરે કાપડું તથા તે ઉપર ઓઢણું ઓઢે છે નાના

બાળકો ઉઘાડા રખડે છે અને મોટાં બાળકો ખમીશ, લેંઘો, ચડ્ડી પહેરે છે. અને છોકરીઓ ઘેરવાળી ઘાઘરી, પોલકું તથા ઓઢણું ઓઢે છે.

ઘરેણામાં મુખ્યત્વે સ્ત્રીઓ ચાંદીના છડા, બેડીયું, પારાવાળું હાણીયું, તથા સોનાના કાંપ વગેરે પહેરે છે. તથા ગળામાં ફકીર યા પીરની આપેલી તાવીજો બાંધે છે. પુરુષો કાંઇ ખાસ ઘરેણાં પહેરતાં નથી. પરન્તુ હાથમાં ક્યારેક વાળો બાંધે છે. સામાન્ય રીતે દરેક પાસે સો થી દોઢસો રૂપીઆના ઘરેણાં હોય છે. ઝાલાવાડ સિવાયના અન્ય ભાગોમાં મોટા ભાગના પુરુષો કણબી જેવો પોષાક પહેરે છે કે જે આપણે આ અગાઉ જોઇ છીએ. ઝાલાવાડમાં વસતા ડફેરો સૌરાષ્ટ્રના અન્ય ડફેરોથી પહેરવેશની બાબતમાં જુદા પડે છે એટલું જ નહીં પણ તેમને ઝાલાવાડ સિવાયના ડફેરો સાથે બેટી વ્યવહાર હોતો નથી.

**ભાષા :** ઝાલાવાડ તથા સૌરાષ્ટ્રના અન્ય વિભાગોમાં વસતા બધા ડફેરોની ભાષા તો કચ્છી જ છે પરન્તુ તેમાં ગુજરાતી ભાષાની ઘણી અસર છે. આજે તે કચ્છમાં બોલાતી કચ્છી જેવી રહી નથી, ગુજરાતી ભાષાના તથા બીજી ભાષાની તેના ઉપર ઠીક ઠીક અસર થઇ છે. આ ઉપરાંત પોલીસથી બચવા અથવા ઇશારો કરવા માટે ક્યારેક કેટલાંક ખાસ (કોડ) શબ્દો વાપરે છે તે બીજા કોઇ સમજી શકતું નથી.

શિકાર કરવો તથા ઘેટાંબકરાં ઉપાડી જવા વગેરે બાબતોમાં આ લોકો ભારે કુશળ છે. પણ સમાજને ઉપયોગી એવી કોઇ કળા આ લોકોમાં ખાસ ખીલેલી નથી. પણ સ્ત્રી જાતજાતની તથા ભાતભાતની રજાઇઓ બનાવે છે. તે ઘણી જ સુંદર હોય છે અને કલાત્મક રીતે સીવેલી હોય છે. આ વસ્તુ તે વંશપરંપરાગતથી શીખતી આવે છે. આ રજાઇઓ તેઓ પોતાના વપરાશ માટે જ બનાવે છે.

બીજી પ્રજાઓની જેમ આ લોકોમાં રાસરાસડાઓ ખાસ ગવાતાં નથી. પણ હિંદુઓના વારતહેવારે તથા અન્ય શુભ પ્રસંગોએ આ લોકોની

સ્ત્રીઓ રાસડાં ગાય છે તે ગુજરાતી ભાષામાં હોય છે. જો કે આ રાસડાં ગાવાનું પ્રમાણ નહીંવતજ હોય છે. પુરુષ વર્ગ રાસ-રાસડાંમાં ભાગ લેતો નથી. તેઓ મુસ્લીમ હોવા છતાં ક્યારેક બીજા લોકોની ભજન મંડળીઓમાં જાય છે. મીરાં, કબીર વગેરેના ભજનો ગાય છે. જો કે કચ્છી ભાષાના જેસલ તોરલનાં કેટલાંક ભજનો આ લોકોમાંથી કોઇક કોઈક ગાય છે. આ સિવાય ખાસ ભજન મંડળીઓ જેવું આ લોકોમાં નથી. ક્યારેક પીર ફકીરો સાથે બેસી કવાલીઓ લલકારે છે. યા પ્રસંગોપાત મોલવી પાસેથી નમાઝ વખતે પઢવાની કલમો, તરીકા, વગેરે શીખે છે.

આ કોમમાં શિક્ષણ બિલકુલ નથી તેનું કારણ અજ્ઞાનતા તથા તેમનું અસ્થાયી અને ભટકતું જીવન છે.

વાર-તહેવારોમાં તેઓ મુખ્યત્વે મુસ્લીમ તહેવારો જ ઉજવે છે. જેમકે બારે વફાત, ઇદ, મોરમ, તાજીયા વગેરે આ ઉપરાંત તેઓ રમજાન માસમાં રોઝા કરે છે. તથા અનુકૂળતાએ નમાઝ પઢે છે. ઇદના દિવસે સારાં કપડાં પહેરે છે તથા માંસ મટન રાંધી યા શેકીને જમે છે.

આ કોમ ભટકતું જીવન ગાળતી હોવાથી તેમની વસ્તીના ચોક્કસ આંકડાઓ મળતા નથી. તેમના વસવાટ અંગે જે કાંઇ જિલ્લાવાર માહિતી મળી શકી છે તે નીચે મુજબ છે. અને એ ગામોની આસપાસના વિભાગોમાં જોવા મળે છે.

| ઝાલાવાડ-જિલ્લો. | મ. સૌ. જિલ્લો. | ગોહીલવાડ-જિલ્લો. | હાલાર જિલ્લો. |
|---|---|---|---|
| વિઠ્ઠલગઢ | લુણીધાર | જુના સાવર | બેલા |
| દસાડા | ચીતલ | (સાવર કુંડલા) | ભાટીઆ |
| ગાંગડ | ગોંડલ | | |
| કલ્યાણપર | મહેતા ખંભાળિયા | | |
| બડાણાં | પાંછીઆવદર | | |

| ઝાલાવાડ-જિલ્લો | મ. સો. જિલ્લો | સોરઠ-જિલ્લો |
|---|---|---|
| રાજપર | કામઢીઆ | |
| લીંબડી | નવાગામ | ખમીધાણાં |
| દેગામ | રાઢીઆ | (કેશોદ પાસે) |
| જેમરા | | આદિયાણા |
| ઘોડાસર | | |
| કોંઢ | | |
| કુમરીઆણા | | |

**પ્રવૃત્તિઓ :** ભારે રંજાડી તથા ઝનૂની આ કોમ બધે ડફેરના નામે ઓળખાય છે. માર્ગમાં કે સીમમાં તેઓ આવ્યા છે એમ સાંભળતાં જ ગામ લોકોના હૈયાં ફફડી ઊઠતાં અને એ બાજુ જવાની કોઇ હિંમત ન કરતું આમ આ લોકો ઘણાં જ ભયંકર મનાતા આવ્યા છે. જો કે બીજી તરફ તેઓમાં વફાદારી, શૌર્ય, હિંમત, નિર્ભયતા, સહનશીલતા, સમયસૂચકતા, વગેરે અનેક સારાં ગુણો છુપાએલાં પડયાં છે. તેમની ગુન્હાહિત પ્રવૃત્તિઓને લીધે તે ગુણો બહાર જણાતા નથી.

ગુન્હાહિત, લુટારું તથા ભટકતું જીવન ગુજારતી આવેલી આ પ્રજા મુખ્યત્વે પોતાના દંગા રાજ્યોની સરહદો અને સીમાડાઓમાં નાખતી આવી છે. પહેલાં સૌરાષ્ટ્રમાં અનેક રાજ્યો હતા. કેટલાંક રાજ્યો તેમને આશરો આપી પોતાના પડોશના રાજ્યને રંજાડવામાં તેમનો ઉપયોગ કરતાં. બીજા રાજ્યની હદમાં જઇ લૂંટી આવી પોતાની હદમાં આવી વસતા આ કારણે તેમની પ્રવૃત્તિને વધુ પ્રોત્સાહન આપ મેળે મળી રહેતું. રાજ્યોના સીમાડાં ભુંસાઇ જતાં તેમને આજે પહેલાં જેટલી અનુકૂળતાં જળવાતી નથી. આજે તેઓ મુખ્યત્વે ઝાલાવાડ જીલ્લામાં, ગુજરાત તથા કચ્છની સરહદોના ભાગમાં વિશેષ જોવા મળે છે. કચ્છમાંથી પોતાના ઘેટાંબકરાંના ટોળાં લઇ ગુજરાતમાં વેચવા જતાં ભરવાડો તથા માલધારીઓને આ લોકો આજે પણ સરહદોમાં રોકે છે. તેમના ઘેટાંબકરાં પડાવી પોતાના સાંઢીયા તથા ઘોડાઓ ઉપર

નાખી ઉપાડી જાય છે. કાં તો તેઓ સસ્તા ભાવે બીજા ભરવાડોને વેચી દે છે યા તો તેને મારી માંસ વેચે છે તથા ખાય છે. સરહદો પરની તેમની આ મુખ્ય પ્રવૃત્તિ છે. ઘેટાંબકરાંના ટોળાંને લઈ જતાં ભરવાડોને જોઇ આ લોકોના મોંમાં પાણી છૂટે છે. તેમનાથી રહેવાતું નથી. મન ઉપર કાબૂ રહેતો નથી. ઘેટાંબકરાં પડાવ્યા વગર રહેતા નથી. ચાર પાંચ ઘેટાંબકરાં પડાવવા એ તો તેમને મન ઘણી સામાન્ય વાત છે. આ લોકો ભારે ઝનૂની હોવાથી ભરવાડો તેમનો સામનો કરી શકતા નથી. સામનો કરનાર સામે તેઓ મરણિયા થઇ હુમલો કરે છે તેઓ પરવાના વગરની જામગરીવાળી બંદૂક તથા અન્ય હથિયાર રાખે છે. સામનો કરનાર સામે હુમલો કરી તેઓને મારી નાખતાં જરાય ખચકાતા નથી. કેટલીકવાર તો તેઓ પોલીશનો પણ ભારે સામનો કરે છે. અને સામી બંદૂક ધર્યાના બનાવો પણ બનાવા પામ્યા છે.

ઘેટાંબકરાં ઉપાડવા ઉપરાંત ઘોડા, સાંઢિયા તથા ઢોર વગેરે પણ ઊપાડી જાય છે. તેમજ ધાન વાઢી જવાં તથા ખળાં વાઢી અનાજ ઉપાડી જવાની પણ પ્રવૃત્તિ તેઓ કરતા આવ્યા છે. ખેતરોના ઊંભા પાક પણ લણી જાય છે પરન્તુ ઘેટાંબકરાં ઉપાડી જવાની પ્રવૃત્તિ કરતાં તેનું પ્રમાણ ઓછું છે.

આ લોકો શિકારના ભારે શોખીન હોય છે. દિવસ દરમ્યાન કાં તો કોકના ઘેટાંબકરાં ઉપાડી લાવી અથવા તો શિકાર કરી તેનું માંસ ઘણા ઉત્સાહથી ખાય છે. મુખ્યત્વે તો તેઓ સસલાં વધુ મારે છે. બીજી પ્રવૃત્તિઓ કરતાં શિકારમાં તેમને ઘણો રસ હોય છે. અને જ્યાં સુધી શિકાર મળે ત્યાં સુધી બીજુ કરવા પણ તેઓ તૈયાર હોતા નથી શિકાર ધ્યાનમાં આવતાં બીજાં કામકાજ પણ છોડી દે છે. તે માટે એકાદ દૃષ્ટાંત અહીં આપવું અસ્થાને નહીં ગણાય.

આ લોકો ગુન્હાહિત પ્રવૃત્તિ કરતાં અટકે તે માટે તેમને યોગ્ય કામ ધંધે વળગાડવાની દૃષ્ટિએ એક ડફેરને ઘણો સમજાવીને ખેત મજૂરીના કામે વળગાડયો. સવારનો ઠંડો પહોર હતો. ખેતરમાં બીજાં દહાડિયાં મજૂર

સાથે આ ડફેર પણ પાવડા કોદાળી વગેરે લઇ કામ કરતો હતો. તેવામાં તે એકદમ ચમકયો અને કામ પડતું મૂકી દોડયો. તપાસ કરતાં જણાયું કે એકાદ સસલું ત્યાંથી પસાર થયું હતું તે તેની નજરે પડયું એટલે તેને પકડવા આ ડફેરે તેની પાછળ દોટ મૂકી પરન્તુ ત્યાં આગળ ઉંદરના મોટા દર જેવું બકોરું હતું તેમાં સસલું બીકનું માર્યું પેસી ગયું. આથી ડફેર થોડો નિરાશ થયો. પણ કંઇક વિચાર કરી હોંશમાં આવ્યો અને કોદાળી લઇ પેલું દર ખોદવા માંડયું જ્યાં દર જતું હતું ત્યાં તેણે ખોદે જ રાખ્યું ખોદતાં ખોદતાં બપોર થઈ ગઇ લગભગ આમ તે એકાદ ફર્લાંગ સુધી ખોદે જ ગયો. પણ સસલું હાથ ન આવ્યું. તે કયાં ગયું તેની ખબર ન પડી.

આમ એક તો તેને સસલું હાથ ન આવ્યું અને સાથે સાથે અર્ધા દિવસની મજૂરી પણ આ શિકાર પાછળ ખોઇ. આવા તેઓ શિકારના રસિયા હોય છે.

ઘેટાંબકરાં લૂટવાં, શિકાર કરવો તથા કાચું યા પાકું માંસ ખાવું એ ત્રણ ક્રિયા પાછળ આજે તો તેમનું જીવન વણાયેલું છે. આ ઉપરાંત તેઓ ગામના પાકની રખેવાળી કરવાનું પણ કામ કરે છે. તેને "ટોયાં રાખવા" કહેવામાં આવે છે. આમ તો આ લોકો પાકની ચોરી કરે છે પણ બીજી તરફ જો તેને 'ટોયાં' રાખવાનું કાર્ય સોંપવામાં આવે છે તો તેઓ તે કાર્ય ઘણું જ પ્રમાણિકતાથી તથા વફાદારીથી કરે છે. 'ટોયાં' રાખ્યા પછી તે ત્યાંથી પાક ઉપાડતા નથી બલ્કે જાનના ભોગે પણ પૂરેપૂરું રક્ષણ કરે છે. ગામને હેરાન કરતા નથી. પણ મદદરૂપ બને છે. અને તેમની સાથે સારી રીતે વ્યવહાર સાંચવે છે. જે ગામમાં આ રીતે ડફેરોને રખેવાળી આપી હોય તે ગામમાં માલધારીઓ ત્યાંના ખેતરોમાં ભેલાણ કરતાં નથી. તેઓ ડફેરોથી ઘણાં ડરે છે. પણ જો ડફેર સિવાય બીજા કોઇને રખેવાળી સોંપી હોય તો તેઓ ખણું ખરું ગાંઠતા નથી. અને ઊભા પાક ચરાવી દે છે. જો ડફેરની રખેવાળી હોય અને ભેલાણ કરે તો ડફેર તેનો પીછો પકડે છે. તેના ઢોર ડબ્બામાં પૂરે છે. અને જો માલધારીઓ તેનો સામનો કરવા જાય તો આ ઝનૂની કોમ તેમના સામે

હુમલો કરવામાં અચકાતી નથી. પરિણામે અનિષ્ટ ઘટના બનવા સંભવ રહે છે. આમ માલધારીઓ તથા ભરવાડોના ત્રાસથી બચવા માટે ડફેરો ગામ લોકોને ભારે ઉપયોગી થઇ પડે છે. પરંતુ માલધારીઓને તેઓ કડવા લાગે છે. એક તો ડફેરની ચોકી હોય તો તેઓ ભેલાંણ કરી શકતા નથી. વળી પોતાના ઘેટાંબકરાં તથા ઢોરઢાંખર લઇને નીકળ્યા હોય તો રસ્તામાં તેઓને આ લોકો લૂંટી લે એવો સંભવ રહે છે. આમ માલધારીઓના તો આ દુશ્મનો જ ગણાય, માલધારીઓ અને ડફેરોને આમ ઉંદર બિલાડી જેવો અણબનાવ રહે છે. માલધારીઓને માટે તેઓ ત્રાસ રૂપ છે.

ખેતરોની 'ચોકી' રાખવાનું કાર્ય આજે ઘણાંખરાં ડફેરો કરે છે. તેમને ચોમાસુ તથા શિયાળુ એમ બન્ને પાકની રખેવાળીમાં લગભગ આઠેક માસ પરતું કામ મળી રહે છે. આથી આ સમય દરમ્યાન તેઓને ખાવા પૂરતું મળી રહેતું હોવાથી ઘેંટાબકરાં લૂંટવા વગેરે ગુન્હાહિત પ્રવૃત્તિઓ તેઓ ઘણી ઓછી કરે છે, પરન્તુ ઉનાળાના ચારેક માસ તેઓ સાવ બેકાર રહે છે તે દરમ્યાન તેમની ગુન્હાહિત પ્રવૃત્તિઓ ખૂબ જ વધી પડે છે પરન્તુ જે ડફેરો 'ચોકી' પણ રાખતા નથી તથા જેમને મળતી નથી તે તો બારે માસ ગુન્હાહિત પ્રવૃત્તિમાં જ પરોવાયેલાં રહે છે.

જુદા જુદા ગામોમાં આ લોકોને જુદા જુદા મહેનતાણાંની શરતે ચોકી રાખવાનું કાર્ય સોંપવામાં આવે છે. કેટલીક વાર આખા ગામ તરફથી ચોકી રાખવાનું કાર્ય મળે છે. જ્યારે ગામના બે ચાર જણ જ પોતાના ખેતરની રખેવાળી પૂરતું જ કામ કરે છે. આ ચોકીનું કાર્ય કેવળ એક જ ડફેર નથી રાખતો પણ દંગા સાથે રહેલ બધા પોતાની સંયુક્ત જવાબદારીએ રાખે છે. ચોકી રાખવા બદલ આ લોકોને ગામ તરફથી યા ચોકી રખાવનાર તરફથી ઝાલાવાડ બાજુ સાંથી દીઠ ૧ મણ (કપાસ) કાલા તથા ૧૩ શેર દાણાં આપવાનું ઠરાવવામાં આવે છે. અને તે બધું ચોકીનું કાર્ય પુરું થયા પછી સામાન્ય રીતે હોળી ઉપર એક સામટું આપવામાં આવે છે. પરન્તુ તે દરમ્યાન બાધા ખોરાકીની તથા અન્ય જરૂરિયાતની વસ્તુઓ તેમને ગામ-

લોકો તથા ચોકી રખાવનાર પોતાની ચીઠ્ઠીથી તથા પોતાની શાખ ઉપર ગામના એકાદ વેપારી પાસેથી ઉધાર અપાવે છે. જ્યારે ચોકીનું કાર્ય પુરૂં થાય ત્યારે લેવડ દેવડનો હિસાબ કરી બાકીની રકમ આ લોકોને ચૂકવવામાં આવે છે. મજૂરી પેટે મળેલ દાણાં બજારમાં વેચી તેના રોકડા નાણાં ઊભાં કરી સરખે ભાગે અંદરો અંદર સમજીને વહેંચી લેવામાં આવે છે.

સરહદો ઉપર ગુન્હાહિત પ્રવૃત્તિ કરતાં આ ડફેરો અને પોલીસ વચ્ચે કાયમ સંતાકૂકડીઓની રમત ચાલ્યા જ કરતી હોય છે. તેમની પ્રવૃત્તિને અંકૂશમાં લેવા પોલીસ ખાતું કાયમ તકેદારી રાખતુ આવ્યું છે. "જ્યા ડફેર છે ત્યાં ગુન્હા થવાના જ છે. કોઇના ઘેટાંબકરાં ઉપાડી જવાની ફરિયાદો આવવાની જ છે" એવો ભય પોલીસ ખાતાને રહ્યા જ કરે છે. ડફેરોના દંગાની ખબર પડતાં પોલીસ ત્યાં પહોંચી જાય છે અને તેની પ્રવૃત્તિની તપાસ રાખ્યાં જ કરે છે. પરન્તુ કોકના ઘેટાંબકરાં ઊઠાવી આ લોકો બારોબાર ક્યાંના ક્યાં વેચી આવે છે. પોલીસને જાણ થતાં પહેલાં તો તેઓ પોતાના દંગાઓ સાથે બીજે જ રવાના થઈ ગયા હોય છે. અને પોલીસના પંજામાંથી છટકતા રહેવા મથે છે. વળી તેઓ પોલીસ ખાતાને પોતાના સાચા નામ આપતા હોતા નથી. ભળતાં જ નામ બતાવે છે. પોલીસની સાથે જવા કરતાં તેઓ સ્થળ બદલવાનું વધુ પસંદ કરે છે. વળી તેઓ અંદરો અંદર પોલીસની હાજરીમાં પણ ઇશારાઓથી તેમજ કોડ ભાષામાં વાતચીત તથા મસલતો કરે છે. અને તેની જાણ થવા દેતા નથી. એક પોલીસ અમલદારે ડફેરના આગેવાનને જઇ પોતાની સાથે બધાને આવવા જણાવ્યું. ડફેરે સાથે આવવાની તૈયારી કરવા માંડી. બીજી તરફ તેના બધા માણસોને કાંઇ ઇશારત કરી લીધી. સૌએ ટપોટપ બિસ્તરાં પોટલાં વાળ્યાં, દંગા સમેટી લઈ ઘોડા તથા ઊંટ ઉપર નાખ્યા. અમલદાર સમજ્યા કે સૌ તેની સાથે પોલીસ ચોકીએ આવવા તૈયાર થયા છે. પરન્તુ આ ડફેરોએ અમલદારને સલામ કરી બીજી દિશામાં તેમના ઊંટ તથા ઘોડા હાંકી મૂકયા અને કહ્યું કે અમે તમારી સાથે આવવા કરતાં આ સ્થળ બદલી ચાલ્યા જઇએ છીએ. અમલદાર જોતા જ રહી ગયા.

આમ ચોરી લૂંટફાટના કારણે, તથા પકડાઇ ન જવાય તે કારણે તેઓ એક સ્થળેથી બીજે સ્થળે ભટકયા કરે છે. ચોરી યા ઘેટાંબકરાંની લૂંટ કર્યા પછી તેઓ જ્યાં પાણીની સગવડતા હોય એવા ડુંગરાઓ નજીકમાં દંગાઓ નાખે છે તથા સંતાઈ રહે છે.

સામાન્ય રીતે આ લોકો પોતાના સગા સ્નેહીઓના કુટુંબો સહીત પાંચ સાતની ટોળીમાં રહે છે. સાથે ફરે છે, ગુન્હાહિત પ્રવૃત્તિ કરે છે. ટોર્યા રાખે છે તથા સીમ સીમાડાઓમાં દંગા નાખી પડાવ નાખે છે. આવી તેમની અનેક જુદી જુદી ટોળીઓ હોય છે. આ ટોળીઓનો એક આગેવાન હોય છે અને એ આગેવાનના નામથી તેમની ટોળી એકબીજામાં ઓળખાય છે જેમકે આગેવાનનું નામ નાગોરી હોય તો તેના દંગાઓ "નાગોરીના દંગા" એ નામે ઓળખાય છે. ટોળીના આગેવાનનું નામ કાસમ હોય તો તે "કાસમનો દંગો" એ નામે ઓળખાય છે.

આ લોકો કપડાંના નાના તંબૂ નાખી પડયા રહે છે. આ તંબૂઓ ત્રિકોણાકારના બાંધવામાં આવે છે. આ લોકો ભારે ખડતલ, તથા કસાયેલા હોય છે. ગમે તેવો ટાઢ યા તડકો હોય, ભયંકર વરસાદના યા પવનના તોફાન હોય તો પણ આવા દંગાઓમાં તેઓ પડી રહે છે. અથવા પોતાની ગુન્હા-હિત પ્રવૃત્તિ ચાલુ રાખે છે. તેમને નથી નડતો તડકો, ટાઢ, પવન કે વરસાદ, આ બધું તો તેમને મન સહજ વસ્તુ છે. તેમને તેમાં દુઃખ કે ત્રાસ જેવું લાગતું નથી. આવી પરિસ્થિતિમાં પણ તેઓ પોતાના જીવનનો મસ્ત બનીને આનંદ લૂટે છે. બલ્કે તેમને તો દિવાલોના ઓથામાં રહેનારાના જીવન દુઃખી, કરુણ અને કપરાં તથા કડાકુટિયા લાગે છે. તે અંગેનું એક ઉદાહરણ નીચે મુજબ છે. કોઇ એક ગામની સીમમાં ડફેર પડાવ નાખી પડયા હશે. ત્યાં વહેલી સવારે નજીકનાં ખેતરમાં ખેડુતે કોષ જોડયો હતો, તેનો કિચુડ, કિચુડ થતો અવાજ સાંભળી ડફેરની સ્ત્રીએ ગભરાઇને તેના પતિને જગાડયો અને આ કિચુડ, કિચુડ થતા અવાજ પ્રત્યે ધ્યાન દોર્યું. તો તેના પતિએ સમજ પાડી અને કોષનો અવાજ છે તેમ કહ્યું એ સાંભળીને ડફેરની સ્ત્રીને ખેડૂતના જીવન

પ્રત્યે દયા આવી અને બોલી કે; "હાય આ તે કેવું જીવન, સવારના પહોર-માંથી કોષ જોડી કામ કરવું પડે, જરાય આરામ પણ નહીં," કેમ જાણે પોતાનું જીવન સહીસલામતીવાળું હોય અને ખેડૂતનું જીવન દુઃખીયું હોય તેવા ભાવો તેના મુખ ઉપર વ્યકત થતા હતા. મતલબ કે તેમનુ પોતાનું જ જીવન આટલું કપરું હોવા છતાં તેમને મન સહજ બની ગયું છે. અને તેમાંથી આનંદ લૂંટે છે જ્યારે તેમના જીવનથી વધુ સલામતીવાળું જીવન તેમને કપરું અને બિન-સલામત જણાય છે.

**સામાજિક રીતરિવાજો અને ક્રિયાઓ :** સ્ત્રીઓમાં માસિક ધર્મ પ્રસંગે કોઈ જાતના નિયયો પાળવામાં આવતા નથી. તથા સ્ત્રીને ગર્ભ રહ્યા બાદ, શ્રીમંત, ખોળો ભરવો વગેરે કોઇપણ જાતના હિંદુ રીતરિવાજો અથવા ક્રિયાઓ કરવામાં આવતી નથી. પ્રથમ સુવાવડ પણ સગવડતાએ પિયર યા સાસરે કોઇ પણ જગ્યાએ કરવામાં આવે છે. સુવાવડ પ્રસંગે કોઇ સુયાણી યા દાયણને બોલાવવામાં આવતી નથી. પણ વડીલ સ્ત્રીઓ પોતે જ આ બધું પતાવી લે છે. અને જો સગવડતા હોય તો મુશ્કેલી પ્રસંગે કયારેક નજીકના ડોકટરનો સહારો લેવામાં આવે છે. સુવાવડ દંગાઓમાં જ કરવામાં આવે છે. પુત્રી કરતાં પુત્ર અવસરથી સૌને વધુ આનંદ થાય છે.

બાળકના જન્મને છઠ્ઠે દિવસે છઠ્ઠીની ક્રિયા કરવામાં આવે છે. સૌ સ્ત્રીઓ ભેગી થાય છે. તેને ગોળ વહેંચવામાં આવે છે યા ચા પાવામાં આવે છે. આ દિવસે બાળકને ફઇ પોતાના ખોળામાં લઇ તેનો ધીરેથી કાન ખેંચી તેમાં બાંગ ફૂંકે છે અને બાળકનું નામ પાડે છે. તે બદલ પોતાની શક્તિ અનુસાર બાળકના બાપ તરફથી ઓઢણું, કાપડું વગેરે આપવામાં આવે છે. આ રીતે નામ પાડવાની તથા છઠ્ઠીની ક્રિયા પૂરી થાય છે.

સંતાન ન થતું હોય યા જીવતા ન હોય તો માનતાઓ રાખવામાં આવે છે. આવા સંજોગોમાં સંતાન થાય પછી તે બાર તેર માસનું થાય ત્યારે તેના વજન બરાબર અનાજ યા ગોળ વગેરે દાનમાં આપવામાં આવે છે.

પાંચથી દસ વર્ષની ઉંમર દરમ્યાન અનુકૂળતાએ બાળકને સુન્નત કરાવવામાં આવે છે. આ કાર્ય કોઇ જાણકાર મુસલમાની હજામ પાસે કરાવવામાં આવે છે. સુન્નત કરાવ્યા પછી લગભગ નવમે દિવસે જમણુ કરવામાં આવે છે અને સૌ સગા સ્નેહીઓને બોલાવવામાં આવે છે. અને આ રીતે ધામધૂમ કરવા પાછળ લગભગ સોથી દોઢસોનો ખર્ચ સહેજે થવા પામે છે.

આ કોમમાં પુખ્ત ઉંમરે જ લગ્ન થાય છે. જ્યારે છોકરો હોંશિયાર થયેલો લાગે ત્યાર પછી જ સામાન્ય રીતે લગ્ન કરવામાં આવે છે. જો કે સગપણ નાની ઉંમરે થાય છે. પ્રેમલગ્નો કે ગાંધર્વ લગ્નો થતાં નથી. વિધવા બાઇને ફરી પરણવાની છૂટ હોય છે. તેને ઘરઘરણું કહે છે પણ આ પ્રસંગે મોલવી નિકા પઢાવે છે પછી જ તે માન્ય ગણવામાં આવે છે. આવા પ્રસંગોમાં લગ્ન જેવી ખાસ ધામધૂમ કરવામાં આવતી નથી. આગલા ઘરના સંતાનો ઉપર મૂળ વાલી વારસોનો હક ગણાય છે અને તેજ તેમને પાળે પોષે છે.

મુસ્લીમ ધર્મ પ્રમાણે અહીં ચાર પત્ની કરવાની છૂટ હોય છે. પરન્તુ સંતાન ન થવાં, અણબનાવ થવો એવા કોઇ ખાસ કારણો સિવાય બીજી પત્ની કરવામાં આવતી નથી.

આ સિવાય પરણેલી યા કુંવારી કન્યા ઉપાડી જવાના પ્રસંગો બનતા નથી. અને એ પ્રમાણે કરનારને નાત લોકો દંડ કરે છે. યા એક બીજાના સામ સામા ખર્ચની લેવડ દેવડ કરી સમાધાન કરવામાં આવે છે. પરન્તુ આવા પ્રસંગો બહુ ઓછા બને છે.

પતિ પત્ની વચ્ચે ખાસ અણબનાવો થતાં નથી. અને થાય તો છૂટા છેડા કરવાની છૂટ રહે છે. છૂટા છેડા નાત તરફથી મંજૂર રખાયા પછી આવી કન્યાને બીજે પરણાવવામાં આવે છે.

લગ્ન સમયે સામાન્ય રીતે વરની ઉંમર ૧૬થી ૨૦ વર્ષની હોય છે અને કન્યાની ઉંમર ૧૪થી ૧૮ વર્ષની રાખવામાં આવે છે. આ વરકન્યાની પસંદગી

મુખ્યત્વે માબાપ જ કરવા આવ્યા છે. પરન્તુ હાલમાં વરકન્યાના અભિપ્રાયને પણ લક્ષમાં લેવામાં આવે છે. પહેલાં તો વરકન્યાથી આ બાબતમાં કાંઇ બોલી શકાતું ન હતું. વરકન્યાની પસંદગી કરવામાં ભાંજગડિયા વગેરે રોકવામાં આવતા નથી.

વરપક્ષની પસંદગીમાં સામાન્ય રીતે ઉંમર કુળ, રૂપ, રંગ ને ઘર આબરૂ વગેરેને લક્ષમાં રાખવામાં આવે છે, શિક્ષણને જરાય હત્વ અપાતું નથી જો કે કોઇ શિક્ષિત જ હોતું નથી. કુળ તથા શાખને લક્ષમાં રાખવામાં આવે છે. એક જ કુળ યા શાખમાં લગ્ન થતાં નથી. પણ ફઇ મામાના છોકરાં છોકરી વરીપરણી શકે છે.

આ લોકોમાં ખાસ ધ્યાન ખેંચે એવી વસ્તુ હોય તો એ છે કે મોટો ભાગે ઘર જમાઇ જ રાખવામાં આવે છે, લગ્ન થયા પછી કન્યાપક્ષ પોતાના જમાઇને પોતાના દંગામાં ભેળવે છે. જમાઇ પોતાના માબાપના દંગામાંથી અલગ થઈ પોતાના સાસરાના દંગામાં ભળે છે.

**સગાઈ :** સગાઇ પ્રસંગે પ્રથમ વરપક્ષ તરફથી માંગુ નાખવામાં આવે છે. વરપક્ષ તરફથી બે ચાર માણસો કન્યાપક્ષને ત્યાં જાય છે. ત્યાં વાત પાકી કરવામાં આવે છે. તથા ખુશાલીમાં તેમજ પ્રતીકરૂપે ચા પાવામાં આવે છે તથા ગોળ ધાણા વહેંચવામાં આવે છે. લેવડ દેવડની રકમ નક્કી કરવામાં આવે છે. જો મોટી ઉંમરે સગાઇ થઈ હોય અને લગ્ન તુર્ત જ લેવાના હોય તો આ રકમ આ સમયે જ ચૂકવવામાં આવે છે. પોતાની શક્તિ અનુસાર ઘરેણાં આપવામાં આવે છે. તથા લગભગ સાઠ સીત્તેર રૂપીયાના નવાં કપડાં આપવામાં આવે છે. બે એક દિવસ આ મહેમાનોને રોકવામાં આવે છે. ઢોલ નગારાં વગાડવામાં આવે છે તથા સાંજે રાસ રમવામાં આવે છે. આ રીતે સગાઇની વિધિ કરવામાં આવે છે.

સગાઇ વિધિ પછી લગ્ન વિધિ થાય ત્યાં સુધી વરકન્યાને ખાસ ભેગા થવા દેવામાં આવતા નથી. બન્ને પક્ષની અનુકૂળતાએ ચાર પાંચ માસે યા

બાર માસ પછી લગ્ન ગોઠવવામાં આવે છે. આ તિથિ વીસ પચ્ચીસ દિવસ અગાઉથી બન્ને પક્ષ મળી નક્કી કરે છે. ત્યાર બાદ સૌ રૂબરૂ જઇ યા કહેણ મોકલી પોતપોતાના સ્નેહીજનોને લગ્નની જાણ કરે છે. કંકોત્રીઓ લખવાની પ્રથા નથી.

સામાન્ય રીતે કન્યાપક્ષના ગામે જ અગાઉથી આ લોકો પોતાના દંગા ખસેડી ત્યાં બીજી તરફ પડાવ નાખે છે. લગ્ન અગાઉના દિવસોમાં બન્ને પક્ષોને ત્યાં સ્ત્રીઓ રાત્રે ગીતો ગાય છે. આ ગીતો ગુજરાતી તથા કચ્છી એમ બન્ને ભાષાઓમાં ગવાય છે. લગ્નથી ચાર પાંચ દિવસ અગાઉ વર કન્યા બન્નેને ત્યાં પીઠી ચોળવામાં આવે છે. આ પીઠી સામાન્ય રીતે રાત્રે જ ચોળવામાં આવે છે. લગ્ન અગાઉ બે દિવસે બન્ને પક્ષને ત્યાં માંડવો નાખવામાં આવે છે. તથા લગ્નને આગલે દિવસે વરરાજાનું ફૂલેકું કાઢવામાં આવે છે. આ વખતે વરરાજાને કેસરીઆ કપડાં પહેરાવવામાં આવે છે. તથા સુરવાલ અંગરખો વગેરે પહેરાવવામાં આવે છે. માથે રાતો સાફો બાંધવામાં આવે છે. અને કમરે તલવાર લટકાવવામાં આવે છે. આ જ પોષાક તેને પરણતી વખતે પણ પહેરાવવામાં આવે છે. લગ્નના આગલા દિવસોમાં બન્ને પક્ષોને ત્યાં સૌ સૌના સગા સ્નેહીઓને જમાડવામાં આવે છે.

લગ્નના દિવસે કન્યાપક્ષ તરફથી સામૈયું કરવામાં આવે છે. અને વર રાજાને ધામધૂમથી જાન સાથે માંડવે લાવવામાં આવે છે. મડાંવા આગળ પ્રથમ સાસુ પોતાના હાથમાં નાળિયેર અને ચોખા લાવે છે. વરરાજાની માથે ચોખા ફેરવી ચારે બાજુ ઉડાડી તેને આ રીતે પોંખવામાં આવે છે ત્યાર પછી તેને માંડવા નીચે લાવવામાં આવે છે ત્યાં આગળ સારા ગોદડાં પાથરવામાં આવ્યા હોય છે તે ઉપર વરરાજાને બેસાડવામાં આવે છે. તેની પાસે અણવર બેસે છે અને સામે મોલવી તથા બન્ને પક્ષના વકીલો બેસે છે. પછી અન્ય પુરુષ વર્ગ બેસે છે. પાછળના ભાગમાં સ્ત્રીઓ બેસે છે. કન્યાને ઓરડીમાં બેસાડવામાં આવે છે. તેને છીંટની સાડી, ઘાઘરો તથા કાપડું પહેરાવવાનાં આવેલા હોય છે. નિકા

પઢાવતાં પહેલાં મોલવી બન્ને પક્ષના વકીલો મારફત વર કન્યાને અલગ રીતે પુછાવે છે. અને લગ્ન કબૂલ મંજૂર છે કે નહીં તેની ખાત્રી કરે છે. બન્નેની સંમતિ આવ્યા બાદ મોલવી નીકા પઢે છે. આ સમયે શાંતિ જાળવવામાં આવે છે પણ ગીતો ગાવામાં આવતા નથી. આ ક્રિયા લગભગ દોઢ બે કલાક ચાલે છે. તે પૂરી થયા પછી ચા પાવામાં આવે છે. થોડો સમય રાસ રમી બન્ને પક્ષના માણસો એક જગ્યાએ ભેગા બેસે છે. આ સમયે કન્યાદાન દેવામાં આવે છે. ત્યાર બાદ હાથઘરણાની વિધિ થાય છે. તેમાં સૌ પોત-પોતાની શક્તિ અનુસાર પાંચથી પચ્ચીસ રૂપીઆ સુધી આપે છે. આ રીતે લગ્ન વિધિ પૂરી થાય છે.

કન્યાપક્ષ તરફથી વરપક્ષને એકાદ બે ટંક જમણ પણ ક્યારેક આપવામાં આવે છે. જમણમાં ચોખા, દાળ, લાપસી. ઘી વગેરે પીરસાય છે. મુખ્યત્વે તો માંસ મટન વધુ હોય છે. સામાન્ય રીતે એક થાળીમાં ચાર ચાર, પાંચ પાંચ જણ સાથે જમવા બેસે છે.

બીજે દિવસે કન્યાને વિદાય આપવામાં આવે છે. આ સમયે વર કન્યાના માથા ઉપરથી કપડાંનું યા થોડા પૈસાનું ઘોરું ઉતારી ભંગીને આપ-વામાં આવે છે. અને પછી જાન રવાના થાય છે.

સાસરે ગયા પછી વર કન્યાને સાસુ પોંખે છે. સાસરે કન્યાને થોડા દિવસ સસરા, જેઠ વગેરેની લાજ કાઢવાની હોય છે. ત્યાર બાદ સાસરીઆ વહુનો ઘુમટો છોડાવે છે. ઘુમટો છોડાવવા બદલ વહુને પાંચ પચ્ચીસનું ઘરેણું યા રોકડા નાણાં આપવા પડે છે. ત્યાર પછી તેને ખાસ કોઇની લાજ કાઢ-વાની હોતી નથી.

**મૃત્યુ :** ઇસ્લામ ધર્મ પ્રમાણે આ લોકોમાં પણ મૃતદેહને દાટવામાં આવે છે. મૃત્યુ થયા પછી મૃતદેહને ફકીર ગરમ પાણીથી નવડાવે છે. ત્યાર બાદ નજીકના સ્થળની મસ્જીદમાંથી જનાન લાવી તેમાં મૃતદેહને ગોઠવી તે ઉપર કફન ઢાંકવામાં આવે છે તથા કબ્રસ્તાનમાં માથાપૂર ખાડો ખોદી મૃત-

દેહને બરાબર વ્યવસ્થિત રીતે દાટવામાં આવે છે. ઘરે યા શ્મશાને મૃતદેહ ઉપર આ સિવાય કોઇ ખાસ સંસ્કાર ક્રિયાઓ કરવામાં આવતી નથી. પરંતુ મૃતદેહને દાટયા પછી કબ્રસ્તાનમાં આ લોકો કબરથી ચાલીસ કદમ દૂર જઈ ફાતીઓ પઢે છે. ત્યારબાદ સૌ ઘર તરફ વળે છે. અઠવાડિયા પછી એકાદ દિવસે સાંજે સૌ મરનારને ત્યાં ભેગા મળે છે ત્યાં ફકીર, મૌલવી યા સૈયદ આગળ મોલુદ પઢાવવામાં (કથા કરાવવામાં) આવે છે. તે દરમ્યાન સ્ત્રીઓ કાળાં કપડાં પહેરે છે. ચાલીસમે દિવસે શોગ ઉતરાવવામાં આવે છે. તે બદલ તેમને પૈસા આપવામાં આવે છે. આ દિવસે નાના બાળકોને જમાડવામાં પણ આવે છે આ પછી શોગ ગયો માનવામાં આવે છે. પહેલી મહોરમ વખતે મરનારની કબરે જઇ પાણી રેડવામાં આવે છે તથા માટીથી ફરી લીપવામાં આવે છે. અને તે ઉપર નવી માટી ચઢાવી પાંચ રૂપીઆ મૂકવામાં આવે છે. આમ પહેલી મહોરમે કબર ધોવામાં આવે છે. તથા તાજીયાના ત્રીજા દિવસે મરનારના નામથી ફકીરોને થોડું દાન કરવામાં આવે છે. તથા નાના બાળકોને રાજી રાખવામાં આવે છે. આ સિવાય મરનાર પાછળ કોઇ ખાસ બીજી સંસ્કાર ક્રિયાઓ કરવામાં આવતી નથી.

**ધાર્મિક માન્યતાઓ અને વિશ્વાસ :** આ લોકો ઇસ્લામ ધર્મી છે અને સુન્ની પંથ પાળે છે. તેઓ દેવદેવીઓને માનતા નથી પરન્તુ પીરને ખૂબ માને છે તેઓ આર્થિક સ્થિતિએ ગરીબ હોવાથી મક્કા મદીનાની જાત્રાએ જઇ શકતા નથી.

આ લોકો બાધા માનતામાં ઘણો જ વિશ્વાસ ધરાવતા આવ્યા છે. માંદગી પ્રસંગે તેઓ ફકીરો પાસે દોરા ધાગા તથા તાવીજો કરાવડાવે છે. ફકીર જંતર મંતર કરી કાંઇ લખી આપી તાવીજમાં બાંધીને આપે છે. અને આ લોકો તે પહેરે છે. આ તાવીજ ને લીધે કોઇ ગેબી દુવાથી તેનો રોગ દૂર થઇ જશે એવી તેઓ માન્યતા ધરાવે છે. તેમાં નિષ્ફળ જાય ત્યારે કેટલીકવાર તેઓ ડોકટરનો સહારો લે છે

વળી આ લોકો ભૂતપ્રેતના વળગાડોમાં પણ માનતા આવ્યા છે. કોઇને વળગાડ તથા ભૂત વગેરે વળગ્યું છે એમ લાગે ત્યારે તેઓ મોટા ફકીર પાસે જાય છે. આ ફકીર આવા વળગાડવાળા માણસને ઠાપડો વગેરે સખત રીતે મારી વળગાડ દૂર કરે છે.

**ગુણ અને ખાસીયત :** આ પ્રજામાં અનેક સદ્‌ગુણો પડયા છે જેવાંકે વફાદારી, પ્રમાણિકતાં, નિડરતા, શૌર્ય, સમય સૂચકતાં વગેરે છે તેને ખીલવવા જોઇએ, કે જેથી તેઓ બીજી પ્રજાને ઘણા ઉપયોગી થઇ પડે તથા પોતે આગળ આવી શકે. બીજી તરફ પોતામાં પડેલી આળસ, તથા વેટાંબકરાં ઊઠાવી જવાની ટેવ વગેરે અવગુણોમાંથી તેમને બચાવવા ઘટે આ માટે પ્રથમ તેમને બીજો કામ ધંધો આપવો અનિવાર્ય બને છે. તેમને ટોયાં રાખવાનું, રજાઇઓ ભરવાનું, પશુ પાલનનું તથા અન્ય ખેત મજૂરી વગેરેનું કામ આપવું જોઇએ. સાથે સાથે તેમના સ્થાયી વસવાટ કરવા માટે ઘટતું કરવું જોઇએ જો કે આ દિશામાં પ્રયત્નો થઇ રહ્યા છે. ભારે જનૂની તથા ભયંકર જણાતી આ કોમનો વિશ્વાસ જીત્યા પછી તે ઘણી જ શાણી અને ઉમદા ગુણોવાળી જણાયા વગર રહેતી નથી.

**દૈનિક જીવન :** તેમના દંગાઓ સાદા હોય છે. એકાએક એક સ્થળેથી બીજે સ્થળે ભાગવાનું હોવાથી તેઓ બહુ જ ઓછા સાધનો રાખે છે. તેઓના દંગામાં મોટા ખાટલા હોતા નથી પણ એકાદ નાની ખાટલી હોય છે. તે ઉપર ગોદડાં તથા રજાઇઓ ગોઠવી રાખે છે. આ રજાઇઓ સારી અને સ્વચ્છ હોય છે અને સ્ત્રીઓએ તેને કલાત્મક રીતે સીવીને તૈયાર કરેલી હોય છે. આ સિવાય દંગામાં બે ચાર આડા અવળાં કાંસાના થાળી વાટકાં તથા ધાતુના યા પિત્તળના એકાદ બે તપેલાં જ્યાં ત્યાં પડયા હોય છે. તંબૂની બહાર એકાદ પાણીનું ભરેલું માટલું પડયું હોય છે. તથા આ જુદા જુદા તંબૂઓની વચ્ચે સૌ સૌના જુદા ચૂલા હોય છે. તે બે ચાર આડા અવળા પથ્થર ગોઠવીને તૈયાર કરેલા હોય છે તે ઉપર સ્ત્રીઓ રસોઇ કરે છે. આ સિવાય બીજું કાંઇ ખાસ હોતું નથી. જો કે ઘણા ખરાં પાસે પરવાના વગરના હથિયારો તથા

જામગરીવાળી બંદૂકો હોય છે પણ તે કયાંક સંતાડી રાખેલ હોય છે. તેમના દંગાઓની આજુબાજુ પાંચ સાત બકરાંઘેટાં, બે ચાર ઘોડા તથા ઊંટ પણ હોય છે. પુરુષ વર્ગ બપોરે સીમ સીમાડે ગુન્હાહિત પ્રવૃત્તિ અર્થે, અથવા શિકાર માટે અને જો ટોર્યા રાખ્યા હોય તો તે કામે ગયા હોય છે. તેને ઘેટાંબકરાં હોય તો મોટાં છોકરાંઓ સીમમાં ચરાવવા ચાલ્યા ગયા હોય છે. નાના છોકરાંઓ દંગાઓની આસપાસ નાગા ઉઘાડાં ભટકતા કરતા હોય છે. તેમની સ્ત્રીઓ જરૂર જણાય તો સીમમાં લાકડાં છાણાં વીણવા જાય છે. નહી તો દંગાઓ સાચવે છે. આ સ્ત્રીઓ પુરુષોના જેવી બહાદૂર હોય છે. શિકારમાં પણ હોશિયાર હોય છે. ઘરનો બધો જ કારભાર જેવો કે માંસ વેચવું તથા બીજા સમાજનાં વર્ગો સાથે સંબંધ રાખવો, બજારમાંથી ઘરવકરીની ખરીદી કરવી વગેરે ઘણું ખરું સ્ત્રીઓ જ કરે છે. આ રીતે સ્ત્રીઓનું તેમની કોમમાં બહુ માન છે.

**આહાર :** આ લોકો ખોરાકમાં સામાન્ય રીતે ઘઉં તથા બાજરાના રોટલા, તુવર યા ચણાની દાળ તથા ચોખા લે છે. જુવારનું પ્રમાણ બહુ ઓછું છે. શાકભાજીમાં મુખ્યત્વે રીંગણા, દુધી, ભીંડા વગેરે ખાય છે. તથા બકરાંનું દૂધ વગેરે લે છે. જો કે તેમને હરણ યા સસલાનું માંસ બહુ પ્રિય હોય છે. પણ કાયમ તે મળી શકતું નથી. કેટલાકને તો માંસ ખાધા વગર ચાલતું જ નથી હોતું. જ્યારે કેટલાંકને ત્રીજે ચોથે દિવસે થોડું ઘણું પણ માંસ મટન જોઇએ જ. તેઓ હડ્ડીને પણ બહુ વખત સુધી ચૂસ્યા કરે છે. માત્ર તે વખતે બન્ને હાથ બગાડે છે નહીં તો સામાન્ય રીતે જમણા હાથે જ જમવાનો આગ્રહ રાખે છે. સામાન્ય રીતે સૌ એક સાથે ગોળ કુંડાળામાં બેસે છે. એક થાળીમાં એક સામટાં બધા વચ્ચે રોટલાં રાખી તથા શાક યા દાળ અલગ વાટકામાં રાખી તેઓ જમે છે.

આ માંસાહારની અસર તેમના શરીર પર તથા લોહીમાં થાય જ છે. આ કાયમી માંસાહારને લીધે તેઓ ઘણાં ઝનૂની છે. માણસને પણ મારી

નાખતા તેઓ જરાય અચકાતા નથી એમ મનાય છે તથા તેઓ માંસાહારી હોવાથી તેમનો સ્વભાવ પણ તેવો જ હોય છે.

**સંબંધો અને સ્થિતિ :** દેશની બીજી આગળ વધેલી પ્રજાઓની સરખામણીમાં તેઓ સંસ્કૃતિ તથા સુધારાની આગે કૂચથી ઘણા જ પાછળ છે. મધ્યકાલીન યુગમાં જેમ તાર્તારો અને બીજી અનેક લૂટારું ટોળીઓ ભટકતી, લૂંટફાટ કરતી, તથા પ્રજાને રંજાડતી હતી તેની આ લોકો આપણને યાદ અપાવે છે. એ મધ્યકાલીન યુગના લૂટારાંઓની સ્થિતિ જેવી જ આ લોકોના વિકાસની સ્થિતિ છે. હજુ તેઓ વીસમી સદીની સંસ્કૃતિથી ઘણા દૂર છે. જો કે તેઓ કોઇથી ઠગાય, દબાય યા ડરે એવા જરાય નથી. તેઓ ભારે નીડર અને હિંમતવાન છે. ઊલટી બીજી પ્રજાઓ તેનાથી કાયમ રાડ પાડતી આવી છે. આ લોકો શૈક્ષણિક દષ્ટિએ ઘણાં પાછળ છે. પરંતુ તેઓ કાંઇ મૂઢ યા અક્કલ હોંશિયારી વગરના નથી. તેઓમાં બુદ્ધિ છે, બળ છે, હોંશિયારી છે. તથા આવડત છે. તેઓ વફાદાર અને પ્રમાણિક છે. પરન્તુ અત્યાર સુધી તેઓ તેમના આ ગુણો અને શક્તિઓનો યોગ્ય ઉપયોગ કરતાં આવ્યા નથી બલકે કુમાર્ગે વાપરતા આવ્યા છે. જો તેમની આ શક્તિઓ અને ગુણોને યોગ્ય ઓપ આપી સુમાર્ગે વાળવામાં આવે તો તેઓ દેશને તથા પ્રજાને ઘણા જ ઉપયોગી થઈ પડે તેવા છે.

અત્યારે તો તેમની છાપ સમાજમાં ડાકુ, તથા લૂટારૂ તરીકેની પડી ગયેલ છે. લોકો તેમનો સાથ કરતાં ડરે છે. તેમના પ્રત્યે શંકાની તથા ભયની નજરે જોવામાં આવે છે.

લૂટફાંટ, ચોરી કે રંજાડ કરવામાંથી આ લોકો "મેઘવાળ"ને સદા બાકાત રાખે છે. જો ભુલથી મેઘવાળની લૂંટ થઇ ગઇ હોય યા ભુલથી કોઇ વસ્તુ લીધી હોય તો પણ પાછી આપે છે.*

*સૌરાષ્ટ્રની પછાત કોમો "સૌરાષ્ટ્ર" તા. ૧-૮-૫૬માંથી)

**કૌટુંબિક સંબંધો :** આ કોમમાં સંયુક્ત કુટુંબ વ્યવસ્થા છે. અને આવા અંદરોઅંદર, સંબંધી એવા બે ત્રણ સંયુક્ત કુટુંબો, ટોળકીના રૂપે સાથે ભટકે છે, રખડે છે, તથા જીવે છે. આવી ટોળીઓનો એક આગેવાન હોય છે અને તેના નામ ઉપરથી તે ટોળી અથવા દંગા ઓળખાય છે. તે અંગે આપણે અગાઉ વિગતવાર જોઇ ગયા છીએ. આ આગેવાનનો આખા દંગા ઉપર પ્રભાવ હોય છે. અને તેના કહ્યામાં સૌ રહે છે. જો કે કોઇ કાર્યના નિર્ણય માટે તેઓ પરસ્પર અંદરો અંદર સમજી એક મતે થઇને આખરી નિર્ણય લે છે. આ લોકોમાં અંદરો અંદર ઝઘડા થાય છે અને તે મુખ્યત્વે તો કન્યા બાબતમાં તથા લગ્ન અંગેની લેવડ દેવડ બાબતમાં થાય છે. કેટલીકવાર સ્ત્રીઓમાં નાના મોટા કોઇક કારણોસર બોલાબોલી થાય છે પરન્તુ તે પુરુષોની ગેરહાજરી દરમ્યાન જ અંદરો અંદર લવલવ કરી લે છે. પુરુષોની હાજરીમાં મોટે ભાગે આવા ઝઘડાઓ કરતી નથી. જો કે કયારેક સ્ત્રીઓ પુરુષોની હાજરીમાં અશ્લીલ શબ્દ ઉશ્કેરાટમાં આવીને બોલે છે તથા પુરુષ સ્ત્રીની હાજરીમાં બોલે છે પરન્તુ એકંદરે આ પ્રકારની મર્યાદા તથા વિવેક ભંગનું પ્રમાણ ઓછું છે. જો કોઇ સ્ત્રી ખરાબ ચાલ ચાલગતની છે એમ સાબીત થાય તો કેટલીકવાર પતિ આવી સ્ત્રીનું નાક જ કાપી નાખે છે અને પછી રખડતી છોડી મૂકે છે આવા કેટલાક પ્રસંગો બનવા પામ્યા છે.

બાળકોની સંભાળ સ્ત્રીઓ જ રાખે છે. પુરુષ વર્ગ તેની ખાસ સંભાળ રાખતો નથી. જો કે નાના બાળકોની સંભાળ માતાઓ પણ ખાસ લેતી હોતી નથી. તેઓ દંગાની આજુબાજુ નાગા ઉઘાડા ભટકયાં કરે છે. રોટલાં ખાધા કરે છે અને મોટા થઇ રહે છે.

**આર્થિક સમાલોચના :** આ કોમનો મુખ્ય ધંધો તો રસ્તે આવતાં જતાં ઘેટાંબકરાં લૂંટવા અને તેને મારી તેનું માંસ કરીને વેચવું તથા બીજા ભરવાડોને સસ્તા ભાવે વેચવા, શિકાર કરવો તથા ટોયાં રાખવા એ છે. આ અંગે આપણે વિગતવાર આગળના પ્રકરણમાં જોઈ ગયા. આ

લોકોનું જીવન ધોરણ નીચું છે. પણ તેમનો ખોરાક ઠીક ઠીક હોય છે. તેમાંય તે માંસ મટન વધુ જોઇએ છે. તે માટે તેમને કાંઇ પ્રથમ નાણાં કમાવા જવા પડતા નથી. લૂંટ યા શિકાર મારફત તેમને તે સહજ રીતે મળી રહે છે. આમ તેઓને એકંદરે ભૂખે મરવું પડતું નથી. પ્રમાણિક યા અપ્રમાણિક માર્ગે તે પોતાના પેટ પૂરતું મેળવી લે છે. આ કોમમાંથી માત્ર એકાદ બે વ્યક્તિ બાદ કરતાં કોઈ પણ વ્યકિત નોકરી યા વ્યાપાર કે ખેતીના ધંધામાં રોકાયેલ નથી. હાલમાં તેઓ ખેત યા દહાડિયા મજૂરી કરતાં થયા છે. તેમાંથી તો તેઓને માંડ પેટ પૂરતું મળી રહે છે. પરન્તુ સાથે ગુન્હાહિત પ્રવૃત્તિઓમાંથી બાકીનું તેમને સરળતાથી મળી રહે છે.

સામાજિક ખર્ચ માટે, જીવન નિર્વાહ માટે તથા ઊંટ ઘોડા, વગેરે જાનવરો યા અન્ય જરૂરી સાધન સામગ્રીઓ ખરીદવા માટે કયારેક દેવું કરવું પડે છે. આ દેવાં તેઓ અંદરો અંદર જ કરે છે. જો કે બહાર તો તેમને કોઇ ધીરે એમ પણ નથી. સામાન્ય રીતે આ દેવા ૨૦| થી ૧૦૦| રૂા. સુધીના જ હોય છે. તે અંગે તેઓ વ્યાજ લેતા નથી. અને સગવડતાએ તેઓ એક બીજાને પાછાં ભરપાઇ કરી દે છે. આ રીતે તેઓ અંદરો અંદર દેવું કરી વ્યવહાર જાળવતા આવ્યા છે.

# ઘં.....ટી.....આ

ઘંટીઓ વેચતી, એક ગામથી બીજે ગામ ભટકતી, રખડતું જીવન ગાળતી તેમજ ઘંટીઆના નામે ઓળખાતી આ કોમ સાત આઠના જૂથમાં પોતાનો માલસામાન તથા ઘંટીઓ ગધેડા ઉપર લાદી એક સ્થળેથી બીજે સ્થળે જાય છે. ગામની સીમમાં યા કોઇ પડતર જમીનમાં પોતાના કુટુંબો સાથે પડાવ નાખે છે. ત્યાં પાંચ સાત દંગા તાણે છે. આ દંગા જૂના કંતાનના હોય છે અને તેનો આકાર ગોળ નહીં પણ ત્રિકોણ જેવો હોય છે. ચોમાસામાં પાણીની વાછટથી બચવા બાજરાના સૂકા રાડાની ચાદડી તૈયાર કરી ચારે બાજુ રાખી દંગાનું રક્ષણકરે છે. આવા દંગાઓમાં તેઓની જીવન જ્યોત ઝગમગે છે. આવા વાતાવણમાં જ તેઓ જન્મે છે, જીવે છે અને જીવન મુક્ત બને છે.

તેઓ શરીરે મધ્યમ બાંધાના તથા સાધારણ ઊંચા હોય છે. તેઓ મૂળે મારવાડી હોઈ મારવાડી મજૂર જેવા જણાય છે. માથે યા ગધેડા ઉપર ઘંટી લઇ ગામમાં ફરે છે અને "ઘંટી લ્યો ઘંટી." એમ સાદ પાડે છે. સ્ત્રીઓ પણ આ રીતે ઘંટી વેચવા નીકળે છે આ ઉપરાંત તેઓ માટીના ઘંટી, ઘોડા, તથા રમકડાં બનાવે છે. અને ગામમાં જઇ સાદ પાડી પૈસે પૈસે વેચે છે. આ લોકો રાજુલા હળવદ ધ્રાગધ્રા વગેરે સ્થળેથી ઘંટીના પડ મંગાવી તેને ટાંકી તૈયાર કરી વેચે છે. આ ઉપરાંત જૂની ઘંટીઓ પણ ટાંકી આપવાનો ધંધો કરે છે. વીસ પચ્ચીસ વર્ષ જૂની અને નકામી થઇ ગયેલી ઘંટીઓ પણ તેઓ ટાંકી તથા સુધારી શકે છે. ઘંટી ટાંકવામાં તેઓ ઘણા જ કુશળ હોય છે. અને આ કળા તેઓ વંશપરંપરાગતથી શીખતા આવ્યા હોય છે. તેથી તેમને ઘંટી ટાંકવા સિવાયના બીજા ધંધામાં સૂઝ યા રસ પડતો નથી.

તેમનો ધંધો ચાલે કે ન ચાલે છતાં પણ તેઓ એ ધંધાને જ વળગી રહેવા મથે છે.

ગરીબડું તથા ભટકતું જીવન ગાળતાં આ લોકો પ્રમાણિક તથા સીધા સાદા હોય છે. ચોરી, લૂંટફાટ, વ્યભિચાર, છીનાળવું વગેરેના ફંદામાં તેઓ સંડોવાતા નથી. તેમ કરનારને તેઓ નાત બહાર પણ મૂકે છે આ રીતે તેઓ પોતાનું નૈતિક જીવન ધોરણ ઊંચુ જાળવતા આવ્યા છે. આ ઉપરાંત પણ કેટલાંક શુભ તત્ત્વો આ કોમમાં પડયા છે. આ કોમ અંગે હવે આપણે વિગતવાર જોઇએ.

ઘંટીઓ ટાંકવાના તથા વેચવાના ધંધાને કારણે તેઓ ઘંટીઆ કહેવાય છે. પણ મૂળે તેઓ ઘેરાસલાટ છે આ ઉપરાંત સલાટોમાં બીજા વાદીસલાટ અને સોમપુરા સલાટો પણ હોય છે. જ્યાં ત્યાં દંગા નાખવા, મોરલી તથા સારંગી વગાડી ભીખ માંગવી, મદારીની જેમ સાપ ઉછેરવા અને રમાડવા વગેરે પ્રવૃત્તિઓ કરનારા સલાટો વાદી સલાટોના નામે ઓળખાય છે. તેઓ સંજોગોવસાત ઘંટીઓ ટાંકે છે. પણ ઘેરા સલાટો કરતાં તેઓ તદ્દન જુદા જ હોય છે. સોમપુરા સલાટો બ્રાહ્મણ જેવા હોય છે. તેઓને પછાત વર્ગમાં ગણવામાં આવતા નથી. તેઓ પણ ઘંટીના પથ્થરો ફોડાવે છે. તેમાંથી ઘંટીના પડ ઘડાવે છે. તથા તેનો મોટા પાયા ઉપર વેપાર કરે છે. તેઓ એક જ જગ્યાએ સ્થાયી થઇ વસે છે. ગામે ગામ ભટકતા નથી. તેઓ ઘેરા સલાટો કરતાં તદ્દન જુદાં જ હોય છે. તેમની સાથે કાંઇ સંબંધ હોતો નથી. આ ઉપરાંત કેટલાક ચામઠા લોકો પણ ઘંટી ટાંકવાનો વગેરેનો ધંધો કરતા હોય છે. પણ તેઓ ઘંટીઆ નથી. તેમની સંખ્યા જૂજ છે.

માત્ર ઘેરા સલાટો જ ઘંટીઆના નામે ઓળખાય છે. ગામેગામ જાય છે. દંગા નાખે છે. ઘંટીઓ વેચે છે. દામનગરમાં તેઓના કેટલાંક કુટુંબો સ્થાયી થયા છે. પરન્તુ મોટાભાગના તો હજૂ રખડતું જ જીવન ગાળે છે. અંદરો અંદર સમજુતી કરી તેઓ પોતાના નિયત કરેલા વિભાગોમાં જ ફરે છે. ભાવનગર વિભાગમાં જે ટોળી ફરતી હોય તે ટોળી હળવદ તરફ જતી નથી.

[૧૭૭]

અને હળવદવાળાં ભાવનગર આવતા નથી. સૌ અંદરો અંદર સમજીને પોતાના વિભાગો વહેંચી લઇ એટલા ભાગમાં જ ફરતા હોય છે. આ બધા પરસ્પરના સગા સંબંધીઓ જ હોય છે અને પ્રસંગોપાત ભેગા પણ મળે છે. આવી લગભગ દસેક ટોળીઓ સૌરાષ્ટ્રમાં જોવા મળે છે. તેઓ મુખ્યત્વે ભાવનગર, હળવદ, વઢવાણ કેમ્પ, તળાજા, શિહોર, ભીમનાથ, અમરેલી, દામનગર વગેરે સ્થળે વસે છે. તથા તેની આજુબાજુના ગામોમાં ફરે છે. અને ઘંટી ટાંકવાનો તથા વેચવાનો વેપાર કરે છે. કેટલીક ટોળીઓ પ્રસંગોપાત ગુજરાતમાં પણ જાય છે. જો કે ખેડબ્રહ્મા, મહેસાણા, સુરત બાજુ પણ આમાંની બે ચાર ટોળીઓએ હાલમાં ત્યાં જ વસવાટ શરૂ કર્યો છે. તેમજ રાજુલા, હળવદ વગેરે સ્થળોએથી ઘંટીઓ મંગાવી ત્યાં વેચે પણ છે આ રીતે તેઓ ઘંટીના વેપાર અર્થે સદા ભટકતું જીવન ગાળતા આવ્યા છે. આજે સૌરાષ્ટ્રમાં તેઓની વસ્તી લગભગ ચારસો માણસની હશે એમ માનવામાં આવે છે.

**વંશ અને જાતિ :** આ લોકો મૂળે મારવાડના જ વતની છે. આજે પણ દેખાવ, મુખાકૃતિ રહેણીકરણી, ભાષા, પોષાક, સંસ્કૃતિ વગેરે પણ મારવાડી લોકોને મળતાં આવે છે. આજથી લગભગ સવાસો દોઢસો વર્ષ પૂર્વે દુષ્કાળ યા બીજા કોઇ કારણે તેઓ મારવાડ છોડી સૌરાષ્ટ્રમાં ઉતરી આવ્યા હોય એમ જણાય છે. અને સૌથી પ્રથમ તેઓ રાજુલામાં આવીને વસ્યા હોય એમ લાગે છે. ત્યાં તેમને પથ્થર ફોડવાની તથા ઘંટીઓ ઘડવાની મજૂરીએ વળગ્યા, તેમ જ તેનો વેપાર કરવા લાગ્યા. સૌરાષ્ટ્રમાં બીજે જ્યાં જ્યાં ઘંટી માટેનો પથ્થર નીકળતો જણાયો તે સ્થળે પણ તેઓ પહોંચી ગયા. બીજી તરફ ઘંટીઓ વેચવા અને ટાંકવા માટે ગામડે ગામડે ફરવું પડતું હોવાથી તેઓએ આ પ્રકારનું ભટકતું જીવન અપનાવ્યું. એકાદ ગામે જઇ પોતાના દંગા નાખી, આજુ બાજુના ગામડાંઓમાં ફરી વળે છે, જ્યારે ઘંટી ટંકાવવાની માંગણી ન રહે ત્યારે બીજે સ્થળે ઉચાળા ભરી નીકળે છે આ રીતનું તેમનું જીવન છે. તેને અનુરૂપ તેમની સંસ્કૃતિ ઘડાઇ છે. અને તેઓ ઘંટીઆ બન્યા.

તેઓમાં પરમાર, રાઠોડ, સોલંકી, ડોડીયા, સોઢા, લંકુમ વગેરે પ્રકારની લગભગ સોળેક શાખ જોવા મળે છે.

કામલ, જીવા, ભીખા, જાદવા, દલા, રામા, તાતા, નથુ વગેરે પ્રકારના પુરુષ વર્ગોના નામો હોય છે. સ્ત્રીઓના નામોમાં મુખ્યત્વે હવા, નાથી, બાલુ, વગેરે પાડવામાં આવે છે.

**સંસ્કૃતિ :** તેઓનો પોષાક તો મારવાડી ઢબનો જ છે. જો કે કેટલાંક સૌરાષ્ટ્રમાં આવ્યા પછી કણબી જેવો પોષાક અપનાવ્યો હતો. અને ચોરણી તથા કડીયું પહેરતાં પણ તેમની સંખ્યા બહુ જૂજ હતી. હાલમાં પુરૂષ વર્ગ તો મુખ્યત્વે મારવાડી ઢબે ખોસેલું ધોતિયું, બદન ઉપર ખમીસ અને કેટલીકવાર તે ઉપર જૂનો કોટ, માથા ઉપર નાનું ફાળીયું યા ચટણી રંગની પાઘડી જેવું બાંધે છે.

સ્ત્રીઓ તો દસથી બાર વારના ઘેરવાળાં રંગીન છાંટવાળા ઘાઘરા, તે ઉપર મારવાડી ઢબના મોટા ખીસ્સાવાળા બંડી યા ખમીશ જેવા પોલકાં અને માથે રંગીન ઓઢણું ઓઢે છે. નાના બાળકો તો જેવાં તેવા ફાટલાં તૂટલાં કપડાં પહેરે છે યા ઉઘાડા શરીરે રઝળ્યાં કરે છે.

તેઓનાં ઘરેણાં પણ મારવાડી ઢબના અને ઘાટના જ હોય છે. સ્ત્રીઓ હાથમાં રૂપાની બંગડીઓ, પગમાં ચાંદીના તોડા, સાંકળી, કાનમાં કડીઓ, નાકમાં વાળી, ગળામાં મારવાડી ઢબના સોનાના હાર અથવા કાચની કાચા મોતીની માળા વગેરે પહેરે છે.

પુરૂષો કમરે ચાંદીના કંદોરા, હાથની આંગળીઓમાં વીંટી તેમજ ખમીસમાં ચાંદીના બટનની સટ વગેરે પહેરે છે.

પરન્તુ આ ઘરેણાં તો માત્ર શક્તિશાળી કુટુંબોજ પહેરી શકે છે. મોટાભાગના લોકો તો બહુ ગરીબ હોય છે તેમની પાસે વિશેષ ઘરેણાં હોતા નથી.

**ભાષા :** તેઓની ભાષા પણ મારવાડી જ છે. પણ તેમાં ગુજરાતી તથા હિંદી ભાષાની ઘણીજ અસર હોવાથી તે શુદ્ધ મારવાડી રહી નથી. તેમાં

અનેક ગુજરાતી શબ્દોનું મિશ્રણ થવા પામ્યું છે. જેમકે (૧) 'મેં જાઉં છું.' એટલે હું જાઉં છું. (૨) 'વા માણસ જાંદે' એટલે તે માણસ જાય છે. (૩) 'અમે જાના હૈ ધંધા ઉપર' એટલે મારે કામે જવું છે.

**કળા :** ઘંટી ઘડવામાં તથા ઘંટી ટાંકવામાં આ લોકો ઘણાજ કુશળ હોય છે. ગમે તેવી જૂની ઘંટીને પણ તેઓ સુધારી શકે છે. અને એકવાર ટાંકેલી ઘંટીને ફરી પાંચ સાત વર્ષ સુધી ટંકાવવી પડતી નથી. તેઓ લશ્કરી ઘંટી પણ કરે છે. તેની વિશિષ્ટતા તો એ છે કે ગમે તેવો હવાઈ ગયેલો અથવા પલળી ગયેલો દાણો હોય તો પણ તેનો લોટ કાઢી શકાય છે. તેઓ વંશ પરંપરાગતથી આ કળા શીખતા આવ્યા છે.

**નૃત્યકળા, ભજન, સંગીત અને શિક્ષણ :** રખડતું તથા ટોળી જીવન ગાળતી અન્ય કોમોની જેમ આ કોમમાં નૃત્ય કળા જેવું જોવા મળતું નથી. તેનું કારણ તેઓ વર્ષોની વંશપરંપરાથી આવા પ્રકારનું જીવન ગાળતા આવ્યા નથી. તેમજ તેમની આજુબાજુનું વાતાવરણ પણ એવું હોતું નથી કે તેઓમાં આ કળા સહજ રીતે ખીલી શકે તેમજ તેમનાં ટોળામાં માત્ર ચાર પાંચ જ કુટુંબો જ એક સાથે હોય છે. તેઓ વર્તમાન સંસ્કૃતિથી સાવ દૂર નથી. માત્ર તેમને ગરીબી જ ઘેરી વળી છે. અને ઘંટીના ધંધાને કારણે રખડતું જીવન ગાળે છે. આવા કારણોને લીધે આ કોમમાં પણ નૃત્ય કળા ખીલી નથી. અન્ય હિંદુ કોમોની જેમ તેઓ વારતહેવારે તથા અન્ય શુભ અવસરે સામાન્ય પ્રકારના રાસ રાસડાં લે છે.

ખાસ ધ્યાન દોરે એવા અલગ પ્રકારના તેમની કોમમાં ભક્તિ ગીતો કે ભજનો પણ જોવામાં આવતા નથી. કોઈક ભગત યા શોખીન કયારેક ભજનો ગાય છે. તથા ભજન કીર્તન કરે છે. શિક્ષણનું પ્રમાણ પણ આ કોમમાં નહીંવત જ છે. તેનું પણ મૂળ કારણ તેમનું ભટકતું જીવન, ગરીબી તથા અજ્ઞાનતા જ છે. તેઓ છોકરાંઓને ભણવવા ન મોકલતાં સીમમાં બકરાં યા ગધેડા ચરા-ચરાવવા મોકલે છે. અને મોટા થતાં ઘંટી ટાંકવાના કામમાં બેસાડે છે.

[૧૮૦]

**ઉત્સવો :** ધર્મે હિંદુ હોવાથી તેઓ દિવાળી, હોળી, શીતળા સાતમ, જન્માષ્ટમી, નોરતા, દશેરા વગેરે તહેવારો ઉજવતા આવ્યા છે.

વારતહેવારે તેઓ ખીર, રોટલી, લાપસી, ભાત, અને કયારેક પૂરી વગેરે રાંધે છે અને આ રીતે વારતહેવાર ઉજવે છે.

શીતળા સાતમાના રોજ પોતાની શકિત અનુસાર પાંચ શેર દશ શેર લોટની પૂરી રાંધે છે અને એ ચાર દિવસ સુધી ખાય છે. અન્ય કોમોની જેમ તેઓ વાર તહેવારે નવાં કપડાં ખરીદતા નથી અને તેવી પ્રથા પણ રાખી નથી. તેનું મૂળ કારણ પરિસ્થિતિ અને ગરીબી છે. આર્થિક સ્થિતિ મનુષ્યના જીવન, રહેણીકરણી, તથા સંસ્કાર અને સંસ્કૃતિ ઘડવામાં કઇ રીતે ભાગ ભજવે છે તેની અહીં સહેજે પ્રતિતી થયા વગર રહેતી નથી. જો આજે કોમ પૈસા પાત્ર હોત તો તેમનું જીવન ધોરણ ઊંચું હોત. વારતહેવારના જમણ વગેરે પણ જુદા હોત. આજે તો તેઓ તેમની પરિસ્થિતિને અનુકૂળ રહીને ઘડાય છે. અને તેમાંથી તે પોતાના જીવનનો આનંદ માણે છે.

ધાર્મિક તહેવારો દરમ્યાન તેઓ માતાને થાળ ધરે છે. ભોગ ચઢાવે છે. આ ભોગ મીઠો હોય છે. જેમાં મુખ્યત્વે ચોખા, લાપસી નાળિયેર વગેરે ચઢાવવામાં આવે છે. પશુઓનો ભોગ ધરવામાં આવતો નથી.

**ધાર્મિક માન્યતાઓ અને વિશ્વાસ :** આ લોકો અન્ય હિંદુઓની જેમ રામ, કૃષ્ણ, હનુમાન, રામદેવ પીર વગેરેને માને છે. માતાઓમાં મુખ્યત્વે મોમાઇ માતાને માનતા આવ્યા છે. તેમજ કેટલાક ખોડીયાર માતાને પણ માને છે. માતાના મઢને તેઓ પોતાની સાથે ટોપલામાં રાખે છે આ ટોપલો તે એકાદ દંગામાં ટાંગીને રાખે છે. આ ટોપલામાં માતાજીનો સામાન, માતાજીની છબી, શંખ દીવી, કપડું, શ્રીફળ વગેરે સાચવીને બાંધી રાખે છે. અને પ્રસંગોપાત તે ટોપલો નીચે ઉતારે છે. તેમજ દર મહિનાની બીજ ને દિવસે લાપસી કરી માતાને તેનો ભોગ ધરે છે. પૂજા, પાઠ તથા ધૂપ વગેરે કરે છે.

માંદગી વખતે તેઓ બાધા માનતા રાખે છે. ભૂવાને બોલાવી દાણાં જોવડાવે છે. આ ક્રિયામાં ભૂવો માંદા માણસની પાસે બેસે છે અને હાથમાં થોડા દાણાં લઇ માંદા માણસની ઉપર માતાનું નામ ઝપતા ઝપતાં ફેરવે છે અને પછી દાણાં એકી યા બેકી સંખ્યાના છે તે જુએ છે અને તે ઉપરથી કારણ બતાવે છે. તેમાંના પાંચેક દાણા એક પૈસા સાથે રાખી એક કપડાંની ચીંથરીમાં બાંધી માંદા માણસના ગળામાં યા કાંડે બાંધે છે અને કહેલી મુદત પ્રમાણે માંદો માણસ જો સાજો થાય તો રાખેલી માનતા પ્રમાણે દેવીને ભોગ ધરે છે, સાજો ન થાય તો બીજા ભૂવાને બોલાવે છે. કેટલાંક ભૂવા માંદા માણસ પાસે દાણાં ન જોતાં ધૂણે છે અને શું કરવું તે સૂચવે છે. પહેલાં કેટલીકવાર આ સમયે ભૂવા દારૂ પીને ખૂબ ધૂણતા. હવે તેઓ દારૂ પીતા નથી. આ ભૂવા તેમની કોમના જ હોય છે. તેમની ટોળીમાં એકાદ જણ ભુવા તરીકે કામ કરતો હોય છે.

આ લોકો ભૂત, પ્રેત, ડાકણને માને છે, જો કોઇને ભૂત વળગ્યું હોય અથવા બીજા વળગાડનો વહેમ હોય તો તેના નિવારણ માટે રોટલો અને ડુંગળી માતાના ઉપરથી ફેરવે છે. અને દૂર જઇ ફેંકી આવે છે. આથી વળગાડ જતું રહે છે એમ તેઓ માને છે.

આ કોમમાં કોઈ ખાસ સંત સાધુઓ કે ધર્મ પ્રચારકો થયા હોય એવું જાણવા મળતું નથી. તેમ જ કોઇ પરધર્મીઓના પાસમાં આવી કોઇએ ખ્રીસ્તી ધર્મ યા બીજો ધર્મ સ્વીકાર્યો નથી.

**દૈનિક જીવન :** આ લોકો સવારે વહેલા પાંચ છ વાગે ઉઠી દાતણ પાણી કરી સૂર્યનારાયણને પગે લાગે છે અને કહે છે કે "હે ભગવાન અમારી વિપત્તિ દૂર કરજે" ત્યાર બાદ ચા પીવે તથા આગલા દિવસનું ટાઢું ટુકડું પડયું હોય તો તેનો નાસ્તો કરે છે. છે. પુરુષ વર્ગ ગધેડા ઉપર ઘંટી લાદી ગામમાં વેચવા નીકળે છે. કેટલીકવાર સાથે એકાદ ઘંટી ઉપાડીને પણ વેચવા નીકળે છે. સ્ત્રીઓ પણ સવારે બળતણ તથા છાણાં વીણવા સીમમાં જાય છે. કેટલીક સ્ત્રીઓ પુરૂષ સાથે પોતે પણ ઘંટીઘોડો વગેરે રમકડાં બનાવી

બજારમાં વેચવા જાય છે. આ લોકો ગામની શેરીઓમાં અને ગલીઓમાં જઇ સાદ પાડે છે. અને બોલે છે કે "ઘંટી લ્યો ઘંટી" "ઘંટી-ઘોડા લ્યો ઘંટી-ઘોડા" જેને ઘંટી ખરીદવી હોય તે ઘંટી ખરીદે છે જેને ઘંટી ટંકાવવી હોય તે ઘંટી ટંકાવે છે જ્યારે એક ગામમાં ઘંટી વગેરે ટંકાવાય જાય તો પછી તેઓ આજુબાજુના ગામડાંઓમાં જાય છે. ત્યાં પણ ઘંટી વેચે છે તથા ટાંકી આવે છે. અને સાંજે પાછા ઘરે આવે છે. કેટલીકવાર તેમને ઘંટી ટંકાવનારને ત્યાંથી ખાવાપૂરતો રોટલો પણ મળી રહે છે. સાંજે ઘરે આવ્યા પછી નિરાંતે સૌ જમે છે. અને આરામ કરી સૂઇ જાય છે. આ તેમનો દૈનિક ક્રમ છે.

બપોરે જ્યારે તેઓ બહાર ઘંટી વેચવા જાય છે ત્યારે તેઓમાંથી એકાદ બે જણ તેમના દંગા સાચવવા માટે ત્યાં રહે છે તે દંગાઓ સાંચવે આ લોકો કુતરાં પણ પાળે છે. તે પણ રાત દિવસ દંગાઓ સાથે પડયા રહે છે અને અજાણ્યાને તેમના દંગા પાસે ઘુસવા દેતા નથી. આ સિવાય એકાદ બે ગધેડા તેમના દંગા પાસે આળોટતા યા રખડતા હોય છે. જે દંગામાં માતાનો મઢ ટાંગેલો હોય છે ત્યાં એકાદ બે કુકડા પણ પાળેલા રાખે છે.

તેઓના આ દંગાઓ કંતાનના હોય છે. અને ત્રિકોણાકારે બાંધેલા હોય છે. વરસાદની વાછટથી બચવા બાજરીના સૂકા રાડાની ચાદડીઓ ઊભી રાખવામાં આવે છે. દંગામાં એકાદ નાની ભાંગી તૂટી ખાટલી પડી હોય છે તથા તેમાં ગંદા તથા ફાટલા તૂટલા ગોદડાના ગાભા પડયા હોય છે. તંબૂમાં એક ખૂણે દરવાજા આગળ ત્રણ ચાર પથ્થર યા ઇંટનો કાચો ચૂલો ગોઠવેલો હોય છે. બળતણમાં જંગલમાંથી વીણી લાવેલા છાણાં તથા લાકડાંના ટીટીયા વાપરે છે. કેટલીકવાર આ છાણાં તેઓ ભરવાડો પાસેથી વેચાતા પણ લે છે. તેમના તંબૂમાં બધું અવ્યવસ્થિત પણે પડયું હોય છે. એકાદ બે પિત્તળના હાંડા હોય છે. તથા એકાદ બે પિત્તળના લોટા, થાળી, વાટકા તેમજ તપેલાં હોય છે. આ ઉપરાંત એકાદ બે કાંસાના થાળી વાટકા પણ હોય છે. આ સિવાય બાકીના વાસણો માટીના હોય છે. બહાર એકાદ ખૂણામાં પાણીનું માટલું પણ

પડયુ હોય છે. અઠવાડિયામાં બે ત્રણવાર સ્નાન કરે છે અને તે પણ બહાર ખુલ્લામાં એકાદ પથ્થર પર બેસી યા ઊભા ઊભા કરે છે અને કપડાં અઠવાડિયામાં એકાદ વાર ધુએ છે.

આ લોકોનો મુખ્ય ખોરાક જાર બાજરાના રોટલા અને મગ, અડદ યા ચણાની દાળ છે. શાક તથા દૂધ અને કઠોળનું પ્રમાણ ઘણુંજ ઓછું છે.

બપોરે મોટે ભાગે રોટલા અને મરચાંની ચટણી અથવા ડુંગળી ખાય છે અને કયારેક રીંગણા વગેરેનું શાક પણ રાંધે છે. સાંજે મુખ્યત્વે દાળ રોટલાજ રાંધી જમે છે. આ કોમમાં માંસહાર નિષિદ્ધ નથી. પણ તેઓ કાયમ ખાતા નથી. જો કે આર્થિક રીતે તેમને પોષાય પણ નહીં. તેઓ કયારેક બજારમાંથી બકરાનું શેર અચ્છેર માંસ લાવીને રાંધે છે. આ સિવાય તેઓ ખાસ માંસાહાર કરતાં નથી. એકંદરે તેમને ખોરાકમાંથી પુરતા પોષ્ટિક તત્વો મળી શકતા નથી.

**કૌટુંબિક સંબંધો :** સામાન્ય રીતે પિતા પુત્ર અને પરિવાર વગેરે સૌ કોઇ સાથે જ રહેવા મથે છે. તેઓની વસ્તી આજે ઘણી જ ઓછી છે. પણ જુદા જુદા સ્થળોએ આજે તેમના જે કાંઇ દંગા જોવા મળે છે તે મુખ્યત્વે એક જ પરિવારના હોય છે. કાકા બાપાના ભાઇઓ તથા પિતા પુત્રો વગેરે જ હોય છે. પુત્રના લગ્ન થયા પછી તે સાધારણ રીતે કુટુંબથી જુદો ન થતાં સાથે જ રહે છે. આમ આ કોમમાં સંયુક્ત કુટુંબ વ્યવસ્થા પ્રવર્તે છે. પરન્તુ કેટલીકવાર સગવડતા ખાતર અલગ તંબૂ તાણે છે. પણ રાંધે છે તો સાથે જ અને એક ચુલે કુલ દસ બાર જમતા હોય છે. પરિવાર વધુ વધતાં અલગ ચૂલો સગવડને માટે કરે છે. બીજી ભટકતી અને આ રીતે રખડતી કોમોમાં જેમ કજીયાં કંકાસનું પ્રમાણ વિશેષ જોવા મળે છે. તેમ આ કોમમાં નથી. આ કોમમાં સંપ હોય છે. અને અંદરો અંદર ખાસ ઝઘડા થતા નથી. પતિ–પત્ની લડે તો પણ આજુબાજુવાળા તેઓને સમજાવીને તુર્તજ પતાવી લે છે. સૌ કુટુંબની જેમ હળી મળીને રહે છે. આમ આ કોમ ઝઘડાળુ નથી. બીજી કોમો સાથેનો વ્યવહાર પણ શાંતિ ભર્યો જ



પથ્થરની મૂર્તિ કંડારતો ઘંટીઆ-સલાટ

" એ... કોઇ ઘંટીઘોડા લ્યો ઘંટીઘોડા "



માટીના ઘંટીઘોડાના રમકડાં બનાવીને વેચવા
નીકળેલી ઘંટીઆ ( સલાટ ) કોમની સ્ત્રી

હોય છે. કોઇની સાથે બને ત્યાં સુધી સબંધ બગાડતા નથી. અને તેઓ ઘણા મિલનસાર હોય છે.

આ લોકોનો ધંધો ઘંટી ટાંકવાનો તથા વેચવાનો હોવાથી સામાન્ય રીતે તેઓને સ્ત્રીવર્ગ સાથે જ વધુ કામકાજ પડતું હોય છે, અને તેથી નીતિનું ધોરણ ઊંચુ રાખવા માટે તેઓ સતત જાગૃત રહે છે. પર સ્ત્રીની મશ્કરી કરનાર તથા બદચાલના માણસને તથા ચોરી લૂંટફાટ કે ઝઘડા કરનારને તેઓ નાત બહાર મૂકે છે. આથી આ કોમના માણસો સારા અને નીતિવાન હોય છે. તેઓ ચોરી લૂંટફાટ કરતા નથી. તેમજ ઠગાઇ પણ કરતા નથી. તેઓ-માંથી કોઈ ગુન્હાસર જેલમાં ગયું હોય એમ જોવા મળતું નથી. તેઓ કોઇ પાસેથી નાણાં ઉધાર લાવે તો તે હજમ કરી જતા નથી. વહેલા મોડા પણ તેઓ ભરી દે છે. આ રીતે આ કોમમાં પ્રમાણિકતા અને નીતિનું ધોરણ બીજી રખડતી અને ભટકતી કોમો કરતાં ઊંચુ જોવા મળે છે. તેઓ ગુન્હે-ગારને નાત બહાર મૂકે છે. તેની સાથે સંબંધ રાખતા નથી. તેમજ તેની ચલમ લેતા નથી કે આપતા નથી. જો તે માફી માંગે તો તેને નાતમાં લેવામાં આવે છે. આ માટે ગુન્હેગારે નાતને પાંચ શેર છ શેર 'ખીચડો' જમાડવો પડે છે. આ જમણમાં ઓછામાં ઓછા ચાર કુળ (શાખ)નો એક એક માણસ હાજર હોવો જોઇએ. ત્યાર પછીજ નાતમાં લઈ શકાય. આ ખીચડો જમતા પહેલાં ગુન્હેગાર ઉપર 'ગૌ મુતર' (ગાયનું મુતર) છાંટવામાં આવે છે. પછી થોડા ચોખ્ખા પાણીમાં સોનું બોળી તે પાણીની ગુન્હેગાર ઉપર છાંટ નાખવામાં આવે છે. તેને સોનાની છાંટ કહે છે. ત્યાર પછી તે સૌની સાથે જમવાને માટે શુદ્ધ થયો મનાય છે અને સૌની સાથે 'ખીચડો' જમે છે. આ ક્રિયા બાદ તેને નાતમાં લેવાયો માનવામાં આવે છે આ કોમમાં કૂતરો મારી નાખવા બદ્દલ પણ નાત બહાર મૂકવામાં આવે છે. તેમની ટોળીમાં એક માણસ આગેવાન તરીકે હોય છે. તેને તેઓ નાત પટેલ તરીકે ઓળખે છે. અને દરેક બાબતમાં તેની સલાહ સૂચના લેવામાં આવે છે. તેનું સૌ માને છે. તથા તેનો આ રીતે ટોળી ઉપર કાબૂ હોય છે. વળી ઘરમાં પણ વડીલોનું કુટુંબના અન્યજનો માન

રાખે છે. આ લોકોમાં સસરાને મામા કહેવામાં આવે છે તથા સાસુને કઈ કહેવામાં આવે છે. કુટુંબમાં સૌનો માનમર્તબો ઠીક જળવાય છે. સ્ત્રીઓની રૂબરૂમાં પુરુષ વર્ગ મોઢે ભાર રાખે છે અને જેવા તેવા હલકાં શબ્દ વાપરતો નથી. તેમજ સ્ત્રીઓ પણ પુરુષ રૂબરૂ અસભ્ય કે અસંસ્કારી ભાષા ખાસ બોલતી નથી. આ રીતે આ કોમમાં બીજી આવી કોમો કરતાં વધુ સંસ્કારીતા નજરે પડે છે.

દેશની બીજી આગળ વધેલી પ્રજાની સરખામણીમાં આ કોમ વધુ ગરીબ અને અજ્ઞાન છે અને તેને કારણે શૈક્ષણિક, બૌદ્ધિક વગેરે બાબતોમાં ઘણા પાછળ રહ્યા છે, તેઓ કોઇ બીજી પ્રજાને ડરાવતા કે દબાવતા આવ્યા નથી. પરન્તુ બીજી હિન્દુ કોમોની જેમ તેઓ પણ ઢેઢ ભંગીને અડતા નથી. તેઓ ભંગીનો પૈસો લેતા નથી તેમજ તેમની ઘંટી ટાંકતા નથી. તેમજ તેઓ પોતે બીજી કોમોમાં અસ્પૃશ્ય મનાતા નથી.

**આર્થિક સમાલોચના :** આ લોકોનો ધંધો જ ઘંટી ટાંકવાનો તથા ઘંટી વેચવાનો છે. તેઓ વેગન બંધ રાજુલા, ધ્રાંગધ્રા યા હળવદ વગેરે સ્થળેથી ઘંટીના તૈયાર ઘાટના પથ્થર મંગાવે છે. તેમાં લાકડાની ખીલી વગેરે સુથાર પાસે બેસડાવે છે. તેમજ ઘંટી ટાંકીને તૈયાર કરી ગધેડા ઉપર લાદી વેચવા જાય છે. સામાન્ય રીતે આવી ઘંટીનો પથ્થર સરેરાશ ત્રણેક રૂપિયે પડે છે અને તે ઉપર બીજો આઠેક આના ખર્ચ ચઢે છે. એટલે લગભગ સરેરાશ સાડાત્રણ રૂપીયે પડે છે. તેની કિંમત સરેરાશ પાંચ રૂપીઆ ઉપજે છે એટલે એક ઘંટીએ દોઢ રૂપીઓ નફો મળે છે. પરન્તુ આ ઘંટી ટાંકી કરીને તૈયાર કરવામાં પણ દિવસ જાય છે. એ રીતે વિચારતાં તેમને તે ઉપર કરેલ મજૂરીના પ્રમાણમાં પૂરતું વળતર મળતું નથી. તપાસ કરતા કુટુંબોમાં દર મહિને સરેરાશ પંદર ઘંટી વેચાતી હતી એટલે લગભગ સરેરાશ બાવીસ રૂપીઆ આવક થઇ તે ઉપરાંત ઘંટી ટાંકવા દીઠ આઠ થી છ આના મજૂરીના મળતા હતા. આવી સરેરાશ દર મહીને બારેક રૂપીઆ આવક થતી. તે ઉપરાંત ઘંટી ઘોડા રમકડાં વગેરે વેચવામાંથી માસિક એકાદ રૂપિયો બીજો મળી રહેતો. આમ

માસિક પાંત્રીસેક રૂપીઆ મળતા તેમાંથી તેઓને સંયુક્ત કુટુંબનું ગુજરાન ચલાવવાનું રહેતું. એકતો તેઓનું જીવન ધોરણ ઘણું જ નીચું છે. તેમ છતાં આવી ટૂંકી આવકમાંથી માંડ માંડ પોતાનું ગુજરાન ચલાવતા હોય છે. તેઓ કેવળ મીઠું, મરચું અને લુખો રોટલો ખાઈ જીવન વિતાવે છે. જીવનની ઘણી એવી પ્રાથમિક જરૂરયાતોથી તેઓ સદા વંચિત રહેતા આવ્યા છે. આવી સ્થિતિમાં તેઓ ભાગ્યે જ બચત કરી શકે.

તેઓ ધ્રાંગધ્રા, હળવદ તથા રાજુલાથી ઘંટીના તૈયાર પથ્થર મંગાવે છે. ત્યાંના કેટલાક વેપારીઓ તેમની જ કોમના હોય છે. તેઓ પૈસે ટકે આ લોકો કરતાં વધુ સુખી હોય છે. તેમાં એકાદ બે તો મોટા વેપારી પણ છે. આ સિવાય ત્યાં બીજી કોમોના લોકો પણ આ પથ્થરના વેપારી હોય છે. તેમની પાસેથી પણ આ લોકો માલ મંગાવે છે. તેમને લગભગ ચારસોથી હજાર સુધીનો માલ ઉધાર પણ ધીરે છે. અને પછી આ લોકો વર્ષે દોઢ વર્ષે પણ પાછા ભરી દે છે. પરન્તુ આમ ઉધાર લેવામાં તેમની કમાણી વ્યાજમાં જ ચાલી જવા પામે છે. છતાં જીવન ટકાવવા અને વેપાર ટકાવવા તેમને એ પ્રમાણે જ કરવું પડે છે. કેટલીકવાર આ લોકો બીજી જગ્યાએથી નાણાં ઊછીના લાવી માલ મંગાવે છે. અને અમુક સમયે વ્યાજે આણેલાં નાણાં પાછા ભરપાઇ કરે છે. આમ કરવામાં પણ તેમની કમાણી વ્યાજમાં જ ચાલી જાય છે. જેમકે રૂા. ૮૦૦) વ્યાજે ઉપાડે તો તેમાંથી રૂા. ૬૦૦)નો માલ મંગાવે અને રૂા. ૨૦૦) રેલવે ભાડાના જાય એટલે કુલ રૂા. ૮૦૦)નો માલ થાય, તેના રૂા. ૧૦૦૦) ઉપજે આમ રૂા. ૨૦૦) મળે તે વ્યાજ પેટે ચૂકવાઇ જાય. પરિણામે તેની પાસે કાંઇ ન બચે. અને મહેનતનું પણ કાંઇ રહેવા ન પામે. અને છેવટે રોટલા ઘરના જ ખાવા પડે યા બીજું દેવું કરીને નિર્વાહ ચલાવવો પડે. આ પ્રમાણે તેમની આર્થિક સ્થિતિ છે.

વળી તેમનો આ ધંધો દિનપ્રતિદિન ઘટતો થાય છે. શહેરોમાં તો લોટ દળવાની મિલો છે જ પણ ગામડાંઓમાં પણ દાખલ થતી હોવાથી દિનપ્રતિદિન ઘંટીઓ ઓછી થતી જાય છે અને તેમનો ધંધો પડતો જાય

છે. તેઓ ખુદ પોતે જ પહેલા ઘંટી રાખતા અને દંગામાં જ દળતાં પણ હવે તો તેઓ પોતે જ ઘંટી રાખતા નથી અને બહાર લોટ દળવાની ચક્કીએ દળાવે છે.

એક તરફ આ લોકોને પૂરતી રોજી મળતી નથી. બીજી તરફ તેમનો ધંધો તૂટતો જાય છે. તેમને ઘંટી ટાંકવા સિવાય બીજા કોઇ ધંધામાં રસ પડતો નથી કે સૂઝ પડતી નથી. તેમજ અન્ય ધંધો કરવાને તૈયાર પણ નથી. આ સિવાય તેઓ બીજા કોઇ ધંધામાં યા નોકરીમાં નથી. ઘંટી ટાંકવાનો ધંધો ચાલે કે ન ચાલે, તેમાંથી ગુજરાન નીકળે કે ન નીકળે છતાં તેને જ તેઓ આજે તો વળગી રહ્યા છે. ભાવનગર વગેરે જુદે જુદે સ્થળે રખડતા અને વેપાર કરતાં આ લોકોની સ્થિતિ કરતાં રાજુલા, હળવદ વગેરે સ્થળે દંગા નાખીને સ્થાયી થઈ બહાર ઘંટીઓ મોકલનાર લોકોની સ્થિતિ એકંદરે સારી છે.

## સામાજિક રીતરિવાજો અને ક્રિયાઓ

જન્મ : જ્યારે તેઓ મારવાડ બાજુ વસતા હતા ત્યારે તેઓ સ્થિર જીવન ગાળતા હતા. તે સમયે અન્ય હિંદુ ધર્મીઓની જેમ તેમનું સાંસ્કૃતિક જીવન પણ અનેક કર્મકાંડ અને વિધિથી વણાએલું હતું. પરંતુ સૌરાષ્ટ્રમાં આવી તેઓ ઘંટીઆ થયા અને ભટકતું જીવન અપનાવવાથી તેઓ પહેલાની જેમ બધી સાંસ્કૃતિક વિધિઓ કરવાને અસમર્થ બનવાથી તેઓએ તે વિધિઓને ન વળગી રહેતાં તેમાં ફેરફાર કર્યો. મૂળભૂત પ્રસંગે સંજોગોને અનુકૂળ રહી ખાસ અનિવાર્ય વિધિ રાખી અને તે પણ પરિસ્થિતિને અનુકૂળ રહીને જ અપનાવી. આ ઘટનાનું પ્રત્યક્ષ પ્રતિબિંબ તેમની દરેક સાંસ્કૃતિક વિધિમાં જોવા મળે છે.

જો ઘરમાં બીજી સ્ત્રીઓ હોય તો સ્ત્રીઓ માસિક ધર્મ દરમ્યાન પાંચેક દિવસ સુધી રસોઇ કરતી નથી; પણ અન્ય કામકાજ કરે છે.

ગર્ભ રહ્યા બાદ રાખડી બાંધવી કે ખોળો વગેરે ભરવાની કોઇ ક્રિયાઓ કરવામાં આવતી નથી. ફાટલાતૂટલા કંતાનના નાના તંબૂમાં જ

સુવાવડ કરવામાં આવે છે. જો નજીકના ગામમાંથી કોઇ દાયણ અથવા સુયાણી આવે તો ઠીક નહીં તો ઘણું કરીને તો વૃદ્ધ સ્ત્રીઓ જ આ પ્રસંગે હાજર રહે છે. બાઇને મુક્તિ વેળા બહુ મુશ્કેલી પડે તો અનિવાર્ય સંજોગોમાં હવે દવાખાને પણ લઇ જાય છે. નહીં તો સામાન્ય દેશી દવાદારૂ કરે છે.

પુત્રી જન્મે તો થોડી નિરાશા ફેલાય છે; પણ પુત્ર જન્મથી સૌ રાજી થાય છે અને પ્રથમ પુત્ર જન્મે તો સૌ સ્નેહીઓને ચા પીવડાવવામાં આવે છે અને એ રીતે ખુશાલી વ્યક્ત કરવામાં આવે છે.

છઠ્ઠીના દિવસે સૌ સગાંસ્નેહીઓ ભેગાં મળે છે. બાળકને નવા લુગડાં પહેરાવવામાં આવે છે તથા સૌને કંકુનો ચંદલો કરવામાં આવે છે તથા ચા પીવડાવવામાં આવે છે. આ જ દિવસે ફઇ બાળકનું નામ પાડે છે. તે બદલ તેને એકાદ પોલકું તથા કપડું આપવામાં આવે છે. સાંજે સૌને એક ટંક જમણુ આપવામાં આવે છે. તેમાં પ્રથમ ચોખા, ગોળ અને ઘી આપવામાં આવે છે. તેમાં લગભગ એકાદ શેર ઘી હોય છે. પછી શાક રોટલા પીરસવામાં આવે છે. જમતી વખતે એક થાળમાં પાંચ સાત જણ સાથે જમવા બેસે છે. આ પ્રથા પણ પરિસ્થિતિ અને ગરીબીને કારણે પૂરતા થાળી, વાટકા અને સાધનોના અભાવે થઇ હોવી જોઇએ.

સુવાવડ કાળ દરમ્યાન સ્ત્રીને તેલ, છાસ, અથાણાં, ખટાશ વગેરેને ખાવા દેવામાં આવતાં નથી. માત્ર શીરો વગેરે આપવામાં આવે છે અને સવા માસ સુધી સ્ત્રીને આરામ આપવામાં આવે છે, ત્યાર પછી જ તે ચૂલે અડે છે તથા અન્ય કામકાજ કરે છે.

જ્યારે બાળક બે ચાર કે પાંચ વર્ષનું થાય ત્યારે અનુકૂળતાએ કાન વિંધાવવામાં આવે છે આ પ્રસંગે સૌને એકાદ ટંક જમાડવામાં આવે છે. તેમાં મુખ્યત્વે ઘઉંના રોટલા, તેલ, તથા કઢી પીરસવામાં આવે છે. જમાડતા પહેલાં માતાજીને ધૂપ કરે છે. કાન વિંધાવ્યા બાદ અનુકૂળતાએ સોની પાસે નાક વિંધાવવામાં આવે છે.

લગ્ન : આ કોમમાં પુખ્ત વયે લગ્ન થાય છે. બાળલગ્નો થતાં નથી પણ સગપણ તો મુખ્યત્વે બાળપણમાં જ થાય છે. તેમજ વિધવા બાઇને ફરજિયાત વૈધવ્ય પાળવું પડતું નથી. પોતાની રાજી ખુશીથી તે દેરવટુ કરી શકે છે અથવા તો ઘરઘરણું કરવામાં આવે છે. ઘરઘરણાંમાં પ્રથમ સૌ ભેગા થાય છે. દીકરી અથવા ફઇ, આ બાઇને ચાંદલો કરી ચુંદડી ઓઢાડે છે. તથા સૌને ગોળ વહેંચે છેં તેમજ ચા પાવામાં આવે છે. સાંજે પોતાની શક્તિ અનુસાર દશશેર પંદરશેર ખીચડી રાંધી સૌને જમાડવામાં આવે છે. અને બાઇને વળાવવામાં આવે છે. આ રીતે ઘરઘરણું થાય છે. બાઇના આગલા ઘરના સંતાનો ઉપર મૂળ વાલી વારસોનો અધિકાર ગણાય છે. અને તેને જ સુપ્રત કરવા પડે છે. જો સંતાન નાના હોય તો સમજુતી કરી બાઇ પોતાની સાથે રાખે છે.

આ કોમમાં બહુપત્ની પ્રથા જોવામાં આવતી નથી. સંતાન ન થતું હોય યા એવા ખાસ કારણો હોય તો બાઇની સંમતિથી બીજી પત્ની કરવામાં આવે છે. અપહરણ કરીને લગ્ન કરવાની આ કોમમાં ખાસ પ્રકારની પ્રથાઓ જોવામાં આવતી નથી.

વરકન્યાની પસંદગી મુખ્યત્વે માબાપ જ કરે છે અને તેમની મરજી અનુસાર થતું જો કે હાલમાં કેટલાંક કુટુંબોમાં વરકન્યાના અભિપ્રાયને લક્ષમાં લેવામાં આવે છે. સગાઇ કરતી સમયે શિક્ષણને મહત્ત્વ આપવામાં આવતું નથી. પણ, ઘર, આબરૂ, કુળ, ગુણ, ઉંમર, વગેરે બાબતોને લક્ષમાં રાખે છે. વર કરતાં કન્યાની ઉંમર નાની જ જોવામાં આવે છે. તથા એક જ કુળમાં લગ્ન ગોઠવવામાં આવતા નથી. પણ ફઇ મામાના દીકરાદીકરીઓ વરી-પરણી શકે છે.

સામાન્ય રીતે કન્યાની ઉંમર તેર ચૌદ વર્ષની હોય અને છોકરાની ઉંમર પંદર સોળ વર્ષની હોય ત્યારે લગ્ન કરવામાં આવે છે.

પ્રથમ વરપક્ષ તરફથી માંગુ નાખવામાં આવે છે. વાત નક્કી થતા

પછી વરપક્ષ તરફથી બે ચાર માણસ કન્યાપક્ષવાળાને ત્યાં જાય છે. ત્યાં સૌ જ્ઞાતિલા પણ ભેગા મળે છે. વરપક્ષ તરફથી બે રૂપીઆની ચા સૌને પીવડાવવામાં આવે છે. લેવડ દેવડ અંગે વાતચીત નક્કી થયા પછી સૌને ગોળ યા સાકર વહેંચવામાં આવે છે. લગ્ન મોડા કરવાના હોય તો આ સમયે દહેજ પેટે રૂા. ૪૦] અગાઉથી જ ભરી દેવા પડે છે. કેટલીકવાર તુર્તજ લગ્ન ગોઠવવામાં આવે છે. આવે પ્રસંગે દહેજની રકમ સાથે જ ચુકવી દેવામાં આવે છે તેમજ ગુલાલ વગેરે લાવવામાં આવે છે. સૌને કપાળે ચાંદલા કરવામાં આવે છે. વરને કોઇ કુંવારી કન્યા અથવા બેન યા ફૂઇ વગેરે આવી કંકુનો ચાંદલો કરે આ રીતે સગપણની વિધિ કરવામાં આવે છે. લગ્ન કયારે અને કયા માસમાં કરવા તે અંગે આ પ્રસંગે જ નકકી કરવામાં આવે છે. પણ આ પ્રસંગે લગ્નની તિથિ નક્કી કરવામાં આવતી નથી.

મુદ્દત પ્રમાણે મહિનો નજીક આવે ત્યારે અગાઉથી ચોકકસ લગ્નતિથિનો પત્ર લખીને જાણ કરવામાં આવે છે સામાપક્ષને અનુકૂળતા હોય તો પત્ર લખીને જણાવે છે અને લગ્ન મોડા નકકી થાય છે. અને જો અનુકૂળતા હોય તો તે પોતાની સંમતિ જણાવે છે. અને તે મુજબ બન્ને પક્ષોને ત્યાં લગ્નની પૂર્વ તૈયારીઓ શરૂ થાય છે.

માંડવો નાખવામાં આવે છે અને ઢોલ નગારા વગાડવામાં આવે છે. ખીજડા બાંધે છે. દેવ બેસાડે છે અને બન્ને પક્ષને ત્યાં રોજ રાત્રે સ્ત્રીઓ પ્રાસંગિક ગીતો ગાય છે. આ ગીતો ગુજરાતી ભાષામાં જ હોય છે. અને ખાસ અલગ પ્રકારના હોતા નથી. જાન રવાન' થતાં પહેલાં સગાસ્નેહીઓને એક ટંક જમણ આપવામાં આવે છે. તેમાં મુખ્યત્વે રોટલા શાક કે લાપસી હોય છે. તેમજ ચોખા, ઘી, ગોળ વગેરે પણ આપવામાં આવે છે. જાનમાં સામાન્ય રીતે પોતપોતાની શક્તિ અનુસાર દસવીસ માણસો લઇ જવામાં આવે છે. જો જાન બહારગામ લઇ જવાની ન હોય અને બન્ને પક્ષવાળા ગામમાં જ હોય એટલે કે તેમના દંગાઓમાં જ બન્ને પક્ષ હોય તો બન્ને પક્ષના તંબૂઓ આગળ સાલના માંઠવા નાંખવામાં આવે છે. અને બહાર ગામથી જાન આવ-

વાની હોય તો પણ તેમના દંગાઓ તો એક સાથે જ હોવાથી તેમાંના એકાદ તંબૂમાં અલગ ઉતારો આપવાની વ્યવસ્થા કરવામાં આવે છે. ગામમાં જાન આવ્યાની ખબર પડયા પછી વાજતે ગાજતે તેનું સામૈયું કરવામાં આવે છે. અને દંગામાં જ સામા પક્ષવાળા હોય તો ત્યાંથી તેમને પોતાને ત્યાં વાજતે ગાજતે લઇ આવી અલગ બેસાડે છે.

સામૈયા પછી તૂર્તજ બન્ને પક્ષ ભેગા મળે છે. અને નક્કી કર્યા મુજબ વરપક્ષે કન્યાપક્ષને દહેજના પૈસા તૂર્ત જ સૌની રૂબરૂમાં ચૂકવવા પડે છે જો આ પ્રસંગે દહેજના પૈસા ન ચૂકવવામાં આવે તો જાનનો બધો ખર્ચ વરપક્ષ ઉપર જ ચઢે છે. દહેજની રકમ ચૂકવાયા પછી જ જાનનો બધો ખર્ચ કન્યાપક્ષને શીરે ગણાય છે. સામાન્ય રીતે આ કોમમાં ૫૦૦) રૂા. દહેજના હોય છે. તેમાંથી સગાઇ વખતે ૪૦) રૂા. આપવામાં આવે છે અને ૨૦૦) થી ૩૦૦) રૂા. માંડવે આ રીતે રોકડા ચૂકવવામાં આવે છે. બાકીના રૂપીઆ બાર મહીને ૫૦) કે ૬૦) રૂા.ના હપ્તા કરી પાછળથી ચૂકવવામાં આવે છે. દહેજની રકમ ચૂકવાયા પછી કન્યાપક્ષ તરફથી વરપક્ષને ત્યાં પીઠી મોકલવામાં આવે છે આ પહેલાં પીઠી ચોળવામાં આવતી નથી. સામાન્ય રીતે ભાભી તથા અન્ય પુરુષો વરને પીઠી ચોળે છે. પ્રથમ વરને પીઠી ચોળવાની શરૂ કર્યા પછી કન્યાપક્ષને ત્યાં સ્ત્રીઓ તેને પીઠી ચોળે છે તેને દિવસમાં ત્રણ સમય ચોળવામાં આવે છે. અને લગ્ન અગાઉ કુલ સાતેક વાર પીઠી ચોળવામાં આવે છે. જાનને ત્રણેક દિવસ રોકવામાં આવે છે. છેલ્લે દિવસે લગ્ન પહેલાં વરને પીઠી ચોળવામાં આવે છે. તેમજ તે પછી નવડાવવામાં આવે છે. તેનું સ્નાન કરેલું પાણી ઢોળવા ન દેતા જુદી જુદી ત્રણેક થાળીઓમાં લઇ લેવામાં આવે છે. જયારે વર સ્નાન કરે છે તે જ સમયે સામેની બાજુ કન્યાપક્ષને ત્યાં કપડાનો આડો પડદો રાખી કન્યાને નવડાવવામાં આવે છે. આ સમયે વરકન્યા વચ્ચે કપડાં પહેરવામાં હરિફાઇ થાય છે. નાહીને સૌથી પ્રથમ વર કે કન્યા જે પહેલાં કપડાં પહેરી તૈયાર થઇ જાય તે જીત્યું ગણાય છે. કન્યાના કપડાં પહેરવામાં વધુ સરળ હોવાથી સામાન્ય રીતે તે પુરુષ

કરતાં વહેલાં પહેરી લે છે અને તે જીતે છે. આ કપડાં પહેરવામાં સ્ત્રી જીતે તો વરપક્ષે બે–ચાર રૂપિયાની સૌને ચા પીવડાવવી પડે છે. અને વર જીતે તો કન્યાપક્ષે પીવડાવવી પડે છે.

બન્ને કપડાં પહેરી તૈયાર થઈ રહ્યા પછી વરરાજાનું નાહેલું પાણી ત્રણેક થાળીઓમાં ભેગું કરવામાં આવેલું હોય છે તે પાણી કન્યા-પક્ષવાળાને કહીને વારાફરતી કન્યા ઉપર દૂરથી ફેંકવામાં આવે છે. આ સમયે કન્યાપક્ષવાળા જ્યારે પાણી ફેંકે છે ત્યારે સમયસૂચકતા વાપરી પડદો ઊંચો નીચો કરીને પણ કન્યા ઉપર તે પાણી પડવા દેતા નથી જ્યારે વરપક્ષવાળા આ લોકોને શરતચૂક કરાવીને પણ કન્યા ઉપર પાણી નાખવા મથે છે. આમ ત્રણ વાર કરવામાં આવે છે. જો કન્યા ઉપર એકાદ વાર પણ પાણી પડી જાય તો કન્યાપક્ષ હાર્યો ગણાય અને તેને સૌને બે–ચાર રૂપિયાની ચા પાવી પડે છે. જો કન્યા ઉપર આ પાણી ન પડે તો કન્યા જીતી ગણાય છે અને વરપક્ષ હાર્યો મનાય છે અને તેથી વરપક્ષે સૌને બે–ચાર રૂપિયાની ચા પાવી પડે છે આ પછી વરરાજા તથા અણવરને જમાડવામાં આવે છે અને લગ્ન વિધિની તૈયારીઓ કરવામાં આવે છે.

સામાન્ય રીતે લગ્ન વિધિ દસેક વાગે ગોઠવવામાં આવે છે વરરાજા માંડવે આવે ત્યારે પ્રથમ તેને પાટ ઉપર ઊભો રાખી સાસુ તેને કંકુનો ચાંદલો કરી પોંખે છે. અને ત્યાર પછી વરરાજા માંડવા નીચે આવે છે. માંડવા નીચે પાટલો પાથરી ચારત્રડા ગોદડા ઉપર વરરાજાને બેસાડવામાં આવે છે. પછી કન્યાને બોલાવી તેની પડખે બેસાડવામાં આવે છે. હોમ હવન કરવામાં આવતા નથી. માત્ર ઘણી જ સાદી બે ચાર વિધિ જ કરવામાં આવે છે. અણવર વરકન્યાના છેડા છેડી બાંધે છે. નાનો ભાઇ અથવા કાકાનો દીકરો અણવર બને છે. અને વરરાજાની સાથે રહી મદદ કરે છે. સ્ત્રીઓ માંડવા નીચે બેસી લગ્ન પ્રસંગના ગીતો ગાય છે. પુરુષો પણ ત્યાં બેઠેલા હોય છે. છેડા છેડી બાંધ્યા પછી વરકન્યાને ચાર ફેરા ફેરવવામાં આવે છે. પ્રથમ ત્રણ

ફેરે વર આગળ અને કન્યા પાછળ રહે છે. જ્યારે ચોથા ફેરા સમયે કન્યાને આગળ રાખવામાં આવે છે અને વર પાછળ રહે છે. આ ક્રિયા પત્યા પછી લગ્ન વિધિ પૂરી થઇ માનવામાં આવે છે.

ફેરાફર્યા બાદ માંડવા નીચે વરકન્યાને કોડાકોડીની રમત રમાડવામાં આવે છે. એક પહોળા મોઢાના હાંડામાં પાણી ભરવામાં આવે છે અને તેમાં અણુવર ખોબો ભરીને કોડીઓ અથવા રૂપીઆ નાખે છે. કે તુર્ત જ વરકન્યા તેમાં હાથ નાખી કોડાકોડી પોતાના હાથમાં લાવે તે જીત્યું ગણાય. આમ લગભગ ચા:ર કે સાતેક વાર કરવામાં આવે છે.

આ પછી માંડવા નીચે બન્ને પક્ષ ભેગા બેસે છે. આ પ્રસંગે કન્યાદાન થાય છે. સગાસ્નેહીઓ પોતાની શક્તિ અનુસાર દાગીના યા કપડાં આપે છે તો કોઈ બે ચાર રૂપીઆ રોકડા આપે છે. પછી સૌ ભેગા મળી ચા પીવે છે. આ પ્રસંગે કન્યાપક્ષવાળા વરના હાથમાં ચાનો પ્યાલો મૂકે છે તથા આશીર્વાદ આપે છે. તેમજ કહે છે કે "આ ચા અને દીકરી આપું છું તેને સુખે રાખજો અને જો સુખે નહીં રાખો તો પછી દીકરી મારી થશે અને તમારો ખર્ચ પણ જશે". આશીર્વાદ આપતી સમયે આવી શરતના બોલ પાડવામાં આવે છે. આ પછી જમાઈ ચાનો બીજો પ્યાલો આપે છે. અને કહે છે કે "હું જો બીજી કન્યા લાઉં તો મારે ૫૦૦) રૂા. દંડના દેવા અને તમે કન્યાને બીજે દેજો" આ પ્રમાણે વર પણ વચન આપી પાછો જવાબ વાળે છે. આ વિધિ એક નૈતિક પ્રતિજ્ઞા રૂપે છે.

સાંજે યા બીજે દિવસે બે ચાર સ્ત્રીપુરુષો વરકન્યાને માતાના સ્થાનકે લઇ જાય છે. ત્યાં પાંચ પૈસા તથા નાળિયેર ધરવામાં આવે છે. તથા વરકન્યા માતાને પગે લાગે છે. ત્યારબાદ જાનને વિદાય આપવામાં આવે છે.

ઘેર આવ્યા પછી બીજે દિવસે યા અનુકૂળતાએ બે ચાર કન્યાઓ તથા થોડા નાના બાળકો સાથે વરકન્યા માતાના સ્થાનકે પગે લાગવા જાય છે. ત્યાં મીંઢોળ છોડવામાં આવે છે. તથા મમરા, દાળીયા, શીંગ, મીઠાઇ,

નાળિયેર વગેરે લઇ તેમાંથી થોડું જળમાં નાખવામાં આવે છે. તેને 'જળ પૂજા' કહે છે. બાકીના મમરા, શીંગ વગેરે બાળકોને વહેંચી દેવામાં આવે છે

સાસરે છ બાર મહિના રાખી અનુકૂળતાએ કન્યાને થોડો સમય પિયર મોકલવામાં આવે છે.

**મૃત્યુ:** આ કોમમાં મૃતદેહને બાળવામાં આવે છે. પરન્તુ નાના બાળકને અથવા જેના કાન ન વિંધવામાં આવ્યા હોય તેને દાટવામાં આવે છે. કાન તો જો કે દરેક પુખ્ત વયના માણસના વિંધેલા જ હોય છે. મૃત્યુ થયા પછી મૃતદેહને તંબૂની બહાર કાઢી નવડાવવામાં આવે છે. તેના મોઢામાં સગા-સ્નેહીઓ ઘી, ગોળ વગેરે મૂકે છે. તેને બીજા કપડાં પહેરાવી નનામીમાં બાંધવામાં આવે છે. તે ઉપર લાલ રંગનું કફન ઢાંકવામાં આવે છે. અન્ય સ્નેહીજનો પોતાની શક્તિ અનુસાર તે ઉપર બીજા કપડાં નાખે છે તેને 'સાલ' કહેવામાં આવે છે. મૃતદેહ ઉપર ગુલાલ છાંટવામાં તથા નનામીને ચારે છેડે એક એક નાળિયેર ટાંગવામાં આવે છે. અને પછી તેને સ્મશાને લઇ જવામાં આવે છે. સ્ત્રીઓ રડાકૂટ કરે છે. રસ્તામાં કુતરાં વગેરેને ગાંઠીઆ વગેરે નાખવામાં આવે છે તથા ગાયને અધીંમણ ઘાસ નાખવામાં આવે છે. આખા રસ્તે રામનામ બોલતા જાય છે. તથા એકાદ જણ આગળ ચાલતા ચાલતા રસ્તામાં પાંચ-સાત રૂપીઆનું પરચુરણ ઉડાડતો જાય છે અથવા તેને બદલે પાંચ શેર યા દશ શેર જારના દાણા ઉડાડતો જાય છે. સ્મશાને મૃતદેહને બાળવા માટે પંદર સોળ મણ લાકડાં મંગાવી ચિતા ગોઠવવામાં આવે છે ને તે ગોઠવાઇ રહ્યા પછી નનામીને તેની ચાર બાજુ ફેરવે છે. ત્યારબાદ મડદાંને નનામીમાંથી છૂટું કરી તે ઉપર એકાદ કપડું રાખી ચિતા ઉપર ઉત્તર દિશામાં માથુ રાખી ગોઠવવામાં આવે છે અને તે ઉપર ફરી લાકડાં ગોઠવવામાં આવે છે. મડદાં ઉપરના બીજા વસ્ત્રો બાજુમાં ફેંકી દેવામાં આવે છે. ચિતા તૈયાર થઇ રહ્યા પછી મરનારના વાલીવારસ હાથમાં આગ રાખી તેની આજુબાજુ એક આંટો ફરી મૃતદેહના જમણા પગેથી આગ ચાંપે છે.

મૃતદેહ બળી રહ્યા પછી સૌ સ્નાન કરી ઘેર આવે છે. ભેગા મળી મરનારના સ્નેહીજનોને આશ્વાસન આપે છે. અને સૌ સ્નેહીજનો પોતાને ત્યાંથી રોટલા લાવીં મરનારના સ્નેહીજનોને ખવડાવે છે તથા તેઓ પણ જમે છે.

બીજે દિવસે ખાંધીઆના ખાંધ ધોવામાં આવે છે. દૂર બેસી પ્રથમ ઘઉંના રોટલા બનાવી તેનો ભૂકો કરી તેમાં ગોળ, ઘી નાખી ચૂરમુ બનાવવામાં આવે છે પછી મરનારના ઘરની એકાદ વ્યકિત પોતાની આંગળી ઉપર કપડું વીંટી ઘીમાં બોળી ખાંધીઆના જમણે ખભે અડાડે છે. તેથી ખાંધીઆના ખાંધ ધોવાયા અને તેને ખભેથી મરનારનો મેલ ધોવાઇ ગયો એમ માનવામાં આવે છે. આ પછી સૌ સાથે બેસી જમે છે.

મરનાર જો પૈસે ટકે સુખી હોય તો બીજે દિવસે ફૂલ (હાડકાં) વીણવામાં આવે છે. અને તેને કોક સ્થળે લઇ જઇ તેને દાટી તે ઉપર દેરી ચણવામાં આવે છે. તેમાં હાથના થાપા યા પગલાં પાડવામાં આવે છે.

વળી જો શકિત હોય તો મહીને બે મહીને યા અનુકૂળતાએ બારમું કરવામાં આવે છે. આ દિવસે સૌ સગાસ્નેહીઓને જમાડવામાં આવે છે. તેમાં મુખ્યત્વે બુંદી અથવા છૂટુ ચુરમું આપવામાં આવે છે. તથા ગાંઠીયા ભજીયા વગેરે વેચાતા લાવી સૌને પીરસવામાં આવે છે.

એકંદરે આ કોમમાં વિધિઓ અને કર્મકાંડ બહુ જ ઓછાં હોય છે. અને અનિવાર્ય વિધિઓ પરિસ્થિતિને અનુકૂળ રહીને જ કરવામાં આવે છે. સાંસ્કૃતિક જીવન ઘડવામાં પરિસ્થિતિ કેવી રીતે અગત્યનો ભાગ ભજવે છે. તેનું અહીં પ્રતિબિંબ પડે છે.

**ઉપસંહાર :–** એક સ્થળેથી બીજે સ્થળે ભટકતી, ઘંટી ટાંકવાનો ધંધો કરતી આ કોમ ઘણી ગરીબ છે. તેઓને પોતાના ધંધામાંથી પેટ પુરતું મળી રહેતું નથી. તેઓ જેમ તેમ પોતાનો નિર્વાહ કરતા આવ્યા છે. પ્રમાણિકતા, નમ્રતા વગેરે ગુણો તેમાં છુપાયેલા પડયા છે.

[૧૯૬]

આ કોમ અંગે વધુ ઊંડાણથી તપાસ કરતાં જણાયું છે કે તેઓ મૂળે ઘેરા–સલાટ છે કે જે અંગે આપણે આ અગાઉ વિગતે જોઈ ગયા છે. પરંતુ ખાસ ધ્યાન ખેંચે એવી વસ્તુ તો એ છે કે આ લોકોએ ઊના બાજુનાં તથા સૌરાષ્ટ્રના કેટલાક ભાગોમાં 'ચામઠા' કોમ સાથે લગ્ન સંબંધ બાંધ્યો છે.

આ ચામઠા લોકો કેટલીક જગ્યાએ 'નટડા'ના નામે પણ ઓળખાય છે. તેઓ રખડતું જીવન ગાળતા આવ્યા છે. એક સ્થળેથી બીજે સ્થળે ભટકે છે. દંગા નાખીને ગામના સીમ સીમાડે પડી રહે છે. કેટલાંક વિભાગોમાં તેઓ મુખ્યત્વે ઘેટાંબકરાં લાવી ખાટકીને ત્યાં વેચે છે. આ સિવાય ઘંટી વગેરે ટાંકવા તથા અન્ય મજૂરીના ધંધા કરે છે. તેઓનો પોષાક, તથા સંસ્કૃતિ વગેરે આ ઘેરા–સલાટ (ઘંટીઆ) કરતા જુદાં છે. 'નટડા' લોકો પહોળી બાંયનું જીણું પહેરણ, બંડી, ચોરણી તથા મોટી પાઘડી પહેરે છે પરન્તુ આ બન્ને કોમો ભટકતું તથા રખડતું જીવન ગાળતી હોવાથી તથા દંગા નાખીને વસતી હોવાની તથા એકબીજાના વધુ સમાગમમાં આવવના કારણે કેટલેક સ્થળે તેઓમાં એક બીજા સાથે લગ્ન સંબંધ જોડાયો છે. કેટલીક જગ્યાએ ઘંટીઆના નામે પણ ઓળખાય છે. ખરૂં જોતાં ચામઠા (નટડા) અને ઘેરા–સલાટ (ઘંટીયા) મૂળે તદ્દન જુદા છે પરન્તુ પરસ્પરનો એકબીજા સાથે લોહીનો સંબંધ જોવાના કારણે તથા ધંધાના કારણે ચામઠા લોકો ઘંટીઆ તરીકે કેટલેક સ્થળે ઓળખાય છે અને તેઓ અને ઘંટીઆ (ઘેરા–સલાટ) એ બન્ને એક જ છે એવો તેમાંના કેટલાક દાવો પણ કરે છે. પણ વસ્તુ સ્થિતિએ બન્ને તદ્દન જુદા છે. આ ઉપરાંત કેટલાંક ઘંટીઆ લોકો ગણેશ વગેરેની મૂર્તિ પણ ઘડે છે.

# વે.....ડ.....વા વા.....ઘ.....રી

ભટકતું જીવન ગાળતી આ કોમ વેડવા વાઘરી તરીકે સૌરાષ્ટ્રમાં ઓળખાય છે. તેઓનો મુખ્ય ધંધો બળદો વેચવાનો છે, શહેરોની કે ગામની સીમમાં આઠ દશના જૂથમાં દંગા નાખી થોડા દિવસ પડયા રહે છે. સાથે તેમનો માલ સામાન તથા ગાય, વાછડાં, બળદ, ગધેડાં કુતરાં કુકડાં વગેરે પણ હોય છે ગુજરીમાંથી બળદો ખરીદી આસપાસના ગામડાંઓમાં વેચવાનો ધંધો કરે છે. સાથે સાથે ગુન્હાહિત પ્રવૃત્તિમાં પણ કેટલેક અંશે પ્રવૃત્ત હોય છે. પશુઓ ઉપરની તેઓની મમતા વિશેષ હોઇ ખાંસ ધ્યાન ખેંચે તેવી છે. આ લોકો કેટલાક ભાગોમાં વગડાઉ વાઘરી તરીકે પણ ઓળખાય છે.

ગામેચા વાઘરીથી તેઓ જુદા હોય છે. તેઓ મૂળે ગુજરાતમાંથી અહીં આવીને વસ્યા છે. એમ કહેવાય છે કે તેઓ 'ચારોલ' તરફ રહેતા અને તેઓનો મૂળ ધંધો ત્યાં ગણેશની મૂર્તિ વેચવાનો હતો એમ મનાય છે પણ તે અંગે કાંઇ સચોટ પૂરાવા મળતા નથી જે વાઘરીઓ સ્થાયી થઇને રહ્યા તે ગામેચા વાઘરી તરીકે ઓળખાયા અને જેમણે 'ગોદલાનો' (બળદનો) વેપાર લઇ ભટકતું જીવન ગાળવા માંડયું તેઓ વેડવા વાઘરી ગણાયા, ગામેચી વાઘરી મોટાભાઇ ગણાય છે અને વેડવા વાઘરીઓ વાઘરીમાં નાના ભાઇ ગણાય છે. વેડવા વાઘરીઓનો વેપાર બળદોનો હોઇ નાના વાછડાંઓને તેઓ ખસી કરતાં તેથી તેઓ પ્રથમ તો વાઘરીઓમાં અમુક સમય અસ્પૃશ્ય મનાયા, પરન્તુ આજે તેઓ અસ્પૃશ્ય મનાતા નથી. જો કે આ બન્ને વાઘરીઓમાં પરસ્પર રોટી વ્યવહાર છે પણ બેટી વ્યવહાર નથી. વેરાવળ બાજુ તથા સૌરાષ્ટ્રના અન્ય કેટલાંક ભાગોમાં તેઓ ગામના સીમાડે કૂબા બાંધીને પણ વસે છે.

હાલમાં વેડવાવાઘરી દરેક જીલ્લામાં જોવા મળે છે. તેઓની ટોળીઓ

શહેર નજીકના ગામડાંઓમાં બળદ વેચવા માટે થોડો સમય પડાવ નાખી રહે છે. તેઓ શહેરમાંથી બળદ ખરીદી ગામડાંઓમાં લઇ જઇ પડાવ નાખે છે. અને ખેડૂતોને બળદ ઉધાર આપે છે અને લખાણ કરી બે ચાર હપ્તે પૈસા વસૂલ કરે છે. તેમનો વેપાર બળદનો હોઇ તેઓ ગામડાંઓના ખેડૂતોમાં પરિચિત હોય છે. તેઓને બળદ ખરીદતી વખતે નાણાં ન હોય તો શહેરમાંથી કોઇ શાહુકાર પાસેથી નાણાં ઉછીના પણ લે છે. લાગ મળે તો રાત્રે ચોરી લૂંટફાટ કરવામાં પાછી પાની કરતા નથી. તેઓની ગણના પણ ગુન્હાહિત જાતિઓમાં કરવામાં આવી હતી. તેઓની વસ્તીના ચોક્કસ આંકડા મળતા નથી.

ભટકતું જીવન ગાળતા હોવાથી પરસ્પર સગાસ્નેહીઓ સાથે વ્યવહાર જાળવવા ગામના ઓળખીતા વેપારીઓના સ્થાયી સરનામા મારફત પત્ર વ્યવહાર કરે છે. આ રીતે એક બીજાને પરસ્પરના સમાચાર મળી રહે છે.

અહિં પણ રજપૂત અટકો જ જોવા મળે છે. જેવી કે રાઠોડ, સોલંકી, પરમાર, વાઘેલા, બારૈયા, બારિયા, ઉપરાંત ચારોલી. ખાખરોડીઆ, આડમીયા, જખાનીયા, માથાસુળીયા, માણદડીયા, કરોડીયા, જીલીયા વગેરે શાખ પણ જોવા મળે છે.

પુરુષોનાં નામ બીજી હિંદુ કોમો જેવા જ હોય છે જેમકે માના, વશરામ, નાગજી, વિઠ્ઠલ, ભીમ, વીયા, ડાહ્યા વગેરે અને સ્ત્રીઓમાં પણ સમજુ, ઉજી વગેરે હોય છે. દેખાવે તેઓ મારવાડી મજૂર જેવા અથવા બીજા શબ્દોમાં કહીએ તો તેઓ સૌરાષ્ટ્રમાં વસતી બીજી પછાત કોમો જે મૂળે મારવાડમાંથી ઉતરી આવેલી છે તેમના જેવા લાગે છે. અને પોષાક પણ લગભગ તેમના જેવો હોઇ અજાણ્યા માણસને પ્રથમ તો એમ જ લાગે કે મારવાડી કોમના કોઇ વંશજો છે. સામાન્ય રીતે તેઓ શરીરે પાતળા ઊંચા તથા કસાયેલા હોય છે. પુરુષ વર્ગ ચોરણી અને લાંબી બાંયનું ખમીશ પહેરે છે. તેમાં કથીરની હારમાળાના બટનની સર હોય છે. તે ઉપર એકાદ જૂનો કોટ પણ હોય છે.

તથા માથે ચટણી રંગનો રંગીન ફેંટો બાંધે છે. કેટલીકવાર સાડીનો ફેંટો પણ કરે છે. પગમાં જૂના દેશી ઢબના જોડા પહેરે છે. આ લોકો માથે મોટા વાળ રાખે છે. અને કેટલાકના હાથમાં કથીરનું શીઓ જેવું કડું પણ હોય છે. સ્ત્રીઓ મુખ્યત્વે જાતજાતના ઘેરા રંગીન, દસથી પંદરવારના ઘેરવાળાં ઘાઘરા ચોળી તથા પોલકું અને ચુંદડી પહેરે છે. ઘરેણાંમાં મુખ્યત્વે તોડાં, કડલા, એડીયું, છડા, વગેરે પહેરે છે.

આ લોકોની ભાષા તો સૌરાષ્ટ્રમાં બોલાતી ગુજરાતી જ છે. પણ તેમની બોલવાની ઢબ અથવા લહકો જુદી જાતનો છે.

**કળા :** ભરવાડ વગેરે કોમોમાં જેમ આભલાનું ગુંથણ વગેરેની કળા પ્રચલિત છે તેમ આ કોમમાં પણ આ કળા છે. સ્ત્રીઓ દાણું ભરવાની મોટી કોથળીઓ, તથા ઘાઘરા વગેરેમાં દોરાથી હાથે ફૂલ વગેરે ગુંથી યા તેમાં આભલા વગેરે ટાંકે છે. આ પ્રકારનું ઘણું સુંદર ભરતકામ કરે છે. અને તે વંશપરંપરાગતથી શીખતા આવ્યા છે. પણ તેઓ તેમના પોતાના ઉપયોગ માટે જ ભરતકામ કરે છે. ગોદડામાં પણ રંગીન દોરા ભરી તેમાં સુંદર ભાત પાડે છે.

**નૃત્યકળા :** આદિવાસીઓના જેવી નૃત્ય કળા કે બીજી કોમો જેવી રાસ કળા આ લોકોમાં પરિસ્થિતિને કારણે વિકસી નથી, તેઓ સાધારણ રીતે આઠ દસ કુટુંબો જ સાથે દંગા લઇ રખડતા હોવાથી એટલે કે ઓછા સમૂહને કારણે રાસ રાસડા વગેરે લેતા નથી. છતાં કયારેક નવરાત્રી, દશેરા, વગેરે વારતહેવારે સ્ત્રીઓ ગરબા તથા રાસડા લે છે. તથા માતાજીની માનતા રાખી હોય ત્યારે પણ લેવામાં આવે છે. જો કે, ગોહીલવાડ જીલ્લામાં 'ચોકડીના દાંડીઆ-રાસ લેવામાં આવે છે. તેમાં સૌ બેઠા બેઠા રમે છે. આ સમયે પાવા, બંસરી વગેરે પણ વગાડવામાં આવે છે.

હોળી ભીમ અગીયારસ સીતળા સાતમ, જન્માષ્ટમી, દશેરા દિવાળી વગેરે તહેવારો સારી રીતે ઉજવે છે.

હોળીના તહેવારોમાં ઢબરાં કરીને જમવાનો ખાસ મહિમા છે.



વગડામાં વસનાર પણ પશુપાલનનો ધંધો કરનાર વેડવાવાઘરીદંપતી

સીતળા સાતમે ટાઢું જમે છે. નોરતાના નવે દિવસ મોટાભાગના લોકો એક ટાણું કરે છે. તથા માતાજીને સ્થાનકે અખંડ જ્યોત જલાવવામાં આવે છે. છેલ્લે દશેરાના દિવસે નોરતા છોડવામાં આવે છે. જમણમાં લાપસી ચુરમું વગેરે રાંધવામાં આવે છે. તથા માતાજીને નાળિયેર વગેરે ધરવામાં આવે છે. પહેલાં બોકડાનો યા પાડાનો ભોગ ધરવામાં પણ આવતો. જો માતાજીને ભોગ ધરવામાં ન આવે તો તે કોપાયમાન થાય અને હેરાન કરે એમ મનાતું. આ સિવાય કેટલાક વિભાગમાં હનુમાનને પણ નાળિયેર ધરવામાં આવે છે. તથા હોમહવન પણ કરવામાં આવે છે. ભાદરવા માસની અમાસે પૂર્વજોને નાળિયેર વધેરી પાણી પાવામાં આવે છે. તેમના તહેવારો મુખ્યત્વે તો ધાર્મિક ક્રિયાઓથી ગુંથાયેલા હોય છે.

**શિક્ષણ :** આ કોમમાં શિક્ષણનું પ્રમાણ તો નહીંવત છે. અને તેનું મુખ્ય કારણ તેમનું ભટકતું જીવન, અજ્ઞાનતા અને ગરીબી છે. આંગળીને વેઢે ગણી શકાય એટલા જ પ્રાથમિક શિક્ષણ પામ્યા હશે, જો કે હવે જે કુટુંબો સ્થાયી થયા છે તેઓ પોતાના બાળકોને પ્રાથમિક શાળાઓમાં મોકલતાં થયા છે.

બીજી કોમો જેટલું આ કોમોમાં ઉત્સવોનું વિશેષ મહત્ત્વ નથી અને તેનું મૂળ કારણ તેમનું ભટકતું જીવન, પરિસ્થિતિ અને ગરીબી છે જો કે તેઓ દિવાળી, હોળી, જન્માષ્ટમી, દશેરા વગેરે તહેવારો ઉજવે છે. તેમાંય તે નવરાત્રિ અને દશેરાના તહેવારનું વિશેષ મહત્ત્વ છે. અને તે દરમ્યાન માતાજીને મીઠો નૈવદ્ય ધરવામાં આવે છે. પશુઓનો ભોગ ધરવામાં આવતો નથી.

**ભજન અને સંગીત :** આ લોકોના ભજનો ઘણા સુંદર અને ભકિતપૂર્ણ હોય છે. રામાયણનાં, તેમજ કૃષ્ણના જીવનના કેટલાંક પ્રસંગો ભજનોમાં સુંદર રીતે વણાયેલા છે. આ ઉપરાંત મીરાં, કબીર, નાનક વગેરેના ભજનો ગાવામાં આવે છે. આ લોકોમાં કેટલાક 'ભગત' હોય છે અને તેઓ ભજનો ગાય છે. કયારેક સાંજે નવરા થઇ મોડી રાત સુધી ભગવાનના ભજ-

નોની રમઝટ જમાવે છે સાધનોમાં મુખ્યત્વે તેઓ દેશી રામસાગર વગાડે છે અને જેસલતોરલના ભજનો પણ વિશેષ ગવાય છે.

## સામાજિક રીતરિવાજો

**જન્મ :** માસિક ધર્મ સમયે સ્ત્રીઓને ખાસ આચાર વચારના નિયમો પાળવાના હોતા નથી. તેમજ સ્ત્રીને ગર્ભ રહ્યા બાદ પણ અન્ય સ્નેહીઓ આવે છે. એક બે ટંક રોકાય છે. આ પ્રસંગે કન્યાને એકાદ ઘરચોળુ કાપડી વગેરે આપવામાં આવે છે. આ પ્રસંગે લગભગ ત્રીસ ચાલીસનો ખર્ચ થાય છે.

સુવાવડ પણ તેમના દંગાઓમાં જ કરવામાં આવે છે. સગવડતા હોય તો સુયાણીને બોલાવવામાં આવે છે. નહીં તો વૃદ્ધ સ્ત્રીઓ પોતે જ આ પ્રસંગે હાજર રહી પતાવે છે. મુશ્કેલી પ્રસંગે દેશી દવાદારૂ વગેરે કરવામાં આવે છે. સૌને પુત્રી કરતાં પુત્રના જન્મથી વિશેષ આનંદ થાય છે.

છઠ્ઠીના દિવસે સૌ સ્ત્રીઓ ભેગી થાય છે. અને સુવાવડીના ખાટલા પાસે થોડી જગ્યામાં લીપીગુપીને અનાજનો સાથીયો બનાવવામાં આવે છે. અને સાથીયાના જુદા જુદા ખાનાઓમાં લોટો, બે નાળીયેર વગેરે ગોઠવવામાં આવે છે. તેમજ ઘીનો દીવો કરવામાં આવે છે ત્યાં ફઇ બાળકને પગે લગાડી પોતાના ખોળામાં લઇ બાળકનું નામ પાડે છે અને તે બદલ ફઇને બાળકના માબાપ તરફથી શક્તિ અનુસાર એકાદ બે સાડલા, પોલકું વગેરે આપવામાં આવે છે. કેટલીક જગ્યાએ બ્રાહ્મણ યા સુયાણી પણ નામ પાડે છે. આ દિવસે શક્તિ અનુસાર ઘઉંની ઘુઘરી, ચોખા વગેરે રાંધવામાં આવે છે. અને વિધિ પ્રસંગે આવનાર સ્ત્રીઓને જમાડવામાં આવે છે. છઠ્ઠીના દિવસે સૌ સ્ત્રીઓ શક્તિ અનુસાર ચાર આઠ આના ભેટના આપી જાય છે.

સુવાવડી સ્ત્રીને ૭ સાત દિવસ સંપૂર્ણ આરામ આપવામાં આવે છે. ત્યાર બાદ તેને આંટા મારવા તથા સાધારણ કામ કરવાની છૂટ આપવામાં આવે છે. લગભગ સવા માસ પછી બાળમવાળા ઉતારવાની વિધિ

થાય છે. આ પ્રસંગે વાળંદ બાળકના વાળ ઉતારે છે અને તે બદલ તેને નાળિયેર આપવામાં આવે છે. તથા માતાજીને નૈવેદ્ય ધરાય છે. અને ત્યાર બાદ જ સુવાવડી સ્ત્રીથી રસોડે અડી શકાય છે. બાળક દસ બાર વર્ષનું થાય ત્યારે કોઇ ગુરુ પાસે કાન ફૂંકાવવાનો વિધિ થાય છે. અને તેને 'સુગરા' કહેવામાં આવે છે અને જેના કાન ફૂંકવામાં ન આવ્યાં હોય તેને 'નુગરા' કહેવામાં આવે છે.

**બાળલગ્નો :** આ કોમમાં પુખ્ત વયે જ લગ્ન કરવામાં આવે છે. બાળલગ્નો કરવામાં આવતા નથી. તેમજ વિધવા સ્ત્રીને ફરજિયાત વૈધવ્ય પાળવાનું હોતું નથી. વિધવા સ્ત્રી ઘરઘરણું કરે છે. અને તેને આગલા ઘરના સંતાન હોય તો તેના મૂળ વાલીવારસોનો તેના ઉપર હક ગણાય છે અને તે સંભાળે છે.

આ કોમમાં અપહરણ દ્વારા લગ્ન કરવા એ સમાજ માન્ય નથી પણ થાય તો એક બીજાના દહેજની રકમના પૈસા ચૂકવી દઈ સમાધાન કરવામાં આવે છે.

સ્ત્રી પુરુષને અણબનાવ થતાં છૂટાછેડા થઇ શકે છે. અને જો સ્ત્રી વિધિસર છૂટાછેડા કર્યા વગર બીજાના ઘરે બેસી જાય તો કન્યાનો બાપને કન્યા જેના ઘરમાં બેઠી હોય તેની પાસેથી દહેજના પૈસા વસૂલ કરી કન્યાના પ્રથમ વારના પક્ષને ચૂકવવા પડે છે. આ સમયે દહેજથી અધું જ ચૂકવાય છે. જો લગ્ન પ્રસંગે ત્રણસો રૂપીયા આપ્યા હોય તો આ પ્રસંગે માત્ર દોઢસો જ પાછા આપવામાં આવે છે.

ત્યકતા સ્ત્રી પણ બીજે ઘરઘરણું કરી શકે છે.

પુરુષને કારણોવસાત્ એટલે કે સંતાન વગેરે ન થતાં હોય તો પોતાની સ્ત્રીની પરવાનગી લઇ બીજા લગ્ન કરવાની છૂટ છે.

**બંધારણીય લગ્ન :** વરકન્યાની પસંદગી મુખ્યત્વે માબાપ જ કરે

છે. વરકન્યાને તે અંગે છૂટ આપવામાં આવતી નથી. સૌથી પ્રથમ વરપક્ષ તરફથી જ માંગુ નાખવામાં આવે છે. સામાન્ય રીતે કન્યાને ચૌદ પંદર વર્ષની ઉંમર પછી પરણાવવામાં આવે છે અને વરકન્યાની ઉંમરમાં બે થી ચાર વર્ષનો તફાવત રાખવામાં આવે છે. વરકન્યાની પસંદગીમાં કુળ, ઘર, આબરૂ ઉંમર, વગેરેનો ખ્યાલ રાખવામાં આવે છે. શિક્ષણને મહત્ત્વ અપાતું નથી. એક જ શાખ યા ગોત્રમાં લગ્ન સંબંધ બાંધી શકાતો નથી.

**સગાઈ :** વરપક્ષ તરફથી માંગુ નંખાયા પછી જો એક બીજા પક્ષ સંમત થાય તો વરપક્ષવાળા કન્યાપક્ષવાળાને ત્યાં જાય છે. ત્યાં સૌ ભેગા થાય છે અને કન્યાને ચાંદલો કરી ચુંદડી ઓઢાડવામાં આવે છે તેમજ વરપક્ષ તરફથી કન્યાના બાપને અગીયાર રૂપીઆ આપવામાં આવે છે. તેમજ લેવડ દેવડ નક્કી કરવામાં આવે છે. પછી સગપણ નક્કી થયું માનવામાં આવે છે. ખુશાલીમાં લગભગ સવા શેર પાંચ શેર ગોળ લાવી સૌને વહેંચવામાં આવે છે. પછી વરપક્ષવાળાને લગભગ ત્રણેક દિવસ રોકવામાં આવે છે.

અનુકૂળતાએ બ્રાહ્મણ પાસે જોવડાવી લગ્ન તિથિ નક્કી કરવામાં આવે છે. અને તેની જાણ સૌ સગાસંબંધીઓને પત્ર દ્વારા યા કહેણ દ્વારા કરવામાં આવે છે.

આઠ–દસ દિવસના વાના રાખવામાં આવે છે. કન્યાના વાના કરતાં વરનો એક દિવસ વધુ રાખવામાં આવે છે. વાના નક્કી થયા પછી રોજ રાતના વરકન્યાને ત્યાં સ્ત્રીઓ લગ્નના ગીતો ગાય છે. આ ગીતો બધે ગવાતા ચાલુ લગ્ન ગીતો જ હોય છે.

લગ્નવિધિ અગાઉ ત્રણેક દિવસે માણેકસ્થંભ નાખવામાં આવે છે અને ગણેશ બેસાડવામાં આવે છે. ત્યાં વરકન્યા બન્નેને બેસી રહેવું પડે છે. આ જગ્યાએ નાળિયેર, ચોખા, ઘીનો દીવો, પૈસા વગેરે પણ રાખવામાં આવે છે. આ બધી વિધિ કરનાર નજીકમાં રહેતો કોઇપણ લગ્નવિધિ કરાવનાર બ્રાહ્મણ જ હોય છે. કોઇ ખાસ અમુક કુળના બ્રાહ્મણને બોલાવવાનો આગ્રહ રખાતો નથી.

લગ્ન અગાઉ ત્રણેક દિવસથી વરકન્યા બન્નેને પીઠી ચોળવામાં આવે છે, અને આ રીતે લગ્નની પૂર્વ તૈયારીઓ કરવામાં આવે છે.

જાન રવાના થતાં વરપક્ષને ત્યાં ફૂલેકું કાઢવામાં આવે છે. આ સમયે સગાસ્નેહીઓ તથા ગામના ઓળખીતાઓને ત્યાં વાળંદ મોકલી સૌને ઘેર ઘેર ખજૂર વહેંચવામાં આવે છે. જ્યારે ફૂલેકું ગામમાંથી નીકળે છે ત્યારે જેને ત્યાં ખજૂર આપવામાં આવેલ હોય છે તેઓ ફૂલેકાને ઊભુ રખાવે છે અને વરરાજાના હાથમાં સૌ પોતાની શક્તિ અનુસાર ચાર આના આઠ આના વગેરે આપે છે. સ્ત્રીઓ દુખણાં લે છે. બીજે દીવસે જાન રવાના થાય છે. સામાન્ય રીતે જાનમાં પચ્ચીસેક માણસ લઇ જવામાં આવે છે. જાન રવાના થતાં પહેલાં ગાડાં નીચે નાળિયેર સિંચવામાં આવે છે.

જ્યારે જાન કન્યાના ગામમાં આવે ત્યારે કન્યાપક્ષ તરફથી ઢોલ નગારા, શરણાઇઓ વગેરે ધામધૂમથી ઉતારે આણવામાં આવે છે.

આ કોમમાં લગ્નવિધિ બપોરે જમ્યા પછી લગભગ ૧૧ વાગ્યા પછી જ રાખવામાં આવે છે. જમણમાં વેચાતા લાવેલા બુંદીના લાડુ, ગાંઠીયા તથા લાપસી વગેરે આપવામાં આવે છે. વરકન્યાને આ દિવસે ઉપવાસ હોય છે.

વરરાજા અણવર સાથે માંડવે આવે છે ત્યારે ત્યાં પ્રથમ સાસુ તેને ચાંદલો કરી પોંખે છે. અને ચારે દિશાએ દાણાં ઉડાડે છે. સ્ત્રીઓ આ સમયે લગ્ન ગીતો ગાતી હોય છે. સાસુ પોંખી લે બાદ દરવાજામાં મૂકેલ ઊંધુ કોડિયું વરરાજાએ પગ મૂકી ફોડવાનું હોય છે અને જો આ કોડિયું ન ફૂટે તો તે પેટે સવા પાંચ રૂપીઆ વરપક્ષે કન્યાપક્ષને તુર્તજ આપવા પડે છે.

વર માંડવે આવ્યા પછી કન્યાને માંડવા નીચે લાવવામાં આવે છે. પોષાકમાં વરરાજાને મુખ્યત્વે ચોરણી, ખમીશ, ડગલા જેવો કોટ અને માથે સાફો વહેરાવવામાં આવેલ હોય છે.

લગ્નવિધિ બ્રાહ્મણ જ કરાવે છે. જો બ્રાહ્મણ ન મળે તો વડીલો વગેરે આ વિધિ ટૂંકમાં પતાવે છે. બ્રાહ્મણ આવીને હિંદુ લગ્નવિધિ મુજબ હોમહવન

તથા પૂજા કરાવે છે. કેટલીક જગ્યાએ ગામેચા વાઘરી પણ આ કોમમાં ગોર તરીકે કામ કરતા હોય છે.

વરકન્યાના છેડા છેડી બાંધવામાં આવે છે. તથા હસ્તમેળાપ કરવામાં આવે છે. પછી વરને આગળ રાખી ફેરા ફેરવવામાં આવે છે. પ્રથમ ત્રણ ફેરા પુરા થયા પછી વરપક્ષવાળા તરફથી કન્યાના બાપને માંડવા નીચે અગાઉ ઠરાવ મુજબ દહેજની રકમ ચૂકવવામાં આવે છે આ કોમમાં દહેજની રકમ ૩૦૦થી ૪૦૦ રૂપીઆ સુધીની હોય છે. આ રકમ ચૂકવાયા પછી જ ચોથો ફેરા ફેરવવામાં આવે છે. લગ્નવિધિના અંતે કન્યાને તેના સગા-સંબંધીઓ પોતાની શકિત અનુસાર રૂપીઆ એકથી દસ સુધી કન્યાદાનમાં આપે છે. લગ્ન વિધિ બાદ 'કલવા'નો વિધિ હોય છે. વરકન્યાને કંસાર વગેરે જમાડવામાં આવે છે. આ લોકોમાં ચોરીનો પણ વિધિ કરવામાં આવે છે. તેમાં ચારે ખૂણે ત્રાંબાપિત્તળના કળશા ગોઠવવામાં આવે છે. લગ્નવિધિ પત્યા પછી જાનને બે ત્રણ ટંક રોકવામાં આવે છે. જમણમાં મુખ્યત્વે બહારથી આણેલાં લાડવા, ગાંઠીયા, વગેરે આપવામાં આવે છે. જાન રવાના થતાં પહેલાં વહુને માથુ ઓળવા માટે ઉતારે લાવવામાં આવે છે. વળાવતી સમયે નાળિયેર સવાશેર ચોખા તથા બે ચાર રૂપીયા કન્યાને આપવામાં આવે છે. જાનને વિદાય આપતી સમયે ગાડા નીચે નાળિયેર પણ સિંચવામાં આવે છે.

વરકન્યા પરણીને ઘરે જાય ત્યારે વરની મા વરકન્યાને હિંદુ વિધિ મુજબ કળશા ઉપર નાળિયેર લઇ તથા વરઘોડીયાને ચાંદલો કરી પોંખે છે તથા દુઃખણાં લઇ આશીર્વાદ આપે છે. આ રીતે લગ્નવિધિ પૂરી થાય છે.

**મૃત્યુ :** મૃત્યુ સમયે મરનાર પાસે ભગવાનના ભજનો ગાવામાં આવે છે. જો મરનાર પાસે માલમિલ્કત હોય તો તે તેના વાલીવારસોને સુપ્રત કરે છે. મરણ ટાણે મરનારના મોઢામાં તુલસીનું પાન તથા સાકરનું પાણી આપવામાં આવે છે. મૃત્યુ થયા પછી સૌ રડે છે, અને મૃતદેહને બહાર જમીન

ઉપર કાઢી નવડાવવામાં આવે છે. સૌ સ્નેહીજનો ભેગાં થાય છે અને નનામી તૈયાર કરવામાં આવે છે. નનામીમાં પ્રથમ નીચે સફેદ નવું કપડું મૂકવામાં આવે છે અને જો સ્ત્રી હોય તો નવી ચુંદડી પાથરવામાં આવે છે તથા બીજા ભાગ ઉપર લપેટવામાં આવે છે. પછી છાતી ઉપર એક વાટકી તથા તેમાં ઘઉંનો લાડુ બનાવી મૂકે છે અને તે ઉપર કફન ઢાંકી મૃતદેહને બાંધવામાં આવે છે. મૃતદેહના માથા ઉપર કંકુ છાંટવામાં આવે છે તથા નનામીને ચારે ખૂણે એક એક નાળિયેર લટકાવવામાં આવે છે. નાના બાળકના મૃતદેહને દાટવામાં આવે છે. મૃતદેહને પાછળ થોડે સુધી સ્ત્રીઓ રડતી રડતી જાય છે. અને પછી તેઓ સીધા નદી યા તળાવે નહાવા જાય છે અને નહાઇ ધોઇ તૂર્ત જ પાછી ફરે છે.

મૃતદેહને રસ્તામાં લઇ જતાં રસ્તામાં 'રામ બોલો ભાઇ રામ' એમ બોલવામાં આવે છે તથા નનામીની આગળ આગળ રસ્તામાં ગાંઠીયા અગર જારના દાણા વેરવામાં આવે છે. અને તે દાન પેટે ગણાય છે.

શ્મશાને મૃતદેહને ઉતારી તે સાથે બાંધેલ લાલ કફન તથા વાટકી દૂર ફેંકી દેવામાં આવે છે કે જે ભંગી ઉપાડી જાય છે.

લાકડા તથા છાણાંની ચિતા તૈયાર કરી મૃતદેહનું ઉત્તર દિશામાં માથું રખાવી ગોઠવવામાં આવે છે અને તેના મોઢામાં રૂપાદાન કરવા અર્થે આઠ આના કે રૂપીઓ મૂકવામાં આવે છે. મરનારના વારસ અથવા સ્નેહીજન ચિતાની આજુબાજુ ચાર ફેરા ફરી મૃતદેહના જમણા અંગૂઠેથી આગ મૂકે છે. મડદું બળી રહ્યા પછી સૌ સ્નાન કરી ઘેર આવે છે. ત્યાં તેમના ઉપર છાંટ નાખવામાં આવે છે. તેમજ સૌ સૌ પોતાના ઘરેથી એક એક રોટલો લાવી મરનારના આપ્તજનોને જમાડે છે.

ત્રીજે દિવસે શ્મશાનમા જઈ મરનારની રાખ ભેગી કરી પાણીમાં નાખી દેવામાં આવે છે અને જો સદ્ધર કુટુંબ હોય તો જુનાગઢના દામોદર

કુંડમાં અનુકૂળતાએ નાખી આવે છે, વીણેલાં હાડકાંને જ્યાં આગળ મડદું બાળવામાં આવ્યું હોય ત્યાં જ દાટવામાં આવે છે.

પાંચમે દિવસે મરનારના કુટુંબીઓ અને ખાંધીઆઓ નદીએ જઈ વાળંદ પાસે વાળ ઉતરાવે છે તથા દાઢી મૂછો મુંડાવે છે. અને ઘેર આવી ખીચડી રાંધી સૌ જમે છે આ વિધિને 'સરામણું' અથવા "મુંવાળા ઉતારવાનો" વિધિ કહેવામાં આવે છે.

જો મરનાર સ્ત્રી હોય તો બારમે દિવસે અને પુરુષ હોય તો અગીયારમા દિવસે બારમુ કરવામાં આવે છે. આ દિવસે સૌ સગાસ્નેહીઓ ભેગા થાય છે. "મરનારને પાણી પાવાની" ક્રિયા કરવામાં આવે છે. તે માટે પ્રથમ ચારેક સ્ત્રીઓ બબ્બે બેડા લઇ એક એક હેલ પાણી લાવે છે. આ દરેક હેલના બેડાં લગભગ ત્રણ ચાર ફૂટના અંતરે ચાર ખૂણે ચાર ગોઠવવામાં આવે છે તથા એક ખૂણે મોટો થંભ ખોડવામાં આવે છે. અને તેની પાસે એક બીજી માટલી ચોરસના અંદરના ભાગમાં મૂકવામાં આવે છે. આ માટલી અને વાંસની વચ્ચે પીપળનું પાન અને બીજી વાંસની સોટી મૂકી, સુતરની માળાથી બાંધેલ હોય છે. તેમાંનો એક છેડો ચારે ખૂણે રાખેલ પાણી ભરેલ ચારે માટલાની સાથે વીંટાળીને બાંધેલ હોય છે. અને પછી સુતરની માળનો વધેલ ભાગ પાસે ખોડેલ થંભ ઉપર ચઢાવેલ હોય છે. અહીં નાળિયેર જવ, તલ વગેરે ધરાવવામાં આવે છે તથા હોમ હવન જેવું કરવામાં આવે છે. મરનારના કુટુંબીજનો તથા ખાંધીઆઓ એકેક બબ્બે ખોબા પાણી વાંસ પાસે બાંધેલ માટલીમાંથી લઇ નીચે રેડે છે અને 'તારો જીવ સદ્ગત કરેજે" એમ બોલતા જાય છે. બધા આ રીતે પાણી પીવડાવી લે પછી મરનારનો પુત્ર કે આપ્તજન નવું પોતિયું પહેરી ચારે ખૂણે મૂકેલ માટલાની ફરતી વિંટાળેલી માળની નીચે ચારે બાજુ માટલું લઇ પાણીની ધાર કરી રડે છે તથા સુતરની માળા તોડી નાખી થંભ પાસે પડેલ પાણીની માટલી ઉપર બીજું માટલું ફેંકી ફોડી નાખે છે. આથી મરનારને સદ્ગતિ થઇ છે તેની સાથે એમને હવે કાંઇ સંબંધ નથી રહ્યો એમ માનવામાં આવે છે. પછી સૌ જમવા બેસે છે.



ડંગો ઊઠાવીને આગળ વધતું માલ અસબાબ સાથેનું વેડવા વાઘરીનું કુટુંબ



વેડવા વાઘરી એની અસલ સ્થિતિમાં

આ જમણમાં તૈયાર આણેલ લાડુ ગાંઠીયા વગેરે જમાડવામાં આવે છે. આ રીતે બારમાની ક્રિયા પૂરી થાય છે.

શ્રાવણ માસમાં દર વર્ષે મરનાર વડીલનું શ્રાદ્ધ પણ કરવામાં આવે છે.

**ધાર્મિક માન્યતા અને વિશ્વાસ :** આ લોકો ધર્મે હિંદુ છે અને ગેલ, મેલડી, વિહોદ વગેરે માતાને ખાસ માનતા આવ્યા છે. ગેલ માતાનું સ્થાનક 'ભાડલામાં' ગણાય છે. અને વડાલીમાં વિહોદનું સ્થાનક છે. ઉપરાંત ખોડિયાર કાળિકા વગેરે માતાઓને પણ માને છે; તેમ રામ, કૃષ્ણ વગેરેને પૂજે છે.

દરેક કુળને પોતાની કુળ દેવી અલગ હોય છે. તેઓમાં ભગત તથા માતાના ભૂવા હોય છે. ભૂવા અથવા ભગત તેમના તંબૂમાં જ માતાનો મઢ રાખે છે માતાની છબી, કપડાં, ધૂપનાં તથા મઢના તથા અન્ય સાધનો તેઓ એક કપડાના પોટલામાં બાંધી રાખે છે તે ઉપર ચામડાની કોથળી રાખે છે અને તે તંબૂના એક ખૂણે લટકતી રાખે છે. નીચે મૂકતા નથી જ્યારે નૈવેદ્ય કરવામાં આવે છે. ત્યારે ધૂપ વગેરે કરવામાં આવે છે.

દશેરાના આગલે દિવસે આ લોકો મણ સવામણ ઘઉંના થેપલા રાંધી તથા ચોખા ખાંડ વગેરે તૈયાર કરી બે ત્રણ દિવસ સુધી તે ખાય છે આ દિવસોમાં પોતાની કુળ દેવીને મઢે ધૂપ કરવામાં આવે છે. તથા નાળિયેર વધેરે છે. અને ભૂવો ધૂણે છે. તે ધૂણી રહ્યા પછી સૌ તેને પોતાની મુશ્કેલીઓ અંગે પૂછે છે અને ભૂવો તેમને ચપટી દાણાં હાથમાં આપી તેની મૂંઝવણના પ્રશ્નનો જવાબ આપે છે.

માંદગી વખતે પણ ક્યારેક ભૂવાને બોલાવવામાં આવે છે તથા દેશી દવાદારૂ કરવામાં આવે છે.

**જીવન :** તેઓનો મુખ્ય ધંધો બળદો વેચવાનો હોઇ શહેરની ગુજરીઓમાંથી બળદ તથા ગોદલાં ખરીદી ગામડાંઓમાં વેચે છે. તેઓ દસબારના

જુથમાં સાથે રહે છે અને તેઓ બળદ વેચવા માટે એક ગામથી બીજે ગામ જાય છે ત્યારે ઘણું કરીને તેઓ પોતાના દંગા, માલસામાન તેમજ કુટુંબ વગેરે સાથે લઇ ફરે છે. માલસામાન લાદવા માટે તેઓ પોતાની સાથે ગધેડા રાખે છે તેમજ કેટલાંક ઘોડા પણ રાખે છે આ ઉપરાંત દૂધ વગેરે માટે એકાદ બે બકરાં પણ રાખે છે. કૂતરાં તો તેમની સાથે હોય જ છે. અને તેનો ઉપયોગ ચોકીયાત તરીકે કરવામાં આવે છે. આ ઉપરાંત કૂકડાં મરઘા પણ પાળવામાં આવે છે. તેઓના ગધેડાં સામાન્ય કદના ગધેડાં કરતાં થોડા મોટા હોય છે તથા ખચ્ચરથી સહેજ નાના હોય છે.

આ લોકોના તંબૂ નાના હોય છે. તે ગોળકાર ન બાંધતા ત્રિકોણાકાર રાખવામાં આવે છે. બે થાંભલા વચ્ચે ઉપર આડું લાકડું નાખી તેની બન્ને બાજુ તંગ રીતે કપડું ખેંચી તંબૂ ઊભો કરવામાં આવે છે. પાછળની બાજુ કપડું ઢાંકવામાં આવે છે તેમજ વરસાદથી રક્ષણ કરવા માટે ચારે બાજુ પાણની મોટી ચાદડી રાખવામાં આવે છે.

આ તંબૂમાં એકાદ નાની ખાટલી હોય છે તેમાં ફાટેલા તૂટેલા ગોદડાં તથા અન્ય ગાભા જેમ તેમ પડયા હોય છે તેમજ તંબૂમાં પણ જેમ તેમ ગાભા તથા અન્ય વસ્તુઓ અવ્યવસ્થિત રીતે ટાંગેલી હોય છે. તંબૂની બહારના દરવાજામાં એક પડખે ઈંટ તથા પથ્થરનો કાચો ચૂલો રાખવામાં આવે છે અને બીજી બાજુ તંબૂ બહાર ખૂણા પાસે એકાદ બે પાણીની માટલી હોય છે. તંબૂમાં આ સિવાય એકાદ બે પિત્તળના વાસણ, તપેલી, થાળી. લોટો વગેરે માંજયા વગરના જેમ તેમ પડયા હોય છે. તેમજ એકાદ બે માટીની તાવડી તથા વાસણ હોય છે. તંબૂની આજુબાજુ એકાદ બે નાના છોકરાં તથા કૂતરાં ભટકતાં હોય છે. આવા દસ બાર થોડા અલગ તંબૂ તાણી તેઓ સીમમાં પડયા રહે છે અને જુદા જુદા ગામોમાં તેઓના આવા દંગાઓ પડયા જ રહે છે.

**દૈનિક જીવન :** પહેલાં સ્ત્રીઓ સવારે વહેલી ઊઠી ઘંટીએ લોટ દળવા બેસતી પણ હવે તો ઘંટીઓ ન હોવાથી તેઓ પોતપોતાના કામે

વળગે છે. ગાય અથવા બકરી હોય તો દૂધ દોહે છે. અને પાંણી વગેરે ભરી રોટલા રાંધે છે, આગલા દિવસનું ટાઢું ટુકડું બચ્યું હોય તેનો નાસ્તો કરે છે. પછી પોતે બજારમાં કામ ધંધાર્થે જાય છે. ત્યાં કેટલીક સ્ત્રીઓ ઘરકામકાજની વસ્તુઓ, અનાજ, શાક વગેરે ખરીદે છે. તો કેટલીક સ્ત્રીઓ સોય, નજરિયા પારા વગેરે ખરીદી બજારમાં તથા લત્તાઓમાં જઈ વેચે છે. અને બે ચાર આના કમાય છે. કેટલીક સ્ત્રીઓ સીમમાં અને જંગલોમાં છાણા તથા લાકડાં વીણવા જાય છે. અને સાંજે સૌ પાછા ઘેર આવી નિરાંતે જમે છે.

નાના બાળકો ઢોરઢાંખર કે બળદ, બકરાં, ઘેટાં વગેરે સીમમાં ચરાવવા જાય છે. અને સાંજે પાછા વળે છે.

પુરુષવર્ગ પણ ગુજરીમાં જઈ બળદ વગેરે ખરીદે છે જો ગુજરી ન ભરાઈ હોય તો તે દિવસે તેઓ ભરવાડો પાસેથી બળદ વગેરે ખરીદે છે. અને સાંજે આવી નિરાંતે જમે છે.

આમ સ્ત્રીઓ તથા પુરુષો અને નાના બાળકો સૌ કોઈ બહાર જતાં રહે છે તે દરમ્યાન વસાહતમાંથી એકાદ પુરુષ અથવા સ્ત્રી બધા દંગા સાચવવા ઘરે રહે છે.

સાંજે સૌ ભેગા મળી આરામ કરે છે યા ગપ્પા મારે છે. જો દંગામાં એકાદ ભગત હોય તો તે પ્રભુના ભજન ગાય છે અને સૌ સાંભળે છે.

**આહાર :** આ લોકોનો મુખ્ય ખોરાક જુવાર છે. તેઓ બપોરે જુવારના રોટલા તથા મરચાંની ચટણી વગેરે જમે છે અને કયારેક શાક કરે છે. સાંજે પણ રોટલા તથા ચણાની દાળ અને ડુંગળી ખાય છે. ખીચડી વગેરે કરવામાં આવતી નથી તથા દૂધ, ઘી વગેરેનું પ્રમાણ નહીંવત જ છે. વારતહેવારે ગોળ, ખાંડ, ચોખા વગેરે રાંધવામાં આવે છે. આ લોકોમાં માંસાહાર

નિષિદ્ધ નથી. પરંતુ જે 'ભગત' ગણાય છે તે બિલકુલ ખાતા નથી. બાકીના ક્યારેક ખાય છે; પણ તેનું પ્રમાણ ઘણું જ ઓછું છે.

એકંદરે તેઓનો ખોરાક પૌષ્ટિક નથી. તેમના શરીરને જોઈતા એવા પૌષ્ટિક તત્ત્વો પૂરતા પ્રમાણમાં મળી શકતા નથી.

**સમાજ સાથેના સંબંધો :** સામાન્ય રીતે તેઓ ઢેઢ–ભંગી વગેરેને અડતા નથી, તેમજ બને ત્યાં સુધી મુસલમાનોનું ખાતા નથી. તેઓ જાહેરમાં રબારી, રજપુત, ગરાસીઆ, કોળી, આહિર, કાઠી વગેરેથી થોડા દબાતા આવ્યા છે. બીજી પ્રજાઓ કરતાં તેઓ શૈક્ષણિક, બૌદ્ધિક તથા સાંસ્કૃતિક તેમજ આર્થિક રીતે ઘણો પાછળ છે. તેઓનું જીવનધોરણ ઘણું નીચું છે. છતાં તેઓ જેમતેમ કરી પોતાનું ગુજરાન ચલાવતા આવ્યા છે.

# પ.....ઢા.....ર

પ્રાથમિક ઢબે જીવન વિતાવતી કોમોમાં પઢાર કોમનું નામ સૌરાષ્ટ્રમાં સૌથી મોખરે છે. જેમ આસામ, ઓરિસ્સા તથા મધ્ય પ્રદેશના આદિવાસીઓનું જીવન આદિ તથા વિશિષ્ટ પ્રકારનું હોઇ બીજી પ્રજાઓથી અલગ તરી આવે છે. તથા તેમના જીવન વિશે વધુને વધુ ઊંડા ઉતરવાની જીજ્ઞાસા નિર્માણ થાય છે. તેમ સૌરાષ્ટ્રમાં વસતા આ પઢાર લોકોના જીવન અંગે પણ છે. જીવન-કલહ (Struggle for life existance) એ જ જેમનો જીવન-વ્યવસાય છે અને એજ જેમનું જીવન છે એ વસ્તુનું પ્રત્યક્ષ ચિત્ર અનાયાસે આપણને આ પ્રજાના જીવનમાં જોવા મળે છે. તેમના અંગે હવે આપણે વિગતે જોઇએ.

તેઓ થોડા થોડાના સમૂહમાં નાના નાના ગોળાકાર કૂબા બાંધી વસે છે. પેટ ગૂજારા માટે સહકુટુંબ સાથે વહેલી સવારે 'બીડ' ખોડવા નીકળી પડે છે. અને સાંજે પાછા આવે છે. ઉપરાંત માછલાં પકડવાં, હોડકાં તથા તરાપા હાંકવા, પંખીઓનો શિકાર કરવો, પશુપાલન તેમજ છૂટક યા દહાડિયા મજૂરી કરવી એ એમનો મુખ્ય વ્યવસાય છે.

આ લોકો સૌરાષ્ટ્રમાં જ જોવા મળે છે. તે પણ ઝાલાવાડ જીલ્લાના નળ સરોવરના કાંઠાની આજુબાજુનાં ગામોમાં વસે છે. સામાન્ય રીતે તેઓની વસ્તીના બાર ગામ ગણાય છે જેમકે રાણાગઢ, દેવથળી, ધરજી, કોજી, સાપુર, શિયાળ, પરનાળ, રઓલ, ગેડી, આણંદપુર, ખસતુ, પાણશીંણા નાની કઠેચી વગેરે. આ સિવાય નળ સરોવરમાં જુદા જુદા લગભગ ૩૬૦ નાના નાના બેટ આવેલા છે. અને તેમાંના કેટલાક બેટમાં તેઓ વસે છે. તેમાં મુખ્યત્વે ભેરલા, બાડોઘા, ટીંબા, સુરએટ, લાસા, વાસોત્ વગેરેનો સમાવેશ થાય છે.

આ લોકો રંગે શ્યામ, મધ્યમ કદના, શરીરે કદાવર, કસાયલા મજબૂત બાંધાના તથા સખત મજૂરી કરી શકે છે તેવા હોય છે. સ્વભાવે શાંત, શિકારી વૃત્તિવાળાં, પ્રમાણિક, સંતોષી તથા સંપીલા છે. કપરૂં જીવન ગાળવા છતાં તેઓ ચોરી લૂંટફાટ કરવાની મનોવૃત્તિવાળાં નથી. આ લોકો કંઈક અંશે કોળીઓને મળતા આવે છે. પણ તેમને તેમની સાથે બેટી વ્યવહાર નથી. તેઓમાં કોળીઓના તથા રજપૂતોના લોહીનું મિશ્રણ થયેલું છે એમ માનવામાં આવે છે.

જીવન કલહના વંટોળમાં ઘેરાયેલી તથા અનેક વિશિષ્ટતાવાળી અને કુતૂહલ નિર્માણ કરનારી આ પ્રજા ક્યાંથી આવી અને ક્યારે આવી તેના ઇતિહાસની ચોક્કસ કડી આપણને મળતી નથી છતાં તે અંગે અનેક જુદા જુદા અનુમાનો પ્રવર્તે છે.

પઢાર એટલે પૂજારી એવો અર્થ થાય છે. તેઓ પોતાને માતાના પૂજારી તરીકે ઓળખાવે છે તેમની એક દંતકથામાં એમ પ્રતિપાદન કરવામાં આવે છે કે તેઓ મૂળે સિંધમાંથી અહીં ઊતરી આવ્યા છે. પહેલાં તેઓ સિંધમાં સિંધુ નદીને કાંઠે વસતા હતા અને ત્યાંથી તેઓ મેવાડ તરફ ગયા અને ત્યાં દુષ્કાળ પડતા એક વૃદ્ધ પઢાર દંપતી મેવાડ છોડી ચાલી નિકળ્યા. તેઓ હિંગળાજ માતાના પરમ ભક્ત હતા અને રસ્તામાં તેઓને હિંગળાજ તથા માતા ભુરેખ મળી. તેઓએ આ પઢાર દંપતીને પોતાની પાછળ પાછળ અનુસરવા કહ્યું અને તેમને સિંધમાં લઈ જઈ ફરી વસાવ્યા. તેમના ઉપર આ દેવીઓની કૃપા ઉતરી. તેઓને રાજપાટ અને વૈભવ મળ્યા. વર્ષો સુધી તેના વંશજોએ ત્યાં રાજ કર્યું. પરન્તુ છેવટે તેમની પડતી દશા પણ આવી તથા દુઃખના ઓળા તેઓના ઉપર ઉતરી આવ્યા. પછી સિંધ છોડી સૌરાષ્ટ્રમાં આવ્યા અને વસ્યા આજે પણ તેઓ હિંગળાજ માતાને ખૂબ માને છે. તથા તેના ભક્ત કહેવડાવે છે.

કેટલાક માને છે કે આ લોકો મૂળે કોળી છે અને કાળે કરીને યા પરિસ્થિતિને કારણે તેઓએ આ પ્રકારનું જીવન અપનાવ્યું. તો વળી કેટલાક

માને છે કે આ લોકો ગુજરાતના કેટલાક વિભાગોમાં વસતા આદિવાસીઓની જેમ આ વિભાગના આદિવાસીઓ છે જ્યારે વળી કેટલાક એમ માને છે કે તેઓ ગુજરાતના જ આદિવાસીઓ છે. તેઓની એકાદ ટૂકડી કોઇક કારણસર અહીં આવીને વસી છે. આમ કેટલાક અનુમાનો પ્રવર્તે છે.

પરન્તુ આ લોકોના જીવન, જીવનની રહેણીકરણી, સંસ્કૃતિ, નૃત્ય તથા આ પ્રદેશની સૈકાઓ પહેલાંની ભૌગોલિક સ્થિતિ વગેરેને લક્ષમાં રાખીને વિચારતા એમ લાગે છે કે આ પ્રજા પહેલાં સમુદ્ર કાંઠે વસનાર તથા સમુદ્ર ખેડનાર પ્રજા હોવી જોઇએ. અને એ વસ્તુને આજે વધુ સમર્થન મળે છે. સૈકાઓ પહેલાં સૌરાષ્ટ્ર એક બેટ હતો અને તે સમયે સિંધુ નદી ખંભાતના અખાતમા મળતી. આ સમયે આ વિભાગમાં આ પ્રજા વસતી હશે, હોડકાં રાખતી હશે, સમુદ્ર ખેડતી હશે, કાળે કરીને ભુસ્તર રચના બદલાતાં તેઓ આ પ્રદેશમાં ઘેરાઇ ગયા હોય એમ જણાય છે. આજે નળકાંઠાના કેટલાય ગામો આગળ વહાણો નાંગરવા માટેના કડાં જોવામાં આવે છે. એટલે કે એક સમયે અહીં વહાણો નંગરાતા હોવા જોઇએ.

પહેલાંના સમયમાં આફત આવે ત્યારે દેવીને રીઝવવા કે પોતાની ભક્તિ બતાવવા જે પ્રકારના ખલાસી નૃત્યો કરવામાં આવતા તેનું સ્પષ્ટ પ્રતિબિંબ આજે પણ આ લોકોના નૃત્યમાં જણાય છે. વળી અન્ય પ્રસંગોના ખલાસી નૃત્યમાં વહાણ હંકારતી સમયે શરીરના અવયવોને જે રીતે વાળવામાં આવે છે, કસરત અપાય છે તથા અવાજ કરવામાં આવે છે તેનુ પણ પ્રતિબિંબ તેમના નૃત્યોમાં આજે પણ તરી આવે છે. વળી આજે પણ આ લોકોમાં ખલાસી અને નાવિકના ગુણો જણાય છે તથા તેમની સંસ્કૃતિ અને જીવનમાં પણ એ ગુણો અનેક જગ્યાએ ડોકિયાં કરી રહેલ છે વળી આ કોમ અંગે જે કાંઇ થોડું ઘણું સાહિત્ય લખવામાં આવેલ છે તેમાં પણ આ વસ્તુને વધુ સમર્થન મળે છે. આ ઉપરથી એટલું માની શકાય છે કે આ પ્રજા પહેલાં સમુદ્ર ખેડનાર પ્રજા હતી.

આ લોકોમાં મુખ્યત્વે લાલાણી, પાંચાણી, ધરજીઆ, સાપગ, દેવથ-ળીઆ, દોમડા, સામતિઆ, ભુવાની, ચાંદડા, ડાભી, નાગાણી, મેર, કાળાતરા, માળતિયા, રાજપરા, ભુપાતરા, કઠેકિયા વગેરે શાખ જોવા મળે છે અને તેમાંની કેટલીક શાખ તો ગામોના નામ ઉપરથી પડી છે એમ કહેવાય છે. વળી આ લોકોમાં પરમાર જેવી રજપૂતોને મળતી શાખ પણ જોવા મળે છે. તેઓમાં નાગરા, શેતા, કલા, મોહન, હાજી, લધરા, બલા, કુંવરા, મગન, ભાથી, મેરા, પમા, જતુ, ધુડા, સુખા, તલસી, મોતી, છગન, માંડણ, બીજલ, હમીર, મેરૂ, મયૂર, રામજી, ઓઘડ, તીખા, ખટુ, સાદુલ, હનુભા વગેરે પ્રકારના પુરુષ વર્ગોના નામો હોય છે તથા સ્ત્રીઓમાં જેવી કે હરી, હવી, પુંજી, જીવી, અનુ, મોતી, રૂડી, ગવી, સમજુ વગેરે પ્રકારના નામ પાડવામાં આવે છે.

આ લોકોમાં તો આજુબાજુના ગામમાં વસતા બ્રાહ્મણ-સાધુ વગેરે ગોર તરીકે કામ કરે છે, તથા પ્રસંગોપાત અન્ય ધાર્મિક વિધિ વગેરે કરાવે છે. પરંતુ પહેલાં તેમના અને આ વિભાગમાં વસતા કોળીઓના ગોર એક જ હતા. પરંતુ એમ કહેવાય છે કે કોળીઓએ તેમના ગોર સાથે વાંધો પાડી પઢારોનું કામકાજ કરતા અટકાવ્યા તેથી તેઓએ બીજા ગોર બદલ્યા. આમ મૂળે કોળીના તેમજ આ લોકોના ગોર એક જ હતા.

આ પઢારોનું જીવન જેમ અનેક વિશિષ્ટતાવાળું છે તેમ તેઓનું જીવન જેમાં સ્વપર્યાપ્ત બને છે તે નળકાંઠાનો પ્રદેશ પણ અનેક વિશિષ્ટતાવાળો છે તે અંગે આપણે હવે ટૂંકમાં જોઈએ.

(૧) આ નળ બાર ગાઉ લાંબો અને ત્રણ ગાઉ પહોળો છે. ચોમાસામાં તે પાણીથી છલોછલ ભરાઇ રહે છે. આખો પ્રદેશ જળજળ બંબાકાર થઇ રહે છે. પઢારોના ગામો તેમાં ઘેરાઇ જતાં એક બીજાથી છૂટા પડી જાય છે. તેની ચારે બાજુ પાણી ફરી વળતાં તે બેટ સમા થઇ રહે છે. વાહન વ્યવહારના માર્ગો સદંતર બંધ થઇ રહે છે. એક ગામથી બીજે ગામ જવા આવવા માટે પાંચ છ માસ હોડકાં તથા તરાપાં વાપરવા પડે છે. પરન્તુ

ચોમાસું ઉતરતાં આ પાણી પણ ઉતરવા માંડે છે. અને સમુદ્ર તરફ વહેવા માંડે છે અને ઉનાળામાં તો આખો પ્રદેશ રણ જેવો ઉજ્જડ વેરાન અને સાવ સૂકો થઇ રહે છે. કેટલેક સ્થળે તો પાણીનું ટીપું પણ જોવા મળતું નથી. સૂકાયેલા આ રણપ્રદેશમાં ઉનાળામાં તો અજાણ્યાને તો દિશાની પણ સૂઝ પડતી નથી અને તેમાં એકવાર ભૂલા પડયા પછી માર્ગ પણ જલ્દી મળતો નથી. દિશા ચૂકી જતાં માણસોના માણસો ચાલ્યા જતાં ગામ જણાતું નથી. અને કયાંના કયાં નીકળી જવા સંભવ રહે છે. કોઇ ભોમિયાના સાથ વગર તે પ્રદશમાં નીકળવાનું સાહસ ભારે થઇ પડે છે.

(૨) ચોમાસા દરમ્યાન ત્રણ ચાર માસ અહીંનું પાણી અમૃત જેવું મીઠું રહે છે પણ ચોમાસું ઉતરતાં તે પાણી ધીરે ધીરે ખારૂં થવા માંડે છે અને છેવટે તો તે દરિયાના પાણી જેવું ખારું થઈ જતાં પીવાના કામમાં પણ આવી શકતું નથી.

(૩) પાણી વહી જતાં આખા નળ પ્રદેશમાં માથાપૂર પાંચ છ હાથ ઊંચુ ઘાંસ ઊગી નીકળે છે. આમાં ખેતી કયી રીતે કરી શકાય. આ લીલા ઘાંસને 'ગોંદરી' કહેવામાં આવે છે અને તે વાઢી લાવી ઢોરને ચારા તરીકે આપે છે. તેના સૂકા ઘાંસને 'છાજ' કહેવામાં આવે છે. તે છાજથી તેઓ પોતાના કૂબા કલાત્મક રીતે તૈયાર કરે છે આ વાઢી લાવેલ ઘાંસના બીજ જમીનમાં રહેલા હોય છે. અને તેજ 'બીડ'ના નામે ઓળખાય છે.

(૪) આ આખા પ્રદેશમાં ઘઉં, બાજરો કે અન્ય અનાજ પાકતું નથી તથા પાકી શકતું નથી. માત્ર 'બીડ' નામનું એક અનાજ થાય છે. તે એક જાતના કંદમૂળ છે. અને નળના પાણી સુકાઇ જતાં કાદવમાંથી ખોદી કાઢવામાં આવે છે. પઢાર લોકો આ બીડ ઉપર ગુજારો કરતા આવ્યા છે. અને તેઓ જ આવું અનાજ પચાવી શકે છે તથા તે ઉપર નભી શકે છે. જો કે હાલમાં આ બીડ ખાવા તરફ અહીંની અન્ય ગ્રામ અને ગરીબ પ્રજા પણ નિભાવ કરતા શીખી છે. આ સિવાય બીડની જેમ કાદવમાંથી 'થેગ'

નામના બી પણ ખોદી કાઢવામાં આવે છે. તે શેકીને પણ ખાઇ શકાય છે. આ બીડ તથા થેગ અંગે આપણે આગળ ઉપર વિગતવાર જોઇશું. વળી આ પ્રદેશમાં 'જીતેલાં' અને 'કાંદા' નામના બીજા પણ કંદમૂળો થાય છે. આ 'કાંદા' તે પ્રચલિત 'ડુંગળી', કાંદા વગેરેથી જુદા પ્રકારના હોય છે.

(૫) આ પ્રદેશમાં નળના પાણી તથા ઘાંસને પરિણામે ચાર છ માસ મચ્છરનો ઉપદ્રવ ભયંકર રીતે થવા પામે છે અને તે પણ પઢાર કોમ જ સહન કરી શકે છે. આ સમયે અન્ય પ્રવાસીઓને આ પ્રદેશમાં મુસાફરી કરવાની સલાહ આપવામાં આવતી નથી. આ ભાગના ઢોર પણ મચ્છર અને ડાંસના ત્રાસથી ટેવાઇ ગયા છે. ચોમાસા દરમ્યાન ભેંસો પાણીમાં જ પડી રહે છે. તથા તેના કોઢમાં નિરંતર છાણાંની ધૂણી રાખવામાં આવે છે. લોકો પણ કૂબામાં ધૂણી રાખે છે.

(૬) નળ સરોવરના કારણે આ વિસ્તારના કેટલાક ભાગો ચોમાસા તથા શિયાળામાં સૃષ્ટિસૌંદર્ય માટે જોવા જેવા હોય છે. તથા નળને લીધે આ પ્રદેશમાં જાત જાતના ચિત્રવિચિત્ર પંખીઓ પણ જોવા મળે છે. જળચળ પ્રાણીઓ તથા પંખીઓના રસિયા શિકારીઓને આકર્ષણારું ધામ છે.

આમ અનેક વિશિષ્ટતાથી ભરપૂર એવો નળ કાંઠાનો પ્રદેશ છે તથા તેમાં વસતા પઢાર લોકોનું જીવન પણ વિલિષ્ટતાવાળું છે.

**પોષાક :** પોષાકમાં મુખ્યત્વે તો જાડી પછેડી તથા ઓછાડ અને શરીર પર બાંય વગરનો કબજો યા કેડિયું કે પહેરણ વગેરે પહેરે છે. માથે પાઘડી અથવા એકાદવાર કાપડનું ઓટેલું ખીંટ યા રંગીન મેલખાયું બાંધે છે. વારતહેવારે તથા શુભ પ્રસંગો દરમ્યાન પઢારો પાણકોરની ચોરણી, શરીરે પાસાબંધી બંડી અને માથે ફાળિયું યા ઝાલાવાડી પાઘડી બાંધે છે. અને પુરુષો કામ ઉપર હોય છે ત્યારે શરીરે બાંય વગરનો કબજો અને માથે ફાળિયું યા મેલખાયું પહેરે છે. સ્ત્રીઓ આઠથી–દસ વારના રંગીન ઘાઘરા લુંગડીઓ તથા શરીરે કાપડું યા બાંય વગરના બંધ ગળાવાળાં કબજા પહેરે

છે અને માથે એકપનીયા યા દોઢીઆ ચોરસા પહેરે છે. યા ઓઢણી પણ ઓઢે છે. છોકરાછોકરી પણ ઉપર મુજબ પોષાક પહેરે છે. સ્ત્રીઓ ચાંદીના કડલાં, કાંબી, વેડલાં, નાકમાં ફૂલ, ડોકમાં કંઠી વગેરે પહેરે છે. તેમની આ કંઠીઓ ચાંદીની તથા સોનાની હોય છે. કેટલીક પઢાર સ્ત્રીઓ ગળામાં રૂપાની હાંસડી પણ પહેરે છે. તથા સોનાની જરમર તથા આંગળીઓમાં તેમજ અંગુઠામાં ચાંદીની બનાવેલી વીંટીઓ પણ પહેરે છે, તથા કાંડે હાથીદાંતના બલોયાં યા ચુડી તથા કાચની બંગડીઓ પણ પહેરે છે. કેટલીક સ્ત્રીઓ હાલમાં હાથની કોણી ઉપરના ભાગમાં લોકીટ પણ પહેરે છે, તથા પિત્તળના કડાં પણ પહેરે છે વળી નાકમાં રૂપાની અગર સોનાની નાની ટીંબકી પહેરે છે.

સામાન્ય રીતે મોટા ભાગનો પુરુષવર્ગ ઘરેણાં પહેરતો નથી. જો કે કેટલાંક પુરુષો પગમાં તોડા, બેડી તેમજ હાથે સરળ અગર વાઘમોરા અને આંગળીઓમાં સોના રૂપાના કરડાં અને ડોકમાં ચાંદીની હીરાકંઠી પણ પહેરે છે. નાના બાળકોને ખોટા અગર ચાંદીના પોટલીયા પહેરાવવામાં આવે છે. અને કેટલાંક બાળકોને કેડમાં ચાંદીની સેર પહેરાવવામાં આવે છે.

પરન્તુ આ બધા ઘરેણાં કાંઈ બધા પહેરવાને શક્તિમાન હોતા નથી. કોઇ ગણ્યાં ગાંઠયાં સારા કુટુંબો પાસે જ તે વિશેષ જોવા મળે છે. બાકીનો તો વર્ગ ઘણો ગરીબ તથા દેવાદાર છે. ઘણાં ખરાંના ઘરેણાં તો શાહુકારોને ત્યાં ગીરો મૂકેલા જ પડયા હોય છે.

આ લોકો ગામઠી સીલાઇનાં મજબૂત તળિયાનાં પગરખાં પહેરે છે જો કે મોટા ભાગના તો ઉઘાડા પગે જ ફરવાને ટેવાયેલા હોય છે.

**ભાષા :** આ લોકોની ભાષા તો ગુજરાતી જ છે. પણ તેના કેટલાક શબ્દોના ઉચ્ચારણો અશુદ્ધ હોય છે. તથા સ્થાનિક તેમજ ગામઠી ઢબે તેઓ બોલે છે. જેમકે 'સોપારી આપો' ને બદલે 'સાપારી આપો' 'મારાથી નહીં થાય' ને બદલે 'મારાથી ને થાય' 'ગયો છે' ને બદલે 'ગીયો છે' એમ કહે છે.

આ લોકોની નૃત્યકળા તેમની અનેક વિશિષ્ટતામાંની એક વિશિષ્ટતા છે. તેઓના નૃત્યો ઘણાં જ તાલબદ્ધ, તથા મનુષ્યને ઘડીભર મુગ્ધ કરી મૂકે તેવા હોય છે. આ નૃત્યો સામાન્ય રીતે સમૂહમાં જ કરવામાં આવે છે. તે સાથે ગીતો ગાય છે એક ગવરાવે છે અને બીજા ઝીલે છે. કેટલાંક ગીતો ભક્તિપ્રધાન હોય છે. જ્યારે કેટલાક શ્રૃંગાર મિશ્રિત ગીતો પણ હોય છે. નૃત્ય સમયે તબલાં, ઝાંઝર, મંજીરાં અને સુર પુરવા પેટી વગેરેના સાધનોનો ઉપયોગ કરવામાં આવે છે તથા તે દ્વારા સુંદર જમાવટ કરવામાં આવે છે.

આપણે આગળ જોઇ ગયા તેમ આ લોકો કેવળ સમુદ્ર કાંઠે વસનારા હતા, તેઓ સારા ખલાસી તથા નાવિક હતા, સમુદ્ર ખેડતા, હોડિયાં ચલાવતા તથા વહાણ હંકારતા તે સમયે તેઓ ખલાસી નૃત્ય કરતા, દેવીને રીઝવવા કે પોતાની ભક્તિ બતાવવા અનેક નૃત્યો કરતાં એ સમયના નૃત્યો આજે તેમનામાં પરાપૂર્વથી વારસામાં ચાલ્યા આવ્યા હોય એમ જણાય છે. વહાણ હંકારતી સમયે શરીરના અવયવોને જે રીતે વાળવામાં આવે છે તથા જે કસરત અપાય છે એ બધી વસ્તુનું પ્રતિબિંબ તેઓના કેટલાંક નૃત્યોમાં આજે પણ સ્પષ્ટપણે તરી આવે છે. તેમની આ નૃત્ય કળા સૌરાષ્ટ્રમાં પ્રથમ પંકિતની છે. આ અંગે આપણે અગાઉ જોઇ ગયા છીએ અને તે માટે સૌરાષ્ટ્ર મગરૂબ છે.

આ લોકોમાં રાસરાસડાં તથા ગરબીઓ પણ ઘણી સુંદર ગાવામાં આવે છે. નવરાત્રી અને સાતમ આઠમના તહેવારો દરમ્યાન ગાવામાં આવતી માતાની ગરબીઓ તથા અન્ય શુભ પ્રસંગે ગાવામાં આવતા ગીતો તથા ભજનો ઘણાં જ સુંદર હોય છે. તેઓની કોમમાં કેટલાંક ભગતો પણ થઇ ગયા છે જેમકે પૂનાભક્ત, ભૂરાભક્ત, તળસીભક્ત, અને તેમના બનાવેલા ભજનો પણ આજે ગવાય છે.

આ કોમમાં શિક્ષણનું પ્રમાણ નહીંવત જ છે. તેનું કારણ, પરિસ્થિતિ કામકાજનો બોજો, જીવન પ્રણાલિકા તથા અજ્ઞાનતા મુખ્યત્વે છે. જ્યાં જીવન

ટકાવવા માટે રાતદિન બીડ ખોદવાની તનતોડ મહેનત કરવી પડતી હોય ત્યાં માબાપ પોતાના બાળકોને કઇ રીતે શાળામાં મોકલી શકે? નાનપણથી જ બાળકો પાસેથી કામકાજની અપેક્ષા રાખવામાં આવે છે. ઢોરઢાંખર સંભાળવાં, તેને ઘાસચારો નાખવો, બીડને ધૂળના ઢેફાંથી જુદા પાડવા વગેરે કાર્યો બાળક સમજણું થાય કે સોંપવામાં આવે છે. એ કાર્યો કરતાં કરતાં તે બાળક મોટું થાય છે. પરંતુ હવે આ લોકો શિક્ષણનું મહત્ત્વ સમજતા થયા છે અને પોતાના બાળકોને નિશાળે મૂકતા થવા લાગ્યા છે.

**ઉત્સવો :** આ લોકો હિન્દુ ધર્મના બધા તહેવારો પોતાની ઢબે ઉજવતા આવ્યા છે. દિવાળી, હોળી, જન્માષ્ટમી, નવરાત્રિ, દશેરા વગેરે ઉજવે છે. તે દરમ્યાન સારાં વસ્ત્ર પહેરે છે. કેટલાક તહેવારોમાં અન્ય હિન્દુ કોમની જેમ રાસરાસડા પણ રમે છે તથા માતાજીને નૈવેદ્ય ધરે છે. જમણમાં સુખડી, ઢેબરાં, ચોખા, ખીચડી, વડાં, લાપસી, ચુરમું વગેરે રાંધે છે અને આનંદ કરે છે.

ધાર્મિક તહેવારો દરમ્યાન પશુઓનો ભોગ હાલમાં ધરવામાં આવતો નથી. પહેલાં ધરવામાં આવતો હતો. બળેવના દિવસે પશુના ભોગને ;બદલે સુખડી, કરી તેમાં પાડાનો આકાર કરી માતાને નૈવેદ્ય ધરવામાં આવે છે.

આ ઉપરાંત ઉનાળામાં ચૈત્ર વદ આઠમે પોતાના કામધંધા મૂકી તથા મકાનો બંધ કરી સહકુટુંબ પરિવાર સાથે હિંગળાજ માતાના મઢમાં ભેગા થાય છે. ત્યાં હિંગળાજ માતાના માથે ખીજડાના પાનની ચુંદડી ઓઢાડી તે ઉપર બે દડા મૂકે છે. તેમાંનો એક દડો સારા વર્ષના સૂચક તરીકે અને બીજો દડો દુષ્કાળના સૂચક તરીકેનો હોય છે. આ પછી તેમના ભૂવા ધૂપ ધૂણે છે તથા ડાકલાં વગાડવામાં આવે છે તથા ભૂવાના ખોળામાં જે દડો આવીને પડે તે ઉપરથી વર્ષ સારું યા ખરાબ નીકળશે એમ માને છે. જો ભૂવાના ખોળામાં એકેય દડો ન પડે તો ભયંકર દુષ્કાળ પડશે એમ માને છે.

**ધાર્મિક માન્યતાઓ અને વિશ્વાસ :** ઉપર મુજબ તેમની કેટલીક ધાર્મિક માન્યતાઓ તેમના તહેવારોમાં પ્રતિબિંબિત થાય છે. તેઓ

હિંગળાજ તથા ભૂરેખ માતાને ખાસ પૂજે છે તે અંગે પણ આપણે અગાઉ જોઇ ગયા છીએ. આ ઉપરાંત તેમની કેટલીક શાખાના લોકો જુદી જુદી માતાઓને પૂજે છે. જેમ કે શાપરા શાખાના પઢારો ગેલ અને વિરારી માતાને, બાલાણી શાખાના પઢારો બુટ અને મેલડી માતાને, ધાગાઇ શાખના વેરાઇ માતાને, રેવથળા શાખના ઝૂંપાળીને, દ્રામડી શાખના શીકોદરને, કાળોતરા શાખના ખોડીઆરને, ભુવાત્રા શાખના કાળકા માતાને માને છે. આમ જુદી જુદી શાખના પઢારોને હિંગળાજ તથા ભૂરેખ સિવાય પોતાની અલગ અલગ કુળ દેવીઓ હોય છે. અને તેને પ્રસંગોપાત પૂજે છે તથા નૈવેદ્ય ધરે છે. પઢારોના દરેક ગામમાં માતાનો મઢ હોય છે ત્યાં સવાર સાંજ પૂજા પાઠ વગેરે કરવામાં આવે છે.

વળી ઉપરોક્ત દરેક માતાને તેના અલગ અલગ ભુવા પણ હોય છે. તે તેમની જ કોમના હોય છે. સમાજમાં તેઓનું સારૂં સ્થાન હોય છે. માંદગી વખતે ભૂવા પાસે દાણાં જોવડાવવામાં આવે છે તથા દોરાધાગા અને જંતર મંતર કરાવવામાં આવે છે. ભુવાના કહેવા અનુસાર બાધા યા માનતા રાખે છે અને સફળતા મળ્યા બાદ માતાને નૈવેદ્ય ધરવામાં આવે છે. આ નૈવેદ્યમાં હાલમાં પશુઓનો ભોગ ધરવામાં આવતો નથી. પણ તેના પ્રતિક રૂપે નૈવેદ્યના થાળમાં પાડાનું ચિત્ર દોરવામાં આવે છે. નૈવેદ્યમાં શ્રીફળ, ચુરમું વગેરે ધરવામાં આવે છે.

હિંગળાજ માતાને વૈશાખ સુદ ચોથના રોજ સૌ નૈવેદ્ય ધરે છે. આ દિવસે માતાની સાથે તેઓ નીકળ્યા હતા એમ મનવામાં આવે છે. આ ઉપ-રાંત તેઓ ખેતરપાળને માને છે. તે ઢોરની અને લોકોની રક્ષા કરે છે એમ તેઓ માને છે. અને પ્રસંગોપાત તેને રાજી રાખવા માટે નૈવેદ્ય ધરે છે.

આ લોકો ભૂત, પ્રેત તથા ડાકણના વળગાડમાં માને છે અને તેના ઉપાય માટે પણ ભૂવાને બોલાવવામાં આવે છે. ધૂણીને તથા ડાકલાં વગેરે વગાડી માણસને ભૂત પ્રેતના વળગાડમાંથી છોડાવી શકે છે એમ તેઓ માનતા આવ્યા છે.

**પઢાર લોકોનું જીવન વ્યવસાય અને આર્થિક સ્થિતિ :** આપણે અગાઉ જોઇ ગયા કે આ લોકો નળકાંઠાના ગામોમાં નાના નાના સમૂહમાં કૂબા બાંધીને વસે છે. આદિકાળમાં માણસે સ્થિર થઇ જે પ્રકારનો વસવાટ કર્યો હશે તે કાળના તેમના આ કૂબા આપણને યાદ આપે છે. તેમના કૂબા ચાર પાંચ ફૂટ પહોળા અને ઊંચા તથા તદ્દન ગોળાકાર હોય છે. માટીથી તે સારી રીતે લીપેલા હોય છે. ઉપરનું છાપરૂં નળિયાં કે વાંસનું હોતું નથી પણ ગુંદરી નામના સૂકા ઘાંસ કે જેને તેઓ 'છાજ' કહે છે તેનાથી શંકુ આકારે અથવા ઘુમ્મટ આકારે સુંદર રીતે છજેલું હોય છે. આવા નાના નાના ગોળાકાર અને ઉપરથી શંકુ આકારે છાજથી છજેલ તેમના ઝૂંપડાંના સમૂહ રળિયામણાં લાગે છે. વળી તેની અંદરના અંધકારમાં જીવન વિતાવતો માનવ સમૂહ તેના જીવનમાં વધુ ઊંડા ઊતરતાં વધુ રળિયામણો લાગે છે. તેઓના ઝૂપડાંને માત્ર એક જ નાનુ સરખું બારણું રાખવામાં આવે છે. આ સિવાય તેમાં અન્ય બારીબારણાં રાખવામાં આવતા નથી. તેમના આ માટીના કૂબા ઠંડીમાં હૂંફ આપનારા તથા ગરમીમાં ઠંડક આપનારા તથા ગમે તેટલા મહેનતુ તથા થાકેલા જીવનમાં વિશ્રામ અને શાંતિ આપનારા હોય છે. તેઓના ઘર અંધારિયા હોય છે એક બાજુ કાચો ચૂલો હોય છે. પાસે બે ચાર તાંસળી, કાંસાના તથા માટીના વાસણ પડયા છે. 'બીડ' ભરવા માટે માટીના એકાદ બે મોટા કોઠા પણ હોય છે. એકાદ ખૂણામાં બીડ ખોદવાના સાધનો પડયા હોય છે. કૂબામાં અથવા આંગણામાં 'બીડ' ખાંદવાનો 'ખાણીયો' પણ હોય છે. આ ઉપરાંત ઘરમાં જ્યાં ત્યાં કપડાંના બે ચાર ગાભાં લટકતાં હોય છે. ફળીયામાં એકાદ બે ખાટલાં હોય છે. કેટલાંક સારી સ્થિતિના પઢારોએ કૂબાને બદલે ઓસરીવાળાં ચોરસ ઝૂંપડાં પણ ઊભા કર્યાં છે. નાના બાળકો નાગા ઊઘાડાં જ્યાં ત્યાં ફળીઆમાં ભટકતા હોય છે. આ લોકોનો મુખ્ય ખોરાક તો બીડના રોટલાં છે. તે બંન્ને ટાઇમ ખાઇ પેટ ભરે છે. તે સાથે કાંદા, ડુંગળી, મરચાં છાસ વગેરે જમે છે. આ લોકોને માંસાહાર કરવામાં બાધ નથી. મોસમમાં માછલાં પકડે છે. પંખીઓના શિકાર કરે તથા તેનું માંસ

રાંધી જમે છે. તેઓ ગાય, ભેંસ, નાર, શિયાળિયાં, ગધેડાં વગેરેનું માંસ ખાતા નથી.

આ લોકોનું જીવન ધોરણ ઘણું નીચું છે. કાદવમાંથી બીડ ખોદી લાવવા, માટીથી છૂટા પાડવા, સુકવવા, ધોકાવવા અને તેમાંથી રોટલા બનાવવા તથા જીવન ટકાવવું. આમ જીવન-કલહની પ્રાથમિક ક્રિયાઓની આગળ પાછળ જ મોટા ભાગના પઢારોનું જીવન વણાયેલું છે. મનુષ્ય સિવાયના ઇતર પ્રાણીઓ, પશુઓ, પંખીઓ વગેરેને કાંઇ વ્યવસાય કે ધંધો હોતો નથી. તેઓ ખોરાકની શોધમાં સીધા નીકળી પડે છે, ખોરાક મેળવે છે અને પાછા પોતાના-સ્થાને આવે છે. જેમકે પક્ષીઓ સવાર થતાં દાણાં વીણવા ઊડી જાય છે, પશુઓ ઘાંસચારાની ખોરાકની શોધમાં નીકળી પડે છે. વનવગડાના હિંસક પ્રાણીઓ શિકારની શોધમાં નીકળી પડે છે. તેમ આ લોકો જીવન ટકાવવા માટે સીધા ખોરાકની શોધમાં ભટકે છે તથા ફરે છે. અને એની પાછળ જ તેમનું સમગ્ર જીવન વણાયેલું છે. મનુષ્યને તો કોઇ અન્ય ઉત્પાદક યા અનુત્પાદ કોઈ વ્યવસાય કરી તેના બદલા રૂપે મહેનતાણું મેળવી તેમાંથી જીવનનિર્વાહ માટેની ચીજ વસ્તુઓ મેળવવાનું સમર્થ બને છે. અનેક કાર્યો, ક્રિયાઓ અને ઘટનાઓમાંથી પસાર થતાં તેનાં જીવનના અનેક રસ ખીલે છે તથા સંતોષાય છે. સીધા ખોરાકની શોધમાં ભટકતાં પ્રાણી જીવન કરતાં આ રીતે મનુષ્યનું જીવન ભિન્ન બને છે. પરન્તુ અહીં પઢારનું જીવન, સીધા ખોરાકની શોધમાં રખડતા પશુ, પંખી અને પ્રાણીઓની જેમ વહે છે એમ કહેવું અતિશયોક્તિભર્યું નથી.

સવાર પડતાં જ પેટ ગુજારા માટે અનિવાર્ય બનતા 'બીડ' ખોદવા માટે હાથમાં કોદાળી લઇ આ લોકો બહાર નીકળી પડે છે. તે સાથે તેના કુટુંબ પરિવારના બૈરાં છોકરાઓની આખી લંગાર ચાલી આવે છે. સૌ સૌ કુટુંબો બીડ ખોદવા પુરતી જમીનોને ફરતી નિશાની કરી સંપથી બીડ ખોદવા માંડે છે. આખો દિવસ તેઓ બીડ' ખોદી ખોદીને ભેગા કરે છે. ગામ નજીકના ભાગોમાંથી જેમ 'બીડ' ખોદતા જાય તેમ તેમ તેઓ ધીરે

ધીરે આગળ વધે છે. અને છેવટે ઉનાળામાં તો પોતાના ગામથી ઘણે દૂર આવેલી જમીનોમાં બીડ ખોદવા જવું પડે છે. ખેડૂતને ત્યાં જેમ બપોરે પોતાના ઘરેથી 'ભાત' આવે છે તેમ આ લોકોની સ્ત્રીઓ કેટલીકવાર બપોરે 'ભાત' લાવે છે. અને કેટલીકવાર સવારે સાથે જ રોટલા બાંધીને બીડ ખોદવા પણ આવે છે. સાંજે થાકયા પાકયા તેઓ પોતાને ઘેર આવી જમે છે.

આ બીડ ખોદવાનું કાર્ય સહેલું નથી તેમજ તેમાંથી તુરત જ રોટલા પણ તૈયાર કરી શકાતા નથી. તેમાં તો હજુ અનેક કડાકૂટ કરવી પડે છે અને ત્યાર પછી તે ઉપયોગી થઇ શકે છે. આ 'બીડ' એક પ્રકારના કંદ-મૂળ છે. તેની ગાંઠો અળવીની ગાંઠને મળતી આવે છે અને તે રંગે ખૂબ કાળી હોય છે. તેની આજુબાજુ મોટા વાળ જેવાં મૂળિયાં ખૂબ ચોંટેલાં હોય છે. આ બીડ માટે પાંચ-છ ઈંચ જેટલું ઊંડું ખોદવું પડે છે. પછી આ બીડને અને તેની સાથે વળગેલાં વાળ જેવાં મૂળિયાંને ધૂળના ઢેફાંથી તથા આ લોકોની સ્ત્રીઓ દાંતા વગરની ખંપાળી અને લાંબા હાથાવાળી પાંગડી વડે છૂટાં પાડે છે. ત્યાર પછી આ બીડનો એક બાજુ મોટો ઢગલો કરી તેની આજુબાજુ છાજ ગોઠવી સળગાવવામાં આવે છે, કે જેથી બીડ સાથે વળગેલ વાળ જેવાં મૂળિયાં બળી જાય છે. છાજ આ રીતે બીડને ચોકખું કરવાના કામમાં પણ આવે છે. આમ આખા દિવસની મહેનત પછી માંડ મણથી દોઢ મણ બીડ ભેગા થઇ શકે છે. શિયાળા અને ઉનાળા દરમ્યાન રોજ પઢાર લોકો ઉપર મુજબ બીડ ખોદવા જાય છે. સાંજે તે ગાંસડી ભરી પોતાના ઘરભેગું કરે છે. થોડા દિવસ તેને સૂકવવામાં આવે છે પછી આ લોકો તેને કૂબામાં રાખેલ ખાંડણિયામાં નાખી ઘોકાથી ઘોકાવી લોટ તૈયાર કરે છે.* બીડ ઘોકાવવા માટે નીચેથી પહોળા થતા મગદળ જેવા ઘોકા રાખવામાં આવે છે. અને સ્ત્રીપુરુષ સામસામા બેસી બીડ ઘોકાવે છે. આ બીડ સહેલાઇથી ખાંડી શકાય તેવા હોતા નથી. એને ઘોકાવવામાં ઘણો સમય જાય છે. તથા આ લોકો પરસેવાથી રેબઝેબ થઇ જાય છે. બીડ ઘોકાવતી સમયે આ લોકો એક પ્રકારનો સામસામો અવાજ કરે છે અને

ક્યારેક ગીત પણ ગાય છે જ્યારે આ લોકો હાંફતા હાંફતા બીડ ખોદતા હોય છે ત્યારે તેના શરીરે નીતરતા પરસેવાના ટીપાં જોતાં આ લોકોને જીવન ટકાવવા કેવી કરાળ મજૂરી કરવી પડે છે તેનું અંદાજ લગાવ્યા વગર રહેતું નથી.

વળી આ 'બીડ'ના લોટને વસ્ત્રથી પ્રથમ ગાળવો પડે છે. અને જો તેમ ન કરવામાં આવે તો તે પચાવવામાં ભારે પડે છે. રોટલાં બનાવતાં પહેલાં તેના લોટમાં જવ, મગ, મઠ, કે જાર વગેરેનો થોડો લોટ ભેળવવો પડે છે અને ત્યાર પછી જ તે મસળી શકાય છે. આ લોટ રંગે થોડો કાળાશ પડતો તથા સ્વાદમાં થોડો ગળચટો હોય છે. તેના રાંધેલા રોટલાનો સ્વાદ પણ જુવાર બાજરાના રોટલા કરતાં જુદો પડે છે તથા તેમાંથી એક પ્રકારની વિચિત્ર વાસ પણ આવે છે. પણ આ લોકો તે ખાવાને ટેવાયેલા હોય છે. બહારના માણસને તે ભાવે પણ નહીં અને ખાય તો પચાવી પણ ન શકે, કાં તો પેટ ચઢી જાય, ઝાડા થઇ જાય કે સંઘરણી થઇ જવા સંભવ રહે છે. પણ તે પચાવવામાં આવે તો ઘણો પુષ્ટિકારક છે.

આમ મુખ્યત્વે તો મનુષ્ય સિવાયના અન્ય પ્રાણીઓની જેમ સીધા ખોરાકની શોધમાં જ તેઓનું જીવન કેટલેક અંશે સ્વપયીપ્ત બનતું જણાય છે. પરન્તુ ચોમાસા દરમ્યાન ચારેકોર જળાજળ બંબાકાર હોવાથી તેઓ ઘરમાં ભરાઇને બેસી રહે છે. ચોમાસા પૂરતો જરૂરી બીડનો પૂરવઠો તે લોકો શિયાળા તથા ઉનાળા દરમ્યાન ભેગો કરી રાખે છે. ચોમાસા દરમ્યાન આનંદમાં આવી તેઓ નળ સરોવરમાં હોડકાં લઇ ભટકે છે. તથા માછલાં પકડવાનો ધંધો કરે છે. તેમજ દેશદેશાવરથી આવેલા રંગબેરંગી પંખીઓનો શિકાર કરે છે. ચોમાસું ઉતરતાં પાણી ઉતરે છે ચારેકોર ગોંદરી ઊગી નીકળે છે. એટલે તેઓ ગોંદરી કાપવાનું કામ કરે છે ગોંદરી સૂકાઇ જતાં તેઓ વળી પાછા બીડ ખોદવા નીકળી પડે છે. બીડની જેમ આ વિભાગમાં 'થેગ' નામનું બીજું કંદમૂળ જમીનમાંથી નીકળે છે તે શેકીને પણ ખાઇ શકાય છે. પણ તેનું પ્રમાણ ઓછું છે.

આમ બીડ ખોડવા, હોડકા હાંકવા, શિકાર કરવો, માછલાં પકડવા એ પ્રવૃત્તિની આજુબાજુ આ લોકોનું જીવન વણાએલું છે. આ ઉપરાંત કેટલાંક લોકો આજુબાજુના વિભાગોનાં શહેરોમાં દહાડિયા મજૂરી પણ કરવા જાય છે.

આ લોકોનું જીવન ધોરણ ઘણું જ નીચું છે. તેમના જીવનની જરૂરાતો ઘણી થોડી છે. બીજી તરફ બારે માસ ભારે તનતોડ મહેનત કરે છે છતાં પેટ પૂરતું મેળવી શકતા નથી. તેઓ જમીનમાંથી બીડ ખોદી લાવે છે. તેમાંનું લગભગ ચોથા પાંચમા ભાગનું ખોરાકી પૂરતું રાખે છે. અને વળી બીજું તેટલું જ પોતાના ઢોરઢાંખર માટે વાપરે છે એકંદરે લગભગ $\frac{3}{5}$ ભાગનું બીડ તેઓ બજારમાં વેચી રોકડા નાણાં ઊભાં કરે છે. બીડની મોસમમાં તેના મોટા બજાર ભરાય છે. ત્યાં આ લોકો તેનું વેચાણ કરે છે. પણ બીડના ભાવ એક મણના માત્ર દસબાર આનાથી માંડીને એક રૂપિયા સુધી ઉપજે છે. બહોળું કુટુંબ હોય અને સૌ કોઇ કામ કરતા હોય તો મોસમ દરમ્યાન દિવસના રોજ ચાર–પાંચ મણ 'બીડ' ખોદી શકાય. તેમાંથી ઢોર વગેરે માટેનું બાદ કરતાં વેચવા માટે માત્ર બેત્રણ મણ બચે. તેના માંડ અઢી ત્રણ રૂપીઆ ઉપજે. બીડ ખોદવામાં આઠ નવ જણની મહેનત હોય એટલે માથા દીઠ રોજ ચાર પાંચ આના ઉપજે. બીડ ખોદવાનું કામ માત્ર ચાર–પાંચ માસ જ ચાલે છે. આ ઉપરાંત બીજી સીઝનમાં ગોંદરી વેચવામાંથી તથા દહાડિયા મજૂરી કરવાથી પણ ઉપર મુજબની આવક થાય છે. આ પઢાર લોકો પાસે બબ્બે ત્રણ ત્રણ વિઘા જમીન પણ છે. તેમાં ડાંગર, મઠ, કપાસ વગેરે તેઓ પકવે છે. પણ તે બે ત્રણ માસ ખાવા પુરતી જ પાકે છે. તેમાંથી બીજી ખાસ આવક થઇ શકતી નથી. કેટલાંક પઢારો પાસે જમીન ઠીક ઠીક પ્રમાણમાં છે તેમની આર્થિક સ્થિતિ પણ કેટલેક અંશે સારી છે પણ તેમની સંખ્યા ઘણી જૂજ છે. અન્ય મોસમમાં થતી આવક જેમકે, 'બીડ' 'થેગ' ગોંદરી, ડાંગર, દહાડિયા મજૂરી વગેરે બાબતોને લક્ષમાં રાખીને સામાન્ય કુટુંબની આવકનો હિસાબ ગણુતા સરેરાશ દર માસે પંદરથી પચ્ચીસ રૂપીઆ

આવક થાય છે. તેમાંથી તેમને તેમના સંયુક્ત કુટુંબનો નિભાવ કરવાનો રહે છે તથા અન્ય સામાજિક ખર્ચને પહોંચી વળવાનું રહે છે. બીજી તરફ તેમની બીડ ખોદવાની મજૂરીનો હિસાબ ગણતા સ્પષ્ટ પણે સમજાય છે કે તેમને તેમની મજૂરીનું પુરૂં વળતર મળતું નથી બલકે તેમણે કરેલ મજૂરીના પ્રમાણમાં બહુ અલ્પ વળતર મળે છે એમ કહી શકાય. તેઓનો જીવન નિર્વાહ મુખ્યત્વે 'બીડ' ઉપર નભતો હોવાથી તથા જીવન ધોરણ ઘણું જ નીચું હોવાથી જ તેઓ આ હાલતમાં જીવન ટકાવી શકે છે તેમ છતાંય સામાન્ય રીતે આજે આ લોકો થોડા ઘણાં દેવાદાર છે. સરેરાશ દરેકને દર વર્ષે દોઢસોથી બસોનું દેવું કરવું પડે છે. અને તેમાંય તે મુખ્યત્વે તો જીવન નિર્વાહના કારણે જ કરવું પડે છે. આજુબાજુના ગામડાઓમાં દુકાન માંડીને વેપારીઓ તથા શાહુકારો તેમને જરૂર પ્રમાણે નાણાં અથવા અનાજ ધીરે છે અને વસૂલ કરે છે. તેઓ તે બદલ કેટલું વ્યાજ લે છે તેની આ લોકોને ખબર નથી પરન્તુ પરસ્પરનો તેઓનો વ્યવહાર આ રીતે ચાલ્યો આવે છે. એકંદરે આ લોકોની આર્થિક સ્થિતિ ઘણી કંગાળ ગણી શકાય.

જો, તેમને બીડને બદલે બીજા ખોરાક તરફ વાળવામાં આવે અને જીવન ધોરણ વધારવામાં આવે તો કોઇપણ સંજોગોમાં તેમના જીવનનો નિભાવ થઇ શકે તેમ નથી. માત્ર 'બીડ' ઉપરના નિભાવને કારણે જ આજે તેઓ ટકી શકયા છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી.

આ લોકોને આર્થિક રીતે વધુ પગભર કરવા માટે તો જ્યાં શકયતા હોય ત્યાં તેમને ખેતી, પશુપાલન, મરઘાં ઉછેર તથા મચ્છ ઉદ્યોગ તરફ વાળવા ઘટે. આ ઉપરાંત અંબર ચરખો પણ દાખલ કરવો ઘટે.

**સામાજિક રીતરિવાજો અને ક્રિયાઓ :** સ્ત્રીઓમાં માસિક ધર્મ સમયે કામકાજને લગતા અથવા અડવા ન અડવાના આચારવિચારના ખાસ નિયમો પાળવામાં આવતા નથી. તે સમય દરમ્યાન ચૂલે અડવામાં, રસોઇ રાંધવામાં તથા અન્ય મજૂરીના કામકાજ કરવામાં બાધ માનવામાં આવતો

નથી. જો કે ગણ્યાંગાંઠયા કુટુંબમાં કોઇ જગ્યાએ થોડાક નિયમો પળાતા હોય છે.

**સીમંત :** સ્ત્રીને ગર્ભ રહ્યા બાદ છઠે સાતમે માસે અનુકૂળતાએ ખોળો ભરવામાં આવે છે. ત્યાર બાદ સખત મજૂરીના કાર્યો ગર્ભિણી સ્ત્રી પાસે કરાવવામાં આવતા નથી. તથા તેની સાથે સગાસ્નેહીઓ તે દરમ્યાન સારો વર્તાવ રાખે છે. બહુ તીખી, ખટાશવાળી કે અન્ય નુકસાનકારક ચીજ વસ્તુ ખાવા દેવામાં આવતી નથી.

**પ્રસુતિ :** સામાન્ય રીતે પ્રથમ સુવાવડ બાઇના પિયરમાં કરવાનો આગ્રહ રાખવામાં આવે છે. અન્ય સુવાવડો પ્રસંગે સગવડતાનો ખ્યાલ કરવામાં આવે છે. સુવાવડ તેમના ફૂબામાં જ કરવામાં આવે છે. આ પ્રસંગે ઘરની વડીલ સ્ત્રીઓ તથા સુયાણી હાજર રહે છે, આ સુયાણી તેમની જ કોમની હોય છે. પુત્રી જન્મ કરતાં પુત્ર જંન્મવાથી વધુ હર્ષ થાય છે. પુત્ર જન્મ પ્રસંગે સુયાણીને મહેનતામા એક રૂપિયો રોકડો તથા શેર—સવા શેર ગોળ આપવામાં આવે છે તથા સૌ સગાસ્નેહીઓને ગોળ વહેંચવામાં આવે છે. પુત્રીના જન્મ પ્રસંગે કાંઈ વહેંચવામાં આવતું નથી.

**છઠ્ઠી :** બાળકના જન્મ પછી છઠ્ઠે દિવસે છઠ્ઠી ઉજવવામાં આવે છે. તથા ઘઉં—બાજરાના ઠોઠા બાફીને ગોળ સાથે અન્ય બાળકોને વહેંચવામાં આવે છે. સગાસ્નેહીઓને જમાડવામાં આવતાં નથી, પણ બાળકની ફઇ તેનું નામ પાડે છે અને બાળકને ઝભલું કે કેડિયું આપે છે અને તે બદલ તેને, શાકત અનુસાર કપડું અગર ચોરસો વગેરે ભેટ આપવામાં આવે છે. કેટલેક સ્થળે આ દિવસે ઘીનો દીવો કરી કુળદેવીને શ્રીફળ ધરવામાં આવે છે તથા પાણિયારે લાપસીનો નૈવેદ્ય ધરવામાં આવે છે.

જો ઘરમાં સંતાન જીવતા ન હોય અથવા ઘણા સમયને અંતે સંતાન થયું હોય તો તે બાળક પાંચ વર્ષનું થતાં પહેલાં તેનું નાક વીંધવામાં

આવે છે અને તેની ડોકમાં ફઈબા તરફથી રૂપાના વાળાની એક મોટી રીંગ પહેરાવવામાં આવે છે અને તેને જીવાદોરી કહેવામાં આવે છે.

**બાળલગ્ન :** આ કોમમાં અન્ય હિન્દુ કોમોની જેમ પહેલાં બાળ-લગ્નોનું પ્રમાણ વિશેષ હતું અને તેની બધી વિધિ રાત્રે જ પતાવી દેવામાં આવતી હતી. હાલમાં બાળલગ્નો ખાસ થતાં જોવામાં આવવાં નથી. તેમજ બહુપત્ની કરવાની પ્રથા પણ નથી.

વિધવા બાઈને ફરજિયાત વૈધવ્ય પણ પાળવાનું હોતું નથી. પોતાના માબાપની સંમતિ લઇ પોતાની મરજી મુજબ તેને ગમે ત્યાં પરણવાની છૂટ હોય છે. પછી તે પંથ વર કે બીજ વર પણ હોઇ શકે છે. તેના આગલા ઘરના સંતાનો ઉપર તેના મૂળ વાલીવારસોનો અધિકાર ગણાય છે. છતાં કેટ-લીક પરિસ્થિતિમાં નાતના નિકાલ મુજબ ફઇ, મામા કે તેના કાકાને ત્યાં પણ રાખવામાં આવે છે. દેરની તથા બાઈની મરજી હોય તો આ કોમમાં દેરવટું વાળવાની પણ પ્રથા છે. તેમાં વિધવાબાઇ પોતાની ચુંદડીનો છેડો તેના નાના દેર ઉપર નાખે છે. અને તે દિવસથી તે તેની પત્ની થઇને રહે છે. આ વિધમાં દેર ભાભીનું કાંડું બાંધે છે અને કુલ રૂા. ૪૨) આપે છે. તથા બાઇના પિયરીઆના પાંચ જણની સમક્ષ દેર, ભાભીને પોતાના ઘરમાં બેસાડે છે. સગાસ્નેહીઓને ખુશાલીમાં બે ત્રણ દિવસ જમાડવામાં આવે છે. તેમાં મુખ્યત્વે ચોખા, તલ અને ગોળ હોય છે.

જો બાઈ તદ્દન નિરાધાર હોય, તેને પિયરમાં કે સાસરિયામાં ખાસ કોઇ ન હોય તો નાત તેને લાયક વર શોધી આપે છે બાઇ બીજું ઘર માંડે તો ગુજરનાર પતિની મિલ્કત ઉપર બાઇનો કશો અધિકાર ગણવામા આવતો નથી. ઘરેણાં, દાગીના વગેરે મરનાર ધણીના સગાસ્નેહીઓને સોંપવા પડે છે. અને સોંપે તો જ્ઞાત પંચ ભેગું થઇ વચ્ચે પડી યોગ્ય નિકાલ આણે છે.

જો પતિપત્ની વચ્ચે અણબનાવ થાય અને છૂટાછેડા કરવા હોય તો નાત પંચની રૂબરૂ લખાણ કરી રાજીખુશીથી એક બીજા છૂટા થઇ શકે છે અને બીજે ઘર માંડી શકે છે.

પઢાર કોમ ઘણી નાની છે. અને તેઓ એકબીજાના પરિચયમાં હોય જ છે. સવાર સાંજ સાથે બીડ ખોદવાનું કાર્ય થતું હોય છે. આવા પ્રસંગોમાંથી કયારેક કુંવારા છોકરાછોકરીઓ વચ્ચે સંબંધ જોડાવા પામે છે. માબાપો આવા પ્રસંગોમાં સંમતિ આપી લગ્ન વિધિ કરાવી તેમને પરણાવી દે છે.

**બંધારણીય લગ્ન :** વરકન્યાની પસંદગી મુખ્યત્વે માબાપ જ કરે છે. પુત્ર યા પુત્રી ઉંમરલાયક થતાં માબાપ સગાસ્નેહીઓની મદદથી લાયક ઘર શોધી કાઢે છે. આ બાબતમાં વરકન્યાને ખાસ છૂટ આપવામાં આવતી નથી. પસંદગીમાં સામાન્ય રીતે કુળ, ઉંમર, રંગ, રૂપ, આબરૂ, ધંધો, ઘર વગેરેને લક્ષમાં રાખવામાં આવે છે. શિક્ષણને મહત્ત્વ આપવામાં આવતું નથી. તથા એક કુળ કે શાખમાં લગ્ન કરવામાં આવતા નથી કન્યાની ઉંમર વર કરતાં થોડી નાની હોય તેનો ખ્યાલ રાખવામાં આવે છે. સામાન્ય રીતે છોકરો સોળ સત્તર વર્ષની ઉંમરે તથા કન્યા ચૌદ પંદર વર્ષની ઉંમરે પરણવા લાયક થયેલ માનવામાં આવે છે.

**સગાઇ :** પ્રથમ વરપક્ષ તરફથી કન્યાપક્ષને ત્યાં માંગુ નાખવામાં આવે છે. અને દીકરીના માબાપ કબૂલે એટલે ગામમાં રહેતી પઢારની જ્ઞાત સમક્ષ તે જાહેર કરવામાં આવે છે. સગાઇની વિધિમાં બન્ને પક્ષ ભેગા થઇ ગોળ ખાય છે. અને હાજર રહેલા સૌને સગાઇની ખુશાલીમાં ગોળધાણા વહેંચવામાં આવે છે. તથા ચાપાણી પાવામાં આવે છે. કન્યાને આ પ્રસંગે ચુંદડી પણ ઓઢાડવામાં આવે છે. જો શકિત હોય તો બન્ને પક્ષ પોતાના અંગત સગાસ્નેહીઓને લાપસી વગેરેનું જમણ પણ આપે છે. સગાઇ થયા બાદ જો કોઇ પ્રકારનો તકરારી મુદ્દો ઊભો થાય તો સગપણ તોડી શકાય છે.

બન્ને પક્ષની અનુકૂળતાનો ખ્યાલ કરી ચોમાસા સિવાયના માસમાં લગ્ન ગોઠવવામાં આવે છે. પછી તિથિઓ વરકન્યાના જોગ ઉપર કે અનુ-

કૂળતાએ નક્કી કરવામાં આવતી નથી. પણ ગામના લોકોમાં લગ્ન કરવાના છે એ વિચાર ઉપર આવી આખા ગામ માટે નાતના આગેવાનો ભેગા મળી ગોરને પૂછીને તિથિ નક્કી કરે છે. અને એ મુજબ લગ્ન ગોઠવવામાં આવે છે, સામાન્ય રીતે લગ્ન તિથિ અગાઉ પાંચ, સાત કે નવ દિવસ અગાઉથી લગ્ન લખવામાં આવે છે. સગાસ્નેહીઓને તેની જાણ કંકોત્રી લખીને કરવામાં આવે છે તથા કંકુવાળા ચોખા કરી ગામમાં નોતરાં આપવામાં આવે છે. જે દિવસે લગ્ન સોંઢાય તે દિવસ પહેલાં એક દિવસ અગાઉથી તેની ખરેખરી તૈયારી શરૂ થાય છે. શકિત અનુસાર વરવાળા કન્યાને હાથમાં પહેરવાની ચૂડલી, કાનમાં પહેરવાનાં ચાંદીના વેઢલાં, ચૂંક. ગળામાં પહેરવા ચાંદીની કંઠેશરી તથા શકિત અનુસાર એકાદ બે જોડ કપડાં જેવાં કે ઘાઘરો, પોલકું ઓઢણું વગેરે આપે છે.

બન્ને પક્ષને ત્યાં લગ્નની પૂર્વ તૈયારીઓ તડામાર રીતે ચાલે છે, રાત્રે સ્ત્રીઓ પ્રાસંગિક ગીતો ગાય છે તથા ફટાણાં બોલે છે. જો ગામમાંથી જ જાન આવવાની હોય તો ઘણીવાર બન્ને પક્ષને ત્યાં એકજ દિવસે માણેક સ્થંભ રોપાય છે તથા મંડપ નંખાય છે. પછી ગણેશની સ્થાપના અને પૂજા કરવામાં આવે છે તથા બન્નેને ત્યાં લાપસી રંધાય છે. અને વરકન્યાને દિવસના બે ત્રણ વાર રોજ પીઠી પણ ચોળવામાં આવે છે તથા ગીતો ગવાય છે. જાન રવાના થતાં પહેલાં વરપક્ષને ત્યાં વરરાજાનું ફૂલેકું કાઢી ફેરવવામાં આવે છે. તથા પસ ભરવામાં આવે છે. લગ્ન તિથિને દિવસે સાંજે જાન ગામમાં આવે છે. જાનમાં કેટલા માણસો લાવવા તે તો બન્ને પક્ષ અગાઉથી જ નક્કી કરી તે મુજબ લાવે છે. જાન ગામમાંથી જ આવવાની હોય તો જાન જોડવાનો પ્રશ્ન રહેતો જ નથી. ગાડામાં ગોદડાં વગેરે પાથરી તેમાં વરરાજાને બેસાડવામાં આવે છે તથા તેમની સાથે ત્રણ ચાર નજીકની સ્ત્રીઓ બેસી ગીતો ગાય છે, વરરાજાના ગાડાના બળદને ઝૂલ વગેરેથી શણગારવામાં આવે છે, જાન રવાના થતાં પહેલા ગાડાના પૈડા નીચે નાળિયેર મૂકી શુકન અપશુકન જોવામાં આવે છે. કન્યાના ગામે જાન આવ્યા પછી તેમનું ધામધૂમથી

સામૈયું કરી ઉતારે લાવવામાં આવે છે સામૈયામાં કન્યાપક્ષવાળા પોતાના સગા-સ્નેહીઓ સાથે ઢોલ નગારાં વગાડતા ધામધૂમથી તેડવા જાય છે. સ્ત્રીઓ પાછળ પાછળ ગીતો ગાતી જાય છે. ગામને ઝાંપે તોરણ બાંધી જાનને તેડી લાવવામા આવે છે. વળી વરરાજાને ચાંદલો કરી સાથે આણેલા લોટામાંના પાણીથી વરને કોગળા કરાવવામાં આવે છે. તેને ચાંદલો કરી તેના માથેથી ઈંડીયા પીંડીયા ફેરવી ચારે દિશામાં ઊડાડવામાં આવે છે. પોંખાઇ રહ્યા પછી રસ્તામાં મૂકેલ કોડીયું વરરાજા પગ દઇ ફોડી નાખે છે. પછી સૌને જાની વાસે લઇ જવામાં આવે છે. જાનૈયાઓની આગતા સ્વાગતા તથા પૂરેપૂરી મહેમાનગતિ કરવામાં આવે છે. અને ચા પાણી વગેરે પાવામાં આવે છે. તથા વરઘોડાની પૂર્વતૈયારીઓ કરવામાં આવે છે. જાન બહારગામની હોય તો વરરાજા ઉતારેથી પરણવા ચઢે છે. જો ઘોડો મળી આવે તો ઘોડા ઉપર બેસીને નીકળે છે. ઢોલ, નગારાં અને શરણાઇઓ વાગે છે તથા વરરાજાને આ સમયે પાણકોરાની બનાવેલી જાડી સુરવાલ, બંડી અને માથે ઝાલાવાડી પાઘડી પહેરાવી તથા કમ્મરે ભેઠ બાંધી અને હાથમાં ખાંડુ રખાવી શણગાર-વામા આવે છે. આ રીતે વરઘોડો કાઢવામાં આવે છે. કન્યાને પણ વરપક્ષ તરફથી ચણીઓ (ઘાઘરો), કાપડું અને માદરપાટનું પાનેતર વગેરે મોકલવામાં આવે છે કે જે પહેરીને કન્યા પણ સજ્જ થઇને રહે છે. વરઘોડો માંડવા આગળ આવે ત્યારે કન્યાની મા-બેન યા ભાભી વરરાજાને પોંખે છે તથા જાનના માણસોને સત્કારે છે.

લગ્નમંડપમાં વરકન્યાને સામસામા બાજોઠ ઉપર બેસાડવામાં આવે છે. ગોરમહારાજ હોમહવન અને જંતરમંતરની વિધિ શરૂ કરે છે. સ્ત્રીઓ લગ્નપ્રસંગના ગીતો અને ફટાણાં બોલવામાં મશગૂલ હોય છે. અન્ય હિન્દુ વિધિ મુજબ વરમાળા પહેરાવાય છે તથા વિધિ કરવામાં આવે છે. કન્યાને લગ્નપ્રસંગ દરમ્યાન ઘૂમટો કાઢીને બેસાડવામાં આવી હોય છે તથા વરરાજાને મૌન રાખવાનું હોય છે. આ લગ્નવિધિ એકાદ કલાક ચાલે છે. વળી વરપક્ષને ભોજન અપાય છે. તેમાં મુખ્યત્વે લાડવા યા લાપસી હોય છે તે

સાથે મરીયા, ચણા, ગાંઠીયા, ખીચડી વગેરે પણ હોય છે જમી કરી જાન ઉતારે પહોંચે છે. જો જાન ગામની જ હોય તો પોતાને ઘેર જાય છે. અને જાન બહાર ગામની હોય તો શક્તિ અનુસાર એક બે ટંક વધુ રોકવામાં આવે છે. કેટલીક જગ્યાએ ફેરા ફેરવવાની વિધિ લગ્નને બીજે દિવસે બપોરે પણ કરવામાં આવે છે. ચાર ફેરા ફેરવવામાં આવે છે અને દરેક ફેરે બાજુમાં મૂકેલ પથ્થરના ખેતરપાળને પગ અડાડવામાં આવે છે. ફેરા પૂરા થવા બાદ બન્નેને કંસાર ખવડાવવામાં આવે છે. શકિત અનુસાર કન્યાપક્ષ તરફથી પોતાની દીકરીને કન્યાદાનમાં કપડાં લત્તા આપી જાન વળાવવામાં આવે છે. અને જો શક્તિ હોય તો ગાય યા વાછડી પણ આપવામાં આવે છે. સાસરાના ગામ પહોંચ્યા બાદ કન્યા ગાડામાંથી ઉતરવા માટે રિસાય છે. તેનો સસરો અગર સાસુ બે પાંચ રૂપીઆ આપે પછી જ તે નીચે ઉતરે છે. ત્યાર બાદ આંગણામાં બાજોઠ ઉપર વરકન્યાને ઉભા રાખી પોંખવામાં આવે છે. આમ પોંખ્યા પછી કન્યા બાજોઠ ઉપરથી નીચે ઉતરવામાં રિસાય છે. તે સમયે તેને એકાદ ઘરેણું આપવામાં આવે છે. પછી સાસુ સસરાના કહ્યા પછી તે નીચે ઉતરે છે.

જાન ઘરે આવ્યા પછી વરકન્યા વરની મા આગળ આવે છે. આ સમયે કન્યાના હાથમાં સાત રાડા આપવામાં આવે છે. તથા વરના હાથમાં એક રાડુ આપવામાં આવે છે. પછી કન્યા વરની આજુબાજુ સાત આંટા ફરે છે. દર આંટે એક રાડુ હેઠે મૂકે છે. છેલ્લે આંટે વર પોતાના હાથમાંનું રાડુ કન્યાને હળવેથી મારે છે. ત્યાર બાદ વરકન્યાને માતાના મઢે લઇ જવામાં આવે છે ત્યાં એક વીંટી અને રૂપીઓ ઘરનો એક માણસ પાણી ભરેલા વાસણમાં નાખે છે અને તે વરકન્યાએ ચાર વાર ઝડપવાના હોય છે. આ રીતે હાર જીતની રમત પૂરી થયા પછી વર વરકન્યા માતાને પગે લાગે છે. તથા માતાને ધૂપ દેવામાં આવે છે.

આમ રમી લીધા પછી માતાને પાંચ શેર ચોખાનો નૈવેદ્ય ધરવામાં આવે છે. સાસરે આવ્યા પછી વહુને પોતાના વરના વડીલોનો લાજ–ઘુમટો

કાઢવાનો રિવાજ છે.

આ લોકોમાં લગ્નપ્રસંગ દરમ્યાન વરપક્ષને સામાન્ય રીતે ૨૫૦) થી ૪૦૦) રૂપિયાનો અને કન્યાપક્ષને લગભગ ૨૦૦) રૂપિયાનો ખર્ચ થાય છે.

**મૃત્યુ :** અન્ય હિન્દુ કોમની જેમ આ કોમમાં પણ મૃતદેહને બાળવામાં આવે છે તથા બાર માસથી નાના બાળકના મૃતદેહને દાટવામાં આવે છે. મૃત્યુ થવાનું છે એમ જણાતાં કૂતરાંને રોટલા તથા કાબરાં નાખવામાં આવે છે ગાયને કપાસિયા તથા પારેવાને જાર વગેરે દાન-પુણ્ય તરીકે નાખવામાં આવે છે કે જેથી માણસનો જીવ વધુ ન મુંઝાય અને જલ્દી તે પુણ્યના આધારે છૂટી શકે. ક્યારેક મરનારની પાસે ભગવાનનું નામ તથા ભજન વગેરે પણ ગાવામાં આવે છે. મૃત્યુના સમાચાર સાંભળી સૌ સગાસ્નેહીઓ તથા જ્ઞાતીલા મરનારને ત્યાં આભડવા માટે આવે છે તથા મૃતદેહને સ્મશાને લઇ જવા માટે ઠાઠડી વગેરે તૈયાર કરવામાં આવે છે. આ શબવાહીનીને તેઓ 'કરગઠી' કહે છે. મૃતદેહના હાથ-પગ, મોં વગેરે સાફ કરી તેની આંખમાં તાવડીની મશ (કાજલ) આંજવામાં આવે છે. જો મરનાર વ્યકિત સ્ત્રી હોય અને તેનો પુરુષ હયાત હોય તો તેનો સેંથો કંકુથી પૂરવામાં આવે છે તથા કપાળે ચાંદલો કરી તેને સુંદડી ઓઢાડી મોઢું ઉઘાડું રાખવામાં આવે છે. પુરુષ હોય તો તેના શબ ઉપર કફન ઓઢાડવામાં આવે છે. જો મરનાર પુરુષની સ્ત્રી હયાત હોય તો તેનો ચૂડલો ભાંગવામાં આવે છે. તેમાંનો એક ચૂડલો મરનારની સાથે બાળવામાં આવે છે. બીજો ચૂડલો બારમાના દિવસે ભાંગવામાં આવે છે. મૃત્યુ થયા પછી બીજી કોઇ ખાસ ધાર્મિક વિધિ કે ઘીનો દીવો યાં ધૂપ વગેરે કરવામાં આવતા નથી; પણ છાતી ઉપર ઘઉંના લોટનો લાડવો મૂકવામાં આવે છે. આ પછી મૃતદેહને ઠાઠડીમાં બાંધી ચારે ખૂણે ચાર શ્રીફળ બાંધવામાં આવે છે. મરનારના વંશવારસો તથા અંગત સ્નેહીઓ કાંધીઆ થાય છે અને મૃતદેહને સ્મશાને લઇ જાય છે. પુરુષો રડતા રડતા ઓ...ઓ...ઓ... અવાજ કરે છે તથા 'રામ બોલો ભાઇ રામ' એમ જપતા જાય છે. સૌની આગળ એકાદ જણુ નકામી માટલીમાં આગ લઇને

ચાલે છે તથા બૈરાંઓ મૃતદેહની પાછળ પાછળ રોતાં-કૂટતાં તથા મરશિયા ગાતા ગામના ઝાંપા સુધી જાય છે.

સ્મશાનમાં અન્ય ખાસ સંસ્કારવિધિ કરવામાં આવતી નથી. છાણાં તથા લાકડાંની ચિતા તૈયાર કરી મૃતદેહને તે ઉપર ગોઠવવામાં આવે છે. મરનારનો દીકરો અગર કુટુંબીજન તેને આગ મૂકી સળગાવે છે. મૃતદેહ ખાખ થઇ રહે ત્યાં સુધી સૌ થોભતાં નથી; પણ ચિતા અર્ધી બળી રહ્યા પછી સૌ પાછાં વળે છે અને નાહીધોઇને સૌ મરનારને ઘરે આવી દિલાસો વગેરે આપે છે. બીજે દિવસે મૃતદેહના ફૂલ વીણવામાં આવે છે અને સગવડતાએ તેના વંશવારસો કોઇ જાત્રાના ધામે તે પધરાવી આવે છે.

આ કોમમાં સામાન્ય રીતે બારથી પંદર દિવસ સુધી શોક પાળવામાં આવે છે. તે દરમ્યાન ગોળ, ઘી તથા સારૂં ભોજન જમવામાં આવતું નથી તથા સારાં વસ્ત્રો પહેરવામાં આવતા નથી. પાંચમે યા સાતમે દિવસે પુરુષો મુંડાળું ઉતરાવે છે. બારમાના દિવસે ભાણેજ-ભત્રીજા તથા નાના બાળકોને દૂધ ચોખા વગેરે ખવડાવવામાં આવે છે. આ દિવસે બ્રાહ્મણ અથવા સાધુને સીધુ અથવા આઠ આના દાનમાં આપવામાં આવે છે.

પહેલાં આ કોમમાં સંત તથા વીરપુરુષના મરણ પછી ખાંભી કરવામાં આવતી. આવી ખાંભીઓ રાણાગઢ પાસે લાચ્છીબેટ વગેરે સ્થળે જોવા મળે છે. આ ઉપરાંત માતાની ભુવાની પણ ખાંભી બારમાના દિવસે યા અનુકૂળતાએ કરવામાં આવે છે.

**સંબંધો અને સ્થિતિ :** આ લોકો દેશની બીજી આગળ વધેલી પ્રજાઓ કરતાં આર્થિક અને શૈક્ષણિક રીતે ઘણાં જ પાછળ છે તથા તેમના સંપર્કથી કેટલેક અંશે અત્યાર સુધી છૂટા પડેલા હતા. તેઓ અમુક રીતે આદિ પ્રકારનું જીવન જીવતા આવ્યા છે. પરન્તુ હવે તેમાં ઝડપથી ફેરફાર થવા માંડયા છે. તેઓ પોતાને વાઘરી, ભંગી, હરિજન વગેરે કોમોથી ઊંચા માનતા આવ્યા છે.

આ કોમ એકંદરે શાંત તથા સંપીલી છે. અંદરો અંદરના ઝઘડા તેઓ આપ મેળે જ પતાવી લે છે. જુદા જુદા ગામમાં તેમની નાતના નાત પટેલો હોય છે. તેમનો આખી નાત ઉપર ઘણો કાબૂ હોય છે. સૌ તેની સલાહ સૂચનાને માન આપે છે. નાતના નાના મોટા ઝઘડા આ પટેલ જ પતાવી લે છે. તેઓની નાતનું અલગ બંધારણ છે તથા જુદા જુદા કાયદાઓ છે. નાતના ગુન્હા અથવા કાયદાનો ભંગ કરવા બદ્દલ દંડ ઠરાવેલા છે. ચોરી કરવા તથા મારામારી કરવા બદ્દલના તેમજ કોઇની વહુ દીકરીની છેડતી કરવા બદ્દલ કે ઉપાડી જવા બદ્દલ નાની મોટી દંડની રકમ નાત પંચ વસૂલ કરે છે. પઢાર કોમના એક બીજા ગામો વચ્ચે ઝઘડા થાય તો તેનો નિકાલ કરવા માટે તેમના બારે ગામના નાત પટેલ ભેગા મળી તેનો નિકાલ કરે છે, પરિણામે આ લોકો અન્ય પછાત અને કેટલીક આદિવાસી કોમોની જેમ કોર્ટ અને કાયદાના ચક્કરમાં ફસાવા પામ્યા નથી.

આ લોકો ગમે તેવું કપરું તથા અનેક વિટંબણાં વાળું જીવન જીવતા આવ્યા હોવા છતાં ચોરી લૂંટફાટ તરફ વળ્યા નથી. માતા હિંગળાજનો તથા નાતનો તેમને સદા ભય રહે છે.

**સંબંધો :** આ લોકોમાં પણ સંયુક્તકુટુંબ વ્યવસ્થા છે. કુટુંબની અંદરો અંદરનો વ્યવહાર પણ એકંદરે સુમેળ અને શાંતિભર્યો હોય છે. ઘરના વડીલોનો અન્ય જનો ઉપર સારો દાબ હોય છે તથા સૌ કુટુંબીઓ તેનો માનમર્તબો સારી રીતે જાળવતા આવ્યા છે.

**ગુણ અને ખાસિયત :** આ લોકો સમૂહ જીવન ચાહનારા, પોતાના કુટુંબથી વિભક્ત ન થવા મથનારા, તથા સંપીલા, નીડર, પ્રમાણિક, ચોરી લૂંટફાટ ન કરનારા, તથા ભારે મહેનત મજૂરી કરનારાં તથા ખડતલ છે. ગમે તેવા ટાઢ તડકામાં મહેનત મજૂરી કરી શકે છે. માઇલોના માઇલો પગપાળાં મુસાફરી કરવામાં તેઓ પંકાયેલા છે. આ ઉપરાંત તરવામાં તથા શિકાર કરવામાં અને માછલાં પકડવામાં તેઓ ઘણા કુશળ છે. તેઓમાં સારા નાવિક તથા ખલાશીના ગુણો છુપાયેલા પડ્યા છે. પરંતુ આજે તો તેઓ નિરક્ષતા અને આર્થિક અવદશામાં ઘેરાયેલા છે.

# સી....દી

**પ્રાસ્તાવિક :** "સીદીભાઇને સીદકાં વહાલાં" એ કહેવત આપણા સમાજમાં રૂઢ થયેલી છે. જાણે અજાણ્યે આ કામની એમાં ટીકા અને ઘૃણાં થતી હોય એમ લાગે છે. પરન્તુ જરા ઊંડા ઊતરતાં તેનું ગૂઢ રહસ્ય સમજાવા માંડે છે. માનવતાની દૃષ્ટિએ સૌ કોઈ એક છે. જુદા જુદા મનુષ્યોના આકાર રંગ, રૂપ મોં ભલે બહારથી જુદા જણાતાં હોય. પરન્તુ તે સૌમાં કોઇ એક તત્ત્વ અસ્ખલિત રીતે વહેતું જણાય છે. સૈયદ અને સીદી, બ્રાહ્મણ અને ભંગી એ સૌ ભલે એકબીજાથી જુદા હોય પરન્તુ તેમાં એકતા સમાયેલી છે. ભાવના, લાગણી, ઊર્મિ, તમન્ના, પ્રેમ વગેરેનું સૌના જીવનમાં સ્થાન હોય છે. આ સીદીઓ હિંદની બીજી પ્રજાઓથી ભલે ભિન્ન જણાતા હોય પરન્તુ છેવટે તે પણ મનુષ્ય અવતાર જ છે. એ દૃષ્ટિએ તે બીજી પ્રજાથી ભિન્ન નથી. બાહ્ય દૃષ્ટિએ વિચારતાં તેઓ હિંદી પ્રજાથી જુદા તરી આવે છે. મૂળે તેઓ આફ્રિકાના અંદરના ભાગમાં આવેલા જંગલોના વતની હતા. એક સમયે ગોરા લોકો તેમને પકડી જઇ યુરોપના દેશોમાં ગુલામ તરીકે વેચતા. આ ગુલામો પાસે વેઠ કરાવતા, ગમે તેવા કામ કરાવતા પણ છેવટે માનવતાને ન છાજે તેવી આ પ્રથા સદંતર બંધ થવા પામી.

આ સીદી લોકો હિંદમાં કયારે અને કેવી રીતે આવ્યા અને તેમને કોણ લાવ્યું તે અંગે જુદા જુદા મતમતાંતરો છે. એમ મનાય છે કે પોર્ટુગીઝ લોકો તેમને અહીં હિંદમાં લાવ્યા. તેમના સંસ્થાનોમાં ગુલામ તરીકે કામ લેવા લાગ્યા. આજે હિંદમાં પોર્ટુગીઝ સંસ્થાનોમાં તેઓ જોવા મળે છે. દીવમાં તેઓ "કાફરા" તરીકે ઓળખાય છે. અને તેઓ લશ્કરમાં સૈનિક તરીકે કામ કરે છે. આ સિવાય અંગ્રેજો પણ તેમને પોતાની સાથે ગુલામો તરીકે લાવ્યા, કાળે કરીને અહીંના કેટલાક રાજા મહારાજાઓએ,તથા

મુસ્લીમ નવાબ–નવાબો તથા સુબાઓએ તેમની પાસેથી ગુલામ તરીકે ખરીદી પોતાને ત્યાં રાખ્યા. પરન્તુ કયા રાજાઓએ તથા નવાબોએ તેમને ખરીદ્યા તે અંગેના ઇતિહાસની ચોક્કસ કડી આજે મળતી નથી.

આ સિવાય મધ્યયુગ દરમ્યાન હિંદ ઉપર જુદા જુદા સમયે મધ્ય એશિયા તરફથી જે જુદી જુદી પ્રજાઓ ચઢી આવી હતી તેઓએ આ સીદી લોકોને પોતાના મુલકમાં ગુલામો તરીકે ખરીદ્યા હતા અને પછી પોતાની સાથે જમીન માર્ગે તેમને પણ તેઓ હિંદમાં લાવ્યા. એટલે તેઓ સીધા આફ્રિકાથી અહીં ન આવતા યુરોપ અને એશિયાના મુલક ફરી ફરીને હિંદમાં આ રીતે આવ્યા મનાય છે.

હિંદ અને આફ્રિકા એ બન્ને દેશો વચ્ચે વેપાર ઘણા વર્ષોથી ચાલતો આવ્યો છે. હિંદમાંથી કેટલાય વેપારીઓ આફ્રિકામાં જઇને વસ્યા છે. તેઓમાં કેટલાક જ્યારે હિંદ પાછા ફરતા ત્યારે તેઓ પોતાની સાથે આ લોકોને હિંદમાં લાવ્યાના દાખલા જોવા મળે છે. વળી એક મત એવો છે કે કેટલાક વેપારીઓએ આફ્રિકાની અંદરના ભાગોમાં જ્યાં આ લોકોની વસ્તી વિશેષ હતી તે વિભાગોમાં પણ દુકાનો નાખી હતી. પરન્તુ શરૂઆતમાં ત્યાંનો સ્થાનિક વ્યવહાર સાચવવા તથા ભાષાની મુશ્કેલી ટાળવા પોતાની દુકાને આ લોકો હબસીને નોકરીમાં રાખતા અને તેના દ્વારા વ્યવહાર ચલાવતા. કેટલાક વિભાગોમાં 'સ્ત્રી'ને પણ દુકાને બેસાડવાની પ્રથા હતી. દુકાનદારો બાર તેર વર્ષની હબસી બાળાને દુકાનના કામકાજમાં તથા ઘર કામકાજમાં રાખતા. કાળે કરીને કેટલીકવાર આ વેપારીઓને ત્યાંની કન્યાઓ સાથે સંબંધ બંધાતો. અને છેવટે હબસી લોકો આવી કન્યાને વેપારીને સુપ્રત કરી દેતા. આવા લગ્ન સંબંધથી થતી ઓલાદને કેટલાક મુસ્લીમ વેપારીઓ હિંદમાં પણ લાવ્યા. આવી પ્રજાનો પણ સૌરાષ્ટ્રમાં એક વાડો વધવા પામ્યો અને છેવટે તે પણ સૌરાષ્ટ્રમાં વસતા અન્ય સીદી જમાત સાથે ભળી ગયા. આ અંગેની કેટલીક વિગતવાર હકીકતો એક વૃદ્ધ સીદી પાસેથી સાંભળવા મળી હતી અને પોતાના વંશજો એ રીતના છે એવો તેનો દાવો હતો.

આમ આ લોકો ગુલામ તરીકે તથા ઉપર મુજબ છૂટા જવાયા તેમજ જુદી જુદી પ્રજાઓ સાથે જુદા જુદા સમયે હિંદમાં આવ્યા છે તેથી તેમના આગમન અંગેનો કોઇ ચોક્કસ સમય નક્કી થઇ શકે તેમ નથી. પરંતુ એટલું ચોક્કસ છે કે તેઓ મૂળે આફ્રિકાના અંદરના ભાગોમાં વસતા આદિવાસીઓના વંશજો છે.

જે સીદી લોકો મોગલ પ્રજાઓ સાથે હિંદમાં આવ્યા અથવા નવાબો વગેરેને ત્યાં ગુલામ તરીકે ખરીદાયા તેઓ પ્રથમ તો અંગત ઘરકામ-કાજ કરનાર તરીકે રહ્યા હતા પરન્તુ તેમાના કેટલાંકે પોતાની વફાદારી, શિકારની પ્રવીણતા, પોતાની હોશિયારી, તથા બુદ્ધિચાતુર્યથી મુસ્લીમ રાજ્ય-કર્તાઓના તથા નવાબો યા સુબાઓના મન હરી લઇ ઊંચી પાયરીએ પહોંચી ગયા. તેમાંથી કેટલાક તો સુબા તથા સેનાપતિ તરીકે કામ કરતા થયા. આવા સીદીઓના કેટલાંક ઉદાહરણ ઇતિહાસના પાના ફેરવતાં જોવા મળે છે. નિઝામુ મુલ્કના સમયમાં સીદી અંબર બીન સાનક એ એક મોટા સરદાર હતા તથા જંજીરા, સચીન અને જાફરાબાદના રાજ્યો છેક શિવાજીના સમયથી તો આજ સુધી સીદી નવાબોની હકૂમત નીચે ચાલ્યા આવ્યા છે. તેમના વંશજો આજે પણ આ રાજ્યો અંગેનું સાલિયાણું મેળવે છે.

શિવાજીના વખતમાં તેના હુમલાથી રક્ષણ કરવા માટે નિઝામે જંજીરા આગળની તેમની સરહદોના પ્રદેશમાં સીદી લોકોને મૂકયા હતા. વખત જતાં સીદીઓને જંજીરા સોંપાયું અને ત્યાં તેમનું રાજ્ય સ્થપાયું. તેમજ સચીનમાં પણ રાજ્ય સ્થપાયું.

આ ઉપરાંત સૌરાષ્ટ્રમાં જાફરાબાદમાં પણ તેઓનું રાજ્ય સ્થપાયું. સૌથી પ્રથમ તો જાફરાબાદ અને તેની આજુબાજુ બારૈયા કોળીઓનું ઘણું જ વર્ચસ્વ હતું. તેઓ લૂંટફાટ તથા ચાંચીયાગીરી કરતા. દરિયામાંથી પસાર થતાં વહાણો લૂંટતા તથા તેમને હેરાન કરતા. લગભગ અઢારમી સદીના બીજા દસકામાં સુરતના નવાબના વહાણો વહાણુ બસરાથી ખજૂર તેમજ બીજો

કેટલોક માલસામાન લઈને આવતા હતા તે વહાણો જાફરાબાદ આગળ લૂંટાયા. આથી સૂરતના નવાબ સીદી કાસમે પોતાના માણસો મોકલી ચાંચીયાઓને પકડી સૂરત લાવી જેલમાં પૂર્યા. આ અંગે બીજો મત એવો છે કે આ વહાણ લૂંટવાનો પ્રયત્ન કોળીઓએ કર્યો ત્યાં જ તેમના આગેવાનો પકડાઈ ગયા અને વહાણ ન લૂંટી શકાયું. પછી આ આગેવાનોને પકડીને સુરત લાવી જેલમાં પૂર્યા. આમ ઉપર મુજબ બે મત પ્રવર્તે છે. તેમાંથી ગમે તે સત્ય હોય પણ એટલું ચોક્કસ છે કે જાફરાબાદ બાજુ કોળીઓનું વર્ચસ્વ ઘણું હતું અને તેઓ ચાંચીયાગીરી કરતાં હતાં. અને તેના આગેવાન પકડાવા પામ્યા.

આ પછી કોળીઓએ પોતાને છોડાવવા માટે નવાબને ઘણીજ આજીજી કરી પણ ન છોડયા, પરન્તુ છેવટે સીદી કાસમના સુબા સીદી સુબાનને દયા આવી અને પોતાની જામીન આપી છોડાવ્યા આથી કોળી લોકોએ સીદી સુબાનને જાફરાબાદનો મુલક રાજ્ય કરવા માટે આપ્યો અને સીદી સુબાન ત્યાંનો નવાબ થયો. આ અંગે બીજો મત એવો છે કે આ કોળી ચાંચીયાઓને જામીન ઉપર છોડવામાં આવ્યા છતાંપણ તેઓએ બેચાર વખત ફરી વહાણો લૂંટયા. આથી સીદી સુબાનને જાફરાબાદ મોકલવામાં આવ્યો અને ત્યાં કોળીઓને અંકૂશમાં રાખ્યા. એમ મનાય છે. જો કે ઉપરના પ્રથમ મતને વધુ સમર્થન મળે છે. એટલે કે જાફરાબાદનો મુલક કોળીઓએ સીદી સુબાનને આપ્યો અને સીદી સુબાને ત્યાં રાજસત્તા હાથમાં લીધી. તેના મૃત્યુ પછી તેનો પુત્ર સીદી હિલાલ નવાબ થયો. પરંતું તેને પૈસાની ભારે તંગી પડતાં જંજીરાના નવાબને સત્તર હજારમાં જાફરાબાદ વેચ્યું. પણ જંજીરાના નવાબે સીદી હિલાલને જ ત્યાં સુબા તરીકે નીમ્યો. આ સમયથી જાફરાબાદમાં જંજીરાના સીદી નવાબોની સત્તા અત્યાર સુધી ચાલતી આવી હતી. ઉપરોકત સીદી હિલાલના વંશજો પણ હાલમાં જાફરાબાદમાં જોવા મળે છે. આ પ્રમાણે સીદી નવાબોનો ઇતિહાસ જાણવા મળે છે.

આ સીદી નવાબો રાજવંશી ગણાય છે. સૌરાષ્ટ્રમાં વસતા સીદી

લોકો સાથે ખાસ વ્યવહાર નથી. તેઓ પોતાને ઊંચા માનતા આવ્યા છે. આ રાજવંશી સીદીઓની મુખાકૃતિ, દેખાવ વગેરે અન્ય સીદીઓ કરતાં થોડા જુદા પડે છે અને તેનું કારણ એ છે કે આ નવાબો તેમની જ સીદી કોમની કન્યા પરણતા ન હતા. પરંતુ ઘણુંખરું તો અન્ય મુસ્લીમ રાજવીઓની કન્યા સાથે અથવા તો હિંદમાં વસતા અન્ય મુસ્લીમ તથા રજપૂત કન્યાઓ સાથે પરણતા. તેને પરિણામે તેઓની મુખાકૃતિ વગેરે થોડાંઘણાં બદલાવા પામ્યાં છે. તેમનો રંગ પણ અન્ય સીદી જેવો કાળો સીસમ જેવો જણાતો નથી, છતાંય બારિકીથી નજર કરતાં મૂળે સીદી કોમના વંશજો છે એમ જણાયા વગર રહેતું નથી. આ રાજવંશી કોમની સંસ્કૃતિ, રીતરિવાજો વગેરે અન્ય સીદી કરતાં થોડા જુદા તરી આવે છે. જો કે તેમનો પણ ધર્મ તો મુસ્લીમ જ છે. આ લોકોના નામ પૂર્વે હંમેશાં 'સીદી' શબ્દ વપરાય છે. જેમ કે સીદી મહમ્મદખાન, સીદી હુસેનખાન વગેરે.

આજે ફીરંગી સંસ્થાનોમાં જોવા મળતા હબસીઓ 'કાફરા'ના નામે ઓળખાય છે. તેમને આ રાજવંશી સીદી કે સૌરાષ્ટ્રમાં વસતા અન્ય સીદીઓ સાથે કાંઇ સંબંધ નથી. વળી આ સીદીઓ જૂથમાં આવ્યા હોવાથી તેમની મૂળ સંસ્કૃતિ, ભાષા તથા ધર્મ જળવાઇ રહ્યા છે. તેઓની અંદરોઅંદરની ભાષા તેમની પોતાની છે. તેમનો ધર્મ જે તેઓ આફ્રિકામાં પાળતા હતા તે આદિવાસી ધર્મ (Tribal Religion) છે. તેમજ સંસ્કૃતિ પણ તે જ છે. જ્યારે રાજવંશી અને અન્ય સીદીઓ ધર્મે મુસલમાન છે. તેઓ છૂટાછવાયા ગુલામ તરીકે આવ્યા હોવાથી તેમને તેમની સંસ્કૃતિ, ધર્મ કે ભાષા વિકસાવવાનો અવકાશ મળ્યો નથી. ઘણુંખરું તેઓ મુસ્લીમોના સમયમાં આવ્યા હોવાથી મુસ્લીમ સંસ્કૃતિ અપનાવી છે.

સૌરાષ્ટ્રમાં વસતા અન્ય સીદીઓ પણ સીદી બાદશાહના નામે ઓળખાય છે. સૌરાષ્ટ્રમાં તેઓ છૂટાછવાયા ભાગોમાં થોડા થોડા જોવા મળે છે. છતાંય સૌથી વિશેષ ગીરના જંગલ પ્રદેશમાં જંબૂર અને તેની આજુબાજુના વિસ્તારમાં જોવા મળે છે. ગીરના જંગલોમાં વસતા સીદીઓ અને અન્ય

શહેરી વિસ્તારોમાં વસતા સીદીઓની જીવન પ્રણાલિકા પણ કેટલેક અંશે જુદી પડે છે.

ગીરના જંગલોમાં તેઓ કયારે અને કેવી રીતે આવ્યા તે ખાસ જાણવા મળતું નથી. પરન્તુ જુનાગઢ રાજ્યને કારણે આવ્યા હોય એમ મનાય છે. તેઓ મૂળે તો જંગલવાસી હોવાથી સહજપણે આ બાજુ આકર્ષાયા હોય તેમજ શિકાર વગેરેને કારણે જુનાગઢ સ્ટેટે તેમને ત્યાં વસાવ્યા હોય એમ સંભવિત છે. ત્યાં તેઓ જંગલને અનુરૂપ જીવન ગાળતા આવ્યા છે. તેઓ શિકારના શોખીન છે તેમજ પાડાનું માંસ ખાવાને ખૂબ ટેવાયલાં છે. જો ગીરમાં પાડો ખોવાયો હોય તો નક્કી સીદીઓએ જ ઉપાડયો છે એમ શંકા સૌને પડયા વગર રહેતી નથી. અને કેટલીકવાર તે શંકા સાચી પણ પડે છે એવું મનાય છે.

આ લોકો ઘણું કરીને તો મુસ્લીમોના સંપર્કમાં આવ્યા હોવાથી તેમણે મુસ્લીમ ધર્મ તથા સંસ્કૃતિ અપનાવી છે. આજે પણ તેઓ મુસ્લીમ ધર્મ પાળે છે

તેમની વસ્તીના ચોક્કસ આંકડા મળી શકયા નથી છતાં તપાસ દરમ્યાન જે કાંઇ માહિતી મળી છે તે નીચે મુજબ છે. જો કે તેમની વસ્તી નીચેના આંકડા કરતાં વધુ છે.

| સ્થળનું નામ | ઘરની અંદાજી સંખ્યા | અંદાજેલી વસ્તી |
|---|---|---|
| ભાવનગર | ૨૨ | ૧૨૫ |
| જાંબૂર | ૪૦૦ | ૨.૦૦૦ |
| તલાલા | ૨૦૦ | ૧૫૦૦ |
| જામનગર | ૧૫૦ | ૫૦૦ |
| રાજકોટ | ૧૫ | ૭૫ |
| ગોંડલ | ૭૫ | ૩૦૦ |
| જુનાગઢ | ૩૦ | ૧૨૫ |

| | | |
|---|---|---|
| પોરબંદર | ૨૫ | ૧૦૦ |
| માણાવદર | ૩ | ૧૨ |
| બોટાદ | ૬ | ૨૦ |
| બાંટવા | ૨ | ૫ |
| જેતપુર | ૪ | ૧૬ |
| વઢવાણ | ૩ | ૧૦ |
| મહુવા | ૪ | ૧૫ |
| માંડણ | ૨ | ૫ |
| ડેડાણ | ૩ | ૮ |
| મોભીયાણા | ૫ | ૨૦ |
| ઘોઘા | ૧ | ૩ |
| પાલીતાણા | ૨ | ૫ |
| ચ્રોળ | ૫ | ૨૦ |
| વેરાવળ | ૨૦ | ૮૦ |
| ઉના દેલવાડા | ૫ | ૧૫ |
| બેડીબંદર | ૨૫ | ૧૧૦ |
| ઓખાબંદર | ૪ | ૧૨ |
| | ૧૦૦૨ | ૫૦૩૧ |

આ સિવાય પણ છૂટાછવાયાં વસે છે તેની માહિતી મળી નથી.

ઉપરના આંકડા જોતા જણાય છે કે તેઓ સૌરાષ્ટ્રમાં છૂટા છવાયા ભાગોમાં વસે છે. અને તેમની વસ્તી બહુ જ અલ્પ છે.

તેઓની શાખ પણ મોટે ભાગે તદ્દન જુદા પ્રકારની જોવા મળે છે. જેમકે નૌબી, મીયાવા, મજગુલા, સાયબી, બાદરાણુ વગેરે હોય છે. જ્યારે રાજવંશી સીદીઓમાં તેમનાથી તદ્દન જુદી શાખ જોવામાં આવે છે જેમકે મેલમ, અંબાડા, શેખ વગેરે. પરન્તું રાજવંશી સિવાયના અન્ય સીદીઓમાં

'પરમાર' અને 'મકવાણા' શાખ પણ જોવા મળે છે. એટલે તેનો અર્થ એ નથી કે તેઓ મૂળે રજપૂતોમાંથી ઊતરી આવ્યા છે. આ શાખ તેમણે પોતે દેખાદેખીથી યા એવા કોઇક બીજા કારણસર અપનાવી હોય એવો સંભવ છે. કદાચ ક્યાંક રજપૂત લોહી મિશ્રણ થવાનું પણ કારણ હોઇ શકે પરન્તુ તે અંગે કોઇ ચોક્કસ પુરાવા તથા માહિતી મળતી નથી. જો કે આ કોમ શુદ્ધ સીદી કોમ તરીકે રહેવા પામી નથી. તેમાં આજે લોહીનું મિશ્રણ થયેલું છે. એ સ્પષ્ટ ઘટના છે. અલબત્ત તેઓમાં અન્ય લોહીનું મિશ્રમ ન થાય તે માટે કેટલાક ભાગોમાં ખાસ તકેદારી રાખવામાં આવતી એમ સાંભળવામાં આવે છે કે જો કોઇ બાઇને સીદી સિવાયના લોહીનું સંતાન થાય યા બાળકના મોં નાક વગેરે સીદી જાતીના વંશને મળતાં ન આવે તો તેને મારી નાખવામાં આવતું. આ ઘટના કેટલે અંશે સત્ય છે તે અંગે વધુ સંશોધનની જરૂર છે. પરન્તુ આજે તો આ કોમમાં બન્ને પ્રકારની એટલે કે સીદી લોકો જેવા નાક, હોઠ તથા મુખાકૃતિવાળા તેમજ અહીં વસતા અન્ય વર્ણોની મુખાકૃતિવાળા સીદી લોકો જોવા મળે છે એથી તેઓમાં બીજી પ્રજાનું મિશ્રણ થયું છે એમ કહેવું ભુલભરેલું તો નથી જ.

આ લોકો મુસ્લિમોના સમાગમમાં આવ્યા હોવાથી તેઓની સંસ્કૃતિ પણ મહદ્ અંશે મુસ્લીમ સંસ્કૃતિ જેવી છે. તેઓનાં નામ પણ મોટે ભાગે મુસ્લીમો જેવા પાડવામાં આવે છે.

**દેખાવ:** આ લોકો રંગે સીસમ જેવા કાળાં હોય છે તથા વાંકડિયા વાળવાળા હોય છે. તેમના નાક ચપટા અને પહોળા હોય છે. તેમજ હોઠ જાડા હોય છે. તેઓ શરીરે ઘણા ખડતલ અને કસાયેલા હોય છે.

**પહેરવેશ:–** સૌરાષ્ટ્રમાં વસતી જુદી જુદી કોમોનો પોષાક ખાસ વિશિષ્ટતાવાળો તેમજ ધ્યાન ખેંચે એવો હોય છે તેમ આ પ્રજાનો પોષાક કાંઇ ખાસ વિશિષ્ટતાવાળો કે ધ્યાન ખેંચે એવો નથી. પુરુષવર્ગ ચાલુ જમાના મુજબ કોટ, ખમીશ, લેંઘો તથા ટોપી વગેરે પહેરી ફરે છે. તથા

ઘરેણાંમાં મુખ્યત્વે શક્તિ અનુસાર હાથમાં સોના યા ચાંદીની વીંટી પહેરે છે. આ ઉપરાંત જામનગર બાજુ કેટલાંક સીદી યુવકો કાનમાં સોનાની મુરકી પણ પહેરે છે. જંગલ અને ગામડામાં વસતા કેટલાંક સીદી ચોરણી, ખમીસ અને ફાળિયું પણ બાંધે તથા કામકાજ વખતે માથે મેલખાયું કે કપડું વીંટે છે.

સ્ત્રીઓનો પોષાક પણ એકંદરે ગુજરાતી સ્ત્રીઓ જેવો હોય છે. જો કે કેટલીક જગ્યાએ તેઓના ઘાઘરા લગભગ આઠ દસવારના ઘેરવાળાં હોય છે. આ સિવાય ચોળી (કાપડું) અને ચુંદડી પહેરે છે. અથવા પોલકું તથા સાડલો પહેરે છે. ઘરેણાંઓમાં મુખ્યત્વે હાથમાં ચુડલી, નાકમાં ચુની, કાનમાં સોનાના કાંપ અને ગળામાં સોનાનો દાણીયો વગેરે શક્તિ અનુસાર પહેરે છે.

**ભાષા:**–જ્યારે તેઓ આફ્રિકામાં હશે ત્યારે તેમની ભાષા જુદી હશે પણ અહીં વર્ષોથી વસવાટ કરતા હોવાથી અને આ દેશ તેમની માતૃભૂમિ બનવાથી તેમની મૂળ ભાષાના અવશેષો પણ તેમની આજની બોલીમાં રહ્યાં નથી. આજે તો તેઓ ગુજરાતી ભાષા બોલે છે. જો કે મોલવીઓ વગેરે પાસેથી પોતાના ધર્મનું જ્ઞાન ઉર્દૂ તથા અરબી ભાષામાં મેળવે છે. અને કેટલાંક તે શીખે પણ છે. પરન્તુ આજે આ લોકોની ભાષા તો ગુજરાતી જ છે. અલબત્ત તેઓની બોલવાની ઢબ જુદી છે. તેઓ કેટલેક અંશે અવાજ ઘોઘરો કરીને બોલે છે.

રાજવંશી સીદીઓ ઘરમાં ઉર્દૂભાષા બોલે છે અને દીવ તથા અન્ય ફીરંગી સંસ્થાનમાં વસતા સીદીઓ જૂથમાં આવ્યા હોવાને કારણે ત્યાં તેમની ભાષા તથા સંસ્કૃતિ જળવાઈ છે. તેઓ અંદરો અંદર તેમની પોતાની જ ભાષા બોલે છે.

**ધમાલ :** જો તેમની આદિ સંસ્કૃતિમાંનું કોઇ શુભ તત્ત્વ વિશેષ જળવાયું હોય તો તે તેમનું નૃત્ય છે. આફ્રિકામાં વસતા આદિવાસીઓ

શિકાર કરવા જતાં પહેલાં તથા શિકાર મળ્યા પછી આનંદમાં આવી જે પ્રકારનું નૃત્ય કરે છે તથા જે પ્રકારના હાવભાવ નિર્માણ કરે છે તેની ઝાંખી આ સીદી લોકોના નૃત્યને જોતાં થયા વગર રહેતી નથી. આ નૃત્ય કેટલેક અંશે તેઓની સંસ્કૃતિમાં જળવાઇ રહેલું છે. તેઓના આ નૃત્યને ધમાલ કહેવામાં આવે છે.

આખા હિન્દુસ્તાનમાં સીદીઓની ધમાલ ઘણી જ વખણાય છે. આ ધમાલ જોવા ઘણા માણસો આવે છે. પહેલાં રાજામહારાજાઓ પ્રસંગોપાત તેઓ પાસે આ ધમાલ ખાસ કરાવતા અને તેને કારણે તેને ઘણું પ્રોત્સાહન મળતું. આ ધમાલને કારણે તેઓ ભારતભરમાં વિક્રમ તોડી ઇનામ જીતી ગયા છે.

તેઓ વંશપરંપરાગતથી આ ધમાલ શીખતા આવ્યા છે. તે ખૂબ જ તાલબદ્ધ અને પદ્ધતિસરની હોય છે. તે જોનારને ઘડીભર મુગ્ધ કરી મૂકે છે. સ્ત્રીપુરુષોના અલગ અલગ સમૂહ (ટોળી) એક સાથે સમૂહમાં જુદી જુદી પદ્ધતિએ ધમાલ કરતા હોઇ આ ધમાલ ઘણી જ ભવ્ય બને છે. તે સાથે તાલબદ્ધ રીતે વગાડવામાં આવતા તેમના ઢોલ, ઢોલક અને વાજીંત્રો એક અનેરો ઉમેરો કરે છે. વચ્ચે વચ્ચે કેટલીકવાર વિચિત્ર રીતે 'હાઉ', 'હાઉ' અવાજ પ્રગટ કરતા હોય છે, પરિણામે જોનારની રગેરગમાં ધમાલ વ્યાપી ઊઠે છે.

તેઓના મોટા ઢોલને મુસીરો કહેવામાં આવે છે. ત્યાં નાની ઢોલક ને ધમાલ અને સ્ત્રીઓના વાજીંત્રોને માયમીસરા અથવા સેલાની કહેવામાં આવે છે. આ ધમાલ પીરના ખાસ વારતહેવારો દરમ્યાન વધુ કરવામાં આવે છે તેમજ દર ગુરુવારે અને દર મહિનાની સુદ બીજ તથા અગીયારસે આ ધમાલ કરવામાં આવે છે. રાજવંશી સીદીઓમાં ધમાલ નૃત્ય કરવામાં આવતા નથી. આ અન્ય સીદીઓના ધમાલ નૃત્ય દીવમાં વસતા 'કાફરા'ઓના ધમાલ નૃત્યોને ખૂબ જ મળતાં આવે છે. 'કાફરા' પણ ધમા-

લના ભારે શોખીન હોય છે એટલે આ ઉપરથી પણ ફલીત થાય છે કે આ બધી પ્રજા મૂળે એક જ છે. પણ આ સીદીઓમાં માત્ર ધમાલ નૃત્ય જ જળવાઇ રહ્યા છે. જ્યારે 'કાફરા' પાસે તો મોટાભાગની સંસ્કૃતિ જળવાયેલી જ પડી છે.

લોક ગીતો, ભજનો કે કવાલીઓ આ સીદી કોમમાં ખાસ કંઇ વિશેષ ગવાતા નથી, જે કાંઇ ગવાય છે તે ખાસ તેમની વારસાગત ચાલી આવેલી સંસ્કૃતિ મુજબનું નથી. પણ બીજા સમાજોના સંપર્કમાં આવતા તેઓએ તે ગીતો, ભજનો અને કવાલીઓ અપનાવેલા છે.

શૈક્ષણિક-દૃષ્ટિએ આ કોમ ઘણી પાછળ છે. તેઓમાં શિક્ષણનું પ્રમાણ નહિવત છે. જો કે હવે તેઓ કેટલેક અંશે જાગૃત થવાથી શિક્ષણનું મહત્ત્વ સમજતા થયા છે. પોતાના બાળકોને ભણાવવા ઇચ્છે છે. ભાવનગરમાં તેમની સમસ્ત જમાતનું એક મંડળ ઊભું કરવામાં આવ્યુ છે. અને તેની નાતના ફાળામાંથી એકાદ મદ્રેસા શરૂ કરી ધર્મનું જ્ઞાન આપવાની જોગવાઈ કરવામાં આવી છે. તે સાથે શિક્ષણ પણ આપવામાં આવે છે.

ઉત્સવો : ઉત્સવ એ જીવનના આનંદનું એક સાધન છે તેમ જ કેટલેક અંશે તેનું પ્રતિબિંબ તેમજ પ્રતિક પણ છે. તે દ્વારા મનુષ્યનો આનંદ તેમજ ભાવ વ્યક્ત થાય છે. નાનાથી મોટા સૌના જીવનમાં એક યા બીજા રૂપે આવા ઉત્સવો આવતા જ હોય છે. અને તે સૌ પોતાની અનુકૂળ વિશિષ્ઠ ઢબે ઉજવતા હોય છે. કેટલાક ઉત્સવો સમાજવ્યાપી હોય છે. અને તે સમૂહમાં ઉજવાતા હોય છે. સીદી કોમનું જીવન હિંદુ સંસ્કૃતિની વચ્ચે રહી ઝબકતું હોવાથી હિંદુ વારતહેવારોને તેઓ માનતા હોય એ સ્વાભાવિક છે. બીજી તરફ તેઓ મુસ્લીમ ધર્મ પાળતા હોવાથી મોહરમ, ઇદ અને બકરીઇદ વગેરે મુસ્લીમોની જેમ ઘણાં જ ઉત્સાહથી ઉજવે છે. તે દિવસે સારાં કપડાં પહેરે છે, સારું મિષ્ટાન્ન જમે છે. તથા સૌ સાથે હળે મળે છે. ભૂતકાળમાં બોલાચાલી થઇ હોય તો તેની એકબીજાને માફી આપે છે. વળી આ તહેવારો

દરમ્યાન બકરાં વગેરેનો ભોગ લેવાય છે. આ સિવાય તેઓ તાજીયાનો તહેવાર તથા પીરનો ઉરસ સારી રીતે ઉજવે છે. સામાન્ય રીતે દરેક કોમ તહેવારો તો પોતાની ઢબે જ ઉજવતી આવી હોવાથી તેમની ઉજવવાની રીતોમાં કાંઇકને કાંઇક વિશિષ્ટતાઓ તો હોય જ છે. તેમાંથી આ કોમ પણ બાકાત રહી નથી. ઉરસના દિવસે સૌ પોતાને ત્યાં ભાંગ તૈયાર કરે છે. અને ઠીક ઠીક પ્રમાણમાં લઇ તેની લહેજત ઉડાવે છે. જમણમાં તેઓ 'મલીદો' બનાવી, પ્રથમ પીરને ધરે છે અને પછી સૌ ભેગા મળી જમે છે. આ મલીદો એ પણ એક પ્રકારનું ચુરમું જ છે. ઘઉંના કડક મજાના રોટલા રાંધી તેનો ભૂકો કરી તેમાં ખાંડ, ઘી નાખી તૈયાર કરે છે.

રમજાન મહિનામાં તેઓ અન્ય મુસલમાનોની જેમ રોજા કરે છે. વહેલી સવારે ચાર વાગે જમી પરવારી છ વાગે નમાઝ પઢે છે. આખા દિવસ દરમ્યાન અન્ન પાણી લેવામાં આવતું નથી. સૂર્યાસ્ત પછી તેઓ રોજું છોડી નમાઝ પઢે છે. અને પછી નિરાંતે જમે છે. આ રીતે તેઓ આખા રમજાન માસ દરમ્યાન રોજા કરે છે.

**સામાજિક રીતરિવાજો :** સ્ત્રીને ગર્ભ રહ્યા બાદ છઠ્ઠે સાતમે મહીને ખોળો ભરવામાં આવે છે. આ ખોળોભરણું સ્ત્રીના માવતર પક્ષ તરફથી લઇ જવામાં છે. તેમાં મુખ્યત્વે નાળિયેર, ચોખા, સોપારી તથા એકાદ જોડ કપડાં લઇ જવામાં આવે છે. અને ખોળો ભરવામાં આવે છે. કન્યાના માવતરને એકાદ ટંક રોકી સારું જમણ પણ આપવામાં આવે છે.

ગર્ભવતી સ્ત્રીને ખાસ આચાર વિચારના નિયમોમાં તો ખટાશ, જેવી વિકારી વસ્તુઓ વિશેષ ખાવા દેવામાં આવતી નથી. તથા તેની પાસે કોઇ ભારે ગજા ઉપરાંતનું કામકાજ કરાવવામાં આવતું નથી. સામાન્ય રીતે પહેલી સુવાવડ પિયરમાં જ કરવામાં આવે છે. સંજોગોવશાત્ સાસરે પણ કરી શકાય છે. સુવાવડ માટે કોઇ ખાસ અલગ પ્રકારની જગ્યા પસંદ કરવામાં આવતી નથી. પણ પોતાના ચાલુ વસવાટના મકાનમાં જ કરવામાં આવે છે.

સુવાવડ પ્રસંગે સુયાણીને બોલાવવામાં આવે છે. તે ગમે તે કોમની જાણકાર સ્ત્રી હોય છે. ખાસ તેમની જ કોમની હોય એવો આગ્રહ રાખવામાં આવતો નથી. સુવાવડ પ્રસંગે ઘરની એકાદ બે વડીલ સ્ત્રીઓ પણ હાજર રહે છે. બાઇને ખાસ મુશ્કેલી જેવું જણાતું હોય યા શસ્ત્રક્રિયા અનિવાર્ય જણાતી હોય તો ડોકટરની સારવાર લેવામાં આવે છે. સુયાણીને મહેનતાણામાં સવાપાંચ રૂપીઆ આપવામાં આવે છે.

પુત્ર યા પુત્રી જન્મે તે અંગે તેઓને ખાસ કોઇ હર્ષ શોક થતો નથી. બાળકને અલ્લાહની ભેટ સમજે છે. જન્મેલ બાળક પાસે આસ્તેથી બાંગ પોકારવામાં આવે છે.

જન્મના છઠ્ઠે દિવસે બાળકની છઠ્ઠી ઉજવવામાં આવે છે. આ પ્રસંગે બાળકને નવડાવી નવું ઝભલું કે વસ્ત્ર પહેરાવવામાં આવે છે. સૌ સગાસ્નેહીઓ બાળકને ઝભલું વગેરે ભેટ આપે છે. અને જતી વખતે તેમને પતાસા યા ખારેક વહેંચવામાં આવે છે. આ દિવસે બાળકનું નામ પણ પાડવામાં આવે છે.

બાળક થોડું મોટું થયા પછી પાંચ સાત વર્ષનું થાય તે દરમ્યાન અનુકૂળતાએ 'અકીકો' કરવામાં આવે છે. આ પ્રસંગે સગાસંબંધીઓને જમાડવામાં આવે છે. જમણમાં લાપસી, ઘી, દાળ, ભાત વગેરે રાંધવામાં આવે છે.

આ કોમમાં પહેલાં બાળલગ્નોનું પ્રમાણ ન હતું તથા હાલમાં પણ નથી. સામાન્ય રીતે વરકન્યાની ઉંમરમાં ત્રણ–ચાર વર્ષનો ફેર રાખી કન્યાને ૧૪ થી ૧૬ વર્ષની ઉંમર દરમ્યાન તથા પુરુષને ૧૬ થી ૨૦ વર્ષની ઉંમર દરમ્યાન પરણાવવામાં આવે છે.

અપહરણ દ્વારા લગ્નો કરવામાં આવતાં નથી યા સવેલું એટલે કે કોઇની પરણિત સ્ત્રીને ઉપાડી જઇ લગ્ન કરવામાં આવતા નથી, બીજી તરફ વિધવા બાઇને ફરજિયાત વૈધવ્ય પાળવું પડતું નથી. જો તેની મરજી હોય તો તે વૈધવ્ય પાળી શકે છે. નહીં તો તેનો માતૃપક્ષ કે સસુરપક્ષ કોઇ લાયક વિધૂર અથવા પંથવર શોધી સંબંધ જોડી આપે છે. આ પ્રસંગે

વિધિસરના લગ્નની જેમ ઢોલનગારાં વગાડી ધામધૂમ કરવામાં આવતી નથી: પણ કાજી આવી નિકા પઢાવી જાય છે. આ પ્રસંગે બાઇના આગલા સસરાને ખર્ચ માટે રૂપિયા ચાલીસ આ વરપક્ષ તરફથી આપવામાં આવે છે. વિધવા બાઇના આગલા ઘરના સંતાનો ઉપર તેના મૂળ વાલીવારસોનો હક્ક ગણાય છે. પરંતુ સંતાન નાનું હોય તો શરત મુજબ બાઇ પોતાની પાસે રાખી ઉછેરે છે અને મોટું થયે તેના મૂળ વાલીવારસને સુપ્રત કરવામાં આવે છે.

આ કોમમાં દેરવટાની પ્રથા પણ પ્રચલિત છે. પરંતુ ફરજિયાતપણે બાઇને દેરવટું કરવું પડતું નથી. પુરુષને એકી સાથે ચાર સ્ત્રીઓ કરવાની છૂટ હોય છે; પણ વિના કારણે વધુ સ્ત્રીઓ કરવામાં આવતી નથી. સ્ત્રીઓને એકી સાથે વધુ પતિ કરવાની છૂટ નથી.

પતિપત્ની વચ્ચે જો મેળ ન બેસે યા અણબનાવ થાય ; તે પ્રસંગે કેટલીકવાર સ્ત્રી તેના માવતરને ત્યાં આવી રહે છે અને પછી પતિ તથા પત્ની એમ બન્નેના માવતર તરફથી નાતપંચમાં ફરિયાદ કરવામાં આવે છે. નાતપંચ ભેગું થઇ બન્નેની હકીકતો સાંભળી તથા તપાસી આખરી ફેંસલો આપે છે. આ બાબતમાં તેમની જમાતનો કાબૂ ઘણો છે અને તેનો કરેલો નિકાલ બન્ને પક્ષને બંધનકર્તા હોય છે અને તે પ્રમાણે બન્ને પક્ષ વર્તે છે. આથી આવા અણબનાવના પ્રસંગોનું નિવારણ થઇ રહે છે અને સ્ત્રીને ત્યજી દેવાના પ્રસંગો બનતા નથી તથા છૂટાછેડા કરવામાં આવતા નથી.

**સગાઈ:** વરકન્યાની પસંદગી મુખ્યત્વે તો માબાપ કે અંગત સગા વહાલાં જ કરતાં હોય છે. છતાં હાલમાં વરકન્યાના અભિપ્રાયને પણ લક્ષમાં લેવામાં આવે છે. સગાઇ કરતાં પહેલાં સામા પક્ષનું ઘર, આબરૂ, કુળ, ઉંમર વગેરે જોવામાં આવે છે. શિક્ષણને ખાસ મહત્ત્વ આપવામાં આવતું નથી. ફઇ મામાના છોકરાંછોકરી વચ્ચે સંબંધ જોડી શકાય છે. પરન્તુ જેમ અન્ય મુસ્લીમ ધર્મી પ્રજામાં એક જ કુળ યા ગોત્રમાં લગ્ન સંબંધ બાંધવાની છૂટ

હોય છે તેમ આ કોમમાં નથી. એક જ ગોત્રમાં લગ્ન સંબંધ જોડવામાં આવતો નથી. સગાઇ અંગે વરપક્ષ તરફથી માંગુ નાખવામાં આવે છે.

અગાઉથી નિશ્ચિત કરેલા સમય મુજબ સૌ ભેગા મળે છે. વરકન્યાના હાથમાં સામસામો એક એક રૂપીઓ આપે છે. વરપક્ષ તરફથી કન્યાને ચુંદડી આપવામાં આવે છે. સૌને ચા પાણી આપવામાં આવે છે તથા સગાઇની ખુશાલીમાં ગોળ પણ વહેંચવામાં આવે છે. આ બધો ખર્ચ વરપક્ષે ભોગવવાનો હોય છે. આ રીતે સગાઇની વિધિ પૂરી થાય છે. કારણોવસાત સગાઈ તોડી શકાય છે અને કોઇપણ પક્ષ તે તોડી શકે છે.

જો વરકન્યાના ઘર ગામમાં જ હોય તો લગ્ન થતા અગાઉ કોઇ વાર તહેવારે યા અન્ય શુભ પ્રસંગો દરમ્યાન વરકન્યાને એક બીજાને ઘેર જમવાનું આમંત્રણ આપવામાં આવે છે.

**લગ્ન :** બન્ને પક્ષની અનુકૂળતાએ લગ્ન તિથિ નક્કી કરવામાં આવે છે. જેટલા દિવસ પછી લગ્ન આવતા હોય તેટલી સંખ્યાની એક દોરી ઉપર ગાંઠો વાળી વરપક્ષ તરફથી કન્યાપક્ષને કહેવડાવવામાં આવે છે. અને તેટલા દિવસના લગ્ન ગણાય છે. આ ગાંઠો બે થી માંડીને પંદર સુધી હોય છે, પણ સામાન્ય રીતે સાત આઠ જ ગાંઠો બાંધવામાં આવે છે. એટલે કે સાત આઠ વાનાના લગ્ન રાખવામાં આવે છે. પછી સૌ સગાસ્નેહીઓને લગ્નની તિથિની જાણ કરી લગ્ન પ્રસંગે આવવાનું નિમંત્રણ આપવામાં આવે છે. આ દિવસે જ બન્ને પક્ષને ત્યાં માંડવો નાખવામાં આવે છે આ માંડવો સૌ હાથે નાખે છે. ધામધૂમથી લગ્નની પૂર્વ તૈયારીઓ થાય છે. સગાસ્નેહીઓ એક પછી એક આવવા માંડે છે. રોજ રાત્રે સ્ત્રીઓ પ્રાસંગિક ગીતો ગાય છે. તે બદલ તેમને ચા પીવડાવવામાં આવે છે જો કે પહેલાં તો ખારેક વહેંચવામાં આવતી પરન્તુ તે પ્રથા હવે ઓછી થઈ છે. આ દિવસો દરમ્યાન બન્ને પક્ષને ત્યાં વરકન્યાને પીઠી ચોળવામાં આવે છે તથા મીંઢોળ બાંધવામાં આવે છે. જો કે કેટલીક જગ્યાએ આ રિવાજ

નીકળી ગયો છે. આ દિવસો દરમ્યાન કેટલાક સીદીઓમાં રોજ સાત બાઇ-
ઓને જમાડવામાં આવે છે.

જાન રવાના થતાં પહેલાં વરપક્ષને ત્યાં સૌ સગાસ્નેહીઓને એકાદ ટંક ભોજન આપવામાં આવે છે. તેમાં મુખ્યત્વે તો લાડવા, ગાંઠીયા, દાળ, ભાત વગેરે હોય છે. જાન રવાના થતાં પહેલાં વરને નવડાવી નવાં વસ્ત્રો તથા ઘરેણાંઓથી શણગારવામાં આવે છે. તેના હાથમાં તલવાર પણ આપવામાં આવે છે. જો લગ્ન ગામમાંને ગામમાં જ થતાં હોય તો લગ્નના દિવસે સાંજે જાન રવાના થઇ કન્યાપક્ષને ત્યાં જાય છે અને બીજે દિવસે તેને ત્યાં એક ટંક જમી સાંજે કન્યાને લઇ ઘેર આવે છે. અને જો લગ્ન પરગામમાં હોય તો જાનને બે દિવસ રોકવામાં આવે છે. તેને બીજે ઘેર ઉતારો આપવામાં આવે છે. પરન્તુ જાન આવે ત્યારે પ્રથમ વાજતે ગાજતે ધામધૂમથી તેનું સામૈયું કરી ઉતારે લઇ જવામાં આવે છે. પરન્તુ કેટલાક વિભાગમાં અને તે પણ ખાસ કરીને ઉના તરફ સામૈયું થતાં પહેલાં, રિવાજ મુજબ, વરપક્ષે કન્યાપક્ષને પંદર રૂપીઆ, અર્ધો મણ ઘી, અર્ધો મણ ચોખા અને ચાર બકરાં પ્રથમ આપવા પડે છે. અને પછી જ સામૈયું કરવામાં આવે છે. પછી જાનને અલગ ઉતારે લઇ જવામાં આવે છે. વરરાજા જ્યારે માંડવે આવે છે ત્યારે તેની સાળી તેને પોંખે છે. માંડવા નીચે ગાદલાં તથા રજાઇ વગેરે પાથરીને વરરાજાને બેસાડવામાં આવે છે. સૌ સગાસ્નેહીઓ માંડવામાં આજુબાજુ બેસે છે. કન્યાને સ્ત્રીઓ સાથે ઘરમાં બેસાડવામાં આવે છે. કાજી આવી નિકા પઢાવતા પહેલાં વડીલોને (બન્ને પક્ષના એક અંગત સબં-ધીઓને) અને સાક્ષીઓને મોકલી કન્યાને પૂછાવે છે કે આ લગ્ન કબૂલ મંજૂર છે કે નહીં. વકીલ તથા સાક્ષી સાંભળી શકે એમ કન્યા તેની કબુ-લાતનો જવાબ આપી પોતાની સંમતિ જાહેર કરે છે. આજ રીતે વરની પણ મંજુરી લેવામાં આવે છે અને ત્યાર પછી જ કાજી બધાને સંબોધીને આ કબૂલાત જાહેર કરી નિકા પઢાવે છે. ત્યારબાદ સૌની રૂબરૂમાં વરપક્ષ તરફથી કન્યાપક્ષને રૂા. ૧૫૦) દેજ પેટે ચૂકવવામાં તેમજ

૧૨) રૂપિયા કાજી, જમાત, પીર તથા કસબાને તેના લાગા પેટે આપવા પડે છે. તેમાં સાડા, પટારા, વગેરેના લગભગ બબ્બે રૂપિયા ગણાય છે. પરન્તુ બીજી તરફ કન્યાદાનમાં કન્યાપક્ષ તરફથી તેની દીકરીને નવાં વસ્ત્રો, ચુંદડી તથા દાગીના વગેરે પોતાની શક્તિ અનુસાર આપવામાં આવે છે. આ ઉપ-રાંત કન્યાંને ઢોલીઓ, કબાટ, પિત્તળના વાસણો. તેમજ કન્યાના સસરા તથા વરને સાફો, સાસુને સાડલો વગેરે લઇ આવવું પડે છે. લગ્નવિધિ કરાવવા બદલ કાજીને એક રૂપિઓ અલગ આપવો પડે છે. આ બધું પત્યા પછી જાનને બીજે દિવસે એક ટંક જમાડી વિદાય આપવામાં આવે છે. સાસરે આવ્યા પછી વર–કન્યા પીરની દરગાહે જઇ મીંઢોળ છોડી આવે છે.

આ કોમમાં લગ્ન પાછળ વરપક્ષને લગભગ ચારસોથી પાંચસોનો ખર્ચ થાય છે અને કન્યાપક્ષને ત્રણસોથી ચારસોનો ખર્ચ થાય છે.

**મૃત્યુ :** મુસ્લીમ ધર્મ પ્રમાણે આ કોમમાં પણ મૃતદેહને દાટવામાં આવે છે. મૃત્યુ થવાનું છે એમ જણાતાં સુખી માણસ હોય તો દાન–પુણ્ય કરે છે. જમાત યા કસબાનાં પૈસા આપે છે. મિલ્કત હોય તો વાલીવારસોને વહેંચવામાં આવે છે. મૃત્યુ સમયે મરનાર પાસે ધાર્મિક ગ્રંથોનું વાંચન થાય છે. કુરાનેશરીફના ફાતીયા પઢાય છે. મૃત્યુ થયા બાદ મડદાંને હજામત કરી, નખ વગેરે કાપી ગરમ પાણીએ તથા સાબુ અરીઠા વગેરેથી બરાબર નવડા-વવામાં આવે છે. સૌ સગાસ્નેહીઓ ભેગા થયા પછી તેને બહાર કાઢી જના-જામાં સુવડાવવામાં આવે છે. જો મરનાર પુરુષ હોય તો તેને બાવીસ વારનું અને સ્ત્રી હોય તો લગભગ ત્રીસેકવારનું કપડું તેના ઉપર નાખી ઢાંકવામાં આવે છે. આ પ્રસંગે મડદાં પર સુગંધિત પદાર્થો પણ છાંટવામાં આવે છે. પછી ફાતીઓ પઢતા પઢતા કબ્રસ્તાને લઇ જવામાં આવે છે. ત્યાં પાંચ ફૂટ ઊંડો અને ત્રણ ફૂટ પહોળો એમ મરનારના માપ પ્રમાણે ખાડો ખોદવામાં આવે છે. જ્યારે કેટલીક જગ્યાએ પુરુષ માટે કમર સુધી અને સ્ત્રી માટે છાતી સુધી ઊંડો ખાડો ખોદવામાં આવે છે. પછી ચાલીસ કદમ દૂર જઈ કલમો પઢવામાં આવે છે. મુલ્લા છેક સુધી સાથે જ હોય છે. તેમજ

અન્ય નાતિલાઓ પણ સાથે આવે છે. આ પછી સૌ ઘેર આવે છે. સ્ત્રીઓ અન્ય હિંદુ કોમોની જેમ બહુ ભારે રોકકળ કરી મૂકતી નથી તથા છાતીઓ કૂકતી નથી. પરન્તુ આપ્તજન ગુજરી જતાં રડે એ સ્વભાવિક છે.

ત્રીજે દિવસે મરનારને ઘેર નજીકના સગાસંબંધીઓ ભેગા થઇ ફાતીયો પઢે છે તેને 'જારત' કહેવામાં આવે છે. આ સમયે ચા પાણી બધાને પીવડાવવામાં આવે છે. ઉના વિભાગમાં ત્રીજે દિવસે 'સલ્વાર' વાળવામાં આવે છે. શક્તિ અનુસાર સૌ સગાસ્નેહીઓને ભોજન આપવામાં આવે છે. આ પ્રસંગે આવનાર સૌ કોઇ તરફથી મરનારના કુટુંબીજનોને પૈસા આપવામાં આવે છે. મરનારના ઉતરેલાં કપડાં ફકીરોને દાનમાં આપવામાં આવે છે. તથા મોલવી ફાતીઓ પઢાવે છે. ત્યાર પછી ૧૦ મે દિવસે ફાતીઓ પઢાય છે. અને ૪૦ મે દિવસે પઢવામાં આવતો ફાતીઓ સૌથી મોટો ગણાય છે. તે દિવસે સૌ સગાસંબંધીઓને લાડુ, ગાંઠીયા, દાળ, ભાત વગેરેનું જમણુ આપ-વામાં આવે છે. ત્યાર પછી ફરી ૬૦ માં દિવસે તેમજ બીજી સંવત્સરીએ મરનારને ત્યાં ફાતીઓ પઢવામાં આવે છે. જો કુટુંબ સુખી હોય તો મર-નારની દર સંવત્સરીએ તેને ત્યાં ફાતીઓ પઢવામાં આવે છે.

**ધર્મ :** આ લોકો મુસ્લીમ ધર્મ પાળતા હોઇ મૂર્તિપૂજામાં કે દેવ-દેવીઓમાં માનતા નથી; પણ મુસ્લીમ ધર્મ પ્રમાણે મસ્જીદમાં જાય છે, નમાઝ પઢે છે. પ્રસંગોપાત કુરાને શરીફ વગેરે પઢાવે છે. રમજાન માસમાં રોઝા કરે છે. મહોરમમાં તાજીયાને માને છે તથા મુસ્લીમોની બધી વિધિ કરે છે. આ લોકોને મક્કામદીના જવાની ઝંખના હોય છે. પરંતુ આર્થિક સ્થિતિના કારણે તેઓમાનાં ઘણાખરા જઇ શકતા નથી. જંબૂરમાં ગામને ઝાંપે હનુમાનનું દેરું છે અને કેટલાંક સીદી તેમને પ્રસંગોપાત તેલ ચઢાવે છે.

આ લોકો પીર-ઓલિયા વગેરેને માનતા હોય છે. ખાસ કરીને તો તેઓ ડોસલપીરને તથા બાવાગોળને માને છે. બાવાગોળ, દરિયાઇ પીર અને હબઝપીર એ ત્રણ ભાઇઓ મનાય છે તથા તેમને ચાર બહેનો જેવી કે મામાઇ,

ઇમા મસીરા, માઇ ભરોરસી અને માઇ પારશણુ હતી એમ મનાય છે. આ ચારે બહેનોમાં મામાઇ મોટી બહેન મનાય છે. તેને પણુ તેઓ ખૂબ માને છે. તેનું મૂળ સ્થાનક સૂરત જીલ્લામાં આવેલ ઝઘડીયા પાસેના રતનપુર ગામમાં મનાય છે. આ પીર તથા મામાઇ વગેરે અંગે એક દંતકથા પણુ છે. બાધા-માનતામાં કેટલીકવાર આ "મામાઇનો મઢ" ભરવામાં આવે છે અને તેમાં ઘણો ખર્ચ કરવામાં આવે છે.

**જીવન :** સવારથી તે સાંજ સુધી ગધ્ધા વૈતરું કરતાં મજૂરોના જેવું જ આ લોકોનું જીવન હોય છે. તેઓ છૂટક યા દહાડિયા મજૂરી કરતા હોય છે. યા કોઇ કારખાના કે મિલમાં કૂલી યા પહેરગીરની નોકરી કરતાં હોય છે. વળી કેટલાંક છૂટક લારી તાણવાની મજૂરીનું કામ પણુ કરતા હોય છે. તેની આ પ્રવૃત્તિઓને અનુકૂળ રહી તેમનું દૈનિક જીવનનું ચક્ર નિરંતર ફરતું રહે છે. સવારે વહેલાં ઊઠી દાતણુ પાણી કરી મજૂરી કરનાર મજૂરીએ જાય છે અને નોકરિયાત નોકરીએ જાય છે. મજુરીઆત વર્ગો બપોરે મજૂરીએથી થાકીને આવી જમી થોડો આરામ કરે છે. અને ફરી પાછો મજૂરીના કામે વળગે છે. મિલના નોકરીયાત સમય મળે તો ઘરે આવી જમી લે છે. નહીં તો સાથે લાવેલું રોટલાનું પોટલું છોડી કોઇક જગ્યાએ જઇ જમીને નજીકની હોટલમાં ચા પી કામે વળગે છે.

સાંજે આ લોકો ઘરે આવી લોથપોથ થઇ થોડો આરામ કરે છે. ખાટલામાં બેસી બીડીની થોડી ફુંક લઇ થોડા તાજા બને છે. ફળીઆમાં થોડા આડાઅવળાં કોઇ સાથે ગપ્પા મારે છે. વાળું ટાંણે ઘરમાં આવી નિરાંતે જમે છે. શહેરમાં વસતા સીદીઓ એકાદ જગ્યાએ ફળીઆમાં ભેગા થઇ વાતોચીતો કરે છે. અલક મલકના ગપ્પા મારે છે. સરખે સરખા ભાઇબંધ દોસ્તાર મળી જાય તો હોટલમાં જઇ ચા પાણી પીવે છે યા એકાદ સીનેમા જોઇ નાખે છે. ગામડામાં વસતો સીદી વર્ગ રાત્રે એકબીજા સાથે ભેગા મળી થોડા ગામ ગપાટાં મારી આરામ કરે છે. સવારે ઉઠી વળી મજૂરીના કામધંધે વળગે છે. આ રીતે તેમનું જીવન વહે છે.

સ્ત્રીઓ પણ સવારથી ઘરકામકાજમાં લાગી જાય છે. પાણી વગેરે ભરી રસોઇ રાંધે છે. બપોરે થોડો આરામ કરી ફરી ઘરકામકાજમાં પરોવાય છે. સાંજે જો નવરી પડે તો આડોશપાડોશમાં જઇ વાતોના ગપાટા મારે છે. ગામડામાં કેટલીક સ્ત્રીઓ પ્રસંગોપાત મજૂરીએ જાય છે, શહેરોમાં કેટલીક વિધવા બાઇઓ મજૂરી કરે છે તથા શાકભાજી વેચવા જાય છે. સ્ત્રીઓનું જીવન આ સામાન્ય પ્રવૃત્તિઓમાં રોજ સ્વપર્યાપ્ત બને છે.

બાળકો રખડતાં ભટકતાં મોટાં થઈ રહે છે. તેમના પ્રત્યે તેની માતાના દિલમાં પ્રેમ તથા લાગણી હોય એ સ્વાભાવિક છે. પરંતુ તેમના ઉછેર પાછળ જે પ્રકારની ઉચ્ચ ગણાતા વર્ગોમાં સંભાળ અને કાળજી રાખવામાં આવતી હોય છે તેવી રીતે અહીં રાખવામાં આવતી નથી અને તેનું મૂળ કારણ અજ્ઞાનતા તેમજ કેળવણીનો અભાવ છે.

તેઓના ઘર ગામડાંઓમાં અન્ય ગ્રામપ્રજાઓની જેમ માટીના હોય છે. શહેરોમાં ઈંટ માટીના ચણતરના મકાનો હોય છે પણ તે થોડા અંધારીયા તેમજ અસ્વચ્છ હોય છે. ઘરમાં જરૂર પૂરતાં વાસણો, ગાદલાં, ગોદડાં તથા રાસરચિલું વગેરે હોય છે. આ લોકોનો મુખ્ય ખોરાક જુવાર બાજરાના રોટલા છે. તેમજ શાક, દાળ વગેરે રાંધે છે. વારતહેવારે ઘઉંનું ચુરમું બનાવે છે તેને તેઓ 'મલીદો' કહે છે. વળી પ્રસંગોપાત તેઓ બજારમાંથી માંસ વેચાતું લાવે છે. અને તે રાંધીને જમે છે.

શરીરે તો આ કોમ ખડતલ છે અને સખત મજૂરી કરી શકે તેવી છે. તાવ તથા પેટના દુખાવાના દર્દો આ કોમમાં બીજા દર્દો કરતાં વિશેષ થાય છે. અન્ય ચેપી રોગોનું પ્રમાણ વિશેષ નથી.

દેશની બીજી પ્રજાઓ કરતાં આ લોકો આર્થિક તેમજ શૈક્ષણિક બાબતમાં ઘણા જ પાછળ છે. જો કે ભાવનગરમાં તેમની કોમનો એક ડોકટર થયેલ છે. આ સિવાય અન્ય કોઇ શિક્ષિત જણાતું નથી. આ કોમની આર્થિક સ્થિતિ એકંદરે નબળી છે. તેઓ પાસે કોઇ ખાસ ધંધો, ઉદ્યોગ કે કોઇ અન્ય

હુન્નર કળા નથી કે જેમાંથી તે સરળતાથી પોતાની રોજી મેળવી શકે. ગામડામાં છૂટક યા દહાડિયા મજૂરી અને શહેરોમાં તે ઉપરાંત મિલમજૂરી ઉપર જ તેઓ નભે છે.

અહીં પણ સંયુક્ત કુટુંબવ્યવસ્થા જોવામાં આવે છે. તેમના કુટુંબોમાં એકંદરે સંપનું પ્રમાણ ઓછું છે. ઘરમાં કજિયા કેટલેક અંશે ચાલ્યા કરતા હોય છે. જો કે ઘરના વડીલનો સૌ ઉપર દાબ તો હોય છે.

જાંબૂર અને તેની આજુબાજુના ગીરના પ્રદેશમાં વસતા સીદીઓનું દૈનિક જીવન બીજા શહેરી વિસ્તારમાં વસતા સીદીઓ કરતાં જુદું પડે છે. તેઓ શિકાર કરે છે, ઢોરઢાંખર પાળે છે તથા થોડી ઘણી ખેતી કરે છે. આ સિવાય જંગલની મજૂરી કરે છે તથા જંગલને અનુરૂપ જીવન ગાળે છે. ત્યાંની આબોહવા તેમને ખૂબ જ માફક આવે છે. મોટાભાગના પાસે જમીનો ઘણી જ ઓછી છે. સામાન્ય રીતે સરેરાશ પાંચથી વીસ વીઘા જમીન દરેક પાસે હોય છે. માત્ર ગણ્યાં ગાંઠયા એ ચાર સીદી પાસે જ સો વીઘા જેટલી જમીન છે. કેટલાક પાસે નાની નાની વાડીઓ પણ છે તેમાં ફળફળાદી થાય છે.

જાંબૂર અને તેની આજુબાજુ વસતા આ લોકોની આર્થિક સ્થિતિ ઘણી નબળી છે. તેઓનું જીવન ધોરણ ઘણું નીચું હોવાથી તેમજ જરૂરિયાતની કેટલીક વસ્તુઓ જેવી કે બળતણ વગેરે સહજ રીતે જંગલમાંથી વિના મૂલ્યે મેળવી શકતા હોવાથી તથા જંગલમાં થોડી મજૂરી મેળવી શકતા હોવાથી તેઓ જીવનનિર્વાહ પૂરતું મેળવી શકે છે. જો તેમને જંગલની મજૂરી ન મળે તથા જંગલમાંથી અમુક વસ્તુઓ મળી ન રહે તો આજે તેમની પાસે જે કાંઇ જમીન છે તે ઉપર તેઓ નિભાવ કરી શકે તેમ નથી. જો કે મોટા ભાગના સીદીઓ હવે રેલવે મજૂરીમાં તથા ગેંગમેનની નોકરીમાં જોડાવા લાગ્યા છે.

રાજવંશી સીદીઓની સ્થિતિ એકંદરે સારી છે. કેટલાક પાસે જાગીરો છે. તથા પૈસે ટકે સુખી છે, તેઓનો તો મોટો ભાગ શિક્ષિત છે. તેઓ અન્ય

સીદીઓની જેમ ગરીબ, નિરીક્ષર કે પછાત નથી.

અંદરના ઝઘડા નાતના આગેવાન મારફત પણ તેઓ પતાવી લે છે. એમ મનાય છે કે પહેલાં આ લોકો ગુન્હેગારોને ઝાડની ડાળીએ લટકાવી ખૂબ મારતા.

**ગુણ અને ખાસિયત :** આ લોકો ઘણા કસાયલા અને મજબૂત હોવાથી સખત મજૂરી પણ કરી શકે છે. તેઓ વફાદારીથી નોકરી કરતા હોઇ બીજી પ્રજાઓમાં તેઓની આ અંગે સારી છાપ પડેલી છે. આમ આ પ્રજામાં ઘણાં સારાં ગુણો પડયા છે. પરન્તુ બેકારી અને અજ્ઞાનતા તેમને ઘેરી વળી છે.



# વ.....ણુ.....ક.....ર

**પરિચય :** બાપદાદાથી વણાટનો ધંધો કરતી, વણકરના નામે ઓળખાતી અને સવર્ણ સમાજમાં અસ્પૃશ્ય મનાતી આ કોમ સૌરાષ્ટ્રમાં જોવા મળે છે. વણકરના ધંધાના કારણે તેઓ વણકર કહેવાયા પણ કેટલીક જગ્યાએ તેઓ મેઘવાળ, ગણેસ્યા, હરિજન, ઢેઢ વગેરેના નામોથી પણ ઓળખાય છે.

'હરિજન' અને 'ઢેઢ' એ બન્ને શબ્દના અર્થો ગુજરાત અને સૌરાષ્ટ્રમાં સરકારી ખાતાઓ, સંસ્થાઓમાં તેમજ અસ્પૃશ્ય કોમોમાં અંદરો અંદર તેનો અર્થ જુદી જુદી જગ્યાએ જુદો જુદો થતો હોય છે. પરિણામે તેના અર્થ સમજવામાં ભારે ગેરસમજૂતી ઊભી થાય છે. અહીં સૌરાષ્ટ્રમાં સરકારી કચેરીઓ અને સંસ્થાઓમાં 'હરિજન' અને 'ઢેઢ' શબ્દનો અર્થ લગભગ એક જ થાય છે અને તેમાં લગભગ બધી અસ્પૃશ્ય કોમોનો સમાવેશ કરવામાં આવે છે. જ્યારે સમાજમાં કેટલીક જગ્યાએ હરિજન એટલે માત્ર વણકર, ચમાર જેવી બે ચાર કોમો જ અને ઢેઢ એટલે માત્ર 'ભંગી' કોમ જ એવો અર્થ ઘટાડવામાં આવે છે. અને જો હરિજનને માટે 'ઢેઢ' શબ્દ વાપરવામાં આવે તો વણકર વગેરે કોમોને તે સાંભળતાં કયારેક દુઃખ જેવું થાય છે. અને પોતે 'ઢેઢ' નહીં પણ હરિજન છે એમ કહેવડાવે છે. ભંગી પણ કેટલીક જગ્યાએ પોતાને હરિજન ન કહેવડાવતાં માત્ર ઢેઢ કહેવડાવે છે. ગુજરાત બાજુ કેટલાક વિસ્તારોમાં વણકર વગેરે કોમ પોતાને હરિજન કે ઢેઢ કહેવડાવતી નથી. 'હરિજન' અને ઢેઢ શબ્દનો અર્થ માત્ર ભંગી જ એવો કરવામાં આવે છે અને પોતે વણકર હોય તો વણકર અને ચમાર હોય તો ચમાર શબ્દ જ વાપરવાનો આગ્રહ રાખે છે. અને ભૂલેચૂકે જો તેઓને માટે હરિજન શબ્દ વાપરવામાં આવે તો તેમને તે અસ્વીકાર્ય હોય છે. આમ

શબ્દ અને તેના અર્થો ઘટાવવાની રીતમાં તથા આગ્રહમાં જુદા જુદા સ્થળે થોડો ઘણો ભેદ છે. અને કેટલીકવાર ગેરસમજૂતી પણ ઊભી થાય છે તથા એકબીજાને પોતાના સ્વમાન ઘવાયા જેવું પણ લાગે છે. એટલે આ શબ્દ પ્રયોગો કરતાં ઘણી સંભાળ રાખવી પડે છે. હાલ અહીં સૌરાષ્ટ્રમાં સરકારી દફતરોમાં હરિજન શબ્દમાં દરેક અસ્પૃશ્ય ગણાતી કોમોનો સમાવેશ કરવામાં આવે છે. પણ વ્યવહારમાં ઉપર મુજબ જુદી જુદી જગ્યાએ જુદો જુદો અર્થ થતો જોવામાં આવે છે.

યંત્રયુગ પહેલાં હિંદનો કાપડ ઉદ્યોગ ઘણો સમૃદ્ધ હતો. દૂર દૂરના દેશોમાં હિંદનું કાપડ વપરાતું તે સમયે આ વણકરોની સ્થિતિ ઘણી સારી હતી. તેઓ પૈસે ટકે સુખી હતાં તેમનું જીવન સમૃદ્ધ હતું બ્રિટીશ યુગ તેમજ યંત્ર યુગના ઉગમ સાથે હિંદનો કાપડ ઉદ્યોગ અસ્ત થવા લાગ્યો તે સાથે વણકરોનો વણાટ ઉદ્યોગ પણ નાશ પામવા લાગ્યો. તેઓની રોજી તૂટી અને બેકાર બન્યા તેમની આબાદી તથા સમૃદ્ધિ અસ્ત થવા લાગી. ચોમેર અંધકાર પ્રસરવા લાગ્યો, અજ્ઞાનતા ગરીબી અને બેકારી તેમને ઘેરી વળ્યાં આજે પણ તેની પક્કડમાંથી તેઓ છૂટી શકયા નથી.

આ હાલતમાં તેઓ આજે પણ જીવે છે. અન્ય ભટકતી કે રખડતી ટોળીઓની જેમ તેઓ અસ્થાયી અને ભટકતું જીવન ગાળતા નથી. તેઓનું જીવન સ્થાયી છે. અને તે ગ્રામજીવન સાથે વધુ સંકળાએલું છે તેઓ દસ પંદર કે પચ્ચીસના સમૂહમાં પણ ગામથી એક બાજુ અલગ પોતાના મકાનો બાંધી વસવાટ કરતા આવ્યા છે. તેઓના આવા વસવાટો લગભગ બધે જ હોય છે અને તે સામાન્ય રીતે "વણકરવાસ"ના નામે જ ઓળખાય છે. મોટે ભાગે તેઓના આ મકાનો માટીના અને કાચા હોય છે. તેમાં આગળ ઓસરી હોય છે. એકાદ ઓરડામાં ખાડાશાળ વગેરે ગોઠવેલ હોય છે. તથા વણાટ અંગેનો અન્ય સામાન હોય છે. અહીં તેઓ શાળ ઉપર કાપડ વણે છે. બીજા ઓરડામાં તેઓ પોતાનો વસવાટ કરે છે. તથા ત્યાં ઘરનુ અન્ય રાચરચીલું રાખે છે. બીજી પછાત અને અસ્પૃશ્ય કોમો કરતાં

આ લોકોના ઘરો કંઇક અંશે વધુ સ્વચ્છ તથા વ્યવસ્થિત હોય છે. છતાંય તેમાં ગરીબી અને પછાતતા સહજ રીતે તરી આવે છે. આ કોમમાં પછાતતાનું કારણ ગરીબી અને અજ્ઞાનતા મુખ્ય છે.

આ કોમમાં કેટલાંક કુટુંબોની સ્થિતિ સારી પણ હોય છે. અને તેમના મકાનો પણ સામાન્ય રીતે તુર્તજ જણાઇ આવે છે. કેટલાકના મકાન સામાન્ય રંગરોગાનવાળા પણ હોય છે. ઘરમાં દાણાદુણી ભરવાની માટીની કોઠીઓ વ્યવસ્થિત રીતે એક બાજુ ગોઠવેલી હોય છે. વાસણોની સારી માંડ હોય છે. એક તરફ ઘંટી પણ હોય છે તથા પટારા વગેરે પણ હોય છે.

તેઓના ગાદલાં–ગોદડાં પણ બીજી અસ્પૃશ્ય કોમો કરતાં કંઇક અંશે સ્વચ્છ અને વધુ વ્યવસ્થિત રીતે ગોઠવેલો હોય છે. પરંતુ જે લોકો બહુ ગરીબ અને અજ્ઞાન છે તેમને ત્યાં તો વધુ અવ્યવસ્થિત રીતે ગોઠવેલું નજરે પડે છે.

આપણે આગળ ઉપર જોઇ ગયા કે આ લોકોનો મુખ્ય ધંધો વણાટનો હતો અને આજે પણ છે. તેઓ કાપડ તૈયાર કરી આસપાસના ગામડાંઓમાં અવારનવાર વેચતા જાય છે. જો કે એકંદરે તેમનો ધંધો આજે પડી ભાંગ્યો હોવાથી કેટલાક બીજા ધંધાઓ તરફ તેઓ વળ્યા છે. કેટલાક લોકો કડિયાકામ કરે છે અને તે કાર્ય સારું જાણે છે. આ સિવાય છૂટક યા દહાડિયા મજૂરી, સડક તથા મકાન બાંધકામની મજૂરી, પથ્થર કાઢવાની મજૂરી વગેરે પ્રકારની મજૂરીના કામો કરે છે. મોસમમાં ખેતમજૂરી પણ કરે છે. સ્ત્રીઓ તથા પુરુષો બન્ને આ મજૂરી કરવા જાય છે અને જેમતેમ પેટપૂરતું મેળવે છે.

આ કોમ વેપાર તરફ વળી નથી; પણ છૂટીછવાઈ નાની નોકરીઓ કરે છે અને કોન્ટ્રાકટ પણ રાખે છે. કેટલાક ભાગોમાં કેટલાક વણકરો ગામડાં કમાવવાનો પણ ધંધો કરે છે; પણ તેમની સંખ્યા બહુ જ અલ્પ છે.

| ૧૯૩૧ | ૧૯૫૧ | વધારો ટકા | દર વર્ષે સરેરાશ કેટલા ટકા વધ્યા |
| --- | --- | --- | --- |
| ૧૩૪,૩૪૭ | ૧૮૮,૨૨૬ | ૪૭.૫ | ૨.૫ |



ફૂંદડીઓ તાણો કરતી વણકર બ્હેન

આ કોમના મૂળ વંશની ખાસ ચોક્કસ માહિતી મળતી નથી પરંતુ તેઓ મૂળે રજપૂત છે. સૌરાષ્ટ્રભરમાં સૌરાષ્ટ્રના, કચ્છી અને મારુ (મારવાડી) એમ ત્રણ જાતના વણકરો જોવા મળે છે. આ ત્રણે જાતના વણકરો વચ્ચે લગ્નવ્યવહાર યોજવામાં આવતો નથી સામાન્ય રીતે તેઓ સૌરાષ્ટ્રના જ વણકરો તરીકે ઓળખાય છે. તેઓની વસ્તી લગભગ આખા સૌરાષ્ટ્રમાં જોવા મળે છે.

આ લોકોની ભાષા સૌરાષ્ટ્રમાં બોલાતી ગુજરાતી છે. કચ્છી વણકરો મુખ્યત્વે હાલારમાં જોવા મળે છે. તેમની ભાષા તથા રહેણીકરણી વગેરે કચ્છી લોકોને જ મળતા આવે છે તેઓ પોતાને જાડેજા હરિજન તથા મેઘવાળ કહેવડાવે છે. તેમના ગોર ગરમાતંગ ગણાય છે. તેઓ ગણેશને વિશેષ માને છે. લગ્નના ફેરા હોળીની આજુબાજુ ફરે છે. અને તેમના બીજા કેટલાંક રીતરિવાજો, પોષાક વગેરે અન્ય વણકરો કરતાં જુદા છે. બીજા વણકરો સાથે તેમને ભાણા વ્યવહાર હોય છે. બેટી વ્યવહાર હોતો નથી. જ્યારે મારવાડી વણકરો મારુ તરીકે ઓળખાય છે. તેઓ મુખ્યત્વે ગોહીલવાડ, સોરઠ તથા મધ્ય સૌરાષ્ટ્રમાં જોવા મળે છે એમ મનાય છે કે આજથી લગભગ દોઢેક સદી પૂર્વે તેઓ દુષ્કાળ યા બીજા કોઈક કારણસર સૌરાષ્ટ્રમાં આવીને વસ્યા છે. તેઓ મૂળે રજપૂત છે અને આજે પણ તેમનો ઘણોખરો લગ્નવ્યવહાર મારવાડમાં જ થાય છે. ત્યાં તેઓ ખેતી વગેરે કરે છે. તેઓ ત્યાં અસ્પૃશ્ય મનાતા નથી. પરન્તુ અહીં રોજી મેળવવા માટે આવ્યા ત્યારે અહીંની કોઇ બીજી પ્રજાઓએ તેમને સાથ ન આપ્યો. પણ વણકરોએ તેમને સાથ આપ્યો અને પોતાનો ધંધો શીખવાડયો. તેથી આ લોકો પણ અહીં વણકર થયા અને વણકરોના વાસમાં જ તેઓ પોતાના અલગ ફળીયાવાર મકાન બાંધી વસે છે. તેમને આ વણકરો સાથે લગ્ન વ્યવહાર થતો નથી. તેમના ગોરને 'ગરોડા' કહેવામાં આવે છે અને તે બીજા વણકરના ગોર કે જે 'ગરોડા' તરીકે ઓળખાય છે તેમનાથી જુદા છે. આ લોકો મારવાડથી આવ્યા છે. પણ તેમની ભાષા મારવાડી રહી નથી છતાં "કઠે ગ્યો તો" એવા શબ્દ પ્રયોગોનો કયારેક સહજ રીતે ઉપયોગ કરે છે. પણ અમદાવાદ બાજુ

ગુજરાતમાં મારવાડી બોલે છે. જ્યારે બીજા વણકરોમાં આ શબ્દો ન આવતાં કેટલાક ચારણી શબ્દો આવે છે. "કાઉં છે" એટલે "શું છે" "કમણુ જાતો" એટલે "કયાં જાય છે"

આ સિવાય સૌરાષ્ટ્રના કેટલાક ભાગોમાં વણકર કોમ મેઘવાળના નામે ઓળખાય છે. મેઘવાળ નામની કોઈ અલગ કોમ નથી. તથા વણકરોથી તેઓ અલગ અસ્તિત્વ ધરાવતા નથી. પરન્તુ માત્ર નામ ફેર જ છે. મુખ્યત્વે ઝાલાવાડ અને હાલારમાં લોકો તેમને મેઘવાળના નામે ઓળખાતા આવ્યા છે. વળી વણકર, ચમાર વગેરે કોમોને જેમ ઢેઢના નામે ઓળખવામાં આવે છે તેમ કેટલાક ગામોમાં આવી કોમને મેઘવાળના નામે ઓળખવામાં આવે છે. તેમાં ચમાર વગેરેનો પણ સમાવેશ થાય છે. જો કે "મેઘવાળ" કઇ રીતે થયા અને શાથી થયા તે અંગે કેટલીક કાલ્પનિક દંતકથાઓ પ્રવર્તે છે. તે જુદી જુદી દંતકથાઓ જુદી જુદી વસ્તુઓ પ્રતિપાદન કરે છે. કહેવામાં આવે છે કે પહેલા મેઘવાળ ઋષિ થઇ ગયા અને તેના વંશજો મેઘવાળ તરીકે ઓળખાયા. બીજી એક દંતકથાના આધારે જાણવા મળે છે કે રાજા સિદ્ધરાજે પાટણમાં સહસ્ત્રલિંગ તળાવ બંધાવ્યું, પરંતુ જસમા ઓડણના શ્રાપથી તેમાં પાણી રહેતું ન હતું. તેના નિવારણ માટે જો કોઇ બત્રીસો નર પોતાનું બલિદાન આપે તો જ તેમાં પાણી રહે. આ અંગે તપાસ કરતાં "માયો" નામનો પુરુષ મળી આવ્યો, તે જાતે વણકર હતો અને કેટલાક કહે છે તે મૂળે રાજપૂત્ર હતો અને વણકર લોકોએ તેને ઉછેર્યો હતો. આ "માયા" એ પોતાનું બલિદાન આપ્યું અને ત્યાર પછી આ માયાવંશી અથવા તો મેઘવાયા અને છેવટે મેઘવાળ ગણાયા. આ સિવાય બીજી એક દંતકથા એવી છે કે "સિદ્ધરાજના સમયમાં મેઘમાળ નામના ભક્ત થઇ ગયા. ધોળકા પાસેના મલય તળાવમાં પાણી નીકળતું ન હતું, ત્યારે જાહેર કરવામાં આવેલું કે "કોઇ બત્રીસ લક્ષણાનો ભોગ ચડાવવામાં આવે તો પાણી આવે" સિદ્ધરાજ પોતે પોતાનો ભોગ આપવા તૈયાર થયો. પણ તે વખતે મેઘવાળે કહ્યું કે "લાખો મરજો; પણ લાખોને પાળનારો ના મરજો" આમ કહી તેણે

પોતાનો ભોગ આપવાની ખુશી દર્શાવી અને ભોગ આપ્યો પણ ખરો. તેના બદલામાં સિદ્ધરાજે ઢેઢ લોકોને ઘણી રાહત આપી તે સમયે ઢેઢના પગલાં અપવિત્ર મનાતાં હોઇ તે બહાર નીકળે ત્યારે પોતાના પગલાં ભૂંસાવા માટે તેણે પોતાની પાછળ કાંટાના ઝરડાં કે તેવું બીજું કાંઇ સાધન રાખવું પડતું. સિદ્ધરાજે આ રિવાજ દૂર કરાવ્યો. આ બનાવ પછીથી આ કોમને મેઘવાળ તરીકે સંબોધવામાં આવે છે.*

## સંસ્કૃતિ

**પહેરવેશ :** સામાન્ય રીતે પુરુષો કેડિયાં, ચોરણો તથા પાઘડી પહેરે છે. સ્ત્રીઓનો પોષાક ચારણોને મળતો આવે છે એટલે કે લાલ જીમી, કાપડું અને ચોરસો પહેરે છે. જો કે આ લોકોનો પોષાક બધે એક જ સરખો હોતો નથી પણ કંઇક અંશે સ્થાનિક પોષાકને મળતો આવતો હોય છે. ઝાલાવાડમાં ઝાલાવાડી ઢબ પ્રમાણે પહેરે છે. મોરબી બાજુ પનીયાં, ખમીસ, કોટ વગેરે પણ પહેરવામાં આવે છે. સામાન્ય રીતે આ લોકોની પાઘડી ત્યાંના રાજદરબારોને મળતી આવતી હોય છે. પહેલાંના વખતમાં પુરુષ વર્ગ કોયણાળા ચોરણા તથા છીડબંધ કેડિયું પહેરતાં હતા.

**ઘરેણાં :** સ્ત્રીઓ મુખ્યત્વે ચાંદીની કાબી, કડલાં, ચાંદીની હાંસડી, નાકમાં સોનાનો કાંટો, અને હાથમાં સફેદ દાંતની ચૂડલી પહેરે છે. તેમજ અન્ય નાના મોટાં ઘરેણાં પહેરે છે. આ ઘરેણાં સોના ચાંદીના જ હોય છે.

**ભાષા :** આ લોકો બોલી ગામઠી ઢબે બોલે છે તેમજ તેમાં ચારણિય બોલીની કેટલીક અસર જોવા મળે છે. જેમકે "કાઉં છે" એટલે શું છે. "કમણ જાતો છે" એટલે કયાં જાવ છો. "આદો" એટલે આવ્યો. છતાં જુદા જુદા વિભાગોમાં બોલીમાં થોડો થોડો ફેર જણાય છે પરન્તુ હાલાર વિભાગમાં તેઓ કચ્છી બોલી બોલે છે. તેઓ મૂળે કચ્છમાંથી આવ્યા છે તેમની સાથે સૌરાષ્ટ્રના બીજા વણકરોને રોટી વ્યવહાર છે પણ બેટી વ્યવહાર

* સૌરાષ્ટ્રની મરજીવા અને અલગારી કોમો. પાના નં ૧૩.

નથી. એટલે સૌરાષ્ટ્રમાં આ ત્રણે એટલે કે મારૂ (મારવાડી), કચ્છી અને સૌરાષ્ટ્રના વણકરો વચ્ચે રોટી વ્યવહાર છે પણ બેટી વ્યવહાર નથી. તેમજ એક બીજાના રીતરિવાજો એકબીજાથી કેટલેક અંશે જુદા છે. કચ્છી વણકરો ખાસ કરીને હાલારના અલીયાવાડા, જામનગર, જામખંભાળીયા, બેડી, સલાયા ટીંચડા વગેરે વિસ્તારમાં જોવા મળે છે.

કળા : વણકરનો ધંધો હોઇ વણાટની કળા તેઓમાં ખીલી હોય એ સ્વાભાવિક વસ્તુ છે. પહેલાં જ્યારે તેઓનો ધંધો બહુ જ ચાલતો હતો ત્યારે તેઓમાં વણાટની કળા વિશેષ ખીલેલી હતી પરન્તુ હવે તેઓનો ધંધો છેલ્લા કેટલાક વર્ષોથી તૂટી ગયો હોવાથી તેઓમાં પહેલા જેવી વણાટ કળા રહી નથી. પહેલાં તેઓ ઝીણાંમાં ઝીણું સૂતર પણ હાથશાળ ઉપર વણી શકતા. આ સિવાય અન્ય કોઇ કળા આ લોકોમાં ખીલેલી જોવા મળતી નથી.

આ બધા મેઘવાળ–વણકરોમાં રજપૂત શાખ જોવામાં આવે છે. સામાન્ય મેઘવાળ–વણકરમાં પરમાર, સોલંકી, ચૌહાણ, અઘેરા, ખંડવી, વણિયા, ભાજાડકા, મકવાણા, બોખા, જીતીઆ, ચાવડા, વરમોરા, સિંધવ, રાઠોડ, વગેરે પ્રકારની શાખ જોવા મળે છે. મારું (મારવાડી) વણકરોમાં પણ મુખ્યત્વે ગોહેલ, બઢીઆ, રાખડીયા, સોમેશ્વર, જેપાળ, રૂખડા, રાણુવા, સેજુ, ખાંજુ વગેરે જોવામાં આવે છે. આમ સૌરાષ્ટ્રની મેઘવાળ અથવા વણકર તેમજ મારુ (મારવાડી) વણકરોમાં એકંદરે એક બીજાથી જુદા પ્રકારની શાખ જોવા મળે છે.

સમાન્ય રીતે આ કોમોમાં નૃત્ય કળાઓ જોવામાં આવતી નથી પરન્તુ રાસ રાસડાંનું સ્થાન તેમના જીવનમાં ઘણું જ છે. વારતહેવારે તથા અન્ય શુભ પ્રસંગોમાં સ્ત્રીઓ રાશ લે છે. તથા સુંદર ગરબા ગાય છે. પુરુષો દાંડિયા રાસ રમે છે. ઘણું કરીને તો સ્ત્રી પુરુષો ટુકડીવાર સૌ સાથે રમે છે. તથા તાલબદ્ધ રીતે ગોળ કુંડાળામાં ફરે છે તેમાંથી એકાદ જણ ગવડાવે છે અને બીજા ઝીલે છે પરણેલી સ્ત્રીઓ ઘુમટો કાઢીને પણ તેમાં જોડાય છે. અને આનંદ માણે છે. કેટલાંક રાસ રાસડાં ઘણું કરીને તો

તેઓએ તૈયાર કરેલા લોક ગીતોના હોય છે. કેટલાંક તો પરાપૂર્વથી ગવાતા આવ્યા હોય છે. તેમાં લગ્ન પ્રસંગના ઇશ્વર ભક્તિના તથા ભક્તોના ઇશ્વર પ્રત્યેના પ્રેમના હાવભાવ દર્શાવનારા, તથા માતાના ગરબા અને ગરબીઓ હોય છે. આ રાસરાસડા ગાતી સમયે ઢોલ. નગારાં, દોકડ તથા શરણાઇઓ પણ વગાડવામાં આવે છે. આખું વાતાવરણ તેના અવાજ અને રાસથી ગાજી ઊઠે છે

જન્માષ્ટમીના તહેવાંરોને લગભગ એકાદ માસ બાકી હોય તે અગાઉથી ગાવાના શરૂ કરવામાં આવે છે. નવરાત્રીમાં ચામુંડ, કાલકા વગેરે માતાની ગરબીઓ તેમજ કાનગોપીઓના ગરબાઓ ગાવામાં આવે છે.

**ભજન:** ભજનો મનુષ્યના જીવન ઘડતરમાં તથા સંસ્કાર સિંચનમાં અગત્યનો ભાગ ભજવતાં આવ્યાં છે. તેમાંથી મનુષ્યને સારે માર્ગે ચાલવાની પ્રેરણા મળે છે. તેમાં ગુરુની કે ઉપદેશકની જરૂર રહેતી નથી. પરાપૂર્વથી ચાલ્યાં આવતાં આ ભજનો વારંવાર ગવાતા હોવાથી તે લોકોને મોઢે ચડી જાય છે. શરૂઆતમાં તેના મૂલ્યો સમજાતા નથી.. પરન્તુ જેમ જેમ તેમાં રસ જાગતો જાય છે તથા ઊંડા ઉતરવામાં આવે છે તેમ તેમ તેના મૂલ્યો સમજાવા લાગે છે. ભજનોમાં જીવનને ઘડનારા અનેક કિંમતી મૂલ્યો પડેલાં હોય છે. તેમાંથી આધ્યાત્મિક જ્ઞાન પણ મળે છે. તે જાણતા અજાણતા ભજનિકના જીવનને સારે માર્ગે વાળવા પ્રેરે છે તથા તેને જાગૃત રાખવા મથે છે. તે કેટલેક અંશે ગુરુની તેમજ શિક્ષણ સંસ્થાઓની ગરજ સારે છે આ કોમમાં કબીર, મીરાં, સુરદાસ, રોહીદાસ, વગેરેનાં ભજનો વિશેષ ગવાતાં આવ્યાં છે. આ સિવાય ભાણ સાહેબ, ત્રીકમ સાહેબ, ખાન સાહેબ, રવી સાહેબ, મોરાર સાહેબ, તથા દાસી જીવણના ભજનો પણ ગવાય છે. દાસી જીવણ અને ખાન સાહેબ તો એમની કોમના જ સંતો હતા. સામાન્ય રીતે દર શનીવારે, અજવાળી અગીયારસે, વારતહેવારે તેમજ "ઠાકરથાળી" અને પાટપૂજાઓ વખતે તેઓ સાથે મળી ભજનોની રમઝટ બોલાવે છે.

**શિક્ષણ :** શિક્ષણનું પ્રમાણ પહેલેથી જ ઓછું છે. જો કે અન્ય

બીજી હરિજન કોમો કરતાં પ્રમાણમાં થોડું વિશેષ છે. છાણાં વીંણવાં યા મજૂરીએ જાય ત્યારે મોટાં બાળકોને ઘર સંભાળવાનું તથા નાના બાળકોને સાચવવાનું કામ સોંપતા આવ્યા છે. આવા કારણોને લીધે તેમજ અજ્ઞાનતા અને અસ્પૃશ્યતાના કારણે તેઓ આજ સુધી પોતાના બાળકોને નિશાળે મૂકતા ન હતા. હવે તેઓ શિક્ષણનું મહત્ત્વ સમજતા હોઇ પોતાના બાળકોને નિશાળે ભણાવવા મોકલે છે.

**ઉત્સવો :** દરેક હિંદુ તહેવાર જેમ કે શિવરાત્રી, હોળી, જીવણી અગિયારસ, નાગપંચમી, ગણેશચતુર્થી, શીતળાસાતમ, જન્માષ્ટમી, દશેરા, બેસતું વર્ષ વગેરે બધા તહેવારો સારી રીતે ઉજવતા આવ્યા છે. સારાં વસ્ત્રો પહેરે છે, મિષ્ટાન્ન પકવે છે, કેટલાક તહેવારો દરમ્યાન ખૂબ રાસ-રાસડા રમે છે અને નૈવેદ્ય ધરે છે. તથા પાઠપૂજા વગેરે અનેક ધાર્મિક ક્રિયાઓ કરે છે.

જન્માષ્ટમી ઉપર બે દિવસ અગાઉ છઠ્ઠના દિવસે સૌને ત્યાં પોતાની શક્તિ અનુસાર પાંચ શેર, દશ શેર કે અધો મણ ઘઉં યા ચણાના લોટના થેપલા રાંધવામાં આવે છે. સાતમના દિવસે રસોઇ કરવામાં આવતી નથી, તેને ટાઢી સાતમ કહેવામાં આવે છે. છોકરાંઓને આ ટાઢા થેપલાં ખવડાવવામાં આવે છે. થેપલાં વધારે કર્યાં હોય તો તે છેક અમાસ સુધી ચાલે છે. જો કે તે દરમ્યાન બીજી રસોઇ પણ થોડી થોડી રાંધવામાં તો આવે જ છે. જન્માષ્ટમીના દિવસે સ્ત્રીઓ ઉપવાસ કરે છે. આ દિવસે સૌ નવાં વસ્ત્રો પહેરે છે. અને આજુબાજુના સ્થળોમાં જો મોટો મેળો ભરાતો હોય તો ત્યાં સૌ જાય છે. બાળકોને કંઇક ચીજવસ્તુ યા રમકડાં પોતાની શક્તિ મુજબ અપાવવામાં આવે છે. આ દિવસોમાં સ્ત્રીઓ તોડા, બેડી, છડા, કડલાં, કળંદીઆ પગપાના વગેરે ચાંદીના ઘરેણાંઓ પહેરે છે તથા ચુંદડી ઓઢે છે. નવા વસ્ત્રો ખરીદે છે જો શક્તિ ન હોય તો દેવું કરીને પણ તે ખરીદાવે છે. આ રીતે જન્માષ્ટમી ઉજવી આનંદ માણવામાં આવે છે.

મનુષ્ય પોતાની ભાવનાઓ વ્યક્ત કરવા તથા શ્રદ્ધા ટકાવી રાખવા જાણતાં અજાણતાં સ્થૂળ ક્રિયાકાંડનો આશરો લેતો આવ્યો છે. તેમ કરવામાં એક રીતે અંતરાય આવતાં તે બીજો માર્ગ શોધી કાઢે છે. હિંદુ ધર્મમાં જન્માષ્ટમીની રાત્રે મંદિરમાં હિંડોળાના દર્શન થાય છે. કૃષ્ણનો જન્મ થયો મનાય છે અને તેને હિંચકો નાખવામાં આવે છે. આ કોમમાં પણ રાત્રે તેમના મંદિરોમાં એજ વિધિ કરવામાં આવે છે. પરન્તુ તેમનું મંદિર ન હોય તો વાસના એકાદ ઝાડ નીચે સૌ ભેગા થાય છે. અને ત્યાં હિંડોળો બાંધી ઝૂલાવે છે. અને કૃષ્ણનો જન્મ થયો માની સૌ દર્શન કરે છે. કેટલાક આ દિવસે ઉપવાસ પણ કરે છે. આ રીતે જન્માષ્ટમીનો તહેવાર પૂરો થાય છે.

**જીરણી એકાદસી :** આ દિવસે (ભાદરવા વદ અગીયારસે) સવારે નવેક વાગ્યાના સુમારે ઢોલ નગારાં વગાડતાં, શંખ ફૂંકતા, શરણાઈઓ વગાડતાં તેમજ અબીલ ગુલાલ ઉડાડતા પોતાના વાસમાંથી કૃષ્ણ યા રામની મૂર્તિને એક પાટ યા પાલખીમાં સારી રીતે શણગારીને મૂકે છે. અને તેને ઊંચકીને નદીએ લઇ જવામાં આવે છે. મૂર્તિને ત્યાં નવડાવી ધામધૂમથી સૌ પાછા વળે છે.

**સામાજીક રીતરિવાજો અને ક્રિયાઓ :** માસિક ધર્મ દરમ્યાન સ્ત્રીઓને ખાસ નિયમો પાળવાના હોતા નથી. તેઓ રસોઇ કરે છે તથા ઘરનું બધું કામકાજ કરે છે. અને મજૂરીએ પણ જાય છે. પરન્તુ તેઓના ભુવાના ઘરની સ્ત્રીઓ ત્રણેક દિવસ પાળે છે. પ્રથમ સીમંત દરમ્યાન સાતમે માસે ખોળો ભરવામાં આવે. જો ખોળો ભરવાની અનુકૂળતા ન હોય તો પહેલી સુવાવડે ખોળો ભરવામાં આવતો નથી પણ બીજી યા ત્રીજી સુવાવડ વખતે અનુકૂળતાએ ખોળો ભરવામાં પણ આવે છે. પ્રથમ વખતે ન ભરાય તો અનુકૂળતાએ ગમે ત્યારે ભવિષ્યમાં કરવો જ પડે છે જો ખોળો ન ભરવામાં આવે તો છોકરાં છૈયાં વધુ જીવી ન શકે એવી માન્યતા રૂઢ થયલી હોય છે. ખોળો ન ભર્યો હોય તે સ્ત્રી બાળક અવસર પછી લગ્ન પ્રસંગે

પોંખી શકતી નથી અથવા પોંખવા દેવામાં આવતી નથી. આવી સ્ત્રીનો ખોળો સામાન્ય રીતે કન્યાના માબાપને ત્યાં ભરવામાં આવે છે. આ પ્રસંગે વર-પક્ષના એકાદ સ્નેહીને બોલાવવામાં આવે છે.

પણ પ્રથમ સુવાવડ વખતે જો ખોળો ભરવામાં આવે તો તે વરપક્ષને ત્યાં જ ભરવામાં આવે છે.

ગર્ભવતી સ્ત્રીને કોઇ ખાસ નિયમો પાળવાના હોતા નથી; પણ પાછળના માસ દરમ્યાન ભારે કામકાજ કરાવવામાં આવતું નથી. પ્રથમ સુવા-વડ પિયરમાં કરવામાં આવે છે. સુવાવડ પ્રસંગે સુયાણીને બોલાવવામાં આવે છે તે ઘણું કરીને તેમની જ કોમની હોય છે. ઘરની પીઢ સ્ત્રીઓ પણ સુવાવડ પ્રસંગે હાજર રહે છે. બાઇને મુસીબત પડતી હોય અને શસ્ત્રક્રિયાની અનિવાર્યતા જણાય તો ડોકટરનો સહારો લેવામાં આવે છે.

સ્ત્રીના સાસરિયા જો તે જ ગામમાં રહેતાં હોય તો બાળકના જન્મ પછી તુરત જ જાણ કરવામાં આવે છે. આ પછી તેના ઘરની એકાદ વ્યક્તિ માતાના સ્થાનકે થોડી સૂંઠ મૂકી આવે છે. ત્યાર બાદ જ બાળકને જન્મ આપનાર સ્ત્રી પોતાના મોઢામાં સુંઠ રાખે છે. જો સાસરું પરગામ હોય તો બાળકના જન્મ પછી કન્યાપક્ષના ઘરની એકાદ વ્યક્તિ કોઇ સ્નેહીજન યા આડોશીપાડોશીને ઘરે થોડી સૂંઠ મૂકી આવે છે. અને પછી જ બાઇને મોઢામાં સૂંઠ આપવામાં આવે છે. આ દિવસે ઘરમાં લાપસી રાંધવામાં આવે છે.

પુત્રી જન્મ કરતાં પુત્ર જન્મથી વધુ હર્ષ માનવામાં આવે છે તથા સાકર વેચવામાં આવે છે. પુત્ર જન્મે તો સુયાણીને પાંચ રૂપીઆ અને પુત્રી જન્મે તો સવા યા દોઢ રૂપીયો મહેનતાણામાં આપવામાં આવે છે.

પુત્રની પાંચમે દિવસે અને પુત્રીની છઠ્ઠે દિવસે છઠ્ઠી ઉજવવામાં આવે છે. આ દિવસે સૌ સ્ત્રીઓ પોતપોતાને ત્યાંથી સુપડામાં થોડી થોડી જાર યા ઘઉં લાવી બાળકનો જે ઓરડામાં જન્મ થયો હોય ત્યાં લાવી એક

ઢગલો કરે છે. તેને "આપરાંદલનો" ઢગલો કહેવામાં આવે છે. આ ઢગલા ઉપર ઘીનો દીવો, શ્રીફળ વગેરે મૂકવામાં આવે છે તથા ધૂપ કરવામાં આવે છે. બાળકની માતાના જમણે પગે તેમજ છોકરાના હાથે નાડાછડી બાંધવામાં આવે છે. તથા ચાંદલો કરવામાં આવે છે.

બાળકને સગાસ્નેહીઓ તરફથી કપડું યા ઝભલું ભેટ આપવામાં આવે છે. સ્ત્રીઓ લગભગ બે એક મીનીટ એક સાથે થાળી વગાડે છે. આ છઠ્ઠીની બધી ક્રિયા લગભગ દોઢ બે કલાક ચાલે છે. સૌને વિદાય આપતાં પહેલાં ઘઉંની (ગળી) ઘૂઘરી પ્રસાદ રૂપે વહેંચવામાં આવે છે.

પ્રથમ પુત્ર જન્મ વખતે ફઇ પાસેથી ફૂયારું લેવામાં આવે છે. તેમાં ફઇએ બાળકને ઝભલું, રૂમાલ તથા ગળામાં પહેરવાનો ચાંદીનો વેલો (વાળો) આપવો પડે છે. સારી સ્થિતિવાળી ફઇ હોય તો બાળકને પગમાં પહેરવાનું એકાદ ઘરેણું પણ આપે છે આ બદલ બાળકના પિતા તેને હાથમાં પચ્ચીસેક રોકડા રૂપીયા તથા આવવા જવાનું જે કાંઇ ભાડું થયું હોય તે આપે છે. બલકે જે કાંઇ ખર્ચ કર્યો હોય તેથી કાંઇક વધુ આપવામાં આવે છે.

અનુકૂળતાએ તિથિ નક્કી કરી હરિજન બ્રાહ્મણ બોલાવી જમાડવામાં આવે છે. તેની પાસે બાળકની રાશિ જોવડાવી નામ પાડવામાં આવે છે. કેટલાક દેવદેવીઓના સ્થાનકે જઇ નામ પાડે છે. રાશિ બતાવવા બદલ ગોરને બીજો સવા રૂપીઓ આપવામાં આવે છે.

છઠ્ઠી પછી જો સ્ત્રીની તબીયત સારી હોય તો તે તુર્તજ કામકાજે વળગે છે. નહીં તો દસ બાર દિવસ બાદ કામે વળગે છે. સવા માસ પછી જળપૂજન કર્યા બાદ પાણી વગેરે ભરાવવામાં આવે છે. આ વિધિમાં સુવાવડી બાઇ નદીમાં પૈસો તથા સોપારી નાખી આવે છે અને ત્યાર પછી જ પાણી માટે બેડું ઉપાડે છે.

અનુકૂળતાએ બાળમવાળા ઉતરાવવામાં આવે છે. આ ક્રિયા બધે થાય છે તે મુજબ કરવામાં આવે છે.

**બાળલગ્ન :** પહેલાં બાળલગ્નોનું પ્રમાણ વિશેષ હતું પરન્તુ હાલમાં નથી. જો કે બાળલગ્નમાં ઘોડિયાલગ્ન થતાં ન હતાં પણ દસ વર્ષની ઉંમર પછી લગ્ન થતાં. છોકરાછોકરીની ઉંમરમાં ત્રણ ચાર વર્ષનો ફેર રાખી આ ઉંમરે સગપણો કરવામાં આવે છે.

**ઘરઘરણું :** વિધવા બાઇને ફરજિયાત વૈધવ્ય પાળવાનું હોતું નથી. પ્રથમવારની જેમ રીતસર લગ્ન ગોઠવવામાં આવતા નથી કે તેની જેમ ધામધૂમ કરવામાં આવતી નથી. ઘરઘરણું રવીવારે કે મંગળવારે જ કરવામાં આવે છે. પહેલેથી બન્ને પક્ષ વચ્ચે વાતચીત થયા પછી વરપક્ષના વર સિવાયના બે ચાર માણસો કન્યાને ત્યાં એકાદ બે દિવસ અગાઉ જાય છે. ત્યાં રહે છે તથા જમે છે. સાથે બેસી નાતપંચની હાજરીમાં નાણાંકીય લેવડ દેવડ પતાવે છે. અને રવીવાર કે મંગળવારે સૂર્યાસ્ત પછી રાત્રે આ બાઇને વરપક્ષના માણસો સાથે વિદાય આપવામાં આવે છે. તેને ઘરઘરણું કહેવામાં આવે છે. આ ઘરઘરણાંમાં રૂપીયા પાંચસોથી બે હજાર સુધીની રકમ કન્યાપક્ષને આપવી પડે છે. તેમાં સો સવાસોનાં કપડાં અપાય છે. તેમાં મુખ્યત્વે ચુંદડી, ઘરચોળું, ઘાઘરો વગેરે હોય છે. તેમજ સો બસોના ઘરેણાં પણ હોય છે.

વિધવાબાઇનાં આગલાં ઘરના સંતાનો ઉપર તેના મૂળ વાલી વારસોનો હક ગણાય છે અને તેઓ જ તેને પાળે પોષે છે. જો તે સંતાનો નાના હોય તો અંદરો અંદર સમજુતી કરી શરત પ્રમાણે અમુક મુદત સુધી તેની માતા પાસે રાખવામાં આવે છે.

દેર કુંવારો યા વિધૂર હોય તો તેની સાથે દેરવટુ કરવાની છૂટ છે. પણ તે ફરજિયાત નથી. બાકી સામાન્ય રીતે વિધવાનું ઘરઘરણું વિધૂર સાથે જ કરવામાં આવે છે. અને તે પણ તેના માબાપ દ્વારા કરવામાં આવે છે.

જો પતિપત્નીને અણબનાવ થાય યા બીજા કોઇ કારણસર છૂટાછેડા કરવાની જરૂર પડે તો બન્ને પક્ષના પંચ ભેગા થઇ તેનો નિકાલ કરે

છે. તેમાં જો કન્યાપક્ષનો જ વાંક જણાય તો પંચ તોડ કાઢતી સમયે ઓછાં નાણાં અપાવે છે. નહીં તો પંચ વચ્ચે રહી પૂરેપૂરી રકમ અપાવે છે. અને કાંઇપણ કારણ વગર જ જો કન્યા ના પાડતી હોય તો વરપક્ષને વધુ નાણાં અપાવવામાં આવે છે અને જો વરપક્ષ જ તોડવા મથતો હોય તો તેને બહુ જ ઓછા નાણાં અપાવવામાં આવે છે. આ જાતની લેવડદેવડની બાબતમાં રીતસરના કાગળો થાય છે. અને છૂટાછેડા જાહેર કરવામાં આવે છે. આમ છૂટાછેડા જાહેર ન થાય તે પહેલાં કોઈ લગ્ન સંબંધ બાંધવા તૈયાર થતું નથી.

**સવેલું :** જો કન્યા સાસરે જતી ન હોય યા તેને તેડતા ન હોય તેમજ નાત પંચ રૂબરૂ નિકાલ ન થયો હોય તે દરમ્યાન આવી કન્યાને કોઇ સાથે સંબંધ બંધાય યા બીજો કોઇ ઉપાડી જાય તેને સવેલું કહેવામાં આવે છે. આવા પ્રસંગોમાંથી ભારે ઝઘડા ઊભા થવા પામે છે. જ્યાં સુધી આવા ઝઘડાનો નિકાલ ન થાય અથવા અંદરો અંદર પૈસાની લેવડ દેવડનો નિકાલ કરી સમાધાન ન થાય ત્યાં સુધી સવેલું કરનારના પક્ષના માણસો કન્યાના અથવા તો તેના આગલા પતિના ગામમાં જઇ પણ શકતા નથી. અને જાય તો ભારે ઝઘડો થાય યા કોઇ અઘટીત બનાવ બનવા પામે.

પહેલાં રાજાશાહીના વખતમાં દરબારને સવેલું લઇ જવા અંગે જો ફરિયાદ કરવામાં આવતી તો કન્યા લઇ જનારના ગામના ગમે તેને પકડીને બેસાડી રાખતાં અને જ્યારે નિકાલ કરવામાં આવે ત્યારે તેને છોડતા.

**સગાઇ :** વરકન્યાની પસંદગી મુખ્યત્વે માબાપો અને વડીલો જ કરતા આવ્યા છે. અત્યાર સુધી આ બાબતોમાં વરકન્યાને જરાય છૂટ આપવામાં આવતી ન હતી. પરન્તુ હવે તેમના અભિપ્રાયોને લક્ષમાં રાખવામાં આવે છે. સગપણ કરતી સમયે ઘર, આબરૂ, કુળ, ઉંમર, રૂપ, રંગ વગેરે વસ્તુઓને લક્ષમાં રાખવામાં આવે છે. પહેલાં શિક્ષણને જરાય મહત્ત્વ અપાતું ન હતું હાલમાં તેનો પણ ખ્યાલ કરવા લાગ્યા છે. કન્યાની ઉંમર હંમેશા વરથી બેચાર વર્ષ નાની જ જોવામાં આવે છે. એક જ કુળ કે શાખમાં

સંબંધ જોડવામાં આવતો નથી. પણ ફઇ મામાના દીકરાદીકરીઓ સાથે વરીપરણી શકે છે. પણ કાકાના યા માસીના દીકરાદીકરીઓ વચ્ચે સંબંધ જોડાતો નથી.

જમાઇ પોતાના સસરાને "મામા" કહી સંબોધે છે અને સાસુને "મામી" તરીકે સંબોધે છે. વહુ સાસુને 'ફઇ' કહે છે અને સસરાને 'ફુવા' કહે છે.

પ્રથમ બન્ને પક્ષ વચ્ચે વાતચીત ચાલ્યા બાદ નક્કી થયેલ દિવસે વરપક્ષને ત્યાંથી પાંચ–દસ માણસ કન્યાપક્ષવાળાને ત્યાં ચુંદડી વગેરે લઇને જાય છે. સવારે સૌ નાતિલા તથા સગાસ્નેહીઓ ભેગા મળે છે. હરિજન બ્રાહ્મણોને (ગરોડાને) બોલાવવામાં આવે છે. એક કાંસાની થાળીમાં થોડા ચોખાના દાણાં મૂકવામાં આવે છે. તેમાં માટીની ગણેશની મૂર્તિ તથા ઘીનો દીવો મૂકવામાં આવે છે. વરપક્ષ તરફથી ચાંદીના બે રૂપીઆ હાજર રહેલા દરેકના હાથમાં વારાફરતી ફેરવતા ફેરવતા છેવટે ગોરમહારાજના હાથમાં આપવામાં આવે છે. ગોરમહારાજ તે રૂપીઆને ગણેશની થાળીમાં મૂકે છે. દરેકને કંકુના ચાંદલા કરવામાં આવે છે. સ્ત્રીઓ ગીતો ગાય છે. આ વખતે જ સૌની રૂબરૂમાં લગભગ ૫૦૦ થી ૭૦૦ રૂા. સુધીની 'દેજની' રકમ નકકી કરવામાં આવે છે. તથા સમુરતુ અને દાગીના વગેરે કેટલા ચઢાવવા તે પણ નક્કી કરવામાં આવે છે. ત્યાર પછી જ વરપક્ષ તરફથી કન્યાને 'ચુંદડી' ઓઢાડવામાં આવે છે. અને કન્યાપક્ષ તરફથી વરના બાપને તથા તેના એકાદ સગાને કન્યાપક્ષ તરફથી પાઘડી બાંધવામાં આવે છે. તેને "ઓઢામણું" કહેવામાં આવે છે. જમણમાં તેઓને ચોખા અને ઘી ખવડાવવામાં આવે છે. એ ખર્ચ બદલ વરપક્ષ તરફથી કન્યાપક્ષને પચીસપચાસ રૂપીઆ આપવામાં આવે છે.

સગાઇ પ્રસંગે કન્યાપક્ષ તરફથી વરને એક સફેદ કપડામાં સોપારી બાંધીને આપવામાં આવે છે. વરરાજા તેને પોતાની પેટીમાં રાખે છે. તેને લગનની સોપારી કહેવામાં આવે છે. આ દિવસે સગાઇની ખુશા-

લીમાં સૌને ગોળધાણા વહેંચવામાં આવે છે. આ રીતે સગાઇની વિધિ પુરી થાય છે.

**લગ્ન** : લગ્ન એકી સંખ્યાના રાખવામાં આવે છે કન્યા અને વરપક્ષના વાનામાં ફેર હોતો નથી. લગ્ન પહેલાં લગ્નની કંકોત્રી લખવામાં આવે છે. દીકરીના માબાપ વરપક્ષને ત્યાં આવી વાસના પંચ મળી લગ્નની તિથિ નક્કી કરે છે. ઘરેણામાં શું આપવું ? જાન માટે જમણવારના ભોજનમાં શું શું કરવું ? તે વિશે તે જ વખતે નક્કી થાય છે. વરપક્ષ તરફથી કન્યાના માબાપને 'હટાણા' પેટે અમુક રકમ આપવામાં આવે છે. આ ક્રિયામાં મહત્ત્વનું સ્થાન વરકન્યાના મામાઓનુ હોય છે. એમને હાથે જ લગ્નસોપારી બાંધવામાં આવે છે.

ત્યાર બાર બન્ને પક્ષે લગ્નના ગીતો ગવાય છે. જે લગ્નના વારતિથિ નક્કી કરવામાં આવ્યા હોય તે અગાઉ ત્રણ દિવસ, પાંચ દિવસ કે સાત દિવસ એમ અગાઉથી વરકન્યા બન્નેને ત્યાં એક જ દિવસે ગણેશ બેસાડવામાં આવે છે. આ પ્રસંગે બન્ને પક્ષને ત્યાં બૈરાંઓ અને લગ્ન થનારના આડોશી-પાડોશી તથા સગાસ્નેહીઓ એકઠાં થાય છે. ચાપાણી અને ઘઉંના મુઠિયાનાં લાડુ બનાવી, તેમાં ઘી-ગોળ મેળવી બધાને જમાડવામાં આવે છે. વાસમા તેના સગાંને ઘેર તેમજ પાડોશીને ઘેર પાંચ પાંચ લાડવાની પ્રસાદી મોકલે છે.

બીજા પક્ષને ત્યાં એક જ દિવસે ગણેશ બેસાડવામાં આવે છે અને કેટલાક ભાગમાં આગળપાછળ પણ બેસાડે છે. વર કે કન્યાને ગણેશ બેસાડવાની પહેલાં નવડાવે છે. ભંગી ભાઇઓ ઢોલ, શરણાઈ વગાડે છે અને બૈરાંઓ ગીત ગાય છે તે ગીત નીચે મુજબ છે.

**ગીત** : (૧) ના'જે તું ના'જે લાડડા રે તારું લગ્ન આવ્યું ઢુંકડું,
ગંગામાં નાજે સુખડું રે તારું લગ્ન આવ્યું ઢુંકડું.

સીમડીયે કેમ જાશો વરરાજા
સીમડીયે ગોવાળીયા રોકશે.

ગોવાળીયાને જાજા માન ટેક.
વાડીએ કેમ જાશો વરરાજા
વાડીયે ચોવટીયા રોકશે.
ચોવટીયાને જાજા દેશુ માન
ઝાંપલે કેમ જાશો વરરાજા.
ઝાંપલે ઢોલીડા રોકશે.
ઢોલીડાને જાજા દેશું માન
માંડવે કેમ જાશો વરરાજા
માંડવે માંડવીયા રોકશે
માંડવીયાને જાજા દેશું માન.

(૧)

ફટાણાંનું એક ગીત નીચે મુજબ છે.

રાજા રામની તો વાવડીમાં માછલી રમે
જેવી માછલીનું રૂપ એવું 'કમાનું' રૂપ
જેવી માછલી ગંધાય એવો 'કમો' ગંધાય
(બીજા અન્ય નામો ઉમેરતા જાય છે.)

(૨)

આવી દરિયાની વેળ જોબન માળિડા
કમો તણાતો જાય જોબન માળિડા
એને તાણીને બારો કાઢ જોબન માળિડા
એને તાણી તો તૂટી જાય જોબન માળિડા
એને મેલી તો મૂળ સોતો જાય જોબન માળિડા
આવી આવી દરીયાની વેળ જોબન માળિડા
વારો વારો લાલાભાઇ ભેટ જોબન માળિડા
એને તાણીને બારો કાઢો રે જોબન માળિડા

વર અને કન્યાને નવાં વસ્ત્રો પહેરાવવામાં આવે છે. ઘરનાં અંદરનાં ઓરડાની ભીંતે અડીને ભોંય તળીયે ગોદડું પાથરે છે. (પરણી ઉતરે ત્યાર પછી જ આ પથારીઓ ઉપાડવામાં આવે છે. ત્યાં સુધી વર કે કન્યાને માટે સુવા બેસવાનું આ એકજ બીછાનું હોય છે).

ગણેશની મૂર્તિને કાંસાની થાળીમાં બિરાજમાન કરી તે સાથે તેમાં સોપારી ચોખા ઘીનો દીવો આ બધુ મૂકાય છે, હળદરના પાણી વડે બ્રાહ્મણ કડછી કે ડોયલા વડે ગણેશના ગોખલા નીચેની ભીંતે રેગાડાં કરે છે. (જેને "વહેવારીયા" કહેવામાં આવે છે).

પથારીની પાસે જુવાર ચોખા કે ઘઉંનો મુંડો (ઢગલો) કરવામાં આવે છે. તે ઉપર ગણેશની મૂર્તિ બેસાડવામાં આવે છે.

મુડાની બાજુમાંજ કળશની સ્થાપના થાય છે. પાણી ભરેલા તાંબાના મોટા લોટામાં ચાંદીનું નાણું અથવા નાનું ઘરેણું, સોપારી રાખે છે અને તેની ઉપર શ્રીફળ મૂકવામાં આવે છે, વળી આ કળશને મોતી ભરેલી ઇંઢોણી ઉપર મૂકવામાં આવે છે, અને બ્રાહ્મણ મંત્રોચ્ચારની વિધિ કરે છે.

ઘઉંના મૂઠીયાના લાડુ ગણેશને નૈવેદ્યમાં ધરાવાય છે.

વર કે કન્યાને શરીરે પીઠી ચોળવામાં આવે છે. (હળદરને સારી રીતે વાટી સારી સ્થિતિ હોય તો કેસર પણ તેમાં ભેળવાય છે તેનું પાણી કરીને શરીરે ચોળે છે) પીઠી ચોળનાર મોટે ભાગે ભાભીજ હોય છે, આ પીઠી દરરોજ બે ચાર વખત ચોળવામાં આવે છે.

વર કે કન્યાને સગાંવહાલાઓ, તથા પાડોશીઓ વગેરે પોતાને ત્યાં જમવા નોતરે છે, આ જમવાનો કોઈ નિયમ હોતો નથી એ બહાને પોતાને ઘેર બોલાવી ચાંદલાની રકમ આપે છે. એને 'પડ' કહેવામાં આવે છે.

આ જમવાની રીતને 'વાનેલો' કહેવામાં આવે છે. વાનેલો ખાવા

જતાં વર કે કન્યાને ગીતો ગાતાં ગાતાં લઇ જાય છે અને એજ રીતે ઘર સુધી પાછાં વળાવવામાં આવે છે.

આ 'પહ' આપવાની રીતો ઘણે ઠેકાણે જુદી પણ હોય છે. હસ્ત મેળાપ થવાનો હોય તેના એક દિવસ અગાઉ વર કે કન્યાને કન્યાનું લત્તામાં ફુલેકું કાઢવામાં આવે છે. આ ફુલેકું ઘેર ઘેર ઉભું રહેતું આવે છે. ત્યાં તેના દુઃખણાં લઈ હાથમાં ચાંદલો (પહ) આપે છે.

**માંડવો :** જે દિવસે ગણેશ બેસાડવામાં આવે છે. એજ દિવસે શુભ ચોઘડીયે માંડવો (મંડપ) રોપાય છે. અને તે શકિત અનુસાર શણગારવામાં આવે છે.

ગામડામાં તો ચાર વાંસ એક ચંદરવો અને માથે કડબનાં પૂળા નાખી બાંધવામાં આવે છે. ઉત્તર તરફની થાંભલીએ માણેકસ્થંભ રોપવામાં આવે છે. [આ માણેકસ્થંભ એકાદ ફૂંટ લાકડાના ટુકડામાંથી સુથાર બનાવી આપે છે.]

શહેરોમાં પણ આજ રીતે માંડવો રોપાંતો પરંતુ હવે તો લગ્ન મંડપોની દુકાનેથી ભાડે લાવી માંડવો રોપાય છે. ગમે તેટલો કીંમતી માંડવો હોય પરંતુ એના ઉપર કડબનાં પુળા તો નાખવાં જ જોઇએ. આ રીતની પાછળ પણ પુરાતન સંસ્કૃતિની છાંટ છે.

વળી આ માંડવાને તોરણ પણ પીપરનાં પાનનું બંધાય છે.

**જાન લઈ જવાની તૈયારીયો :** (વરપક્ષ) જાન જવાની હોય તે દીવસની આગલી રાત્રે બહાર ગામ રહેતાં સગાંઓએ આવીજ જવું જોઇએ. તેમજ અન્ય સગાંસંબંધીઓ તથા પંચ પાડોશીઓ વગેરે બધાને બોલાવવામાં આવે છે. વહેવારનો વિધિ કરવામાં આવે છે આ પ્રસંગે બ્રાહ્મણ અને બારોટ પણ હાજર હોય છે

આપેલ વહેવાર કરતાં લગભગ સવાયું તો આપવું જ જોઇએ. આ

વિધિ પત્યા બાદ જાન રવાના થાય તે અગાઉ બે ત્રણ કલાક પહેલાં સૌ ઘરધણીને ત્યાં હાજર થઇ જાય છે.

સાથે લઇ જવાની રોકડ રકમ નજીકના અંગત સગાઓને સાંચવવા આપવામાં આવે છે. સામાન્ય રીતે જાન લગ્નના આગલા દિવસે સાંજના સાત–આઠ વાગ્યા પહેલાં કન્યાપક્ષને ત્યાં પહોંચી જાય છે.

**કન્યાપક્ષની તૈયારી :** કન્યાપક્ષને ત્યાં તો લગ્ન વધાવે તે દિવસથી જ તૈયારીઓ ચાલતી હોય છે, ઘઉં દળાવવા, ગોળ લાવવો, ઘી એકઠું કરવું, પાગરણ લાવવું, (શહેરમાં તો ભાડે પણ મળી રહે છે ગામડામાં સગાંવહાલાંને ત્યાંથી એકઠું કરવું પડે છે) તથા દાળ, ચોખા સાફસૂફ કરાવવા વગેરેની તૈયાર થાય છે તથા ઘરને ચિત્રામણો, ચાકળા, ચંદરવાથી શણગારવામાં આવે છે. આમ અનેકવિધ તૈયારીઓ કરવામાં આવે છે. આથી કરીને જાન આવવાને આગલે દીવસે મહાજગન માંડયા હોય એમ જ્યાં જુવો ત્યાં જણાય છે.

આંગણામાં ચૂલ ગાળી હોય છે. ઘીમાં પચપચતાં પકવાન અને વઘારેલાં ચણાં વડેરાયો (મુરબ્બીઓ) ચાખતાં જતાં હોય છે અને હૂકમ હલાવતાં હોય છે "આમાં ઓછું ઘી, જાજો ગોળ કડતાઇ ગીયો ફેર ફેરવ" અને આમ રાંધતા રાંધતા જ ભાતભાતની રસોઇ તો આગેવાન પક્ષ આરોગી જાય છે. ખાતા હોય પણ પાછાં ખરચાંતાય હોય છે. જાનના એ ચાલીલપચાસ માણસોને ગામડામાં વસતાં એ પાંચ ઘરોમાં પાંચ પાંચ દશ–દશની સંખ્યામાં વહેંચીને પોતાને ત્યાં જમાડવામાં આવે છે.

**વરપક્ષને ત્યાંથી જાન લઈ જવાની તૈયારી :** આગલી રાતે રાસ-રાસડા તથા ભજનની રમઝટ બોલાવે છે તેમજ યુવાનવર્ગ સફેદ અને રંગબેરંગી લુગડે ઘેઘૂર ઘૂમતો હોય છે. પણ વરના બાપને ચેન નથી હોતુ. મામાને મનાવે તો કાકા રીસાય અને કાકાને મનાવે તો ફૂવો ફૂંગળાય

અને આમ તો કેટલાય રીસામણા અને મનામણા થાય. રીસામણા મનામણા પછી આખરે બધા આવે તો છે.

વરરાજાને ઉરેબ ચોરણી, અચકન કોટ, માથે સાફો હાથમાં તલવાર, કેડે ભેટ વગેરેથી સજાવેલ હોય છે.

ભેટમાં નાળિયેર (આ ભેટનું કપડું અને નાળિયેર પાછળ એવું માનવામાં આવે છે કે એક વખત એવો હતો કે ક્યારે અને કઈ પળે ધીંગાણું થાય તેની ખબર ન રહેતી. ધીંગાણું થાય ત્યારે આ વરરાજાની પહેલી ફરજ એ હતી કે એણે સૌ પહેલાં તલવાર તાણવી. તેમ કરતાં યુદ્ધમાં જો તે ખપી જાય તો વરરાજા માટેનું એ નાળિયેર ખાપણ સમાન ગણાય).

ઘરેણાં તો ઘણુંખરું માંગીને જ પહેરાવાય છે. ડોકમાં હેમનો હાર, ટુંપિયો, રામનામી, પગમાં તોડા, પાંચધારી બેડી, હાથમાં ચાંદી કે સોનાની પોંચી, આંગળીએ વીંટીઓ, વેઢ, (ગામડામાં) ઉફળ અંગરખું (વરવાઘો) માથે મોરબી ઘાટની અથવા ગોંડળઘાટની પાઘડી, પગમાં ઓખાઈ જોડા પહેરે છે.

પરણવા જનાર વરરાજાને આશીર્વાદ રૂપે પોંખવામાં આવે છે ખભે ચુંદડી રાખી મા, ભાભી, તેમજ બહેન વગેરે પોંખે છે, (સૌભાગ્યવતી સ્ત્રી જ પોંખે છે). પોંખણાની સામગ્રીમાં કાંસાની થાળીમાં, ઘીનો દીવો, પાણીનો કળશ અને રાખમાં પાણી ભેળવી બનાવેલા મુઠિયા લાડુ હોય છે, તેમજ રાખના લાડુ વરરાજાના માથેથી ઓવારી ચારે દિશામાં ફેંકવામાં આવે છે. એક લાડુ વરરાજાના પગની પાસે મૂકે છે. પછી વિદાયનું ગીત ગાય છે.

પછી વાસમાં કે લતામાં, મંદિર કે માતાજીનો મઢ હોય ત્યાં પગે લાગી ગામ બહાર નીકળે છે ગામને પાદર કે લત્તાને છેડે ખીજડી જુવારવાની ક્રિયા થાય છે. આ રિવાજ પાછળ શું કારણ હશે તે તો કોણ જાણે પણ બહુજ સાદા નૈવેદ હોય છે તેમાં ખીચડી ને શ્રીફળ ધરે છે જાન રવાના થતા સમયે ઢોલ નગારા શરણાઈઓ વગેરે વગાડવામાં આવે છે. બારોટો

વખાણથી વરપક્ષના કુળને (અટકને) બિરદાવતા જતાં હોય છે અને પછી જાન રેલવે યા પગ રસ્તે વિદાય લે છે.

**કન્યાપક્ષ :** જાન આવ્યાની જાણ થાય છે. ગામનાં સીમાડેથી ગીતના ગુંજન શરૂ થાય છે પછી તો વાડીયું આવે, સરોવર આવે, પાદર આવે અને ગામને ઝાંપે પહોંચ્યાની વાવડ પહોંચતાની સાથે તો કોઈ મોટા મહા-રાજાની તહેનાતમાં કરવામાં આવે તેમ વરરાજા જાન અને જાનૈયાની સરભરા થાય છે. ખુંગણુ બિછાના પાણીના માટલા, રૂપેરી હોકા અને ચા માટે દોડમદોડ થઇ રહે છે. અરસપરસ સગાઓ રામ રામ કરે છે, જાનડીયુને તો જાણે કેમ ઓથાર આવ્યો હોય એમ ગાવામાં ગાંડીયુંતુર હોય છે અને જુવાનીયા તો ગળે રૂમાલ કે ઉઘાડા ઓઢીયા ઓળતાં પાન સીગા-રેટની હાટે પહોંચ્યા જ હોયછે. આ રીતે ગામને ઝાંપે નાનકડું પ્રદર્શન ગોઠવાઇ જાય પછી આ જાન વાણીયાની હોય કે બ્રાહ્મણની હોય, રજપૂતની હોય કે વણકરની હોય કે વાઘરીની હોય, પણ આખું ગામ જોવા મળે છે. વરને જોવા તો આભડછેટને પણ નેવે મૂકે પછી તો રાત પડે જાનને માંડવે લઇ જવાની તૈયારીઓ થાય છે.

લગ્નમંડપ નીચે ચારે ખૂણે ચીતરેલાં માટલાંની ચોરી બાંધવામાં આવે છે અને વરકન્યા માટે (ઘંટીએ બેસે તેવી) નાની ખાટલીઓ હોય છે. તેની ઉપર ઘંટડીઓ ઠીકઠાક કરીને મૂકેલી હોય છે. પછી વરપક્ષને કહેવડાવે છે કે 'વરને મોકલાવો' ત્યારે વર માંડવે આવે છે. બ્રાહ્મણ નાગપાશ ચીતરે છે. પાંચ માટલીઓ હોય છે અને તેને નવા દોરા (કોરા ત્રાગડા)થી વીંટેલી હોય છે. વચમાં નાગપાશ અને તેની ઉપર હવન કરવામાં આવે છે. આ સમયે બ્રાહ્મણ મંત્રોચ્ચાર કરે છે.

આ વખતે ગીત પણ ઘણા સરસ ગાવામાં આવે છે. આ પ્રસંગે વરકન્યાને ઊઠવાબેસવાની થોડી છૂટ હોય છે. જો કે હવન થાય ત્યાં સુધી તો રહેવું જ પડે છે. પછી નાગપાશ માટલીને ચાર આંટા ફેરવે છે અને

ચાર આંટા ફર્યા પછી તુરતજ કંસાર ખવડાવે છે. તે વખતે વરકન્યાને માથે ચોફાળ ઓઢાડે છે અને ઘરમાંથી કંસાર મંગાવે છે. આમાં વર, વહુ અને ત્રીજો બ્રાહ્મણ હોય છે. એકબીજાના મોઢામાં વરવહુ કંસારના કોળીઆ આપે છે.

આ વખતે ઘણે ઠેકાણે મશ્કરીઓ પણ વરવહુ કરે છે. આ પતી ગયા પછી તૂર્તજ ઉભા થાય છે. છેડાછેડી બાંધેલી વરની ઉપરણી વહુ લઇ જાય છે. આમ લગ્ન પતાવે છે. અને વરરાજાને વાસામાં જાનના ઉતારે લઇ જાય છે.

આ વખતે કન્યાપક્ષના અને વરપક્ષના વડીલો પૈસા વગેરેની લેતી દેતી કરતા હોય છે. વરપક્ષને દહેજ ઉપર કાકાના, મામાના, ફૂવાના વગેરે 'દાખલાઓ' આપવા પડે છે. તેમાં તેને સારા પૈસા આપવા પડે છે. આ દેજ અને દાખલાઓ પતે છે. ત્યારે કન્યાપક્ષ કન્યાને ઘરેણાં અંગે જે ઠરાવ થયો હોય તે મુજબ આપે છે. સાધારણ રીતે ચાંદીની પગની બેડીયું, છડા (સાંકળા) સોનામાં કાંપ અથવા પોખાનીયું અને ડોકમાં દાણીયું કાં બીજું એવું જીણું મોટા ઘરેણું અપાય છે. વરને કન્યાપક્ષ તરફથી એક તોલાથી ચાર આની ભારની કે વધુ વજનના સોનાની વીંટી અપાય છે. અને કાકા, મામા, વિગેરે કન્યાપક્ષના સંબંધીઓ ઠામ વાસણ વગેરે કન્યાને કન્યાદાનમાં આપે છે. ત્યારબાદ બધાં વિખરાય છે. અને પછી બપોરનાં જમવા બેસે છે, જમવામાં સાદો ખોરાક અપાય છે. તથા દાળ રોટલા અને અપાય છે. આ રીતે બપોરના જમણ પછી તૂરત જ જાન ઉઘલાવવાની વાતો ચાલતી થાય છે. લગભગ ત્રણ ચાર કે પાંચ વાગ્યે જાન ઉઘલે છે. આ વખતે કન્યાને બધાં તેમના સગાસંબધીના બૈરાંઓ મળીને સમજણ આપતાં હોય છે. તેને સેંથો પૂરે છે અને સારાં દર દાગીનાં કપડાં વગેરે પહેરાવે છે. તથા વરપક્ષ તરફથી ચુંદડી ને ચણીયો આપવામાં આવ્યો હોય છે. તે પહેરાવે છે. અને એક ચુંદડીની ભેટ આપે છે તેમાં સવા શેર ચોખા નાખી ભેટ બાંધે છે.

ત્યાર બાદ વર તોરણે આવીને ઉભો હોય છે. તેની સાથે કન્યાને માંડવા નીચે ઉભી રખાય છે અને ત્યાર બાદ કન્યાની માતા તે બન્નેને વિધિસરનાં ઓળણાં લે છે. જાનડિયું ગીત ગાતી હોય છે. કન્યાપક્ષ તરફથી એક પતરાંની પટ્ટીનો દીવો અપાય છે. તેમાં કપાસિયા, રૂ ઘીનો હવન કરાય છે ત્યાર બાદ જાન ઉઘલાવાય છે. સૌ ચાલી નીકળે છે અને વાસના (ગામના) પાદરે જાન બેસે છે. ત્યારે વળી પાછા કન્યાપક્ષના બૈરાંઓ કન્યાને, કન્યાના માબાપને ઘેર તેડી જાય છે. ત્યાર બાદ વરપક્ષ તરફથી બારોટ, સાધુ, બ્રાહ્મણ વિગેરેને ભદ્રાસણુ (દાન) તરીકે ચાર આના કે તેનાથી વધૂ રકમ અપાય છે.

ભદ્રાસણુ આપ્યા પછી પંચ નક્કી કરે તે મુજબ ભંગીને કાંઇક રકમ આપે છે. આવી રીતે જાન પક્ષના વડેરાઓ વરપક્ષના પિતા અથવા વાલી કરતાં વધુ રસ લેતાં હોય છે. અને પૈસા વગેરે લેવા દેવાનું કામકાજ સગાં વ્હાલાઓ અને વડેરાઓજ ઘણે ભાગે કરતાં હોય છે. લગ્નમાં અન્ય દાખલાઓ દેજથી માંડીને નાનામાં નાનાં દાખલાઓ તે જ આપે છે અને નક્કી કરે છે. લગ્નમાં ઘણાં પરચુરણ દાખલા અપાય છે જેવા કે, કાકાનો, મામાનો, કસુંબાનો, સામૈયાનો સાસુ પોંખણાનો, સાળા ઓળામણુનો, સોયરો આંજવાનો, તરવારનો, અને એવા બીજા પરચુરણ દાખલાઓ ઘણાં હોય છે. છેવટે વેવાઇ અને કન્યાપક્ષના સગાં સબંધીને રામ રામ કરવા આવે છે.

જાન ચાલે છે ત્યારે કન્યાપક્ષના અમુક માણસો બોલાવવા નીકળે છે. મામો માટલી લાવે છે. સારો ઠીક મામો હોય તો તાંબાની કે પિત્તળની 'મામાટલી' લે છે, નહિ તો બહુધા માટીની 'મામાટલી' અપાય છે. તેમાં થોડી સુખડી–પકવાન નાખે છે, ઉપર લીલા રંગનું ઝીણું કાપડ માટલીના મોઢા માથે બાંધે છે અને આમ જાનને વિદાય આપે છે. વિદાય વેળાયે કન્યાપક્ષ તરફથી વરપક્ષના કુળદેવીના જે નૈવેદ્ય થતાં હોય તે અંગેની રકમ અચૂક અપાય છે. જાન બે અને વધુમાં વધુ ત્રણ દિવસ રોકાઇ અને રવાના થાય છે.

જાન ગામના અથવા વાસના પાદરે બેસે છે. સાંજના વખતે જાન આવે છે.

જાન આવ્યા પછી અને સામૈયું થતાં પહેલા કન્યાને આ વખત ગામમાં અથવા વાસમાં ફૂલેકુ ફેરવે છે. તેમ જ વાસમાં પસ ભરાવે છે. ત્યાર બાદ કન્યાને ખીજડી જૂવારવા લઇ જાય છે. ત્યાં બ્રાહ્મણ ખીજડી જૂવારીને પાછા લાવે છે ખીજડી જૂવારવામાં ખીચડી; શ્રીફળ, ઘીનો દીવો વિગેરે હોય છે. ખીજડી જૂવારવા જાય ત્યારે ફટાણાં જેવા ગીતો ગાય છે આ વખતે કન્યાએ ઘુમટો કાઢયો હોય છે, ખીજડી જૂવારી ઘેર આવે. છે પછી જાનને તેડવા માટે ધામધૂમથી સામૈયું કાઢવામાં આવે છે. વરની નાની સાળી અથવા તે ન હોય તો કાકા બાપાની બહેન સામૈયું ઉપાડે છે, અને તે પણ ન હોય તો બ્રાહ્મણ ઉપાડે, તેની પાસે કળશામાં સોપારી અને રૂપાદાન કે તાંબાદાન હોય છે. મોતીની ઇંઢોણી રાખીને આ કળશ ઉપાડયો હોય છે. આગળ ઢોલ શરણાઇ વગેરે વાગતા હોય છે તથા બારોટોના વખાણોની રમઝટ વગેરે આગળ ચાલતા જતાં હોય છે. પાછળ સામૈયું ઉપાડનાર ને તેની બાજુમાં બે પડધલિયા ઓછાડ ઝાલીને ચાલ્યા જતાં હોય છે. એની પાછળ બૈરાઓ ગીતની રેલી લહેરાવતાં જતાં હોય છે.

વર તૈયાર થઇ સામૈયાની સામે આવે છે. તથા બે અણવર તેની બાજુમાં ઓછાડ ઝાલીને ચાલતા જતા હોય છે પાછળ બહેન કળહલી વગાડતી હોય છે. (ટબુડીમાં પૈસાને સોપારી નાખીને વાંસાપર ફેરવી ખખડાવતી હોય છે) અને સ્ત્રીઓ ગીતો ગાય છે, અને અણવર વરની સંભાળ રાખે છે તથા સલાહ સૂચનો આપતો હોય છે. આગળ વડીલો સામૈયામાં શું નાખવું (આપવું) તેની વિચારણા કરતાં હોય છે.

જાન અને સામૈયું બંને લગભગ અધવચ્ચે ભેગાં થાય છે ત્યારે બ્રાહ્મણ સામૈયાના ઓછાડ અને વરનો ઓછાડ એ બેના છેડા ભેગા અડાડે છે.

આ રીતે વાજતે ગાજતે સ્વાગત થાય છે. કેટલીકવાર આ સ્વાગત

મોઢું પણ પડી જાય છે. આ કરને સામૈયાનો દાખલો કહેવામાં આવે છે. સોથી પાંચસો રૂપિયા સુધી આ દાખલાને વરપક્ષે ચૂકવવાનો હોય છે.

બન્ને પક્ષના પંચો નક્કી કરે છે. ઘણી વખત તો આમાં મોટા ઝઘડાઓ થાય છે. બબ્બે કલાકે એનો નીવેડો આવે છે. પછી વરની ભેટનું નાળિયેર અને સામૈયાના કળશના નાળિયેરને અદલબદલ કરવામાં આવે છે. (આ ક્રિયાની પાછળનું કારણ વર અને કન્યાને આ સગપણ માન્ય છે તેનું ચિહ્ન છે.)

સામૈયા પછી એજ વખતે વરને તોરણે (માંડવે) લાવે છે. અને તેને તેની સાસુ પોંખે છે. તે વિધવા હોય તો તેને બદલે બીજુ કોઇ ઘરનું અથવા કુટુંબનું પોંખે છે.

આ વખતે વર અને અણવર બે હોય છે બૈરાંઓ ગીત ગાતી હોય છે, અને સાસુ પોંખવા આવે છે.

પોંખતી વખતે સાસુને ખભે ચુંદડી હોય છે, કાંસાની થાળીમાં ગણેશની મૂર્તિ, ઘીનો દીવો અને તેમાં રાખના ચાર પાંચ મુઠીયા લાડુ હોય છે, વરને માટે એક ખાટલી હોય છે, તેની ઉપર તેને ઉભો રાખે છે, પછી પોંખે છે. અને બ્રાહ્મણ મંત્રો ઉચ્ચાર કરે છે. સાસુ થાળીમાં લાવેલ રાખના લાડુ ચાર દીશામાં ફેંકે છે અને પાંચમો પગ આગળ મૂકે છે. પછી ચુંદડીનો છેડો અડાડી લોટાને વરનાં માથા પર સાત વખત ફેરવે છે. એ પાણી વરના પગ આગળ ઢોળે છે, પછી રેંટીયાની ત્રાક અને સાંબેલું, રવાઇ એ વગેરે માંડવાના તોરણની બહાર વરને અડતાં જતાં હોય છે અને બહાર કાઢતા હોય તે ત્યાર પછી વર ખાટલી પરથી નીચે ઊતરે ત્યારે ખાટલી આગળ એક નળિયું ઉંધુ રાખે છે. તેની પર જોરથી પગની એડી મારી ભાંગી નખાય એ રીતે ઉતરવાનું હોય છે ત્યાર પછી વરરાજા ઉભાં રહે છે.

આ પછી સારા મુહૂર્તે હસ્ત મેળાપ કરાય છે. માંડવા નીચે વર અને કન્યાને બેસાડે છે બ્રાહ્મણ તે જગ્યાએ ગાયમાતાના છાણથી જગ્યા

લીપાવે છે. ત્યાં કંકુ કે લોટ થી નાગપાશી ચીતરે છે અને હસ્તમેળાપ માટે વર અને કન્યાને ખાટલી પર બાજુ બાજુમાં બેસાડે છે. ત્યારે કન્યાને ચુડલા પહેરાવે છે તેમજ બન્નેને મીંઢોળ બાંધે છે અને હસ્તમેળાપના મંત્રો બ્રાહ્મણ બોલી લગભગ અર્ધા કલાકથી પણ ઓછા વખતમાં તે પતાવી લે છે. ત્યાર બાદ તુરત જ જમવાની તરખટમાં પડે છે. પહેલાં જાન જ જમે છે અને ત્યાર બાદ જાનડીયું જમે છે. આ સમયે વરને પણ સૌની સાથે જ જમવા બેસાડે છે. ત્યાર બાદ માંડવીઆઓ જમે છે પછી આખી જાન જાનીવાસે (ઉતારે) જાય છે. ત્યાં હોકા પાણી વગેરેની વ્યવસ્થા કરાય છે. વરને માટે સારો ઢોલીયો અને ગરબાની જેમ સાંચવીને બનાવેલી ધડકીયો પથરાયેલી હોય છે. (વરનો ખાટલો વણવાની સાળના ખાડા ઉપર જ રાખવામાં આવે છે.) ત્રીજે દિવસે પ્રભાતમાં બૈરાંઓ પ્રભાતિઆના ગીતો ગાય છે. સવારના દહીંના શીરામણ ને વાડીયે થી નખાય છે. ત્યાર બાદ (પરણેતર) લગ્નની તૈયારીઓ થાય છે.

જાન લેવાની પૂર્ણ તૈયારીમાં પ્રથમ જ 'ધોતેડો' કુંભારને ત્યાંથી લાવવાનો હોય છે. એ લગભગ તો બ્રાહ્મણ લાવે છે. પરંતુ ઘણાખરાં વરના મોટાભાઇ જેના લગ્ન થયેલાં હોય તે લેવા જાય છે.

આ વખતે વરનો મોટો ભાઇ અને ભાભી બન્ને સાથે ઉભાં રહી ચાલતાં જાય છે અને ભાઇને કાંધે તલવાર રાખેલ હોય છે. બાજુમાં અણવર પણ હોય છે. એ રીતે કુંભારને ત્યાં જાય છે અને ગીત ગાતા ગાતાં 'ગોતેયે' લાવે છે તથા વરની ગણેશ પથારી પાસે સ્થાપે છે. આ વિધિ બ્રાહ્મણ કરે છે. ત્યાર બાદ જાન લેવાની તૈયારીઓ થાય છે. જાન લેવામાં ઢોલ શરણાઇ, વાજીંત્રો અને લગ્નગીતોની ભારે ધમાલ બોલતી હોય છે.

જાન લેવામાં વાસના આગેવાનો, પંચ, સગાંઓ બધાં સામેલ હોય છે. અને બધાં મળીને જાન ઘેર લાવે છે.

માતા અમર ચુડલાવાળી ન હોય તો ભાભી વગેરે વરકન્યાને પોંખે

છે. અને પછી વરકન્યા ઘરમાં પગ મૂકે છે તેમાં પ્રથમ કન્યાને પગ મૂકવાનું વડેરાઓ (વડીલો) કહેતાં હોય છે. આ કન્યા અને વરને જ્યાં ગણેશ સ્થાપ્યા હોય ત્યાં બેસાડે છે અને બ્રાહ્મણ દુધમાં વીંટી, સોપારી વગેરે નાંખી રમાડે છે. તેમાં હાર જીત જેવી રમત રમાડાય છે. ત્યાર પછી વરને છુટો કરવામાં આવે છે.

રાત્રે બધાં સગાવ્હાલાંઓ મળે છે. જાનમાં વેઠેલાં સુખ દુઃખના બનાવો અથવા આનંદ વગેરેની વાતો કરતાં હોય છે. છેવટે મોડી રાતે બધાં વાળુ પાણી કરી સૂવે છે.

કન્યાની ભેટમાં જે ચોખા હોય છે તે અને કન્યાપક્ષ તરફથી કુળ-દેવીના નૈવેદ્યના જે પૈસા આવ્યા હોય તેના સવારે ચોખા રાંધે છે. આ ચોખા અને નાળીયેરનો નૈવેદ્ય સુરાપુરાને પણ ધરાય છે. ત્યાં ધૂપ દઇ છેડાછેડી બાંધેલ હોય છે તે છોડાય છે

આ પછી માતાના નૈવેદ્ય ચડાવાય છે અને ત્યાર પછી માથા પરથી મોડીયો મોડ ઉતારી માતાના મઢે મૂકાય છે. આવી રીતે બધી સામાજિક તથા ધાર્મિક વિધિ પૂરી કરી સુરાપુરાને ધરવામાં આવેલ શ્રીફળનું ટોપરૂં લઇ બધાને પ્રસાદી અપાય છે. અને વરકન્યા વડીલોને પગે લાગી આશિર્વાદ મેળવે છે. કન્યા સાથે એકાદ જાણીતી બાઇ સાથે રહી પગે લગડાવે છે. આ રીતે લગ્નવિધિ પૂરી થાય છે.

લગ્નમાં લોક ગીતના રાસડાઓ લેવાય છે. તથા બારોટ લગ્નોત્સવ દરમિયાન પૂર્વે થયેલાં કુળનાં દાતાઓના દૂહાઓ અને છંદો-રૂપક વડે મોટી મોટી ઉપમાઓથી બિરદાવતાં હોય છે.

**મૃત્યુ :** આ કોમમાં સામાન્ય રીતે મૃતદેહને દાટવામાં આવે છે. પણ અન્ય સંસ્કાર વિધિઓ હિંદુ રીવાજો મુજબ કરવામાં આવે છે. મૃત્યુ થનારના છેલ્લા શ્વાસે ગંગા જળ અપાય છે. તથા શક્તિ અનુસાર દાનપુણ્ય

કરવામાં આવે છે. પ્રથમ મૃતદેહને ખાટલા પરથી ઉપાડીને ઘરની પછીતે ગોદડું પાથરી સુવાડાવવામાં આવે છે. તથા ઘરમાં ઘીનો દીવો કરવામાં આવે છે. સ્ત્રીઓ મૃતદેહને નવડાવે છે. તથા પીઠી વગેરે ચોળી ચાંદલો કરે છે. પછી નનામીમાં મૃતદેહને બાંધી સ્મશાને લઈ જવામાં આવે છે. મૃતદેહની છાતી ઉપર લાડુ મૂકવામાં આવે છે. મરનારની સ્ત્રી હયાત હોય તો તેના પહેરેલા ચૂડલામાંનો એક ચૂડલો ભાંગી નનામીમાં મૂકે છે. અને મરનાર સ્ત્રી હોય અને તેનો પતિ હયાત હોય તો તેની ખાપણમાં ઓઢાડેલ ચુંદડીનો એક છેડો ફાડે છે.

મૃતદેહને સ્મશાને લઇ જતા સૌથી આગળ બ્રાહ્મણ તાંબાના લોટામાં જળ ભરી આગળ ચાલે છે. તથા અન્ય સૌ કોઇ રામનામનો જપ લેતા આવે છે.

સ્ત્રીઓ મૃતદેહને થોડે સુધી વળાવી આવે છે. પછી ઘરે 'મરશીયા' ગાય છે તથા છાતી કૂટે છે.

સ્મશાને મૃતદેહના માપનો ખાડો ખોદી દાટવામાં આવે છે. તેના મુખમાં તાંબાનું યા ચાંદીનું નાણું મૂકવામાં આવે છે તથા જમીનના ભાડાપેટે એક પૈસો કબરમાં મૂકવામાં આવે છે. તેમાં મૃતદેહનું માથું ઉત્તર દિશામાં ગોઠવી જમણા પગને અંગૂઠે આગ અડાડી દાટવામાં આવે છે. આ સમયે બ્રાહ્મણ (ગરોડા) કેટલીક જગ્યાએ ગાયત્રીના મંત્ર બોલે છે.

મૃતદેહને દાટયા પછી તે ઉપર પાણી ભરેલું એક માટલું મૂકવામાં આવે છે. તેમાં નીચે એક નાનું છીદ્ર પણ પાડેલું હોય છે.

મરનારના સગાંસંબંધીઓ, આડોશીપાડોશીઓ તથા મરનારના ઘરના માણસોને પોતાને ત્યાંથી શાક, રોટલા વગેરે લાવી ખવડાવે છે. આ ક્રિયા પત્યા પછી મૃત્યુ થનારના નજીકના કુટુંબીઓને (ઘરના માણસોને) પાડોશનાં અથવા સગાંઓ એકાદ ટંક જમવા બોલાવી જાય છે.

**જીવ ઉઠાડવાની ક્રિયા :** સાંજના દિવસ આથમ્યા બાદ બ્રાહ્મણ આવે છે. મૃત્યુ થનારને ઘેર ખીચડી રંધાય છે, એ ખીચડીને એનો જીવ ઉઠાડવામાં તથા નૈવેદ્યમાં ધરે છે.

જ્યાં મૃતદેહને સુવડાવેલ હતું ત્યાં તેમનો બ્રાહ્મણ થોડું ગૌછાણથી લીંપે છે. આ જગ્યાએ ઘીનો દીવો બળતો હોય છે, એક નળીયામાં દેવતાં (અગ્નિ) લે છે. ઘી હોમાય છે. લોબાન થાય છે. પછી ચાર ડાઘુઓને બેસાડે છે. એ ચારેયને ડાભડાની (એ નામનું એક ખડ છે) વીંટી બનાવી પહેરાવવામાં આવે છે તથા કાંધ ગૌમૂત્રથી ધોવામાં આવે છે. તે સમયે મંત્રો બોલાય છે.

ત્યાર પછી દીવાને ઉંધેવાળી દેવામાં આવે છે. આ જગ્યાએ ગૌછાણ પર લોટનું કંઇક આલેખે છે તથા ત્યાં વાળીને સાવ ચોખ્ખું કરવામાં આવે છે. આમ બ્રાહ્મણ આ વિધિ પુરી કરે છે, આ વખતે બ્રાહ્મણને મરનારના વસ્ત્રો તથા કાંસાની થાળી, અન્ન અને થોડું રોકડ નાણું એ રીતે દાન કરવામાં આવે છે.

મૃત્યુ થનારના ઘરનાં અને સગાંઓ બીજે દીવસે મળે છે. અને દાયરા–સોગીયાનું નક્કી કરે છે. જો આધેડ કે ઘરડું હોય તો તે સારું એવું કારજ કરે છે. પરંતુ યુવાન હોય તો કરે તો ખરાં પણ થોડોક ફેરફાર હોય છે. કારજ નક્કી કરવામાં મૂખ્ય લત્તાના પંચ હોય છે.

**મૃત્યુ પછી થતાં દાયરા–સોગીયાં અને દાડા :** મૃત્યુ પછી અનુકૂળતાએ આઠ દસ દિવસે દાયરો અને દાયરાને બીજે દિવસે સોગીયું કરવામાં આવે છે. આ વિધિઓ સમાજનાં રીવાજ મુજબ ફરજીયાત કરવામાં આવે છે.

**(૧) દાયરો :** દાયરામાં દસપંદર ગામોનાં સગાવ્હાલાંઓ વગેરે આવે છે. સૌ આવનાર પુરૂષ અને સ્ત્રી વર્ગ લગભગ આધેડ વયનાં જ જોવામાં આવે છે. ગામનાં પાદરેથી પછેડી ફાળીયું, માથે ઓઢીને પોક મૂકતાં મૂકતાં

આવતા હોય છે. મૃત્યુ થનારનાં ઘરના આંગણે આવનાર પોક મૂકતાં મૂકતાં આવીને બેસી જાય ત્યારે ઘરમાંથી ગમે તે એક પુરૂષ સામે બેસે છે અને પાણી આપી મોઢું ધોવરાવે છે. ખૂબ નજીકનાં સગાં અથવા કુટુંબના હોય તો વધુ રોકકળ કરતાં હોય છે. તેઓ અનેક રીતે મરનારના વખાણ કરતાં જાય અને રોતાં જાય પછી મરનારની કીર્તિની વાતો કરતાં હોય છે. આમ બધા આવનાર પુરૂષો દિલાસા દાખવતા હોય છે. મોટા ઘૂમટા તાણી સ્ત્રીવર્ગ પાંચસાતની સંખ્યામાં ગામનાં પાદરથી કુટતી પીટતી આવે છે અને મરશ્યા રૂપે રૂદન ઢાળે છે. મરનારનું નામ લેતી જાય અને રોતી હોય છે. આમ સૌ સવારથી બપોર સુધી આવતાં હોય છે. લગભગ બપોરના એક બે વાગ્યા સુધી આવજા થાય છે.

પુરૂષવર્ગ : દાયરામાં આવેલાં પુરૂષો એક સ્થળે બેસે છે. ત્યાં બારોટ બ્રહ્મણ વગેરે હાજર હોય છે.

દાયરામાં ગામડાંના જ્ઞાતિ પટેલો પણ આગળ બેસીને નાતની સારી નરસી વાત કરતા હોય છે.

જમવામાં ઘઉંના લોટનું ગોળ નાખીને ગળ્યું કરેલું 'ગળમાણું' રાંધેલ હોય છે. ઘઉંના રોટલા અને ડુંગળી, ગાજર, મરચાં, અથાણાં પીરસાતા હોય છે. થાળી મૂકે ને પછી પનીયા પથરાય છે, પનીયા ઉપર થોકબંધ રોટલાં અને મરચાં, ડુંગળી વગેરે મૂકાતાં હોય છે, વાસના પંચ ભાઇઓ આ ગોઠવણમાં જ હોય છે'ગળમાણાં'ના હાંડલામાંથી ગળમાણું કાઢવા માંડે છે અને પછી પીરસે છે. એક, બે, ત્રણ, ચાર, માણસો 'ગળમાણું' પીરસે બીજો એક પટેલ અથવા મરનારનો મામો, કુવો ગમે તે સારો માણસ વડેરો હોય તેને ઘી નાખવા ઊભો કરે છે. ઘીની વાડીયું ગળમાણામાં ઠાલવતા હોય છે અને ગળમાણુંમાં ઘઉંના રોટલા ને ઘીનું મિશ્રણ કરીને ખાતા જાય છે. આમ આ પુરુષવર્ગ જમણ પૂરું કરે છે અને બૈરાંઓ એમની તરખડમાં પડી હોય છે. જો મરનાર પુરુષ હોય તો તેની વિધવા સ્ત્રીને તેમનાં પિયર તરફથી સોગીયાં

[૨૪૨]

કપડાં પહેરાવવામાં આવે છે. તેમાં કાળું કાપડું, કાળું ઓઢવાનું વગેરે આપે છે અને એક ચુડલો દાયરાને દીવસે ભાંગે છે. બીજી સ્ત્રીઓ વિધવાના માથામાં તેલ નાંખે છે. આ સમયે સ્ત્રી વર્ગમાં ઘણી જ કરુણતા જોવામાં આવે છે.

જો સ્ત્રી મરણ પામી હોય તો પુરૂષને કંઇ ખાસ કરવાનું હોતું નથી.

પુરુષ વર્ગ જમી રહ્યા પછી સ્ત્રી વર્ગ જમે છે. પછી સૌ એક જગાએ બેસે છે. તથા ચા પાણી પીવે છે અને ગામદીઠ વાસરનાં જે રિવાજ હોય તે મુજબ કંઇક રકમ જેવીકે ચાર આના કે આઠ આના કે રૂપિયો વગેરે ઘર ધણીને અપાય છે.

આ દાયરાનું સઘળું જમવાનું ખર્ચ વાસના પંચ ઉપર હોય છે. મરનારના ઘરને તેમના ભાગે આવતું ખર્ચ ભોગવવાનું હોય છે.

મરનારની પાછળ દાયરો કર્યા પછી બીજે દિવસે જ સોગીયું કરે છે. આ સોગીયાનું ખર્ચ ઘરધણીને શીર હોય છે.

**સોગીયું** : સોગીયામાં નજીકનાં જ સગાં-વ્હાલાં રોકાય છે. તેમને અને વાસનાં પંચ પાડોશીને ઘરધણીએ જમાડવાનાં રહે છે. જમવામાં આખી બુંદીના લાડુ કે પછી ઘંઉની લાપસી અથવા સુખડી કે પછી શીરો વગેરે કરવામાં આવે છે. સાંજના રામાપીરનો પાટ માંડી આ કાર્ય સમાપ્ત કરે છે. બીજે દિવસે સૌ રામ રામ કરી વિદાય લે છે.

જેમકે જન્માષ્ટમીના તહેવારમાં 'થેપલાં' હુતાસણીના તહેવારમાં 'ખજૂર' ભીમઅગીયારમાં 'કેરી' એમ આ લોકો ખવરાવે છે. ત્યાર પછી ઘરનાઓ જમે. અને ત્યાર પછી જ તે પદાર્થ ખવાય છે.

**બાળમૃત્યુ** : એકથી દસ વર્ષના બાળકની નનામી ન કાઢતાં તેને ખોળામાં રાખી સ્મશાને લઇ જવામાં આવે છે.

ઘોડીયામાં કે પથારીમાં મૃત્યુ થાય ત્યારે તુલસીના પાન મોઢામાં મૂકાય છે વળી જેવી રીતે મોટી ઉંમરનાના મૃતદેહની વિધિ થાય છે તેવી જ રીતે બૈરાંઓ બાળમૃત્યુમાં રોકકળ કરતી પાદર સુધી જાય છે અને ઘરની મુખ્ય સ્ત્રી કે જેનું બાળક હોય તે તાવડી કે કાળું માટીનું વાસણ, બાળકની પથારી, ઝભલું વગેરે સાથે લઇને નીકળે છે અને પાદરે વળાવવા જાય ત્યારે ત્યાં તાવડી ફોડે છે. પછી બૈરાંઓ ઘર તરફ પાછાં આવે છે. અને થોડીવાર રોકકળ કરીને નદી કે કૂવે સ્નાન કરવા જાય છે.

બાળકના મૃતદેહને મૃત બાળકના કાકા કે મોટા બાપુ ઉપાડે છે અને તે છૂટું પોતિયું પહેરે છે. બાળક ઉપર સારું ખાપણ નખાય છે તથા મૃતદેહ ઉપાડેલ ડાઘુ મૃતદેહને પછેડીથી લપેટીને લઇ જાય છે.

છઠ્ઠી થયેલી ન હોય તેવા બાળ મૃત્યુને સમશાનમાં દાટવામાં આવતું નથી. એને ઉકેડામાં યા કોઇ પડતર જગ્યાએ દાટી દે છે. આ મૃતદેહને સુંડામાં બૈરાંજ લઇ જાય છે. જેમાં રોકકળ જેવું બનતું નથી. માત્ર માતાને અને પિતાને દુઃખ થાય છે.

બાળ મૃત્યુમાં દા'ડો કે દાયરો–સોગીયું થતું નથી. પણ સામાન્ય બાળમૃત્યુમાં 'હામ જાલવાનું' કરવામાં આવે છે.

હામ જાલવામાં નજીકનાં સગાં અને પંચ પાડોશીઓ એકઠાં થાય છે અને મૃત્યુ થનાર બાળકના વાલીયોને સગાંઓ આવીને લાપશી ખવડાવે છે, આ ખર્ચ સગાંઓ વહેંચી લે છે.

અત્યારનાં ચાલુ જમાનામાં ક્યાંક ક્યાંક 'દાયરો'–'સોગીયુ'' વગેરે રિવાજો કરવામાં આવતા નથી પણ 'દા'ડો' બારમું. વગેરે તો કરવામાં આવે છે.

આ દા'ડો પંચના ખર્ચે થાય છે. જેમાં સગાંઓ અને પંચ પાડોસીઓ આવે છે દા'ડાને દિવસે બ્રાહ્મણ દા'ડાની વિધિ માટે (મૃત્યુ થનારના)

કુટુંબના એક માણસને નક્કી કરે છે. જે રાશી ઉપર જેને ચંદ્ર પહોંચતો હોય તેને હાથે દાડાની વિધિ કરાવે છે. આ માણસને નદીએ બ્રાહ્મણ લઇ જાય છે. ત્યાં વિધિ કરવામાં આવે છે. માથું તથા મૂછો વગેરે મુંડાવી તેને 'કોરૂં પનીયું' પહેરાવે, નવડાવે, અને જનોઇ પહેરાવે છે ત્યાં વળી હવન, વગેરેની વિધિઓ પણ થાય છે. પછી બ્રાહ્મણ અને જેને હાથે 'ગડહો' હોય તે બાઇ આવે છે. અને ઘરને આંગણે ચાર કોરા ઘડા મૂકી તેને કોરા દોરા વીંટે છે. આ સ્થળને પવિત્ર કરવા માટે ગોછાણથી લીંપાય છે. ત્યાં નાગપાશ ચિત્રાય છે અને ત્યાં ઘડાઓ ગોઠવે છે. હવન થાય છે. પછી જેને હાથે 'ગડહો' હોય તે એક ડાબા પગથી માટલાંને ફોડી નાખે છે. આ વખતે બૈરાંઓ પણ હોય છે. વિધિમાં બૈરાંઓ ધૂપ પૂરતી હોય છે તેને ખણ પૂરવાનું કહેવાય છે, 'ગડહો' ફોડતી વળાએ રોકકળ બહુ જ થાય છે.

આ પછી પંચ તરફથી તૈયાર કરવામાં આવેલ રસોઇ જમવા પુરુષ વર્ગ જાય છે. રસોઇમાં મોટા ભાગે સુખડી હોય છે, અને બુંદીના લાડુ પણ હોય છે, પુરુષો જમી રહ્યા બાદ સ્ત્રીવર્ગને જમવા બોલાવે છે.

'ગહડા'માં બ્રાહ્મણને ઘરધણીની શક્તિ પ્રમાણે દાન આપે છે. મરનારની પાછળ ઉપવાસ કરવાના તથા ચકલાંને ચણ નાખવાનું તો ફરજિયાત હોય છે. દાડાની વિધિ પતી ગયા બાદ બધાં જમી કરી નવરા થાય છે અને પછી જો ઘરધણીની શકિત હોય તો રાત્રે રામાપીરનો પાટ બેસાડે છે. એમાં સાધુ, બ્રાહ્મણો, બારોટ અને પંચ પાડોશી તેમજ આવેલ સગાંવ્હાલાંઓને એક ટંક જમાડે છે અને ભજનોની રમજટથી રાત આખી ગાળીને સવારે સૌ વિદાય લે છે.

આ લોકોમાં દાટવાની ક્રિયા છે. આ સ્વીકારવાનું કારણ, ગરીબી જ જણાય છે. કારણ કે મૃતદેહને દાટતી વેળાએ પગનાં અંગુઠે અગન દાગ અપાય છે. એટલે મૂળ વિધિ તો અગ્નિ દાહની જ હશે.

# ડાં.....ગ.....શી.....આ

ભરવાડ અને વણકર કોમની સંસ્કૃતિનું એક સાથે સંમિલન પ્રતિપાદન કરતી આ કોમ ડાંગશીઆના નામે ઓળખાય છે. ઊનના કપડાં વણવા એ તેમનો મુખ્ય ધંધો છે. તેઓનો પોષાક, દેખાવ ભરવાડ જેવો છે. પરંતુ ધંધો વણકરની જેમ વણાટનો છે. અને અસ્પૃશ્ય કોમ તરીકે મનાતી આવી છે. આ કોમ મુખ્યત્વે ઝાલાવાડ વિભાગનાં ગામડાંઓમાં જ વસે છે. તેઓની વસ્તી પણ ઘણી જૂજ છે.

આ કોમ મૂળે તો ભરવાડ છે. પરન્તુ કોઈક કારણસર તેઓ તે કોમમાંથી નાત બહાર મૂકાવાને કારણે ડાંગશીઆ તરીકે ભરવાડોથી અલગ થયા એમ મનાય છે. જો કે તેઓને શા કારણે નાત બહાર મૂકવામાં આવ્યા હતા તે અંગે એ ત્રણ જુદી જુદી માન્યતાઓ પ્રવર્તે છે.

અમુક વર્ષો પહેલાં કોઈક ભરવાડને કોઈ વણકરબાઈ સાથે પ્રેમ થતાં બી સાથે ઘરસંસાર માંડયો હતો. વણકર કોમ અસ્પૃશ્ય મનાતી હોવાથી બીજા ભરવાડોએ એ સંબંધ માન્ય ન રાખતાં તેને નાત બહાર મૂકયો. અને પછી આ એના સંબંધથી જે પ્રજા થઈ તેને ભરવાડ લોકોએ ન અપનાવી. તેમજ બીજી તરફ વણકરોએ પણ તેમને પોતાની નાતમાં ન લીધો આથી તેઓની એક અલગ કોમ બની અને તે પણ સમાજમાં અસ્પૃશ્ય મનાવા લાગી. તેને કારણે ભરવાડોએ તેમને પોતાના વસવાટમાંથી પણ દૂર હડસેલ્યા. આથી તેઓએ વણકરો સાથે વસવાટ શરૂ કર્યો. અને ઊનના વણાટનો ધંધો અપનાવ્યો. બીજો મત એ છે કોઈક ભરવાડે મરેલાં વાછરડાંને ભંગીની જેમ ઘસડયું હતું તેથી તેને ભરવાડોએ નાત બહાર મૂકયો અને કેટલાંક માને છે કે વણકરના ઘરનું પાણી પીધું એટલે વટલાયેલો માની નાત બહાર મૂકવામાં



ઓખા મંડળના પડછંદ રબારી



તાણો તૈયાર કરતી ડાંગશીઆ સ્ત્રી

આવ્યો પરન્તુ એટલું ચોક્કસ કે છે તેઓ મૂળે ભરવાડ છે. અને ઉપર મુજબ ગમે તે કારણે નાતબહાર મૂકાયા, વણકરો સાથે વસ્યા અને ઊનના વણાટનો ધંધો અપનાવ્યો અને ડાંગશીઆ તરીકે ઓળખાયા, પણ તેઓનું નામ શાથી પડયું તે હજુ જાણવા મળતું નથી.

વણકરની કન્યા સાથે લગ્ન કરવાને કારણે તેઓને નાતબહાર મૂકવામાં આવ્યા એ વસ્તુને બીજી માન્યતાઓ કરતાં વધુ સમર્થન મળે છે, અને સાચું હોય તેમ લાગે છે. આમ તેઓ ભરવાડથી જુદા થયા હોવા છતાં તેમના ભરવાડ કોમ સાથેના વ્યવહારો તદ્દન જુદા પડયા નથી. પ્રસંગોપાત ભરવાડ લોકો તેઓને આમંત્રણ આપે છે. ઝાલાવાડ બાજુ ભરવાડ કોમમાં જ્યારે લગ્ન થાય છે ત્યારે કન્યાના માંડવે પાંચ નાળિયેરનું તોરણ આ ડાંગશીઆ કોમના માણસો દ્વારા બંધાવવાનો આગ્રહ રાખવામાં આવે છે. આમ કેટલીક ધાર્મિક યા અન્ય વિધિઓ પ્રસંગે તેમની અનિવાર્યતા પણ માનવામાં આવે છે. ભરવાડ કોમમાં 'મોટાભાઇ' અને 'નાનાભાઇ' એમ બે કોમો છે. તેમાંથી માત્ર 'મોટાભાઇ' ભરવાડો સાથે જ આ લોકોનો સબંધ છે. 'નાનાભાઇ' ભરવાડો સાથે હોતો નથી. વળી આ લોકોનો બારોટ તથા મોટાભાઇ ભરવાડ કોમનો બારોટ પણ એક જ છે, તેમજ મોટાભાઇ ભરવાડો સાથે આજે પણ તેઓનો ભાણા વ્યવહાર છે, લગ્નવ્યવહાર નથી. તે ઉપરથી પણ એમ માની શકાય છે કે આ ડાંગશીઆ કોમ 'મોટાભાઇ' નામની ભરવાડ કોમમાંથી જ થઇ હોવી જોઇએ.

સૌરાષ્ટ્રમાં આ લોકોની વસ્તી મુખ્યત્વે તો ઝાલાવાડમાં જ જોવામાં આવે છે. તેના વસવાટ અંગે મળેલી માહિતીની કેટલીક વિગત નીચે મુજબ છે.

| ગામનું નામ | ઘરની સંખ્યા |
|---|---|
| દેવળીઆ | ૧૪ |
| સીમળી | ૫ |

| | |
|---|---|
| દેરવાળા | ૧૨ |
| બજાણા | ૨૨ |
| ધોરાળા | ૪ |
| ગોદાવરી | ૧૦ |
| ટીકર | ૧૦ |
| સુધમડા | ૧૦ |
| વસ્તડી | ૨૨ |
| દેદાદરા | ૨૦ |
| વાડલા | ૧૨ |
| જેરડા | ૮ |
| ધ્રાંગધ્રા | ૩ |
| જીવા | ૪ |
| વેગડવાઇ | ૨ |
| સરાડવા | ૪ |
| લીયા | ૩ |
| ભરાડા | ૧ |
| દેવળીયું (હળવદ) | ૧ |

આ સિવાય પણ બીજા કેટલાંક ગામોમાં તેઓ છૂટાછવાયાં વસે છે. અને કુલ મળીને લગભગ પોણા ત્રણસો ઘરની વસ્તી થાય છે આ સિવાય તેમની કોમના ચોક્કસ આંકડા મળતાં નથી.

આ લોકોનો દેખાવ તથા પહેરવેશ પણ ભરવાડ કોમના જેવો જ હોય છે. જો કે કેટલાક વિભાગોમાં વણકર જેવો પણ પોષાક પહેરે છે. અને હવે તો ચાલુ જમાનાની પણ તેમના પોષાક ઉપર કયાંક કયાંક અસર થયેલી જણાય છે.

પુરુષ વર્ગનો મૂળ પોષાક આજે પણ ભરવાડના જેવી માથે આંટી-વાળી ગોળ મોટી પાઘડી અને શરીરે પાંસાબંધી કેડિયું તથા ચોરણી, ભરવાડ

જેવી પછેડી અને પગમાં ચાંચવાળા જૂતી ઢબના જોડા તથા હાથમાં ડાંગ રાખે છે. તેમજ ભરવાડ જેમ કાનમાં સોનાના ફૂલ, ડોકમાં માળા, હાથે ચાંદીના કાંતરીઆ વગેરે પહેલાં વિશેષ પ્રમાણમાં પહેરતાં. હાલમાં તેઓ થોડા જુદા તરી આવે છે. પરન્તુ સ્ત્રીઓના પોષાક તથા ઘરેણાંઓમાં ખાસ ફેરફાર થયો નથી. અને તેથી ભરવાડની સ્ત્રીઓથી ડાંગશીયાની સ્ત્રીઓ જલ્દી અલગ રીતે ઓળખી શકાતી નથી તેઓનું કાપડું નીચા પેટનું હોય છે. તથા શરીરે જીમીની જેમ ઊનનું કપડું વીંટાળે છે. તથા માથે ઓઢણું ઓઢે છે. કેટલીક વાર ભરત ભરેલી ચુંદડી પહેરે છે. તેને ફાળકી યા ટંગલી પણ કહેવામાં આવે છે. નાની છોકરીઓ તથા કુંવારી કન્યાને પહેરાવવામાં આવતી ઓઢણીને 'ચીડીયો' અને મોટી સ્ત્રીઓના ઓઢણાંને 'ગલરેટો' અથવા "ઢાળવું" કહેવામાં આવે છે, આ સિવાય ઘરેણાંમાં સ્ત્રીઓ હાથે બલોયાં તથા કણુંદીઆ, કાને વેઢલાં અને ત્રોટી, ગળામાં સોનાનો હાર યા ચાંદીની હાંસડી, પગમાં કાંબી વગેરે પહેરી પોતાના દેહને શણગારે છે.

આ કોમની ભાષા કોઇ અલગ નથી પણ ગુજરાતી જ છે. તેમાં કોઇ ખાસ પરભાષાઓનું મિશ્રણ નથી. તેઓ ગામડાંઓમાં રહેતા હોવાથી ગામડી ઢબે બોલે છે.

સૌરાષ્ટ્રમાં કેટલીક પછાત કોમોમાં કળા-કારીગરી વિશિષ્ટ ઢબે ખીલી છે. તેમાં આ કોમનો પણ સમાવેશ થાય છે. ઊનના વણાટ અને તે ઉપર રંગબેરંગી ભાત તથા ડીઝાઇનો કાઢવામાં આ લોકો ઘણા કુશળ છે. એક તો તેઓનું વણાટ પણ એકંદરે ઘટ, મજબૂત અને સારું હોય છે. વળી તે ઉપર રંગબેરંગી ઊનના દોરાની ભાત તેની કળા-કારીગરીમાં એક ભવ્ય ઉમેરો કરે છે. સામાન્ય રીતે ભરવાડ કોમમાં ઊનના વસ્ત્રો પહેરવામાં આવતા હોઇ આ લોકો પાસેથી વિશેષ પ્રમાણમાં ખરીદે છે. સ્ત્રીઓને રંગબેરંગી ભાતવાળાં વસ્ત્રો પહેરવાનો ભારે મોહ અને શોખ હોવાથી તેવા પ્રકારની વિશેષ માંગ રહેતી આવી હોવાથી આ પ્રકારની કળા-કારીગરી વિકસાવવા તેઓને પ્રોત્સાહન મળતું આવ્યું છે. તેને પરિણામે આ પ્રકારની કળા વિશેષ ખીલવા

પામી છે. તેઓ શાળ ઉપર વસ્ત્ર વણતી સમયે લાલ-પીળા તથા અન્ય રંગીન ઊનનું સૂતર તથા તાણાના ઊનના દોરા ઉપર છૂટી છૂટી પાકી આંટી મારી કપડું વણે છે અને તે રીતે તેમાં તેઓ એક અમેરું ભરત કરે છે. આ પ્રકારની ભાત પાડવામાં તેઓને ખાસ કાળજી રાખવાની હોવાથી તથા સૂતરની આંટી મારવાની હોવાથી વણાટ ધીરે ધીરે કરવું પડે છે. જેમ વસ્ત્રમાં ઊનની ભાત ઊંચા પ્રકારની તથા વિશેષ પ્રમાણમાં હોય તેમ તે વસ્ત્રની કિંમત વધુ ઉપજે છે.

ભાતભાતની ડીઝાઇનવાળાં તેઓના આ ધાબળા તથા વસ્ત્રો ઘડીભર તો આપણને મુગ્ધ કરી મૂકે છે. તેમની કળા-કારીગરી જોઇ આપણું હૈયું ઘડીભર ડોલી ઊઠે છે તથા મુખમાંથી તેમની સ્તુતિના સૂર સરી પડે છે.

આ કોમમાં વણાટ કળા સિવાય બીજી કોઇ ખાસ કાળાઓ ખીલી નથી. રાસરાસડા વગેરેનું પણ ખાસ વિશેષ પ્રમાણ જોવામાં આવતું નથી. વારતહેવારે યા જીરણી અગીયારસે સ્ત્રીઓ ગરબા વગેરે ગાય છે. પણ નોરતામાં ખાસ ગાવામાં આવતા નથી.

દર અગીયારસે કેટલીક જગ્યાએ વાસમાં રાત્રે સૌ ભેગા મળી મીરાંબાઇ, કબીર, સૂરદાસ, ધીરજ, જેસલ-તોરલ વગેરેના ભજનો ગાય છે. સાથે ઢોકડ, મંજીરા વગેરે પણ વગાડવામાં આવે છે અને આ રીતે તેઓ પ્રભુ ભક્તિ કરે છે,

આ કોમમાં અજ્ઞાનતા, અસ્પૃશ્યતા, કામનો બોજો, ગરીબી વગેરે કારણોથી શિક્ષણનું પ્રમાણ નહીંવત જ છે.

હિંદુ ધર્મમાં ઉજવાતા દરેક તહેવારોને તેઓ માને છે તથા શક્તિ અને પરિસ્થિતિ અનુસાર ઉજવે છે. પણ તે દરમ્યાન ખૂબ ઉત્સાહ હોતો નથી. સીતળા સાતમ દરમ્યાન લગભગ અર્ધો-પોણો મણ લોટના આગલે દિવસે ઢેબરાં રાંધી રાખી અઠવાડિયા સુધી એ ખાવાનો મહીમા છે. વાર-

તહેવારે ચુરમું, લાપસી, અને ક્યારેક ઘઉંના ગળ્યા પુડલા પણ રાંધે છે. આ સિવાય બીજાં કાંઇ ખાસ પકવાન કરવામાં આવતાં નથી.

## સામાજિક રીતરિવાજો અને ક્રિયાઓ

**જન્મ :** સ્ત્રીને ગર્ભ રહ્યા બાદ અનુકૂળતાએ પાંચ કે સાતમે માસે ખોળો ભરવામાં આવે છે. કન્યાના માવતર પક્ષને ત્યાંથી બે ત્રણ જણ કન્યાના સાસરીયાને ત્યાં આ નિમિત્તે આવે છે. તે સાથે પોતાની દીકરીને આપવા માટે બે ત્રણ જોડ નવાં વસ્ત્રો પણ આણે છે. તેમાં મુખ્યત્વે તો કાપડું, ઊનના ઓઢણાં વગેરેનો સમાવેશ થાય છે. ખોળાભરણા સમયે અન્ય સગાસ્નેહીઓને પણ બોલાવવામાં આવે છે. તથા બે ત્રણ ટંક સૌને જમાડવામાં આવે છે. તેમાં મુખ્યત્વે તો ચુરમુ, દાળભાત વગેરે રાંધવામાં આવે છે.

ખોળો ભરતી સમયે બ્રાહ્મણ હાજર રહે છે. કન્યાને ચાંદલો કરી ખોળામાં નાળિયેર મૂકવામાં આવે છે. તથા કાંડે રાખડી બાંધવામાં આવે છે. સ્ત્રીઓ ગીતો ગાય છે. તથા બાઇને પથરાણા ઉપર સોપારી તથા પૈસા મૂકી જેટલા માસ થયા હોય તેટલા ડગલાં ભરાવી બાજુના ઘરે લઇ જવામાં આવે છે. જો શક્તિ હોય તો જમાઇને પણ પાઘડી બંધાવવામાં આવે છે. આ રીતે ખોળાભરણાની ક્રિયા પૂરી થાય છે.

આ કાળ દરમ્યાન સ્ત્રીને ખટાશ, તેલ, તીખાશ અથવા વિકારી ચીજો અતિશય પ્રમાણમાં ખાવા દેવામાં આવતી નથી તથા ગજા ઉપરાંતનું ભારે કામ કરવા દેવામાં આવતું નથી. સામાન્ય રીતે પ્રથમ સુવાવડ પિયરમાં જ કરવાનો આગ્રહ રાખવામાં આવે છે. છતાં પરિસ્થિતિને કારણે કેટલીકવાર સાસરે પણ કરવામાં આવે છે. ગર્ભકાળ દરમ્યાન બાઇ સાથે કુટુંબીજનો સારો માયાળુ વર્તાવ રાખે છે. સુવાવડ ઘરે જ કરવામાં આવે છે. આ પ્રસંગે બને ત્યાં સુધી તો તેમની જ કોમની સુયાણીને બોલાવવામાં આવે છે. જો તે ન હોય તો ગામમાંથી બીજી ગમે તે કોમની સુયાણીને બોલાવવામાં બાધ હોતો નથી.

જો પ્રસુતિ પ્રસંગે બાઇને મુસીબત પડતી હોય તો નજીકના ડોકટર યા વૈદ્યની સલાહ લેવામાં આવે છે અથવા હોસ્પીટલમાં ખસેડવામાં આવે છે. કેવળ ઘરગથ્થુ ઉપાયો કરી, સંતોષ માની બેસી રહેતા નથી કે કોઈ અણઘડ પુરુષ પાસે શસ્ત્રક્રિયાઓ કરાવવામાં આવતી નથી.

સામાન્ય રીતે પુત્રી જન્મ કરતાં પુત્ર જન્મથી વધારે હર્ષ મનાય છે. બાળકના જન્મ પછી છઠ્ઠી ઉજવવામાં આવે છે. આ સમયે સૌ સગાં-સ્નેહીઓ ભેગાં મળે છે. બાળકને તથા તેની માતાને કંકુના ચાંદલા કરવામાં આવે છે તેમજ ઘીનો દીવો વગેરે કરવામાં આવે છે. સામાન્ય રીતે બ્રાહ્મણ રાશિ જોઇ બાળકનું નામ પાડે છે. તે બદલ તેને શક્તિ અનુસાર પાંચેક રૂપિયા આપવામાં આવે છે. છઠ્ઠીના દિવસે સગાંસ્નેહીઓ તરફથી બાળકને ઝભલું વગેરે ભેટ આપવાની પ્રથા નથી.

**લગ્નપ્રથા :** આ કોમમાં પહેલાં બાળલગ્નોનું પ્રમાણ વિશેષ હતું. પરંતુ હવે બાળલગ્નો ખાસ થતાં નથી પણ ચૌદ-પંદર વર્ષના છોકરાના લગ્ન કરવામાં આવે છે એવું સાંભળવામાં આવે છે. જો કે તેઓને પોતાના સંતાનોની ચોક્કસ ઉંમરની ખબર પણ હોતી નથી,

બીજી તરફ સગાઇ તો બાળપણમાં જ કરવામાં આવે છે. જોકે પહેલાં કેટલીક જગ્યાએ તો જન્મ પછી તુર્ત જ કન્યાની સગાઇ કરવામાં આવતી. હાલમાં પાંચ-છ વર્ષની ઉમરે કરવામાં આવે છે. જો વહેલાં સગપણ ન કરવામાં આવે તો પાછળથી લોકોને શંકા રહે છે અને કોઇક કારણસર યા ખોટખાપણને લીધે જ સગાઇ નહીં થઇ હોય એમ માની સગાઇ કરતા અચકાય છે અને દીકરો કુંવારો રહી જવાનો ભય રહે છે. બીજી તરફ કન્યાઓની સગાઇઓ નાનપણમાં થઇ ગયેલી હોઇ મોટી ઉંમર થયા પછી તેને લાયક ઉંમરની કન્યા મળવી પણ મુશ્કેલ બને છે. આવા કેટલાક કારણોસર સગપણ તો વહેલાં જ કરવામાં આવે છે.

ગાંધર્વ કે પ્રેમલગ્નો કરવાની સમાજમાન્ય પ્રથા આ કોમમાં હોતી નથી. તેમજ સવેલું ઉપાડી જઈને અથવા કોકની કુંવારી કન્યા ઉપાડી જઈ લગ્ન કરવાની સમાજમાન્ય પ્રથા નથી તેમજ તેવા કિસ્સા પણ બનતા હોતા નથી. વળી વિના કારણે એક કરતાં વધુ પત્ની કરવાની પણ પ્રથા આ કોમમાં પહેલા હતી નહીં અને હાલમાં પણ નથી. પરન્તુ સંતાન ન થતું હોય યા બીજા કોઈ એવા ખાસ પ્રસંગે બીજી પત્ની કરવામાં આવે છે.

વિધવા બાઇને ઘરઘરણું કરવાની છૂટ હોય છે. બને ત્યાં સુધી તો માવતર જ વિધવાબાઇની સંમતિ મેળવી કોઇ લાયક વિધૂર સાથે ઘરઘરણું કરી આપે છે. પરન્તુ ઘરઘરણું કરતાં પહેલાં વિધવાના માબાપ આ બાઇને તેના પ્રથમ વરપક્ષના માબાપને નાતના રિવાજ મુજબ પચાસથી દોઢસો રૂપીઆ સુધીના પૈસા પાછા ચૂકવી બાઇને છૂટી કરે છે. તેને આમ છૂટી કર્યા પછી જ તેનું બીજે ઘરઘરણું થઇ શકે છે. ઘરઘરણાં પ્રસંગે વિધવાનાં માબાપ આ નવા વરપક્ષ તરફથી સોથી પાંચસો રૂપીઆ સુધીના નાણાં લે છે. તેને 'લગરું' કહેવામાં આવે છે. બાઈના આગલા સંતાન હોય તો તે પર તેના મૂળ વાલીવારસોનો હક ગણાતો હોઇ તેમને સુપ્રત કરવા પડે છે.

જો બાઇનો દિયર કુંવારો હોય અને તેની સાથે સંબંધ બાંધવાની બાઇની મરજી હોય તો દેરવટું પણ કરવામાં આવે છે.

જો વરકન્યાને કોઈ કારણસર અણબનાવ થાય તો છૂટાછેડા કરવાની છૂટ છે. એક બીજાનો નાણાંકીય લેવડદેવડનો વ્યવહાર પતાવી છૂટાછેડા જાહેર કરી એકબીજા બીજે ઘરઘરણું કરી શકે છે.

વરકન્યાની પસંદગી તો મુખ્યત્વે માબાપ જ કરે છે. છતાં હાલમાં કેટલીક જગ્યાએ વરકન્યાના અભિપ્રાયને લક્ષમાં લેવામાં આવે છે. પરન્તુ મોટાભાગના સગપણ તો બાળપણમાં જ થતા હોવાથી આ પ્રશ્ન ઊભો થતો નથી. બન્ને પક્ષ એક બીજાના ઘર, આબરું વગેરે જોઇ સગપણ અંગેની વાતો ચલાવે છે. આ પ્રસંગે ઉંમર, કુળ વગેરેનો ખ્યાલ કરવામાં આવે છે.

કન્યાની ઉંમર સામાન્ય રીતે વરથી બે ત્રણ વર્ષ નાની હોય એ જોવામાં આવે છે. તેમજ એક જ કુળ કે ગોત્રમાં લગ્ન થતા નથી. નજીકના અંગત મામા ફઇના દીકરા દીકરીઓ વચ્ચે પણ લગ્ન સંબંધ જોડવામાં આવતો નથી. પણ દૂરની સગાઇએ ફઇ મામાનો સંબંધ નીકળતો હોય તો તેનો બાધ ગણાતો નથી. શિક્ષણને મહત્ત્વ આપવામાં આવતું નથી પણ કન્યા ઘરકામકાજમાં કેવી ઉપયોગી થશે, તેને રસોઇ રાંધતા આવડે છે કે નહીં, ઊન કેવું અને કેટલી ઝડપે કાંતી શકે છે. વગેરે કાર્યકુળતા બાબતોની ઊંડાણથી તપાસ કરવામાં આવે છે.

સગાઇ કરવા અંગેની અંદરો અંદર વાત નક્કી થયા પછી નક્કી કર્યા મૂજબ વરપક્ષના બે ચાર જણા અને માબાપ વગેરે કન્યાપક્ષને ત્યાં રૂપીઓ અને નાળિયેર લઇને જાય છે. સૌ સગાસ્નેહીઓ ભેગા મળે છે. દેજ વગેરેની લેવડ દેવડની રકમ નકકી થાય છે. વરપક્ષ તરફથી કન્યાપક્ષને રૂા. દસ રોકડ ચૂકવાય છે અને સૌને સગાઇની ખુશાલી બદલ ગોળધાણા વહેંચવામાં આવે છે. આ રીતે સગપણ પાકું થાય છે.

બન્ને પક્ષની અનુકૂળતાએ લગ્ન તિથિ નક્કી કરવામાં આવે છે. જો કે કન્યાપક્ષની અનુકૂળતાઓનો વધુ ખ્યાલ કરવામાં આવતો હોય છે. લગ્ન તિથિ બ્રાહ્મણ પાસે જ જોવડાવવામાં આવે છે. લગ્ન લખાયા પછી સૌ સગા-સ્નેહીઓને કંકોત્રી લખવામાં આવે છે તથા બ્રાહ્મણ દ્વારા જાણ કરવામાં આવે છે.

સામાન્ય રીતે લગ્નતિથિ લગ્ન અગાઉ આઠથી પંદર દિવસ અગાઉ નક્કી કરવામાં આવતી હોય છે. આ દિવસો દરમ્યાન બન્ને પક્ષને ત્યાં લગ્નની પૂર્વ તૈયારીઓ તડામાર રીતે ચાલતી હોય છે. મકાનને લીપીગુપી શણગારવામાં આવે છે. તેમજ એક પછી એક સગાસ્નેહીઓ તથા મહેમાનો આવવા માંડે છે. રોજ રાત્રે સ્ત્રીઓ ગીતો ગાય છે. ફટાણાં વગેરે પણ બોલે છે.

લગ્ન અગાઉ લગભગ ત્રીજે દિવસે વરપક્ષને ત્યાં મુહૂર્ત જોઇ માણેકસ્થંભ રોપવામાં આવે છે તથા માંડવો નંખાય છે. ગણેશની સ્થાપના



અસ્પૃશ્ય જાતિનો ડાંગશીઆ વણકર



ભરવાડ વંશનો સંસ્કાર સૂચવતી ડાંગશીઆ સ્ત્રી

કરી તેની પુજા વગેરે કરવામાં આવે છે. વરરાજાને ત્યાં જ બેસવાનું હોય છે અને સવાર-સાંજ તેને પીઠી ચોળવામાં આવે છે. સામાન્ય રીતે તેના મા, ભાભી વગેરે આ પીઠી ચોળે છે.

જાન રવાના થતાં પહેલાં સગાંસ્નેહીઓને એક-બે ટંક જમણુ આપવામાં આવે છે. તેમાં ખાસ કરીને ચુરમું, ગાંઠિયા વગેરે પીરસવામાં આવે છે.

ગામમાં વાજતેગાજતે વરરાજાનું ફૂલેકું કાઢવામાં આવે છે તથા અગાઉથી સગાંસ્નેહીઓને ખજૂરની યા ગોળની લાણી કરી ફૂલેકા સમયે 'પસ' ભરવામાં આવે છે. આ સમયે વરરાજાને રોકી, તેના દુઃખણાં લઇ શકિતઅનુસાર આઠ આના-રૂપિયો વગેરે આપવામાં આવે છે. સામાન્ય રીતે ફૂલેકામાં વરરાજા ચાલીને જ નીકળે છે.

જાન રવાના થતાં પહેલાં પૈડું સિંચવામાં આવે છે. વરરાજાની સાથે તેના કાકા બાપાનો કોઇક ભાઇ અણુવર તરીકે સાથે રહે છે. તે તેની સંભાળ રાખે છે.

જાન કન્યાના ગામને પાદરે જઇ થોભે છે. તેની જાણ થયા પછી જ કન્યાપક્ષને ત્યાં માણેકસ્થંભ રોપવામાં આવે છે. તથા માંડવો નાખી ગણેશની સ્થાપના કરવામાં આવે છે. સાથે સાથે સામૈયાની તૈયારીઓ કરવામાં આવે છે.

આ સામૈયું ઘણાં ધામધૂમથી કાઢવામાં આવે છે. ઢોલ નગારાં અને શરણાઇઓથી આખું વાતાવરણ ગાજી ઉઠે છે. કોઇ કુંવારી કન્યાના માથે પાણીનો કળશો તથા તે ઉપર નાળિયેર મૂકી લઇ જવામાં આવે છે. વરપક્ષવાળા સામા આવી તે કન્યાના કળશા ઉપરનું નાળિયેર લઇ બીજું નાળિયેર મૂકે છે તથા કળશામાં બે ચાર આના વરપક્ષ તરફથી નાખવામાં આવે છે. ત્યાર પછી જાન તથા વરને વાજતેગાજતે સામૈયું કરી સૌથી પ્રથમ માંડવે લાવી ઊભા રાખવામાં આવે છે. વરરાજા માંડવાના તોરણે આવી પોતાની તલવા-

રથી માંડવાના તોરણુના પાંદડાને અડે છે. ત્યાર પછી સામાન્ય રીતે જાન તથા વરરાજાને ઉતારે લઇ જવામાં આવે છે. કેટલીક જગ્યાએ વરરાજાને માંડવે જ ઉતારો આપવામાં આવે છે. જાન થોડો સમય અહીં વિસામો લે છે પછી સૌને જમવા તેડી જવામાં આવે છે. જમી રહ્યા પછી સૌ માંડવે આવે છે. આ સમયે માંડવામાં સાસુ વરરાજાને પોંખે છે. પોંખ્યા પછી વરરાજા રસ્તામા મૂકેલ કોડીયું ફોડીને માંડવા નીચે જાય છે. જો કોડિયું ન ફૂટે તો હસે છે. કોડિયું ન ફોડી શકાય તો તે બદલ બ્રાહ્મણુને એક પૈસો આપવો પડે છે.

માંડવા નીચે પ્રથમ વરરાજા બેસે છે. ત્યારબાદ કન્યાને બોલાવવામાં આવે છે. આ સમયે બન્નેને સામસામાં બેસાડવામાં આવે છે. બ્રાહ્મણુ હોમ હવન કરે છે. તથા મંત્રોચ્ચાર કરી જવ, તલ, ઘી વગેરે હોમે છે. અને વરકન્યાનો હસ્તમેળાપ કરે છે. સ્ત્રીઓના ગીતોથી લગ્નમંડપ ગુંજી ઊઠે છે. તથા ઢોલ શરણાઇઓ તેમાં એક વિશિષ્ટ ઉમેરો કરે છે. હસ્તમેળાપની આ ક્રિયા રાતે જ કરવામાં આવે છે. આ પછી વર તથા જાનૈયા ઉતારે જાય છે. કન્યા પોતાને ઘેર જાય છે. બીજે દિવસે સવારે નવ દસ વાગે ધામધૂમથી કન્યાનું ફુલેકુ કાઢવામાં આવે છે તથા પસ ભરવામાં આવે છે. બપોરે સૌ જમીને આરામ કરી લે પછી ત્રણુ ચાર વાગે પરણેતરની વિધિ કરવામાં આવે છે. અહીં ચોરી બાંધેલી હોય છે. તેના પૈસા કન્યાપક્ષ તરફથી આપ-વામાં આવેલા હોય છે. પણુ તે વરપક્ષ તરફથી કુંભારને ત્યાંથી લાવવામાં આવે છે. વરકન્યાના છેડાછેડી બાંધવામાં આવે છે તથા ફેરા ફેરવવામાં આવે છે. કુલ ચાર ફેરા ફેરવાય છે. પ્રથમના બે ફેરે વરને આગળ રાખવામાં આવે છે. અને પાછલા બે ફેરે કન્યાને આગળ અને વરને પાછળ રાખવામાં આવે છે. આ વિધિ પૂરી થયા પછી બ્રાહ્મણુને પાંચ રૂપીયા આપવામાં આવે છે. ત્યારબાદ કન્યાદાનની વિધિ થાય છે. તેમાં શક્તિ અનુસાર કન્યાને તેના માવતર તરફથી બસો ત્રણુસો રૂપીઆના દરદાગીનાં, કપડાં વગેરે આપવામાં આવે છે. આ પહેલાં વરપક્ષ તરફથી કન્યાના માવતરને માંડવા નીચે સૌની

રૂબરૂ પાંચસોથી છસો રૂપીઆ દેજ પેટે રોકડા ગણી આપવામાં આવે છે. અને કન્યાદાન પછી સૌ સગાસ્નેહીઓ તરફથી પોતાની શકિત અનુસાર બબ્બે રૂપીઆ હાથગરણામાં ચૂકવવામાં આવે છે આ રીતે લગ્ન વિધિ પૂરી થાય છે.

સામાન્ય રીતે જાનને ત્રણ ટંક રોકવામાં આવે છે જમણમાં સુખડી, ગાંઠીયા, ખીચડી, ચણા વગેરે જમાડવાનો મહિમા છે. આ કોમમાં વરપક્ષને લગ્ન પ્રસંગે હજારથી દોઢ હજારનો ખર્ચ થાય છે અને કન્યાપક્ષને પાંચસોથી હજારનો ખર્ચ થાય છે. વધારે શકિતશાળી લોકો વધુ ખર્ચ કરે છે,

ઝાલાવાડ જીલ્લામાં આવેલા બજાણા ગામમાં વસતા કેટલાંક ડાંગશીયાના કુટુંબોની સંક્ષિપ્તમાં આર્થિક તપાસ કરતાં જણાયું હતું કે સરેરાશ એક શાળ ઉપર નભતા સંયુક્તકુટુંબની માસિક આવક ૫૦) થી ૫૫) રૂ. છે. એટલે રોજની કુટુંબ દીઠ આવક રૂ. ૧-૧૦-૦ થાય. સંયુક્ત કુટુંબ વ્યવસ્થા હોવાથી લગભગ સરેરાશ નાના મોટા તેર જણનો તે આવકમાંથી નિભાવ કરવાનો હોય છે. અને ઘરની લગભગ દરેક વ્યક્તિ આ ઊનના કામમાં પરોવાયેલ હોય છે. છતાં તપાસ કરેલાં દરેક કુટુંબમાંથી સરેરાશ પાંચ જણ રોજ આઠ કલાક આ વ્યવસાય પાછળ સમય આપે છે. એકાદ બે પુરુષવર્ગ વણાટનું કામ કરે છે. ઘરની બે ત્રણ વહુ દીકરીઓ અથવા ડોશી વગેરે પીંજવાનું તથા કાંતવાનું કામ કરતી હોય છે. ઉપર મુજબની માસિક આવકની ગણતરીમાં આ પીંજણ તથા મજૂરીનો હિસાબ ગણવામાં આવ્યો નથી. પણ તે અનુસાર કરતાં કામ કરનાર દરેકને માસિક દસ રૂપીઆ મળે. એટલે રોજ આઠ નવ કલાક મજૂરી કરવા બદલ સરેરાશ, લગભગ સવા પાંચ આના જ મજૂરીના મળે. એટલે તેમની મજૂરીના પ્રમાણમાં યોગ્ય વળતર તેઓને મળતું નથી. ઘરના બધા કામ કરતા હોવાથી જ તેઓને આ ધંધો પોષાય છે. જો કાંતવા પીંજવા માટે બહારના માણસોને રોકવામાં આવે અથવા તેનો હિસાબ ગણવામાં આવે તો તેઓને આ ધંધો પોષાય તેમ નથી. ૧ શેર ઊન કાંતવાની મજૂરીનો દર ૧॥ રૂ. છે. અને કયારેક તેઓ સંજોગોવસાત્ તે દરે કંતાવે પણ છે.

એક શાળ ધરાવનાર કુટુંબ બાર માસ દરમ્યાન સરેરાશ ૭ મણુ ઊન વાપરે છે. તેમાં મુખ્યત્વે ત્રણુ મણુ ઊન કાળું અને ત્રણેક મણુ ઊન સફેદ હોય છે. સફેદ ઊન કરતાં કાળા ઊનનો ભાવ વધુ હોય છે. તપાસ કરેલા કુટુંબોમાં વર્ષે સફેદ ઊન રૂ. ૧૨૦)ના ભાવે અને કાળું ઊન રૂ. ૧૬૫)ના ભાવે ખરીદેલ હતું.

૩૬૦–૦–૦ સફેદ ઊન મણું ૩ દર રૂ. ૧૨૦)ના ભાવે.

૫૧૫–૦–૦ ,, ,, ,, ,, ,, ,, ૧૬૫)ના ભાવે.

૮૭૫–૦–૦ કુલ કિંમત.

એટલે બાર માસે સરરાશ ૮૭૫ રૂ.નું ઊન ખરીદેલું તે અગાઉ આપણે જોઇ ગયા કે તેઓ આ ઊનના વણાટમાં જુદી જુદી ભાત. અને અને ડીઝાઇનો વણે છે. આ માટે તેઓને કેટલુંક ઊન રંગવું પડે છે. સરેરાશ દર વર્ષે તેઓને લગભગ ૮ રતલ રંગ વપરાય છે. ચાલુ વરસે તેનો ૧ રતલનો ભાવ રૂ. સાડાસાત હતો. એટલે લગભગ ૬૦) રૂ. રંગનો સરેરાશ બાર માસનો ખર્ચ થયો. આ ઉપરાંત પાણુકંદાની કાંજી ઊનને ચઢાવવામાં આવે છે. બાર માસ દરમ્યાન સરેરાશ ૧૨ મણ પાણુકંદા વપરાયા હતા અને તેનો ભાવ મણે રૂપિયા ૩) હતો. એટલે તે પાછળ રૂ. ૩૬) ખર્ચ થયો. આ ઉપરાંત શાળ, રેંટીઓ વગેરે વસ્તુ ભાંગેતૂટે વગેરેની મરામત કરવા પાછળ બાર માસે સરેરાશ ૨૫) રૂ. ખર્ચ થયો હતો. આ બધાનો હિસાબ ગણુતાં લગભગ એક હજાર રૂપિયા માલની પડતર કિંમત થાય છે.

રૂ. ૮૭૫) ઊન મણુ ૬.

,, ૬૦) રંગ ૮ રતલ, દર રૂ. ૭ાા પ્રમાણે.

,, ૩૬) પાણુકંદ ૧૨ મણુ, દર રૂ. ૩) પ્રમાણે.

,, ૨૫) સાધનોની મરામત પાછળનો ખર્ચ.

રૂ. ૯૯૬ કુલ માલની પડતર કિંમત.

એટલે માનો કે લગભગ ૧૦૦૦, રૂા. પડતર કિંમત થાય છે. પણ તેમાં તેમની મહેનત અને મજૂરીની વાજબી કિમત ચઢાવવામાં આવે એટલે કે ૧ શેર ઊન કંતામણનો ૧ાા રૂા. ગણવામાં આવે તો ૪ મણ ઊન કાંતવાની મજૂરી લગભગ ૨૪૦, રૂા. થાય (જો કે કુલ ૭ મણ ઊન હોય છે. પણ ઊન પીંજ્યા પછી તે દર મણે અહીં સરેરાશ. ૧૦, શેર ઊનની ખાંધ આવે છે મોટા ભાગનું કસ્તર તરીકે નીકળી જાય છે. એટલે માત્ર ચાર મણ જ ઊન કંતાય છે. તે પ્રમાણે દર આંકયો છે) અને વણાટની તથા પીંજણુ વગેરેની લગભગ ૫૦૦, રૂા. મજૂરી વાજબી ગણાય એટલે કુલ ૭૪૦, રૂા. તે ઉપરની વાજબી મજૂરી (fare wages) ગણાય તેને લક્ષમાં રાખી તેની પણ ઉત્પાદન ખર્ચમાં ગણતરી કરવામાં આવે તો કુલ ૧૭૩૬) રૂા. ઉત્પાદન ખર્ચ થઇને માલની પડતર કિંમત થાય.

બીજી તરફ પાંચ શેર ઊનના તારમાંથી સરેરાશ ૧ ધાબળો તૈયાર થાય છે. તેઓ પાસે કસ્તર અને ઘટનું ઊન બાદ જતાં ૪ મણ ઊનનું સુતર બાર માસ દરમ્યાન થયું હોય છે. તે ગણતરીએ તેઓ સરેરાશ વર્ષના ૩૨ ધાબળા તૈયાર કરે છે. વણાટ અને પ્રકારની દૃષ્ટિએ આ ધાબળાં તથા વસ્ત્રોની જુદી જુદી કિંમત હોય છે, ઓછામાં ઓછા પાંત્રીસથી વધુમાં વધુ સીત્તેર સુધીની કિંમતના હોય છે. તપાસ કરેલાં કુટુંબોમાં એક વસ્ત્રની સરેરાશ ૪૫) રૂા. કિંમત ઉપજી હતી. તે અનુસાર ૩૨ ધાબળા યા વસ્ત્રોની કુલ સરેરાશ ૧૪૪૦) રૂા. કિંમત ઉપજી ગણાય.

આગળ ઉપર તપાસી ગયા તે મુજબ માલની કુલ પડતર કિંમત પણ મજૂરી અને વણાટનો દર ન ગણતાં રૂા. ૯૯૬) થાય છે. અને માલની વેચાણ કિંમત ૧૪૪૦) રૂા. થાય.

૧૪૪૦) રૂા. વેચાણ કિંમત (મજૂરી ન ગણતાં.)

૯૯૬) રૂા. પડતર વેચાણ કિંમત.

૪૪૪) રૂા. બાર માસનો નફો.

એટલે તેમની મજૂરીનો હિસાબ ન ગણતાં તેઓને દર ધાબળે માત્ર ૧૪J રૂ. નફો મળે અને દર બે મહીને સરેરાશ સાત ધાબળા તૈયાર થાય છે. આમ ૯૮ રૂ. થાય એટલે દરમાસે ૪૯ રૂ. આવક થાય. આ ઉપરાંત તેઓ ખેત મજૂરીએ પણ જાય છે. પણ તે અમુક મોસમ પૂરતું મર્યાદિત હોવાથી તેની કાયમી બારે માસ આવક નથી. તેને પણ લક્ષમાં લેતાં છેવટે દરેક કુટુંબને સરેરાશ ૫૦J થી ૫૫J રૂ. માસિક આવક થાય છે.

ઉપર મુજબ દર બાર માસે રૂ. ૪૪J બાર માસની ઊનમાંથી જે આવક થાય છે તેમાં તેની મહેનત મજૂરીનો હિસાબ ગણતાં આ લોકોને નુકસાન જાય છે. જેમકે ઊન તથા અન્ય ખર્ચ ગણતાં લગભગ ૯૯૬J રૂ. પડતર કિંમત થાય છે. તે ઉપર અગાઉ ગણત્રી કર્યા મુજબના ૭૪૦J રૂ. કાંતણ, પીંજણ તથા વણાટની મજૂરી ગણતાં તેની પડતર કિંમત ૯૯૯J + ૭૪૦J રૂ. =૧૭૩૬J રૂ. થાય. જ્યારે તેની વેચાણ કિંમત રૂ. ૧૪૪૦J છે. તે બાદ જતાં ૨૯૬J રૂ. નુકસાન ગણાય. અથવા તો તેમને એમના ધંધા-માંથી તેમની મહેનતના પ્રમાણમાં એટલું ઓછું મહેનતાણું મળ્યું ગણાય. એટલે દર ધાબળે તેમને સરેરાશ ૯J રૂ. જેટલું એમની મહેનતના પ્રમાણમાં ઓછું મહેનતાણું મળે છે. તેમને આજે દર વસ્ત્રે સરેરાશ ૧૪J રૂ. નફો મળે છે. તે તેમના વાજબી મહેનતાણાંનો હિસાબ ન ગણવાને કારણે છે જો તેનો હિસાબ ગણવામાં આવે તો વાજબી મજૂરી અને વળતરના હિસાબે ખોટમાં ધંધો કરે છે. તેમને આ વણાટ અને પીંજણની મજૂરી કરતાં બીજી મજૂરી-માંથી સારું વળતર મળી શકે. પરન્તુ તેનો તેમને હિસાબ ગણતા આવડતો હોતો નથી. તેમજ બીજી મજૂરીઓ કાયમ માટે મળવાની શકયતા પણ નથી. ઘરના માણસોને આ ધંધામાંથી પૂરતું કામ મળે છે. વળતર મળતું નથી. પણ તેને વળગી રહે જ છૂટકો છે. પરન્તુ આ લોકોનો ધંધો ખોટવાળો નથી. જો તેમને વાજબી ભાવે ઊન મળે, તેમના વણાટના સાધનોમાં સુધારો થાય, તથા વણાટમાં કરવામાં આવતી કારીગરી અને કળા વધુ વિકસાવે, તથા તેમના માલના બજારો પોતે હસ્તગત કરે તો તેઓ આ ધંધામાં જ સારી

પ્રગતિ કરી સારી કમાઈ કરી શકે તેમ છે.

એકંદરે તો આ ધંધો સારી કમાણીવાળો છે. પરંતુ થોડી આવડતથી કરવામાં આવે, શોષણના ચક્રમાં ન ફસાય તથા બજારો હસ્તગત કરવામાં આવે તો આ ધંધો ઘણો સારો છે. આ લોકો રાતદિન મહેનત મજૂરી કરે છે. પણ તેમના ધંધા ઉપર નભતા દલાલો આજે સારી આવક કરે છે. આજે આ પ્રમાણેની તેઓની આર્થિક સ્થિતિ છે

પરન્તુ જે લોકો વેપારીઓ અને દલાલો પાસેથી ઊન ખરીદે છે. તથા તેનો માલ તેમને જ વેચે છે. તેવા ડાંગશીઆઓ શોષણના ચક્રમાં વધુ ફસાયેલા છે. તેઓની આાથક સ્થિતિ જરા વધુ ખરાબ છે. અને તે શોષણ અને અજ્ઞાનતાના કારણે જ છે.

આ લોકો એકંદરે દેવાદાર છે. પણ તેઓને સામાન્ય રીતે બહુ મોટા ભારે દેવા હોતા નથી સોથી પાંચસો રૂપીઆ સુધી સામાન્ય રીતે દેવું હોય છે. તેઓ તે દર વર્ષે ચૂકવે છે અને નવો કરે છે.

સ્થાવર મિલ્કતમાં તો તેઓ પાસે પોતાના બાપદાદાથી વસાવેલા ઝૂંપડાં છે. તથા ગણ્યાં ગાંઠ્યા ઘરેણાં સિવાય ખાસ હોતું નથી.

આ લોકોમાં ઊનના વણાટની કળા ઘણી સારી રીતે ખીલી છે. અને તે વધુ વિકસાવવી ઘટે.

**મૃત્યુ :** આ કોમમાં મૃતદેહને દાટવામાં આવે છે. મૃત્યુ થવાનું છે એમ જણાતાં સારી સ્થિતિના કુટુંબો દાનપુણ્ય કરે છે. ગાય-ભેંસને ઘાસ નાખે છે તથા પારેવા વગેરેને જારના દાણા નાખે છે. મરનારની પથારી આગળ કેટલીક જગ્યાએ ભગવાનનું સ્મરણ કરવામાં આવે છે તથા ભજન વગેરે ગાવામાં આવે છે. છેલ્લા શ્વાસ સમયે મરનારના મોંમા તુલસીનું પાન અને ગાંગાજળનું યા પવિત્ર કુંડનું ટીપું પાણી રેડવામાં આવે છે. મૃત્યુ થયા પછી તેના મુખમાં સામાન્ય રીતે એક તુલસીપાન અને એક પૈસો મૂકવામાં આવે છે. મૃતદેહને પ્રથમ ગરમ પાણીએ ઘરમાં નવડાવી બહાર આંગણામાં

કાઢવામાં આવે છે. સૌ સગાંસ્નેહીઓ ભેગાં થાય છે અને મડદાંને નનામી સાથે બાંધે છે. તે ઉપર કફન ઓઢાડી કંકુ વગેરે નાખે છે. જો મરનાર પુરુષ હોય તો તેની નનામીને ચારે છેડે નાળિયેર ટાંગવામાં આવે છે અને મરનાર જો સ્ત્રી હોય હોય તો તે ચાર નાળિયેર ઉપરાંત બીજું એક નાળિયેર વધારે લેવામાં આવે છે. જ્યારે મૃતદેહને લઇ જતાં પાદરે વિસામો ખાવામાં આવે છે ત્યારે આ ચારે નાળિયેર ચારે ડાઘુઓ (કાંધીઆ) ઘા કરી ત્યાં ફોડી નાખે છે. જ્યારે સ્ત્રીના પાંચમા નાળિયેરને તો તેના મૃતદેહની સાથે જ રાખવામાં આવે છે. જો મરનાર પુરુષ હોય અને તેની સ્ત્રી હયાત હોય તો તેનો ચૂડલો ભાંગવામાં આવે છે અને તેનો એક ટુકડો મૃતદેહની સાથે રાખવામાં આવે છે. વળી વિધવા બાઇને તેના માવતરપક્ષ તરફથી કાળાં કપડાં પોત તરીકે પહેરાવવામાં આવે છે. મુખ્યત્વે તો આ કપડામાં ઓઢવા માટે ઊનનો કાળો ધાબળો હોય છે.

મૃતદેહને સ્મશાને લઇ જતાં સૌથી આગળ પુત્ર યા સ્નેહી સળગતું છાણું લઇ આગળ જાય છે. સૌ લોકો જપ લેતા આગળ ચાલે છે. સ્ત્રીઓ રોકકળ કરતી ગામના પાદર સુધી મૃતદેહને વળાવી નહાવાધોવા જાય છે. પુરુષો મૃતદેહને સ્મશાને લાવે છે. ત્યાં મડદાંના માપનો પાંચ છ ફૂટ ઊંડો ખાડો ખોદી તેમાં પ્રથમ મીઠું નાખે છે. અને ત્યાર પછી મડદાંને નનામીથી છૂટું પાડી ખાડામાં ઉતારી ગોઠવવામાં આવે છે. મૃતદેહનું માથું ઉત્તર દિશામાં જ રાખવામાં આવે છે ત્યાર પછી મરનારના વારસા અથવા સ્નેહીજન તેની આજુબાજુ ચાર આંટા ફરી મરનારના જમણા પગના અંગૂઠે આગ અડાડે છે. અને પછી આ મરદાંને દાટવામાં આવે છે. આથી એમ જણાય છે કે આ લોકો મૃતદેહને બાળવામાં માનતા હોવા જોઇએ પરન્તુ સંજોગોના કારણે તેમજ આર્થિક સ્થિતિને લીધે તેઓને બાળવાની વિધિ ન પોષાવાને લીધે દાટવાની પ્રથા અપનાવી હોવી જોઇએ. સ્મશાનેથી સૌ સ્નાન કરી મરનારના ઘરે આવે છે. એકાદ સ્નેહીજન પોતાને ઘરેથી થોડી ખારી રાબ રાંધી એક હાંડલીમાં લાવે છે. સૌ તેમાં પોતની એક એક આંગળી બોળી

સહેજ ચાખે છે. આ પછી શોગ ઉતર્યો મનાય છે. અને સૌ પોતપોતાના ઘરે જાય છે તથા સાંજે ફરી બેસવા આવે છે અને મરનારના કુટુંબને થોડું આશ્વાસન આપે છે.

મૃત્યુ પછી બારમે દિવસે બારમું કરવામાં આવે છે. સૌ સગાસ્નેહીઓને બોલાવી સુખડી, ગાંઠીયા, ચુરમું વગેરેનું જમણ આપવામાં આવે છે. દસબાર બ્રાહ્મણને પણ જમાડાય છે. આ જમણ પાછળ લગભગ પાંચસોથી હંજારનો ખર્ચ કરવામાં આવે છે. નાના બાળકનો યા પુરુષનો દહાડો કરવામાં આવતો નથી.

લગભગ છ માસ પછી વરસી વાળવામાં આવે છે. તે પ્રસંગે બેન દીકરીઓને બોલાવી જમણ આપવામાં આવે છે તથા ઊનનાં કપડાં આપવામાં આવે છે. વરસી પ્રસંગે લગભગ પચાસથી દોઢસો રૂપીઆનો ખર્ચ કરવામાં આવે છે.

મરનાર કોઇ વીર હોય યા બહાદૂરથી મર્યો હોય કે સાધુ સંત યા ભગત હોય તો તેની ખાંભી કરવામાં આવે છે અને તેના વંશજો તેને પૂજે છે. આજથી પાંચેક પેઢી પૂર્વે તેઓમાં લખીરામ નામના સંત થઇ ગયા તેમની આવી એક ખાંભી વઢવાણ પાસે દેદાદરા બાજુ છે.

**ધાર્મિક માન્યતાઓ અને વિશ્વાસઃ–** આ લોકો ધર્મે હિંદુ હોઇ મૂર્તિ પૂજામાં તથા દેવદેવીઓમાં માને છે. મુખ્યત્વે પીઠળદેવી, ચામુંડ, મેલડી વગેરે માતાને વિશેષ માને છે. દરેકની કુળદેવીઓ જુદી જુદી હોય છે. તેમજ માતાના ભૂવા પણ અલગ હોય છે. માંદગી પ્રસંગે ભુવા પાસે દાણાં પણ જોવડાવે છે. તથા તેના કહ્યા અનુસાર બાધા માતાના રાખે છે. તેમાં સફળતા મળ્યા પછી માતાજીને નૈવેદ્ય વગેરે ધરે છે. પશુઓનો ભોગ હાલમાં ધરવામાં આવતો નથી. આ લોકોના ઘરમાં ઠાકર મહારાજનો યા પોતાની કુળદેવીનો મઢ હોય છે. ત્યાં પ્રસંગોપાત પૂજા પાઠ કરે છે. ઘીનો દીવો કરી ધૂપ દે છે તથા નૈવેદ્ય ધરે છે. કેટલીક જગ્યાએ તેમના વાસમાં માતાજીની દેરી પણ હોય

છે ત્યાં પણ પ્રસંગોપાત તેઓ ભેગા થાય છે. નવરાત્રીમાં દશેરાના આગલા દિવસે સૌ લાપસી, ચુરમું વગેરે ધરે છે. તેમજ અષાઢ સુદ બીજના રોજ મચ્છુ (મચ્છો) દેવને પણ લાપસી વગેરે ધરે છે.

ભૂત વળગાડમાં પણ આ લોકો વિશ્વાસ ધરાવતા આવ્યા છે. પરન્તુ પુરુષવર્ગ આ બાબતમાં વધુ જાગ્રત હોય છે. તેઓ તેમાં બહુ માનતા હોતા નથી છતાં લોકરીવાજ મૂજબ તેને અનુસરે છે. પરન્તુ તેમાં તેમને વિશ્વાસ હોતો નથી. બીજી પછાત અને અસ્પૃશ્ય કોમો કરતાં આ લોકોમાં આવી ધાર્મિક અંધશ્રદ્ધાઓ તથા વહેમી માન્યતાઓ કેટલેક અંશે પ્રમાણમાં ઓછી છે.

**દૈનિક જીવન :** ઊન લાવી પીંજવું, કાંતવું, વણવું એ મુખ્ય ધંધો હોઇ તેમનું દૈનિક જીવન એ ક્રિયાઓથી ગુંથાએલું રહે છે. સવારે સ્ત્રી પુરુષ સૌ કોઇ વહેલાં ઊઠી દાતણપાણી કરી ઊન અંગેના કામકાજે વળગે છે. ઊન વણવા માટે ઘરમાં એકાદ બે શાળ હોય છે. તે ઉપર પુરુષવર્ગ ઊન વણે છે ઘરની સ્ત્રીઓ ઊંન પીંજવા કે કાંતવા બેસે છે. જો કે હવે લોટ દળવાની ચક્કીઓ આવતાં આ પ્રવૃત્તિ ઓછી થવા પામી છે. જો ઘરમાં દુઝાણું હોય તો તેના કામકાજમાં રોકાય છે. ઘરની સાફસૂફી કરે છે તથા પાણી વગેરે ભરે છે. આગલા દિવસના રોટલા પડયા હોય તે ફરી શેકે છે અને સૌને નાસ્તામાં જમવા આપે છે. ઘરનાં અન્ય નાનાં મોટાં છોકરાંઓ તથા છોકરીઓ પણ ઊન પીંજવા કાંતવાના કામમાં પરોવાય છે. બપોરે જમી થોડો આરામ કર્યા બાદ પણ પાછા સૌ પોતપોતાના કામે વળગે છે જો પાકની મોસમ હોય અને દોઢ બે રૂપીઆ દહાડિયા મજૂરીના મળતાં હોય અને ઊન પીંજવા કાંતવાનું ખાસ કામકાજ ન હોય તો આવી મજૂરી પણ આ લોકો કરે છે. આવા પ્રસંગે બપોરે પુરુષ વર્ગને જમાડવા ખેતરે ભાત લઇને પણ સ્ત્રીઓ જાય છે. તથા સાંજે ઘરે આવી વાળુ કરી આરામ કરે છે મહિનામાં એકાદ બે દિવસ સૌ ભેગા મળી રાત્રે ભજન કીર્તન પણ કરે છે. આ રીતનું તેમનું દૈનિક જીવન છે.

આ કોમમાં બીજી પછાત કોમો કરતાં સ્વચ્છતાનું પ્રમાણુ કંઇક અંશે ઠીક છે. જો કે બબ્બે ત્રણુ ત્રણુ દિવસે સ્નાન કરે છે. કેટલાક તો રોજેરોજ પણુ સ્નાન કરતા હોય છે. સુતરાઉ કપડાં અઠવાડિયે એકાદવાર ધોવામાં આવે છે. પણુ ઊનના કપડાં ખાસ જલ્દી ધોવામાં આવતા નથી.

આ લોકોનો મુખ્ય ખોરાક જુવાર બાજરો છે. બપોરે બાજરાના રોટલા અને શાક યા ચણાની દાળ રાંધે છે. સાંજે ચોખા મગની ખીચડીને શાક અથવા છાસ વગેરે લે છે. ચોખા ખાસ રાંધવામાં આવતા નથી. વાર-તહેવારે યા શુભ પ્રસંગે ચૂરમું, લાપસી, પુડલાં વગેરે રાંધવામાં આવે છે.

તેઓ ગામની એક બાજુ અલગ સમૂહમાં પોતાના ઝૂંપડાં બાંધીને વસે છે. તેઓના મકાન માટીના કાચા હોય છે. આગળ નાની સરખી ઓસરી હોય છે. અધીં ઓસરી ખૂલ્લી હોય છે અને થોડા ભાગમાં આડશ કરેલી હોય છે. ત્યાં ઘણું ખરું તેઓની ઊન વણુવાની શાળ ગોઠવેલી હોય છે. આ આ શાળ ઘણી સાદી તથા દેશી ઢબની ખાડાશાળ હોય છે. જો જગ્યાનો અભાવ હોય તો તેઓ બે ઓરડા વચ્ચેની દિવાલમાં બાકોરું પાડી તેની વચ્ચે પણુ શાળ ગોઠવે છે. ઓસરીના એકાદ ખૂણે યા ફળીયામાં બેસી કોઇ ઘરડા ડોશીમા વગેરે સવાર સાંજ ઊન કાંતતા નજરે પડે છે. તથા ઘરમાં યા બહાર નવરાશના સમયે ઘરની વહુ દીકરીઓ ટોપલાંમાં ઊનના ગાભા લઈ નિરાંતે પીંજતી નજરે પડે છે. ઘરમાં એકાદ ઘંટી તથા એક બે ખાટલાં હોય છે. તથા જરૂર પૂરતી અનાજ ભરવાની માટીની કોઠી તથા અન્ય વાસણો હોય છે. આ સિવાય ખાસ રાચરચીલું હોતું નથી. પણુ દરેકના ઘરમાં અથવા ઓસરીમાં માતાજીની છબીઓ વગેરે વિશેષ પ્રમાણુમાં ટાંગેલી નજરે પડે છે. એકંદરે તેઓના ઘર અસ્વચ્છ, અંધારિયા તથા સાંકડા હોય છે.

**સંબંધો અને સ્થિતિ :** દેશની બીજી આગળ વધેલી પ્રજાની સરખામણીમાં આ કોમ આર્થિક, સામાજિક તથા શૈક્ષણિક દૃષ્ટિએ ઘણી પાછળ છે. તેઓ અસ્પૃશ્ય મનાતા હોવાથી તેમજ અજ્ઞાનતાના કારણે શિક્ષ-ણુથી વંચિત રહેતા આવ્યા છે. આ કોમ કોઇથી દબાતી કે ડરતી નથી,

તેમજ કોઇને દબાવતી આવી નથી; પણ તેનું આર્થિક શોષણ થતું આવ્યું છે. ગરજને લીધે વેપારીઓને નમતા આવ્યા છે.

તેઓનું કૌટુંબિક જીવન ખાસ વધુ કજિયાકંકાશ ભરેલું જોવામાં આવતું નથી. અન્ય પ્રજાઓમાં થતા સામાન્ય પ્રકારના ગૃહકલેશો ઊભા થાય છે અને આપમેળે તે સમી જાય છે. તેઓના સમાજમાં સ્ત્રીઓનું સ્થાન પણ તદ્દન હલકું યા નીચું નથી. અહીં મુખ્યત્વે તો સંયુકત કુટુંબવ્યવસ્થા જ જોવામાં આવે છે; પણ પ્રજા વધુ વધતાં અગવડતાને કારણે ધીરે ધીરે ભાઇઓ વગેરે: અલગ થવા માંડે છે.

**આર્થિક સમાલોચના :** આ લોકોનો મુખ્ય ધંધો ઊનના વણાટનો જ છે. આ ઉપરાંત પ્રસંગોપાત્ કેટલાક ખેત–મજૂરી પણ કરે છે. મુખ્યત્વે તેઓ ઊન વેચાતું જ લાવે છે. પોતે ઘેટાંબકરાં ઉછેરતા નથી. એકંદરે તેઓને તેમની મજૂરીના પ્રમાણમાં યોગ્ય વળતર મળતું નથી. અને જે કાંઇ મળે છે તેમાંથી તેઓ માત્ર તેમનું જીવનનિર્વાહ પૂરતું અનાજ વગેરેનું ખર્ચ સરળતાથી કાઢી શકે છે. પરંતુ તે સિવાય જીવનની બીજી પ્રાથમિક જરૂરિયાતોના ખર્ચને જેવાં કે કપડાં લત્તાના ખર્ચને અથવા તો અન્ય સામાજિક ખર્ચને પહોંચી વળવા કાં તો તેમને દેવું કરવું પડે છે. યા તો જેમ તેમ અર્ધા ભૂખ્યા રહી જીવન વિતાવવું પડે છે. તેઓનું જીવન ધોરણ નીચું હોવાના કારણે જ તેઓ પેટ પૂરતું અનાજ સરળતાથી મેળવી શકે છે. આમ જ્યાં તેઓને કેટલાક અન્ય પ્રાથમિક ખર્ચને પહોંચી વળવાની મુશ્કેલી હોય ત્યાં તેમનું જીવનધોરણ ઊંચું લાવવાનો પ્રશ્ન પણ એક બાજુએ રહે છે. જો તેઓ થોડી આવડતથી આ ધંધો કરે તો તેમની વણાટની પદ્ધતિમાં થોડો સુધારો કરે અને શાહુકારોની શોષણજાળમાંથી મુકત થાય તો તેઓ આજના કરતાં પોતાની દોઢી આવક કરી શકે તેમ છે. તથા પોતાના માલના બજારો હસ્તગત કરે તો સારું કમાઇ શકે તેમ પણ છે.

જે વિભાગોમાં તેઓ વેપારીઓ પાસેથી ઊન ખરીદે છે તથા પોતાનો બનાવેલો તૈયાર માલ તેમને વેચે છે, ત્યાં તો તેમનું એકંદરે શોષણ જ

થાય છે. તેમની મહેનતમજૂરી અને પરસેવાના પૈસા તેમને ફાળે ન આવતા વચ્ચેના વેપારીવર્ગ યા દલાલવર્ગને ફાળે જાય છે.

વર્ષમાં બે વાર એટલે કે ફાગણ અને ભાદરવા માસમાં ઘેટાં ઉપરથી ઊન કાતરવામાં આવે છે. વેપારીઓ અથવા દલાલો ભરવાડો પાસેથી ઊન ખરીદે છે અને ડાંગશીઆ લોકો આ વેપારી પાસેથી ખરીદે છે. પરિણામે તે ઊન પાછળ વેપારીનો નફો સહેજે ચઢી જાય. વળી આ લોકો પાસે રોકડ નાણાં ન હોવાથી તેઓ વેપારીઓ પાસેથી ઉધાર માલ લાવે છે તેઓને માલ લેવાની ગરજ હોવાથી વેપારી તો બજાર ભાવથી વધારે ભાવ માંડે છે તે તેઓ મંજૂર રાખે છે. બીજુ આ લોકો થોડા અજ્ઞાન હોવાથી તેમને તોલમાં દગો ફટકો થાય છે. તેમજ ક્યારેક માલની જાતમાં પણ દગો ફટકો કરવામાં આવે છે. આમ માલ મોંઘા ભાવે ખરીદાય, તોલમાં ઓછો આવે, તેમજ માલની જાત પણ હલકી મળે, એટલું જ નહીં પણ આ માલ ઉધાર આપ્યા બદલ તે ઉપર દોઢું બમણું ખાનગીમાં વ્યાજ ચઢે તે જુદું તેમાં ૫૦૦) રૂ.ના માલના ૭૫૦) રૂ. આપવા પડે અને જ્યારે માલ વણાઇને તૈયાર થઇ રહે ત્યારે પૈસા ભરવાને બદલે કેટલીક જગ્યાએ તો આ વેપારીઓને જ માલ આપવો પડે છે તે તેમાંથી લેણાં પેટેની રકમ વસૂલ કરી તેમજ બજાર ભાવથી ઘણો ઓછો ભાવ તેમના માલ પેટે ચૂકવે છે. આ રીતે શોષણ થવાથી તેઓ ઉંચા આવી શકતા નથી. આવી પરિસ્થિતિમાં તો તેઓને વાજબી ભાવે ઊન આપવાની તેઓને પોતાના માલના વાજબી ભાવ મળી રહેવાની જોગવાઇ કરવી ઘટે. જોકે આ હેતુ બર લાવવા માટે તથા એ દિશામાં કાર્ય હાથ ધરવા માટે પગલાં વિચારાઇ રહ્યા છે .તથા સહકારી મંડળીઓ ઊભી થઇ રહી છે.

બધા જ ડાંગશીઆ ઉપરોક્ત રીતે વેપારીઓ પાસેથી જ માલ ખરીદી તેમને જ વેચે એવું કાંઈ બધે નથી. કેટલીક જગ્યાએ તેઓ સીધા ભરવાડો પાસેથી જ ખરીદે છે. અગાઉથી બાનાના પૈસા ચૂકવી ઊન કાતરવાના દિવસે જાતે હાજર થઇ પોતાની રૂબરૂમાં પણ ઊંન કતરાવે છે. તથા ઊનનો તૈયાર

માલ પણ તેઓ વેપારીઓને ન વેચતા ભરવાડોને આપે છે. તથા રોકડા પૈસે વહેવાર રાખે છે. તેઓ શોષણના ચક્રથી મુક્ત રહ્યા છે. તેઓની આર્થિક સ્થિતિ કેટલેક અંશે ઠીક છે. છતાં એકંદરે તેઓને પોતાની મહેનતના પ્રમાણમાં યોગ્ય વળતર મળતું નથી. અને તેનું પણ મુખ્ય કારણ બીનઆવડત તથા યોગ્ય વેપારી કુનેહનો અભાવ છે.

સામાન્ય રીતે આ લોકોમાં સંયુક્તકુટુંબ વ્યવસ્થા હોય છે. અને ઘરના નાના મોટા સૌ કોઈ એક યા બીજી રીતે સવારથી તો સાંજ સુધી ઊન અંગેના વણાટની જુદી જુદી ક્રિયાઓમાં પ્રવૃત્ત રહે છે.

ઘરની એકાદ બે સ્ત્રીઓ ઊન પીંજવાનું જ કામ કર્યા કરે છે. તેઓ હાથથી જ ઊન પીંજે છે. આ માટે કોઇ યંત્ર કે અન્ય સાધન હોતું નથી. બીજી એકાદ વડીલ યા વૃદ્ધ સ્ત્રી યા વહુ વગેરે રેંટીઆ ઉપર ઊન કાંતે છે. તેઓના રેંટીઆ જૂની ઢબના હોય છે. અનેક શાસ્ત્રીય ઊણપોવાળાં તથા સાદાં હોય છે. સામાન્ય રીતે તે ઉપર આઠથી દસ આંકનું ઊન કાંતવામાં આવે છે. ઊનને પીંજ્યા પછી કાંતવામાં આવે છે. તેને ફાળકા ઉપર ઉતારી પાકા રંગથી રંગવામાં આવે છે. અને ત્યાર પછી તેના તાર અલગ ઉતારી તે ઉપર કાંજી ચોપડવામાં આવે છે. આ કાંજી પાણકંદાની હોય છે. લગભગ તે ડુંગળી જેવા હોય છે. તેને બાફીને છુંદી તેના માવાને પીંછા (મોટા બ્રસ) વડે ઊનના સૂતર ઉપર બરાબર ચોપડી સૂકવવામાં આવે છે. આ રીતે કડક થયેલા સૂતરના તારને છૂટા પાડી ફણીમાં ગોઠવી બરાબર રીતે શાળ પર ચઢાંવવામાં આવે છે. તેમાં જુદા જુદા રંગના ઊનના દોરાથી વણાટની સાથે ભાત તથા ડીઝાઇન વગેરે તૈયાર કરવામાં આવે છે. આ રીતે તેઓ ડીઝાઇન વાળાં ધાબળાં તથા સ્ત્રીઓને ઓઢવાના કપડાં વગેરે તૈયાર કરે છે.

[૩૧૯]

# ચ.....મા.....ર

મુખ્યત્વે ચામડા રંગવાનું તથા કમાવવાનું કામ કરતા હોવાથી તેઓ ચમારના નામે ઓળખાય છે. ચામડિયા પણ ચમારની જાતના છે. કેટલાક ચામડિયા કસાઇનું કામ પણ કરે છે. આ ઉપરાંત કેટલાક ભાગોમાં હાડી તેમજ ચમાર નાડીયા વસે છે. તેઓ પણ ચમારની જેમ ચામડા રંગવાનું કામ કરે છે તથા તેમના જીવનની રહેણીકરણી પણ ચમારના જેવી જ હોય છે. પરંતુ ચમારથી તેઓ તદ્દન જુદું અસ્તિત્વ ધરાવે છે. પરસ્પર તેઓને બેટીવ્યવહાર હોતો નથી.

આ લોકો આજુબાજુના ગામડાંઓમાંથી મરેલાં ઢોરનાં ચામડાંઓ લાવી, તેને પકવી નજીકના મોટા ગામના યા શહેરના મોચીઓને ચામડાં પૂરાં પાડે છે. તેઓ પોતે પણ ગામડાંઓના ખેડૂતોને કોસ, સાંથીના નાડાં વગેરે બનાવી વેચે છે. આ કોમ ઘણી ગરીબ અને અજ્ઞાન છે તેમજ અનેક વહેમોમાં માનતી આવી છે તથા બાહ્ય સમાજમાં અસ્પૃશ્ય છે.

તેઓ સ્થાયી જીવન ગાળે છે. ગામડામાં ગામના વસવાટથી અલગ પોતાના ઝૂંપડાં બાંધી સમૂહમાં વસે છે. તેઓના આવા વસવાટોને સામાન્ય રીતે ચમારવાસના નામે ઓળખવામાં આવે છે. તેઓના ચામડાં પકવવાના ચર્મકુંડો પણ પોતાના વાસમાં જ હોય છે. વળી આ ચર્મકુંડો જૂની ઢબના હોઇ કાયમ ખૂબ જ ગંધ મારતા હોય છે. આવી પરિસ્થિતિમાં તેઓ રહે છે. જો તેમાં બહારનો માણુસ જાય તો ત્યાંની અસહ્ય ગંધથી તેનું માથું ફાટી જાય છે. ત્યાં જરાય ટકી શકાતું નથી. કેટલીકવાર ગામડામાં આ લોકોના વાસ અને ચર્મકુંડો પવનની દિશામાં જ આડા હોવાથી ત્યાંની બધી દુર્ગંધ ગામમાં પણ ફેલાયા કરે છે. જો કે હવે તો તેઓ કુંડીઓ બાંધતા

થયા છે તેમજ તેઓના વાસમાં ચર્મકુંડો ન રાખતા થોડા દૂર અને પવનની બીજી દિશામાં રાખતા થયા હોવાથી દુર્ગંધનો ત્રાસ ઓછો થયો છે.

ચમારવાસમાં એક તો ચર્મકુંડોમાંથી અસહ્ય બદબુ નીકળતી હોય છે બીજી તરફ ગંદકી પણ ચોમેર એટલી જ હોય છે. વળી આ લોકો ભૂખમરાને કારણે તેમજ પરાપૂર્વથી ચાલી આવેલી ગંદી કુટેવોને કારણે મુડદાલ માંસ પણ ખાતા હોય છે. કેટલીક વાર મરેલાં ઢોરનાં ચાટેલાં હાડકાં, માંસ સાથેના હાડપીંજરો વગેરે પણ તેમના ફળીયામાં પડયા હોય છે. આ બધું જોઇને બહુ ભારે સુગ ચઢે છે. તેથી તેમના પ્રત્યે દિલમાં નફરત પેદા થવા પામે છે. પરન્તુ તેમાં તેમનો મૂળ દોષ નથી. સામાજિક બંધનો, રૂઢીઓ અને પરિસ્થિતિને કારણે તેઓનું જીવન એ રીતે ઘડાયું છે. તેમાંથી તેમને છોડાવવાના છે. ચમાર એ વ્યક્તિ તરીકે સારા છે. તેને ખતમ કરવાના નથી પણ તેમને વળગેલા કુસંસ્કારો, રૂઢીઓ અને તત્ત્વો દૂરી તેમને ઉગારવાના છે. હવે આપણે તેમના જીવન અંગે વધુ ઊંડા ઊતરીએ.

**વંશ અને જાતિ :** એમ કહેવાય છે કે આ લોકો મૂળે રોહીદાસ વંશી છે પહેલાંના વખતમાં રોહીદાસ નામે એક મોટા સંત થઇ ગયા. તેને અંગે અનેક કથાઓ જોવા મળે છે. તેમજ તેના અનેક ભજનો પણ આજે આ કોમમાં ગવાય છે. તેના આ વંશજો છે. આ કોમ સૌરાષ્ટ્રમાં લગભગ બધે વસે છે. પરન્તુ ગોહીલવાડ જીલ્લામાં તેઓની વસ્તી પ્રમાણમાં વિશેષ છે.

આ કોમમાં પણ અન્ય હરિજન જાતિઓની જેમ રજપૂત શાખ જોવા મળે છે. તેમાં મુખ્યત્વે ચાવડા, પરમાર, મકવાણા, સોલંકી, સાગઠીયા, મારું, આસોડિયા, વાણીયા, વાઘેલા, કારેલીયા, કટારીઆ, સોનગરા, મેવાડા, વગેરેનો સમાવેશ થાય છે.

**સંસ્કૃતિ અને પહેરવેશ :** ગ્રામજનોની જેમ સફેદ ચોરણો, કેડિયું, માથે પાઘડી અને પગમાં ચાંચવાળા દેશી જોડા એ એમનો મુખ્ય પોષાક છે. થેપાળું, ચણીઓ, કાપડી તથા માથે ઓઢણું યા ચોરસો એ

સ્ત્રીઓનો મુખ્ય પોષાક છે અને વારતહેવારે રંગબેરંગી ભાતભાતના સાડલા, ઘાઘરા અને પોલકાં વગેરે પણ પહેરવામાં આવે છે, બાંડિયું અને ચડી અથવા ચોરણી એ છોકરાંઓનો મુખ્ય પોષાક છે. પરન્તુ મોટા ભાગે તો તેઓ નાગાં ઉઘાડાં રખડતાં ભટકતાં મોટા થાય છે. પુખ્તવયના છોકરાઓના પોષાકમાં આધુનિક ઢબના પોષાકની અસર થઇ છે. પાટલૂન, ખમીશ એ એમનો રોજીંદો પોષાક છે. અને ઘાઘરી, પોલકુ અને ઓઢણી એ કન્યાઓનો ચાલુ પોષાક છે.

**ઘરેણા :** નાકમાં નથ યા ચુની, કાનમાં ત્રોટીયું, હાથમાં બલોયાં ને વેઢલાં, ડોકમાં દાણીયું, માળા કે પારો, પગમાં કાંબી, કડલા તથા છડા વગેરે પહેરી સ્ત્રીઓ પોતાના અવયવોને આભૂષણોથી શણગારે છે. આ આભૂષણો મુખ્યત્વે સોના ચાંદીના તથા હાથીદાંતના હોય છે. ચુડી, વેઢલા, ઠોળીયાં, પારો તથા રામનામી એ તો એમના કાયમના જ ઘરેણાં છે.

કેડે કંદોરો, હાથે રૂપાના કડા અને આંગળીઓમાં વીંટી વગેરે પુરુષોના આભૂષણો છે. તેઓ તે પહેરવામાં કાંઇક ગર્વ અનુભવે છે. પ્રસંગોપાત બાળકોને પણ હાથમાં પોંચી અને બાળાઓને રૂપાના છડા તથા બંગડીઓ પહેરાવવામાં આવે છે.

**ભાષા :** બાર ગાવે બોલી બદલાય એમ તેઓની બોલી પણ જુદા જુદા વિભાગોમાં થોડી થોડી જુદી જણાય છે. એક તો તેઓ ગામઠી ઢબે બોલે છે. અને તેમાંય તે સ્થાનિક બોલીની અસર થવા પામી છે. પરન્તુ ભાષા તો ગુજરાતી જ છે. કેવળ બોલી અને ઢબમાં થોડો થોડો ફેર પડે છે.

**કળા :** બાપદાદાથી ચામડા રંગવાનો તથા પકવવાનો ધંધો હોઇ તેમાં તેઓની કુશળતા હોય એ સ્વાભાવિક છે. ચામડામાં કોતરકામ કરવાની કળા કેટલાક ચમારોએ સારી રીતે ખીલવી છે. આ સિવાય બીજી કોઈ કળા ખીલેલી જોવામાં આવતી નથી.

તેમના જીવનમાં લોક ગીતો, રાસડા, ઘોળ. ગરબી, દાંડીયારાસ વગેરેનું મહત્ત્વ પણ છે. વારતહેવારે તથા અન્ય શુભ પ્રસંગો દરમ્યાન તે

દ્વારા જીવનનો હંમેશ આનંદ લૂંટે છે. વળી આ પ્રસંગોએ અનેક દેવદેવીઓ તથા માતાઓના ગરબા પણ ગાય છે. જેવાં કે,

"મા પાવા તે ગઢથી ઉતર્યાં મહાકાળી રે."

આ કોમમાં રોહીદાસ નામના એક સંત થઈ ગયા છે. તેમના ભજનો આ કોમમાં વિશેષ ગવાય છે. આ ભજનો ઘણા સુંદર છે. આ ઉપરાંત કબીર, ત્રીકમદાસજી, જીવણ. મુરાર વગેરેના પણ ભજનો ગાવામાં આવે છે. આ રીતે તેઓના જીવનમાં ભજનોને ઘણું જ મહત્ત્વ છે. તે એક શિક્ષણ સંસ્થા તણા ગુરુની ગરજ સારે છે. તેમને જાણે અજાણ્યે જ્ઞાન આપે છે. નીતિ અને સદાચારને માર્ગે ચાલવા પ્રેરણા આપે છે. અને તેમના જીવનનું ઘડતર પણ કરે છે. તેઓમાં ભજન મંડળીઓ પણ હોય છે. દર પંદર દિવસે યા મહિને તથા પ્રસંગોપાત્ રાત્રે વાસમાં બેસી ભજનોની રમઝટ બોલાવે છે. તેના ભજનો તથા ભગવાનની ભક્તિ અને ધૂનથી ચમારવાસ ઘડીભર ગાજી ઊઠે છે.

**શિક્ષણ :** શૈક્ષણિક દૃષ્ટિએ આ કોમ ઘણી જ પાછળ છે. તેઓમાં શિક્ષણનું પ્રમાણ નહીંવત્ જ છે. જો કે હવે તેઓ જાગૃત થયા છે. પોતાના બાળકોને નિશાળે ભણવા મોકલે છે. અત્યાર સુધી તો તેઓ પ્રથમ તો શિક્ષણનું મહત્ત્વ જ સમજતા ન હતા. બીજી તરફ ગામડાંઓમાં શાળાઓ પણ ન હતી. જ્યાં શાળા હતી ત્યાં અસ્પૃશ્યતાના કારણે તેઓ જઈ શકતા ન હતા. જો આ અંતરાયો ન હોય તો પણ તેઓ પોતાના બાળકોને શાળાએ ન મોકલતાં ઘરનાં નાના છોકરાં વગેરેના કામમાં રોકતા. આમ અજ્ઞાનતા, કેળવણીની ભૂખનો અભાવ, કામકાજનો બોજો તથા અસ્પૃશ્યતા તેમજ ગરીબી એ કારણોને લઈને તેઓ શિક્ષણની બાબતમાં ઘણા પાછળ રહ્યા છે.

**ઉત્સવો :** બેસતું વર્ષ, શિવરાત્રી, હોળી, ભીમ અગીયારસ, સીતળા સાતમ, જન્માષ્ટમી, ભાદરવી અમાસ, નવરાત્રા, દશેરા, દીવાળી વગેરે દરેક હિંદુ તહેવારો તેઓ પોતાની ઢબે ઉજવતા આવ્યા છે. આ તહેવારો દરમ્યાન

લાપસી, ચુરમુ, ગળ્યાં ઢેબરાં, ગળપાપડી, રોટલી વગેરે રાંધી જમવાનો તથા નવા વસ્ત્રો અને ઘરેણાં પહેરવાનો મહિમા છે. ધાર્મિક તહેવારો દરમ્યાન દેવ-દેવીઓના પૂજાપાઠ કરે છે. નૈવેદ્ય ધરે છે તથા ભુવા ધૂણાવે છે.

સીતળા સાતમે ન રાંધતા આગલા દિવસે રાંધી રાખવામાં આવેલી વાસી રસોઇ જમવામાં આવે છે. ભાદરવી અમાસે 'પાલન' દેવીની, આસો વદ આઠમના રોજ 'ચાંવડ' માતાની અને ચૈત્રી પૂનમના રોજ હનુમાન વગેરેની પુજા કરવામાં આવે છે.

આપણે આગળ જોઈ ગયા તેમ નવરાત્રીના સમયમાં રોજ રાત્રે રાસરાસડા ગાય છે. માતાના સુંદર ગરબા ગાય છે અને દાંડીયારાસ તો અતિ ઉત્સાહથી રમે છે. આમ તેઓના જીવનમાં વારતહેવારોનું ઘણું ઊંચુ સ્થાન છે અને તે સારી રીતે ઉજવી સાંસ્કૃતિક તથા ધાર્મિક જીવનમાં ઓત-પ્રોત બને છે.

## સામાજિક રીતરિવાજો અને ક્રિયાઓ

**જન્મ :** સ્ત્રીને ગર્ભ રહ્યા પછી લગભગ સાતમે માસે રાખડી બાંધવામાં આવે છે તથા ખોળો ભરવામાં આવે છે. તે દિવસે કન્યાના માવતરપક્ષ તરફથી એકાદ બે જણુ કન્યાના સાસરીયે એકાદ જોડ નવાં કપડાં તથા નાળિયેર વગેરે લઇને આવે છે. આ દિવસે સૌ ભેગા થાય છે. કન્યાને ચાંદલો કરી હાથમાં નાળિયેર આપવામાં આવે છે. સ્ત્રીઓ ગીતો ગાય છે અને આ રીતે ખોળો ભરવામાં આવે છે. એકાદ ટંક સૌ સગાસ્નેહીઓને આ દિવસે જમણુ આપવામાં આવે છે.

ગર્ભવતી સ્ત્રીને આ દિવસો દરમ્યાન ખાસ નિયમો પાળવાના હોતા નથી, પરન્તુ વધારે ખટાશવાળી, તીખી કે વિકાર કરે એવી ચીજો ખાવા દેવામાં આવતી નથી તેમજ ગજા ઉપરાંતનું ભારે કામકાજ ન કરાવતાં માત્ર હળવાં જ કામો તેની પાસે કરાવવામાં આવે છે. સામાન્ય રીતે પ્રથમ સુવા-

વઢ પિયરમાં જ કરવામાં આવે છે. છતાં સંજોગોવસાત સાસરે કરવામાં કાંઇ બાધ હોતો નથી.

બને ત્યાં સુધી સુવાવડ કોઇ એકાદ અલગ ઓરડામાં કરવાનો આગ્રહ રાખવામાં આવે છે. જગ્યાનો અભાવ હોય તો સૌ રહેતા હોય એ જ રૂમમાં સુવાવડી સ્ત્રીનો ખાટલો રાખવામાં આવે છે અને પ્રસૂતિ વેળાએ તથા અન્ય સમયે મર્યાદા માટે તે આડો પડદો બાંધવામાં આવે છે. પ્રસૂતિ સમયે સુયાણીને બોલાવવામાં આવે છે. ઘણુંખરું તો મુસલમાન સુયાણીને બોલાવવામાં આવે છે. તેમની પોતાની કોમની અલગ સુયાણી પણ હોય છે. પ્રસૂતિ વેળાએ જો બાઇને મુસીબત પડતી હોય તો નજીકના દવાખાને તેને ખસેડવામાં આવે છે અથવા તો કોઇ હોશિયાર વૈદ્ય–ડૉકટરનો સહારો લેવામાં આવે છે. પ્રસૂતિ પ્રસંગે ઘરની એકાદ બે વડીલ સ્ત્રીઓ પણ હાજર રહે છે. પુરુષવર્ગ હાજર રહેતો નથી. જો દીકરો આવ્યો હોય તો સુયાણીને મહેનતાણામાં પાંચ રૂપિયા અને દીકરી આવી હોય તો બે રૂપિયા આપવામાં આવે છે.

બાળકના જન્મ પછી ઘરમાં રાંદલની લાપસી રાંધવામાં આવે છે. પુત્રી કરતાં પુત્ર જન્મથી વધુ હર્ષ માનવામાં આવે છે. કેટલાંક કુટુંબોમાં તો પુત્રી જન્મથી નિરાશા તથા શોક પેદા થાય છે. બાળકના જન્મદિવસે તેમનો બ્રાહ્મણ આવી બાળકનું નામ પાડે છે અને તે બદલ તેને શક્તિ અનુસાર આઠઆના–રૂપિયો આપવામાં આવે આવે છે. છઠ્ઠે દિવસે છઠ્ઠી કરવામાં આવે છે. આ દિવસે સુવાવડી સ્ત્રીનો ખાટલો થોડો બીજે સ્થળે ફેરવવામાં આવે છે તથા તેના પગે દોરો બાંધવામાં આવે છે તથા કપાળે ચાંદલો કરવામાં આવે છે. સગાંસ્નેહીઓ બાળકને ઝભલું, રૂમાલ યા કપડું ભેટ આપે છે. આ પ્રસંગે આવેલા સૌને ખુશાલી અર્થે ગોળ વહેંચવામાં આવે છે. બાળક થોડું મોટું થાય ત્યારે તેના બાળમવાળા ઉતરાવવામાં આવે છે તથા કુળ-દેવીને પગે લગાડવામાં આવે છે.

**બાળલગ્ન :** આ કોમમાં પહેલાં બાળલગ્નોનું પ્રમાણ વિશેષ હતું

તેમ કરવા પાછળ પોતાની હયાતીમાં પોતાના છોકરાં છોકરીઓનું સારું જોવાની મમતા, ઘરકામકાજમાં મદદગાર થવાની અપેક્ષા, તથા રજસ્વલા થાય તે પહેલાં કન્યાને પરણાવી દેવી જોઇએ એવી રૂઢ માન્યતા તેમજ અજ્ઞાનતા વગેરે અનેક કારણો હતા. લગભગ દસ બાર વર્ષનો પુત્ર થાય કે તેના લગ્ન કરવામાં આવતા પણ બહુ જ નાની ઉંમરે કરવામાં આવતા ન હતા. આ બાળલગ્નો પણ હાલમાં પુખ્ત ઉંમરે થતા વિધિસરના લગ્ન પ્રમાણે જ કરવામાં આવતા, તથા બ્રાહ્મણ બોલાવવામાં આવતો તથા હસ્તમેળાપ અને ફેરા ફેરવવા વગેરેની વિધિઓ કરવામાં આવતી. આજે પણ વૃદ્ધવર્ગ તો બાળલગ્નો કરવાની જ હિમાયત તથા તરફેણ કરે છે.

**વિધવા લગ્ન :** વિધવાબાઇ સાસરે રહે ત્યાં સુધી તેનું ભરણપોષણ સાસરાપક્ષ તરફથી કરવામાં આવે છે. અને પછી નાતની રીતે છૂટાછેડા લીધા પછી માવતરપક્ષ તરફથી તેનું ભરણ પોષણ કરવામાં આવે છે. આ જાતનો રિવાજ હોવાથી તેના પ્રત્યે સમાજના વલણમાં કાંઇ ફેર પડતો નથી. વિધવાને ફરજિયાત વૈધવ્ય પાળવાનું પણ બંધન રાખવામાં આવ્યું હોતું નથી. તેને ફરી બીજો ઘર માંડવાની છૂટ હોય છે. તેને ઘરઘરણું કહેવામાં આવે છે. આ પ્રસંગે પ્રથમ વારના ધોરણસરના તથા વિધિસરના લગ્નની જેમ ધામધૂમ કરવામાં આવતી નથી. પરન્તુ રાતોરાત બન્ને પક્ષના માણસો લેવડદેવડનો વિધિ વગેરે પતાવે છે. સામાન્ય રીતે વિધવા બાઇની સંમતિ લઇ તેના માવતર જ તેને લાયક એવો કોઇ વિધૂર શોધી આ રીતે ઘરઘરણું કરી આપે છે બાઇના આગલા ઘરના સંતાન હોત તો તેના મૂળ વાલીવારસોનો તેના ઉપર હક ગણાતો હોઇ તેમને સોંપવામાં આવે છે.

આ કોમમાં દેરવટાની પ્રથા પણ પ્રચલિત છે. પરંતુ તે મરજિયાત છે. બાઇની સંમતિ હોય તો જ થઇ શકે જો કે પહેલાં કેટલાંક વિભાગોમાં આ કોમમાં દેરવટું ફરજિયાત હતું પણ હાલમાં નથી.

**ત્યકતા :** અણબનાવ થતાં પુરુષ સ્ત્રીને ત્યજી દે એવા બનાવો આ આ કોમમાં ઘણા બનતા આવ્યા છે. આવું બનવાનું કારણ પતિપત્નીનો

અણુબનાવ, તેના ચારિત્ર પર શંકા અથવા અંદરોઅંદર સ્ત્રીઓના કૌટુંબિક અણુબનાવના કારણો યા તો બે વેવાઇઓ વચ્ચે કોઇક કારણસર બોલાચાલી થાય તો આ આવું બને છે. આવી ત્યકતા સ્ત્રીઓ પ્રત્યે સમાજનું વલણ સારું હોતું નથી. સામાન્ય રીતે તેના પ્રત્યે કઇંક ધૃણાની દષ્ટિથી જોવામાં આવે છે.

આવા પ્રસંગો દરમ્યાન નાતની રજા લઇ પરસ્પરના લેણદેણની રકમ ચુકવી છૂટાછેડા જાહેર કરી બાઇને બીજે પરણાવવા (ઘરઘાત્રવામાં) આવે છે. તેને "નાતરું" કહે છે. જો બાઇને આગલા ઘરના સંતાન હોય તો તેના ઉપર તેના મૂળ વાલીવારસોનોના હક્ક ગણાતો હોઇ તેમને સુપ્રત કરવામાં આવે છે.

જેની તેની કુંવારી કન્યા ઉપાડી યા ભગાડી જઇ લગ્ન કરવા એ ગુન્હો ગણાય છે. એ રીતે લગ્ન કરવામાં આવતા નથી. પણ કયારેક સવેલું કરવામાં આવે છે એટલે કે ('વેલ'' સહીતની) પરણિત સ્ત્રીને ઉપાડી જવામાં આવે તેને આ કોમમાં સવેલુ કહેવામાં આવે છે. પરન્તુ આવા પ્રસંગોમાંથી બારે મોટા ઝઘડાઓ ઊભા થાય છે. જો કે હાલમાં આવા પ્રસંગો બહુ થતા નથી.

પહેલાં તેમની કોમમાં મોવડી જેવા ગણાતા તથા થોડાઘણાં શ્રીમંત પુરૂષો બે ત્રણ પત્ની કરવામાં ગર્વ માનતા. અને બે ત્રણ પત્ની કરતા હતા પરન્તુ આજે તો જમાનાની હવા કાંઈ જુદી છે. સંતાન ન થતું હોય યા બીજા કોઇ ખાસ કારણ સિવાય બીજી પત્ની કરવામાં આવતી નથી.

**સગાઇ :** વરકન્યાની પસંદગી મુખ્યત્વે માબાપ તથા અંદરોઅંદરના સંબંધીઓ મળીને કરે છે. આ અંગે વરકન્યાને ખાસ છૂટ આપવામાં આવતી નથી. માબાપ જે કાંઇ નક્કી કરે તે બન્નેને કબૂલ રાખવું પડે છે. વરકન્યાની ઇચ્છા અનીચ્છા વગેરે પ્રત્યે લક્ષ આપવામાં આવતું નથી. આવા પ્રસંગે ગોર બ્રાહ્મણ કે ભાંજગડિયા વચ્ચે રોકવામાં આવતા નથી પણ સંબંધી-

ઓ જ  અરસપરસ મળીને બધું નક્કી કરે છે. પસંદગીમાં વરકન્યાની નાની મોટી ઉંમરનો તફાવત જોવામાં આવતો નથી. પણ એકબીજા પક્ષને ઘર (માણુસો) પસંદ પડવા જોઇએ એ મુખ્ય વસ્તુ છે. બાકી કન્યાની ઉંમર વીસની હોય અને વરની ઉંમર પંદરની હોય એવા પણ પ્રસંગો બને છે. નાની મોટી ઉંમરના તફાવતને મહત્ત્વ આપવામાં આવતું નથી. જો કે ઉંમરમાં મોટો તફાવત પણ રાખવામાં આવતો નથી. જેમકે કન્યાની ઉંમર ૬૦ હોય અને વરની ૨૦ વર્ષની હોય અથવા વર ૬૦ વર્ષનો હોય અને કન્યા ૨૦ વર્ષની હોય. સામાન્ય રીતે બે પાંચ વર્ષનો તફાવત રાખવામાં આવે છે. તથા સરખે સરખી ઉંમર પણ હોય છે. આ કોમમાં એકજ શાખ કે ગોત્રમાં તેમજ ફઇ મામાના દીકરાદીકરીઓ વચ્ચે પણ લગ્ન સંબંધો જોડવામાં આવતા નથી. આમ કૂળ, ગોત્ર, ઘર, આબરૂ વગેરે જોવામાં આવે છે પણ શિક્ષણને મહત્ત્વ આપવામાં આવતું નથી.

માંગુ ગમે તે પક્ષ તરફથી નાખી શકાય છે. અરસપરસ બન્ને પક્ષ વચ્ચે વાતચીત નક્કી થયા પછી વરપક્ષને ત્યાંથી બે ત્રણ જણ કન્યાપક્ષને ત્યાં જાય છે. ત્યાં સૌ સગાસ્નેહીઓ તથા નાતના માણસો ભેગા મળે છે. વરનો મામો તથા કન્યાનો મામો આ પ્રસંગે હાજર રહે છે. વરપક્ષ તરફથી કન્યાપક્ષને રૂપીઓ, નાળિયેર અને કન્યા માટે ચુંદડી આપવામાં આવે છે. તેમજ ઠરાવ મુજબ રૂા. ૫૦]થી રૂા. ૧૦૦] સુધી રોકડા ચૂકવામાં આવે છે. અને કન્યાપક્ષ તરફથી વરને પાઘડી આપવામાં આવે છે. સગાઈ (ચાંદલા) કર્યાની ખુશાલી બદલ ગોળ વહેંચી સૌનું મોઢું મીઠું કરવામાં આવે છે. સગાઈ અને લગ્નના ગાળા દરમ્યાન વર કે કન્યાને ખાનગીમાં મળવા દેવાની છૂટ હોતી નથી. પરન્તુ પ્રસંગોપાત એકબીજાને ઘેર આવે જાય છે. સગાવહાલામાં તથા અંદરો અંદર બન્ને પક્ષ વચ્ચે કોઇક કારણસર બોલાચાલી ઝઘડો થાય કે મતભેદ પડે તો સગાઇ તોડવામાં આવે છે. જો દીકરાના બાપને સગાઇ તોડવી હોય તો લગભગ પચ્ચીસેક રૂપીઆ અને દીકરીના માબાપે તોડવી હોય તો લગભગ એકસોને એક રૂપીઆ નાતને દંડ પેટે આપવા પડે છે અને પછી સગાઇ તૂટી શકે છે.

**બંધારણીય લગ્ન :** વરપક્ષના માણસો કન્યાપક્ષને ઘેર જઇ બ્રાહ્મણ (ગરોડા) પાસે લગ્ન જોવડાવી નક્કી કરવામાં આવે છે. લગ્ન નક્કી કરવામાં બન્ને પક્ષની અનુકૂળતાનો વિચાર કરવામાં આવે છે. કેટલીક જગ્યાએ લગ્ન બ્રાહ્મણને ત્યાં જઇ જોવડાવવામાં આવે છે. લગ્ન એકાદ મહિનાની અંદરના ગાળામાં નક્કી કરવામાં આવે છે. જો કે સામાન્ય રીતે તો આઠથી બાર દિવસ અગાઉ જ લખવામાં આવે છે. આ લગ્નના દિવસે કેટલીક જગ્યાએ એકી સંખ્યાના જ રાખવામાં આવે છે. લગ્ન અગાઉ સાત આઠ દિવસે વરપક્ષને ત્યાં માણેકસ્થંભ રોપવામાં આવે છે. માંડવો નંખાય છે (જો કે કેટલીક જગ્યાએ માંડવો નાખવામાં આવતો નથી) ગણેશની સ્થાપના કરી તેની પૂજા કરવામાં આવે છે. આ દિવસે વરકન્યાને મીંઢોળ બાંધવામાં આવે છે. તથા પીઠી વગેરે ચાળવામાં આવે છે. લગ્નની પૂર્વ તૈયારીઓ રૂપે ઘરને લીપીગુપી શણગારવામાં આવે છે. રોજ રાત્રે સ્ત્રીઓ પ્રાસંગિક ગીતો ગાય છે. જેવાં કે,

(૧) 'જાનુને ઉતારા ઓરડા, વરરાજાને મેડીના મોલ,'
જાનુ આવે રાવળી ભોગા, રાવળીઆ રજપૂત છે

(૨) મોર જાજે ઉગમણે દેશ, મોર જાજે આથમણે દેશ.
મોર જાજે વેવાઇને માંડવે હે રાજ........

આ ઉપરાંત ફટાણા બોલાય છે. તથા એક બીજા પક્ષની ટીકા નિંદા વગેરે કરવામાં આવે છે.

'ક્યાંથી આવ્યો રે, ક્યાંથી આવ્યો રે, બાવળના ઠુંઠા જેવો ક્યાંથી આવ્યો રે'
'લઇ જાશે રે, લઇ જાશે રે, અમારૂં સોનાનું ટીલડું લઇ જાશે રે'

આ ગીતો લગભગ રાતના અગીયાર બાર વાગ્યા સુધી ગાવામાં આવે છે. વિદાય વેળાએ સૌને ગોળ યા ખજૂર વહેંચવામાં આવે છે. કેટલીક જગ્યાએ ચા પણ પીવડાવવામાં આવે છે. આમ લગ્નની તડામાર તૈયારીઓ થાય છે.

જાન રવાના થતાં પહેલાં પરપક્ષને ત્યાં વરરાજાને ઘોડે બેસાડી ફુલેકું કાઢવામાં આવે છે. તથા પસ ભરવામાં આવે છે જ્યારે કેટલાક ચમારોમાં આ પ્રમાણે થતું નથી.

**કન્યા પક્ષને ત્યાંની તૈયારીઓ** :- વરપક્ષની જેમ ઉપર મુજબ કન્યાપક્ષને ત્યાં પણ તૈયારીઓ થાય છે. લગ્ન અગાઉ ત્રણ કે પાંચ દિવસ પહેલાં ગણેશની સ્થાપના કરી પૂજા કરવામાં આવે છે. તથા કન્યાને લગ્ન તિથિ સુધી પીઠી ચોળવામાં આવે છે. આ સમયે તથા રોજ રાત્રે સ્ત્રીઓ ગીતો ગાય છે. જાન આવવાની હોય તે જ દિવસે સાંજે કન્યાપક્ષને ત્યાં માણેક સ્થંભ રોપવામાં આવે છે. આ વિધિ કેટલાક વિભાગમાં એ લોકો પોતે જ કરી લે છે. જ્યારે કેટલાક વિભાગમાં ગુજરાતી પદ્ધતિથી તેમનો બ્રાહ્મણ કરાવે છે. તે પછી માંડવો નાખવામાં આવે છે. તેને આંબાના પાંદડાના તોરણથી, તથા ચંદરવા વડે શણગારવામાં આવે છે. ટોડલા તથા ભીંતો ઉપર ચિત્રો ચીતરવામાં આવે છે.

બીજી તરફ સારું ચોઘડિયું જોઇ જાન વરપક્ષને ત્યાંથી રવાના થાય છે. રવાના થતાં પહેલાં પૈડું સિંચવામાં આવે છે. જાનમાં શક્તિઅનુસાર ૨૦ થી ૨૫ માણસોને લેવામાં આવે છે.

આ સમયે નવો વસ્ત્રોથી વરરાજાને શણગારવામાં આવેલ હોય છે. રાજાની જેમ ચોરણી તથા શેરવાની પહેરેલી હોય છે. માથે સાફો અને તેમાં કલગી, પગમાં બૂટ હોય છે ખભે ખેસ નાખેલ હોય છે. અને કમરે ભેઠ, સાથે તલવાર લટકતી હોય છે.

જાન ગામમાં આવ્યા પછી તેમને પાદરમાં ઉતારવામાં આવે છે. ત્યાં તેમને માટે ચા પાણી વગેરેનો બંદોબસ્ત કરવામાં આવેલો હોય છે. ત્યાર પછી ધામધૂમથી ઢોલ, નગારાં, ત્રાંસા અને શરણાઇઓ વગાડતા કન્યાપક્ષવાળાં સામૈયું કરવા આવે છે. પ્રથમ તો સૌને માંડવે લઇ જઇ ઊભા રાખવામાં આવે છે. વરરાજા પોતાની તલવાર માંડવાના તોરણને અડાડે

છે તે દરમ્યાન વરની સાળી માથે પાણી ભરેલ 'કળશ' અને નાળિયેર લઇને આવે છે. વરપક્ષ તરફથી તેના કળશામાં બે આની નાખવામાં આવે છે અને વરની સાસુ આવી જારના તથા ચોખાના દાણાં ઉડાડી વધામણાં કરે છે.

આ પછી માંડવેથી વરરાજાને ઉતારે લઈ જવામાં આવે છે. ત્યાં તેને આરામ કરવાનો હોય છે. જાનને ઉતારા માટે વાસનું એકાદ સારું મકાન આપવામાં આવે છે. અથવા તો દીકરીના કાકાને ત્યાં ઉતારો આપવામાં આવે છે. મ ેમાનોને બેસવા માટે વાસના ફળીઆમાં ખાટલા તથા ગાદલા નાખી આપવામાં આવે છે. જમણ તૈયાર થયે વરરાજાને તથા સૌ મહેમાનોને જમાડવામાં આવે છે. આ દિવસે વરરાજાને ઉપવાસ હોતો નથી.

વાળુપાણી કર્યા પછી રાત્રે લગ્નવિધિ કરવામાં આવે છે. વરરાજાને માંડવા નીચે લાવવામાં આવે છે. ત્યાં તેને સાસુ પ્રથમ પોંખે છે. આ સમયે તેમનો બ્રાહ્મણ હાજર રહી પોંખવાની વિધિ કરાવે છે. ત્યારબાદ કન્યાને માંડવામાં લાવવામાં આવે છે. ત્યાં બન્નેને ઉગમણી દિશામાં મુખ રખાવી વરને વરમાસી ઉપર અને કન્યાને બાજોઠ ઉપર બેસાડવામાં આવે છે. આ સમયે કન્યાને કાપડી, ઘાઘરી, પાનેતર તથા ચુંદડી અને નવાં ઘરેણાં પહેરાવી શણગારવામાં આવેલી હોય છે. અને વરરાજાને આપણે અગાઉ જોઇ ગયા તે મુજબનો પોષાક પહેરાવેલો હોય છે. કન્યાને આ સમયે ઘૂમટો કાઢી તથા વરરાજાએ મૌન પાળીને બેસવાનું હોય છે. વરની સાથે અણુવર બેઠો હોય છે અને તે તેની સંભાળ રાખે છે. સૌ જાનૈયા તથા વેવાઇવેલાઓ આજુબાજુ માંડવા નીચે બેસે છે. સ્ત્રીઓ લગ્ન પ્રસંગના ગીતો ગાય છે. બ્રાહ્મણ પોતાની લગ્ન પ્રસંગની બ્રાહ્મણિયા વિધિ કરાવતા હોય છે.

આ બ્રાહ્મણોને સંસ્કૃત શ્લોક આવડતા હોતા નથી તે બધી વિધિ ગુજરાતી ભાષામાં જ કરાવે છે. પ્રથમ હસ્ત મેળાપ કરવામાં આવે છે. પછી કન્યાદાનનો વિધિ થાય છે. તેમાં કન્યાને શક્તિ અનુસાર રોકડ નાણું, વાસણ, કપડાં વગેરે આપવામાં આવે છે. ત્યારપછી વરકન્યાને ફેર ફેરવવામાં આવે છે. પ્રથમ ત્રણ ફેરા સમયે વરરાજાને આગળ રાખવામાં આવે છે અને ચોથા ફેરે

કન્યાને આગળ રાખવામાં આવે છે. આ સમયે ગોર મહારાજને વરપક્ષ તેમજ કન્યાપક્ષ તરફથી એક થાળીમાં પૈસા આપવામાં આવે છે. તેને "રંભો" કહેવામાં આવે છે. આ સમયે લગભગ પંદરથી વીસ રૂપીઆ તો થાળીમાં એકઠા થઇ જ રહે છે. આ રીતે ગોર મહારાજનું તો કામ આપ મેળે પતી રહે છે. આ પ્રસંગે ગોર મહારાજ શ્રીફળનો અગ્નિ પ્રગટાવે છે તે ઉપર ઘી, જવ, તલ વગેરે હોમે છે.

ચોરીનો વિધિ લગ્નના ફેરા ફર્યાં પહેલાં થાય છે સામાન્ય રીતે ચોરીમાં ચારે ખૂંણે કુંભારને ત્યાંથી આણેલા માટીના નવા વાસણો જ વાપરવામાં આવે છે. આ વાસણો કુંભારને ત્યાંથી જાનૈયાઓ જ લાવે છે. કન્યા પક્ષવાળાં લાવતા નથી. તથા તેને તેઓ અડતા પણ નથી. ફેરા ફર્યાં પછી લગ્નવિધિ પૂરી થઇ મનાય છે. પણ ઉતારે જતાં પહેલાં વરકન્યાને ગણેશ પાસે બેસાડી કંસાર જમાડવામાં આવે છે. વરકન્યા પાસે કોડાકોડીની કે અન્ય કોઇ હારજીતની રમત કન્યાપક્ષને ત્યાં રમાડવામાં આવતી નથી. પરંતુ વરકન્યા પોતાને ઘેર જાય ત્યારે તે બન્નેને ગુલાલથી રમાડવામાં આવે છે. અને કેટલાક વિભાગોમાં કોડાકોડી પણ રમાડવામાં આવે છે.

સામાન્ય રીતે જાનને ત્રણેક દિવસ રોકવામાં આવે છે. ગોળપાપડી, સુખડી, ગાંઠીયા, લાપસી, તથા ચણાના મુઠીયાને તળી તેનો ભૂકો કરી ખાંડ યા ગોળની ચાસણીમાં નાખી લાડુ વગેરે બનાવીને પણ કયારેક આપવામાં આવે છે.

કન્યાને જાન સાથે વિદાય આપતી પ્રસંગે તેના સૌ સગાસ્નેહીઓ તેને ભેટે છે. તેમજ ખૂબ જ રડે છે તથા સાસરે કઇ રીતે રહેવું તેની સાચી શિખામણ પણ આપે છે,

જાન પોતાને ગામે પહોંચ્યા પછી ત્યાં પણ સામૈયું કરવામાં આવે છે. વરની મા વરકન્યાને પોંખે છે તથા વરકન્યા સૌ વડીલોને પગે લાગે છે તેને પીઠી ઉતારી કહેવામાં આવે છે તથા કેટળીક જગ્યાએ કુળદેવીના નિવેદ કરવામાં આવે છે. નિવેદમાં મુખ્યત્વે સુખડી ધરવામાં આવે છે.

આ કોમમાં લગ્નપ્રસંગે સામાન્ય રીતે વરપક્ષને ૫૦૦) થી ૬૦૦) રૂા. નું ખર્ચ થાય છે અને કન્યાપક્ષને ૨૦૦) થી ૩૦૦) રૂા. ખર્ચ થાય છે. જો કે વરપક્ષ તરફથી કન્યાપક્ષને રૂા. ૨૫૦) કે ૩૦૦) આપવામાં આવેલ હોવાથી તેને ઓછો ખર્ચ જણાય છે. જો કે સારા ઘરના અને શ્રીમંત ગણાતા કુટુંબોમાં એક લગ્ન પાછળ હજાર–દોઢહજારનો ખર્ચ પણ કરવામાં આવે છે.

મૃત્યુ : આ કોમમાં મૃતદેહને મોટેભાગે દાટવામાં જ આવે છે. પરન્તુ ઝાલાવાડ બાજુ કેટલાક વિભાગમાં બાળવામાં પણ આવે છે. મૃત્યુ હવે નજીક આવી રહ્યું છે એમ લાગતાં કેટલાંક સારી સ્થિતિના માણસો બ્હેનો દીકરીઓને રોકડ રકમ તથા કપડાં વગેરે આપે છે. બ્રાહ્મણોને પણ કપડાં વગેરેનું દાન કરવામાં આવે છે વંશવારસો વચ્ચે મિલકતો વહેંચવામાં આવે છે. પરન્તુ ગરીબ સ્થિતિના લોકોમાં આ રીતે દાન પુણ્ય કે માલમિલકતની વહેંચણી વગેરે કરવામાં આવતી નથી.

મૃત્યુ સમયે મરનાર માણસની પાસે ગીતા રામાયણ વગેરે ધાર્મિક ગ્રંથોનું વાંચન કરવામાં આવે છે. અથવા તો પ્રભુસ્મરણ કરવામાં આવે છે. તથા મરનારના મુખમાં તુલસીનું પાન પણ મુકવામાં આવે છે. મૃત્યુ થયા પછી મડદાંને બહાર કાઢવામાં આવે છે સૌ સગાસ્નેહીઓ તથા નાતિલા ભેગા થાય છે. બે વાંસ લઈ નીસરણીની જેમ ઠાઠડી તૈયાર કરી તે ઉપર મૃતદેહને સુવડાવવામાં આવે છે. ઉપર કફન નાખી કાચા સૂતરથી તેને ઠાઠડી સાથે બાંધવામાં આવે છે કેટલીક જગ્યાએ મૃતદેહને રેશમી વસ્ત્રો પણ ઓઢાડવામાં આવે છે. નનામીને ચાર ખૂણે ચાર નાળિયેર લટકાવી સ્મશાને લઈ જવામાં આવે છે. મૃતદેહને કાઢતી વખતે ઘરમાં ઘીનો દીવો કરવામાં આવે છે. તથા ઘરેથી સળગતું છાણું લઈ એકાદ જણ મૃતદેહની આગળ આગળ જાય છે. આ સિવાય કોશ, ત્રીકમ, પાવડો, સુંડલો મીઠું, ચાર લાડવા, પાણીની મટકી વગેરે પણ સ્મશાને લઈ જવામાં આવે છે. સ્ત્રીઓ રોકકળ કરતી મૃતદેહની પાછળ ગામના ઝાંપા સુધી જાય છે. જો મરનારની સ્ત્રી હયાત હોય તો તેનો

ચૂડલો તોડવામાં આવે છે. અને તેનો એક કટકો ઠાઠડી સાથે તેના મૃત-પતિના દેહ સાથે મુકવામાં આવે છે.

સ્મશાને મૃતદેહના માપનો પાંચછ ફૂટ ઊંડો ખાડો ખોદી મૃતદેહને ઠાઠડીથી છૂટો કરી તેમાં ઉતારવામાં આવે છે. મૃતદેહનું માથું ઉત્તર દિશામાં ગોઠવવામાં આવે છે. પછી મરનારનો પુત્ર અથવા સંબંધી મૃતદેહના જમણા અંગૂઠે સળગતું છાણું અડાડે છે. ત્યાર પછી મૃતદેહ ઉપર મીઠું નાખી તે ઉપર માટી વાળવામાં આવે છે તથા ઉપરથી બરાબર રીતે દાટવામાં આવે છે.

જો મરનાર વ્યક્તિ કુંવારી હોય તો તેને દાટતા પહેલાં પીઠી ચોળ-વામાં આવે છે તથા નવડાવવામાં આવે છે અને ત્યાર પછી તેને દાટવામાં આવે છે.

સ્મશાનેથી ઘેર આવ્યા પછી થોડો સમય રોકકળ થાય છે. પછી એક તાંબાના લોટામાં પાણી ભરી તેમાંથી તુલસીના પાન વડે સૌને છાંટ નાખવામાં આવે છે. પછી સૌ રડવાનું બંધ કરી એક આનો આપે છે. અને ચા બનાવી સૌ પીવે છે. ત્રીજે દિવસે સરાવવાનો વિધિ થાય છે. અને બાર-માના દિવસે બારમું કરવામાં આવે છે. આ બારમાના દિવસ સુધી સૌ ડાઘુ-ઓને કાણ આપવાનો રિવાજ છે. એટલે કે બાર દિવસ સુધી તેમને રોજ ચુરમું વગેરે રાંધી જમાડવામાં આવે છે.

આ રીતે ન જમાડનારને 'તેવડ વિનાનો' કહે છે. એટલે દેવું કરીને પણ ડાઘુઓને જમાડી કાણ આપવામાં આવે છે. બારમાના દિવસે બ્રાહ્મણોને પણ જમાડવામાં આવે છે તેમજ યથાશક્તિ અનુસાર તેમને દાન આપવામાં આવે છે. સોગ પણ સામાન્ય રીતે બાર માસ સુધી પાળવામાં આવે છે. તે દરમ્યાન સારા પકવાન રાંધવામાં આવતા નથી, નવાં વસ્ત્રો પહેરતા નથી તેમજ અન્ય શુભ પ્રસંગોમાં ભાગ લઇ શકાતો નથી.

મરનાર જો ભક્ત યા માતાનો ભુવો હોય તો તેના મૃત્યુ બાદ ત્રણ ચાર માસમાં ખાંભી તૈયાર કરવામાં આવે છે. આવી ખાંભીઓ ગોહિલવાડ

જીલ્લામાં વળા બાજુ વિશેષ જોવામાં આવે છે. ભાદરવી પાંચમના દિને આ ખાંભીઓની પૂજા કરવામાં આવે છે.

**ધાર્મિક માન્યતાઓ અને વિશ્વાસ :** આ કોમ ધર્મથી તો હિંદુ છે. અને અન્ય હિંદુઓની જેમ તેઓ પણ મૂર્તિપૂજક છે તથા અનેક દેવ-દેવીઓને પૂજે છે. ચામુંડા, ખોડીયાર વગેરે માતાને માને છે. આ ઉપરાંત રામદેવ પીરને વિશેષ માને છે તથા પ્રસંગોપાત ગણેશ, શીવ વગેરેની પૂજા કરે છે. જુનાગઢ, વાંકાનેર, હડમતીયા તથા ધંધુકા પાસે આવેલા ઝાંઝરકામાં તેના અલગ દેવાલયો પણ છે. અને બેસતા વર્ષને દિવસે અથવા તો ગણેશ ચોથને દિવસે ત્યાં જાત્રાએ જાય છે.

વળી આ લોકો બાધા માનતાઓમાં પણ એટલો જ વિશ્વાસ ધરાવતા આવ્યા છે. માંદગી સમયે ભુવાને બોલાવી દાણા જોવડાવે છે. તથા ધુણાવી તેને પૂછે છે. તથા દોરા ધાગા બંધાવે છે. માનતા રાખે છે. સામાન્ય રીતે 'નરસંગ'ની બાધા વધુ રાખવામાં આવે છે. આ બાધા દરમ્યાન પોતાની ખાવાની ચીજનો ત્યાગ કરે છે. સફળતા મળ્યા પછી નૈવેદ્ય કરી બાધા છોડવામાં આવે છે.

ભૂત પ્રેતના વળગાડમાં પણ તેઓ વિશ્વાસ ધરાવે છે. જીવતા મનુષ્યમાં બીજો જીવ પ્રવેસી તેને વળગે છે એમ તેઓ માનતા હોય છે. આવા પ્રસંગોએ પણ ભુવાને બોલાવે છે. ડાંકળા વગડાવે છે. વળગાડને છોડાવવાની તથા ભગાડવાની શક્તિ ભુવાઓમાં હોય છે એમ તેઓ માને છે. આ સિવાય નાગ પંચમીના દિવસે નાગની પૂજા કરવામાં આવે છે.

આ કોમમાં રોહીદાસ, ખીમડો કોટવાલ, સતી દારલદે, જીવણ, મોખામેળા, ઓખા વગેરે સંતપુરુષો થઇ ગયા છે. તેમને તેઓ માને છે તથા તેમના ભજનો ગવાય છે. આ સિવાય પ્રસંગોપાત નરસિંહ, મીરાં, કબીર, નાનક, ત્રિકમદાસજી વગેરેના ભજનો પણ ગાવામાં આવે છે.

અગાઉ આ કોમમાંથી કેટલાક લોકો વટલાઇને મુસલમાન તથા ખ્રિસ્તી થયા છે પરંતુ હવે કોઇ થતા નથી.

તેઓનો ચામડા પકવવાનો ધંધો હોઇ આજુબાજુના ગામડાં-ઓમાં મરેલાં ઢોરના ચામડાં લેવા જાય છે. તે ભેગાં થઇ રહ્યા પછી તેને પકવી, તૈયાર કરી વેપારીઓને વેચે છે. આ ધંધાની પ્રવૃત્તિને અનુરૂપ તેઓના દૈનિક જીવનનો ક્રમ ઘડાય છે. ચામડા પલાળવામાં તેઓને આવળની ખૂબ જરૂર રહે છે તેથી રોજ સવારે સ્ત્રીઓ તથા પુરુષો દિવસ ઉગતાં ઉહેલાં ઊઠી, દાતણપાણી કરી ગામના સીમ-સીમાડે આવળ કાપવા જાય છે. આવળ કાપી લાવી ચાપાણી પીને ચામડાના કુંડો ઉપર જાય છે અને કામકાજમાં પરોવોય છે. બપોરે બાર-એક વાગે જમી, ફરી તેઓ ચામડા રંગવાના કામમાં જ લાગે છે. સાંજે તેમાંથી પરવારી, વાળુ કરી, વાસના સૌ ભેગાં મળી વાતો-ચીતો કરે છે અથવા તો ભજન વગેરે ગાય છે, અને આરામ કરે છે. સ્ત્રીઓ પણ સવારે વહેલી ઊઠી પુરુષો સાથે આવળ કાપવા જાય છે, નહીં તો ઘંટીએ લોટ દળે છે. ઘરમાં દૂઝાણું હોય તો દૂધ દોહે છે, છાણવાશીદા કાઢે છે, પાણી વગેરે ભરી રસોઇના તથા અન્ય ઘરકામમાં લાગે છે. બપોરે જમી થોડો આરામ કરી વળી ઘરકામકાજમાં લાગી જાય છે. બપોરે સમય મળે તો આડોશીપાડોશીની સ્ત્રીઓ સાથે બેસી વાતોના ગપ્પા મારે છે યા સીમ-સીમાડે છાણાં લાકડા વીણવા જાય છે. સાંજે રોટલા રાંધી વાળુ કરી આરામ કરે છે. વારતહેવાર હોય તો રાસ ગરબા રમે છે. નાના બાળકો ઉઘાડાં ભટકે છે. તથા રોટલા ખાતા મોટા થાય છે. થોડા મોટા થયા પછી ઘરમાં પોતાની માની ગેરહાજરી દરમ્યાન નાના બાળકોને સાંચવે છે. આ પ્રમાણેના તેમના દૈનિક ક્રમમાં તેઓનું જીવન વહે છે.

અન્ય અસ્પૃશ્ય કોમોની જેમ તેઓ પણ ગામ બહાર અલગ પોતાનો વસવાટ કરે છે. તેઓના મકાન ગ્રામ સંસ્કૃતિને અનુરૂપ એવા કાચા તથા માટીના હોય છે. તેમાં આગળ થોડું ઓસરી જેવું હોય છે. અને બીજા બે એક ઓરડા હોય છે. એકંદરે તેઓના આ ઓરડા અંધારીયા હોય છે. એક ઓરડામાં રસોડું હોય છે. ત્યાં એકાદ ખૂણામાં કાચો ચૂલો માંડેલો હોય છે. બાજુમાં રસોઇ રાંધવા બે ચાર માટીના પાટલા તથા તાવડી વગેરે

હોય છે. બાજુમાં નાની એવી ઓટલી જેવું પણ કેટલાંકના ઘરમાં હોય છે ત્યાં બીજા વાસણો પડી રહે છે. રસોડાના બીજા એકાદ ખૂણામાં અનાજ ભરેલી યા ખાલી બે ત્રણ કોઠીઓ પડી હોય છે. આ કોઠીઓ પણ માટીની જ હોય છે. એકાદ ખૂણામાં લોટ દળવાની ઘંટી પડી હોય છે. બીજા ઓરડામાં થોડું રાચરચીલું હોય છે. ઘરમાં નાનું બાળક હોય તો એકાદ ઘોડિયું પણ ટંગાતું હોય છે. ગાદલા ગોદડાં મૂકવા માટે કેટલાકના ઘરોમાં ડામસીઓ હોય છે. અને સારી સ્થિતિવાળાંના ઘરમાં જૂના પટારા પણ પડયા હોય છે. ભીંતોમાં વાસણ મૂકવાની માંડ પણ કેટલાકના ઘરમાં નજરે પડે છે. તે ઉપર ગણ્યાં ગાંઠયાં વાસણો ગોઠવેલા હોય છે. બહાર ઓસરીમાં એકાદ બે ખાટલા ઊભા ઢાળેલાં પડયા હોય છે, તે ઉપર ફાટલાં તૂટલાં ગોદડાં તથા કપડાંના ગાભા પણ લટકતા હોય છે. બહાર યા અંદર એકાદ જગ્યાએ પાણીયારા જેવું પણ હોય છે. ત્યાં ઊંચે માટીના બે ત્રણ માટલાં તથા પિત્તળનું કે તાંબાનુ એકાદ બેડું પડયું હોય છે.

આ લોકો મુખ્યત્વે તો માટીના વાસણ વાપરતા હોય છે. છતાં કાંસાના તેમજ તાંબા પિત્તળની બેચાર થાળીઓ, તપેલાં, લોટા, વાટકા વગેરે પણ રાખે છે. પરન્તુ મોટે ભાગે આ બધું જયાં ત્યાં અવ્યવસ્થિત રીતે પડયું હોય છે. એકંદરે ઘરમાં સ્વચ્છતાનું પ્રમાણ ઓછું હોય છે.

**આહાર :** આ લોકોનો મુખ્ય ખોરાક બાજરો તથા જુવાર છે. બપોરે બાજરાના રોટલા અને દાળ યા શાક અને જો તે ન હોય તો રોટલા સાથે મીઠું ને ડુંગળી ખાય છે. સાંજે ખીચડી અથવા રોટલા રાંધવામાં આવે છે. એકંદરે તેમને આ ખોરાકમાંથી જીવન પોષણને ઉપયોગી એવા બધા તત્ત્વો મળી શકતા નથી આહારની દૃષ્ટિએ તેઓનો ખોરાક પૌષ્ટિક ગણી ન શકાય, શાકભાજી, દૂધ, કઠોળ વગેરેનું પ્રમાણ ઓછું છે. અને તેનું મૂળ કારણ તો ગરીબી અને અજ્ઞાનતા છે. આ લોકો પ્રસંગોપાત માંસાહાર કરે છે. પરંતુ મુખ્યત્વે તો તેઓ મુડદાલ માંસ જ ખાવાને ટેવાએલા હોય છે. તેમાં તેને કાંઇ પૈસા ખરચવા પડતા નથી. આ પ્રકારાનું માંસ ખાવાની

તેઓને ટેવ પડી ગઇ છે. અને તે મૂળે તો ગરીબી તથા અજ્ઞાનતા તેમજ વહેમને કારણે છૂટતી નથી. આ માંસ ખાવા પાછળ કેટલી વહેમી માન્યતાઓ પણ રહેલી છે. તે ખાવું જ જોઇએ અને ન ખાય તો દેવીનો શ્રાપ વગેરે લાગે એવું ઊંડે ઊંડે માનતા હોય છે. આ બાબતમાં વધુ સંશોધનની જરૂર રહે છે. વારતહેવારે તેઓ ચુરમું, જુવારના રોટલા, શીરો વગેરે રાંધે છે.

વ્યવસ્થિત રીતે પલાંઠી વાળી હારંબંધ બેસીને જમતા નથી; પણ સૌ સૌની અનુકૂળતાએ આડાઅવળા ફાવે તેમ બેસી જમે છે. કેટલીકવાર તેઓ સૌ સાથે બેસે છે ત્યારે વચ્ચે એકાદ પાટલા ઉપર રોટલાની થપ્પી મૂકે છે અને તેને ફરતાં કુંડાળું વળીને સૌ બેસે છે. શાક યા દાળ સૌ પોતાના છાલિયા અથવા વાટકીમાં અલગ રાખે છે અને સૌ વચ્ચે પડેલા રોટલામાંથી બટકાં તોડી જમે છે. જમતી સમયે જમણા હાથનો ઉપયોગ કરવાનો આગ્રહ રાખવામાં આવે છે.

**સંબંધો અને સ્થિતિ :** બીજી આગળ વધેલી પ્રજાઓની સરખામણીમાં આ કોમ શિક્ષણ, સંસ્કારિતા, સામાજિક તથા આર્થિક દૃષ્ટિએ ઘણી જ પાછળ છે. એક તો તેઓ અસ્પૃશ્ય છે. બીજા સમાજમાં તેઓનો માનમર્તબો જળવાતો નથી બલ્કે એ દૃષ્ટિએ અડધૂત દશા ભોગવતા આવ્યા છે. બીજી તરફ તેઓ જરાય શિક્ષિત નથી. અને તેનું કારણ અસ્પૃશ્યતા, ગરીબી અને અજ્ઞાનતા છે. કહેવાય છે કે તેઓ ગમે તેવું જુનું મુડદાલ માંસ ખાતા આવ્યા છે. વળી તેમનો ધંધો પણ ચામડાં ચૂંથવાનો છે. તેથી તેઓ સ્વચ્છતા અને સંસ્કારિતામાં ઘણા પાછળ રહ્યા છે. જે કાંઇ ચામડાં પકવવામાંથી મળે છે તેમાંથી તેઓ માંડ માંડ પેટપૂરતું મેળવી શકે છે પરન્તુ જો તેઓમાં આવડત હોય તો તેઓ આ ધંધામાંથી સારી આવક મેળવી શકે તેમ છે. પરન્તુ આજે અજ્ઞાનતાને કારણે તેઓ શોષાય છે બીજી તરફ વહેમી માન્યતાઓ તેમના મનમાં ઘર કરી બેઠેલી છે તે છૂટતી નથી અને તેને લીધે તેઓ સ્વતંત્ર રીતે વિચાર કરી આગળ આવી શકતા નથી.

આ લોકોમાં સંયુક્તકુટુંબ વ્યવસ્થા ચાલી આવે છે. બાપ હયાત હોય ત્યાં સુધી તો સૌ સાથે જ રહે છે. બાપના ગુજરી ગયા પછી ધીરે ધીરે સૌ અલગ થવા માંડે છે ત્યાં તો અલગ થનારને ત્યાં જ નવું સંયુક્ત કુટુંબ નિર્માણ થવાની તૈયારી થઈ ચૂકી હોય છે. તેઓના કુટુંબની અંદરો અંદરના સંબંધો કેટલેક અંશે નાના નાના કજીયા કંકાશથી ભરેલા હોય છે. છતાંય ગાડું ચાલ્યે જતું હોય છે. આખા કુટુંબ ઉપર ઘરના મુખ્ય માણસનો દાબ તો હોય જ છે. અને તેનાં કહ્યામાં ઘરના સૌ કોઇ વર્તતા હોય છે.

સમાજમાં તેઓની સ્ત્રીઓનું સન્માન સાધારણ રીતે જાળવવામાં આવે છે. પણ તેમની હાજરીમાં પુરુષ બીજાની સાથે અસભ્ય ભાષા બોલતા અચકાતો નથી. જો કે કેટલીક વાર તો સ્ત્રી સાથે પણ પોતે અસભ્ય બોલતા અચકાતો નથી. પણ તે તો પ્રસંગોપાત જ. સાધારણ વાત ચીતમાં તેની સાથે એવા શબ્દો બોલવામાં આવતા નથી. સ્ત્રીઓ પણ પુરુષની હાજરીમાં કેટલેક અંશે અસભ્ય ભાષા બોલતાં અચકાતી નથી. આ રીતની સભ્યતા, સંસ્કારિતા અને શિષ્ટની આ કોમમાં કેટલેક અંશે ઊણપ છે. એવું મનાય છે.

પુરુષ સ્ત્રીને મારઝૂડથી જ પુરુષના અંકુશમાં રહી શકે છે એવી માન્યતા પુરુષોના મનમાં હોય છે. અને તેથી પ્રસંગોપાત સ્ત્રીને મારઝૂડ પણ કરવામાં આવે છે.

બાળ કેળવણી કે બાળ ઉછેર પ્રત્યે ખાસ લક્ષ આપવામાં આવતું નથી. બાળકો ગંદાગોબરા હોય છે અને જ્યાં ત્યાં ઉઘાડે દિલે રખડયાં કરતા હોય છે તેમને સ્વચ્છ તથા સુંદર રાખવામાં આવતા નથી. સ્ત્રીઓના દિલમાં પોતાના બાળક પ્રત્યે વહાલ તથા પ્રેમ તો અખૂટ હોય છે તેની કોઇ ના પાડી શકે તેમ નથી. પરન્તુ તેના ઉછેરની દૃષ્ટિ તેનામાં નથી. અને તેનું કારણ કેળવણીનો અભાવ, અજ્ઞાનતા, વાતાવરણ તથા ગરીબી છે.

**આર્થિક સમાલોચના :** આ લોકોનો ધંધો ચામડાં પકવવાનો છે. અને તેના ઉપર જ તેઓ નભે છે. કેટલાંક મજૂરી કરીને પણ ગુજરાન ચલાવે

છે. તેઓ પાસે જમીન કે ખેતી નથી કે કોઇ બીજો ઉદ્યોગ પણ નથી. ચામડાના ધંધામાં પણ તેઓને મજૂરીના પ્રમાણમાં પણ પૂરતું વળતર મળતું નથી. બલકે એ રીતે હિસાબ કરતાં તો આજે તેમનો ઘણો ખરો ધંધો ખોટમાં જ ચાલતો હોય છે વળી ઓછામાં પૂરી ભામની પ્રથા બંધ થવાથી તેમને ભારે ફટકો પડયો છે.

અત્યાર સુધી તેઓ ગામડાઓમાં ચામડા માટે ગામડાઓમાં 'ભામ' રાખતા, ભામનો અર્થ લગભગ ઇજારો થાય છે. પણ ઇજારાથી તેનો પ્રકાર થોડો જુદો છે. ગામડાંમાં વર્ષ દરમ્યાન કાંઈ ઢોર મરે તે બધા ઉપાડી જવા માટે અમુક પૈસા આપવા બદલ ગામ તરફથી ભામ આપવામાં આવતી. આ ભામ રાખનાર વ્યક્તિ સિવાય બીજા કોઇથી ગામનું મરેલું ઢોર લઇ ન જવાય. સામાન્ય રીતે અત્યાર સુધી આ ચમાર લોકો ભામ રાખતા. વર્ષ દરમ્યાન જે કાંઇ ઢોર મરે તે ઉચક રકમથી તેને બધા મળતાં, પરંતુ આ પ્રકારે ભામ આપવા અંગે બંધારણિય મુદ્દો ઊભો થતાં આ પ્રથા બંધ થઇ છે. ઢોર મરે તો પણ તે મિલ્કત તરીકે તો ઢોરના માલિકની ગણાય, તેના ઉપર ગામનો હક ન ગણાય. તે ઢોરને આ રીતે હરાજીમાં વેચવાનો ગામને કે પંચાયતને અધિકાર ન ગણાય. પહેલાં તો ઢોર મરી જતાં એટલે સામા પૈસા આપીને બહાર ફેંકાવવું પડતું એવી સ્થિતિ હોવાને લીધે આ રીતે ભામ આપવાની પ્રથાથી ગામ લોકોને મુશ્કેલી ન નડતી, અને ભામ રાખનારા તાણી જતાં. હવે ભામ રદ થતાં અંદરો અંદર હરિફાઇ પણ થાય છે. અને જેને ત્યાં ઢોર મર્યું હોય તેને સામા પૈસા આપી હરિજન વગેરે ઢોરને ઉપાડી લાવે છે. અત્યાર સુધી ભામની પદ્ધતિને લીધે તેમને ઓછા ખર્ચે મરેલાં ઢોર મળતાં હવે 'ભામ' પદ્ધતિ નાબૂદ થતાં વધુ પૈસા ખર્ચ કરવા પડે છે. એટલે એટલું ઉત્પાદન ખર્ચ (Cost of Production) વધ્યું; બીજી તરફ માલની કાંઇ વેચાણ કિંમત એટલી બધી નથી, એટલે આ રીતે એકંદરે આ લોકોને આર્થિક રીતે ફટકો લાગ્યો છે. દુષ્કાળમાં અધિક માલ આવે તેમ એક તો ઓછું વળતર મળતું હતું. ત્યાં તો આ બીજી મુસીબત આવતાં વધુ કાપ મૂકાયો.

આ લોકો આજે ગામડાંઓમાંથી મરેલા ઢોરમા ચામડાં ઉતારી લાવે છે અથવા ઉતરેલા ચામડાં બીજા હરિજનો પાસેથી ખરીદી લાવી પોતાને ત્યાં અમુક દિવસ સાફ કરી રાખે છે, પછી ચૂનાના ને આવળ વગેરેના પાણીની કુંડીઓમાં લાંબો સમય પલાળી રાખે છે. આમ ચામડાં પકવવાની વિધિ જ દોઢ બે મહીના ચાલે છે અને પછી ચામડું તૈયાર થાય છે. પરિણામે તેમની મહેનતના પ્રમાણમાં વળતર મળતું નથી, પરંતુ તેમનું જીવનધોરણ નીચું હોવાથી માત્ર પેટપુરતું મેળવે છે. તે જીવનની બીજી જરૂરીઆતો વધારી શકે તેમ નથી. તેમ કરવું તેને પોસાય તેમ નથી. આર્થિક સ્થિતિને કારણે આ સ્થિતિમાંથી તેનાથી જલ્દી આગળ નીકળાય એમ નથી. સિવાય કે તે તેનો ધંધો વધારે, વધુ શાસ્ત્રીય રીતે ખીલવે તથા ચામડાનાં બજારો પોતે જ કબજે કરે.

આવી આર્થિક સ્થિતિને કારણે તેમજ બીજી તરફ લગ્નમરણના તથા દેવદેવીઓ અને નૈવેદ્ય વગેરેના સામાજિક ખોટા ખર્ચને કારણે તેઓને શાહુકારોના દેવાં કરવા પડે છે. આજે આ લોકોનો મોટા ભાગનો વર્ગ દેવાદાર છે અને તેની પણ પક્કડમાંથી તે સહેલાઇથી છૂટી શકે તેમ નથી.

# હા.....ડી

વેરાવળથી પોરબંદર અને દીવ સુધીના કિનારાની પટ્ટીના ગામોમાં વસતી, અસ્પૃશ્ય ગણાતી તથા મેઘવાળ કોમથી ઉતરતી પણ ચમાર જેવી ગણાતી આ હાડી કોમની વસ્તી બહુ જૂજ છે. તેઓની કોમની વસાહતના મુખ્ય ૭ પરગણાં ગણાય છે અને ત્યાં તેઓની વસ્તી વિશેષ જણાય છે. તેમાં વેરાવળ, ઊના, કોડીનાર, પ્રીનાવડા, સુત્રાપાડા, પોરબંદર, ચોરવાડ (નાળીઆવાડ), કુકસવાડા, મકલુપુર, લાહેજ વગેરેનો સમાવેશ થાય છે.

આ લોકો ગામથી અલગ વાસ બાંધીને સમૂહમાં વસે છે. વેરાવળમાં આ લોકોના લગભગ સવાસો–દોઢસો ઘર છે. આ લોકોનો મૂળ ધંધો ચમારની જેમ ચામડાં રંગવાનો હતો; પણ આજે થોડાં લોકો જ આ ધંધો કરે છે. બાકીના લોકો લાકડા ચીરવાનો, સડક પરની યા કડિયાકામની મજૂરી કરવાનો તથા બીજી દહાડિયા મજૂરી કરે છે. કેટલાક ખજૂરીની સાદડી વણે છે. કેટલાક દીવમાં પોલીસ ખાતામાં નોકરી કરે છે.

જે જે વિભાગોમાં આ લોકો વસે છે ત્યાં ત્યાં ચમાર લોકોની વસતી હોતી નથી. કેટલાક માને છે કે આ લોકો મૂળે ચમાર જ છે અને તેથી આ લોકો જ્યાં વસે છે ત્યાં ચમાર કોમ જાણતી નથી. કેટલાક માને છે કે તેઓ હાડકાં વેચવાનો ધંધો કરવાથી તેઓ હાડી તરીકે ઓળખાયા. આ લોકોના જીવનની રહેણીકરણી વગેરે તથા રીતરિવાજો ચમાર કોમને મળતા જ આવે છે; પણ ચમાર કોમથી આજે તો તેઓનું અલગ અસ્તિત્વ છે અને તેમની સાથે બેટી વ્યવહાર નથી.

કેટલાક માને છે કે ગુજરાતમાં વસતા ચમાર કોમને મળતી આવતી નાડીયા કોમના આ લોકો છે, પરંતુ સૌરાષ્ટ્રમાં વસતી કોમને મળતી

આવતી નાડીયા કોમની સાથે આ લોકોને કાંઇ સંબંધ જોવામાં આવતો નથી. તેમજ હળવદ બાજુ વસતી ઈંઢોણી વગેરે વેચતી નાડીયા કોમ સાથે પણ આ લોકોને કાંઇ સંબંધ નથી.

મૂળ આ કોમ રજપૂતમાંથી જ ઉતરી આવી છે. એક મત એવો છે કે મેવાડમાં જ્યારે મહારાણા પ્રતાપનું રાજ્ય હતું ત્યારે તેના સૈન્યમાં તેઓ મુખ્યત્વે ઉચ્ચ દરજ્જો ધરાવતા હતા. આને માટે એક કહેવત પણ છે કે:– "પાડા ખસે પણ હાડા ન ખસે" લડાઇના મેદાનમાં માથું હથેળીમાં રાખી ભારે ઝનૂનથી મરણીયા થઇ લડતા; પણ પાછીપાની ન કરતા. તેઓ વિશ્વાસુ હતા અને પોતાનો પ્રાણ તેના પાલનમાં આપી દેતા હોવાથી મહારાણાના અંગરક્ષક તરીકે પણ આ કોમના ઘણા વીરપુરુષો હતા.

આ કોમમાં ચાવડા, ચુડાસમા, ચોરવાડા, પરમાર, રાઠોડ, વાઘેલા, મકવાણા, ચૌહાણ જાદવ, પનસાડીયા, વાંઝા, સોલંકી વગેરે પ્રકારની શાખ જોવા મળે છે.

**સંસ્કૃતિ :** આ લોકોમાં સોના ચાંદીના ઘરેણાં પહેરવામાં આવે છે. સ્ત્રીઓ હાથમાં બલોયા, નાકમાં વાળી, પગમાં કડલાં તથા સાંકળા, કાનમાં ઠોળિયાં, ગળામાં તનમનીયું (ચેન) વગેરે પહેરે છે. કેટલાંક પુરુષો પણ કાનમાં સોનાના ઠોળિયાં તથા ખમીશ વગેરેમાં સોનાના બટન પહેરે છે. છોકરીઓને છડા, તોડા, સાંકળા વગેરે પહેરાવવામાં આવે છે. આજે તો જોકે મોટા ભાગના લોકોની આર્થિક સ્થિતિ સારી ન હોવાથી ઘરેણાં ઘણા ઓછા લોકો પહેરે છે.

આ લોકોની ભાષા કોઇ ખાસ અલગ પ્રકારની નથી પણ ગુજરાતી ભાષા જ છે.

આ લોકોમાં કોતરકામની કળા દિનપ્રતિદિન વિકસતી જાય છે. તેઓ પથ્થરની મોટી મોટી શીલાઓમાંથી આકર્ષક નમૂનાઓ બનાવી શકે છે. આજે સોમનાથના મંદિરનો જીર્ણોદ્ધાર થઇ રહ્યો છે. ત્યાં પથ્થરનું કોતર કામ ચાલી રહ્યું છે. તેમાં પથ્થરની દેવદેવીની મૂર્તિઓ કોતરવામાં પણ આજે

કેટલાંક તેમાં છે. ચાર ચાર પાંચ પાંચ ખાંડીની શીલાઓ તોડી તેમાંથી યોગ્ય આકાર આપે છે. આ ઉપરાંત કૂવા તથા વાવ વગેરે પણ આ લોકો બનાવે છે. તદ્ઉપરાંત આ લોકો ભીંત પર ચિત્ર કામ પણ સારી રીતે કરી શકે છે.

જન્માષ્ટમી, નવરાત્રિ. દશેરા, દિવાળી, અગીયારસ વગેરે પર્વ દરમ્યાન અથવા શુભ પ્રસંગે આ લોકોમાં અતિ ઉત્સાહથી રાસરાસડા લેવામાં આવે છે. આ પ્રસંગે મુખ્યત્વે સ્ત્રી પુરુષ બન્ને પોતપોતાની ટૂકડીમાં રહી સમૂહમાં એક પછી એક યા ગોળાકારે ગોઠવાઇ રાસ રમે છે. આ રાસ વ્યવસ્થિત અને તાલબદ્ધ હોય છે. આ પ્રસંગે એકાદ બે વ્યક્તિ ગવડાવે છે અને બીજી વ્યક્તિઓ તે ઝીલે છે. કેટલીક સ્ત્રીઓ રાસ લેતી વખતે નવાં વસ્ત્રો તથા દરદાગીના વગેરે પહેરીને આવવાનો આગ્રહ રાખે છે અને તેમાં ગૌરવ તથા આનંદ અનુભવે છે.

કબીર, સુરદાસ, મીરાં, તુલસી વગેરેના ભજનો વધુ ગવાય છે. અગીયારસે તથા રામદેવપીરના મંડપ વખતે રામદેવપીરની ભક્તિ થાય છે. અને તેના ભજનો ગાવામાં આવે છે આ લોકોમાં જુદી જુદી ભજન મંડળીઓ હોય છે. અને પ્રસંગોપાત રાત્રે સૌ ભેગા મળી પ્રભુ સ્મરણ કરે છે અને મોડી રાત સુધી ભજનોની રમઝટ બોલાવવામાં આવે છે. તેમના ભજનો ઘણાં સુંદર હોય છે.

આ લોકો દેખાવે સૌરાષ્ટ્રમાં વસતી ખેડૂત કોમ જેવા ખમીરવંતા હોય છે. તેઓનો મૂળ પોષાક ચોરણો, કેડિયું તથા પાઘડી વગેરે છે પરંતુ હવે તેઓ ચાલુ જમાનાનો પોષાક અપનાવતા થયા છે.

આ મંડળીઓ પાસે મંજીરા, તંબુરા, હારમોનીયમ વગેરે જાતના વાજીંત્રો પણ હોય છે.

અજ્ઞાનતા, અસ્પૃશ્યતા અને ગરીબીને કારણે એ કોમમાં શિક્ષણનું પ્રમાણ નહિંવત જ છે. હવે નોકરિયાત વર્ગ તથા થોડાગણો સમજુ વર્ગ

શિક્ષણનું મહત્ત્વ સમજતો થયો છે. અને પોતાના બાળકોને ભણાવવા ઇચ્છે છે. પરન્તુ મજૂરીઆત વર્ગમાં આ અંગેની ખાસ જાગૃતિ આવી હોય તેમ લાગતું નથી. તેમજ બીજી તરફ તેઓ પોતાના બાળકોને ભણાવવા મોકલી શકે તેમ હોતું નથી. કારણ કે સ્ત્રી પુરુષ જ્યારે મજૂરીએ જતાં હોય છે. ત્યારે ઘરના નાનાં બાળકોને સાચવવાનું કામ મોટા બાળકો કરતા હોય જો તેને ભણવા મોકલવામાં આવે તો આ બાળકોને કોણ સાચવે એ પ્રશ્ન ઊભો થાય છે. આમ પરિસ્થિતિને કારણે તો પોતાના બાળકોને ભણવા મોકલી શકતા નથી.

**ઉત્સવો :** આ કોમમાં ઉત્સવોનું મહત્ત્વ ઠીક ઠીક છે. તે દરમ્યાન તેઓ સારાં વસ્ત્રો પહેરે છે. સ્ત્રીઓ દરદાગીના પહેરી સાંજે હરવા ફરવા યા દેવદર્શને જાય છે, બપોરે સુખડી, મીઠોભાત, માલપુડા વગેરે રાંધી આનંદથી જમે છે. રાત્રે રાસ રમે છે. તથા ભજનો વગેરે ગાય છે.

**ધર્મ :** આ લોકો ધર્મે હિંદુ છે અને મુખ્યત્વે રામદેવપીરને પૂજે છે. આ ઉપરાંત શંકર, બ્રહ્મા વિષ્ણુ વગેરે અન્ય દેવો ને પણ માને છે. રામદેવપીરનું સ્થાન ઘણું કરીને તેમના વાસમાં જ હોય છે અને ત્યાં તેની પ્રસંગોપાત પૂજા અર્ચા વગેરે કરવામાં આવે છે. તેમજ કેટલાક લોકો આ દિવસે રણોજા (મારવાડ)માં જ્યાં રામદેવપીરનો દર વર્ષે મોટો મેળો ભરાય છે ત્યાં જાત્રા અર્થે જાય છે.

આ લોકો બાધા અને માનતાઓમાં ખૂબ વિશ્વાસ ધરાવતા આવ્યા છે. અને માંદગી પ્રસંગે ભૂવાને બોલાવી દાણા જોવડાવી દોરા ધાગા કરાવી માનતા રાખે છે તેમાંય તે મુખ્યત્વે રામદેવપીરની જ માનતા રાખે છે. જો કે કેટલીકવાર પોતાની ઇચ્છીત વસ્તુની પ્રાપ્તી માટે કાલકા તથા ખોડીયાર વગેરેની પણ માનતા રાખવામાં આવે છે. અને સફળતા મળે તો બાધા રાખી હોય તો પૂરી કરવામાં આવે છે અથવા જે માનતા માનેલ હોય તે મુજબ દેવને ધરે છે આ બધી વિધિઓમાં ભૂવા અગત્યનો ભાગ ભજવતા હોય છે.



હાડી કોમની યુવતી



વાર્તા કરતો તુરી બારોટ

વળી આ લોકો ભૂતપ્રેત, વળગાડ વગેરેમાં પણ વિશેષ માનતા આવેલ છે. પરન્તુ હવે જેમ જેમ જાગૃતિ આવતી જાય છે તેમ તેમ તેઓનો વિશ્વાસ ઓછો થતો જાય છે. મૃત્યુ પછી આત્માનું શું થાય છે તે અંગેના તેઓમાં કોઇ ખ્યાલો પ્રવર્તતા નથી. તેમજ બીજા અધિભૌતિક ખ્યાલો પણ પ્રવર્તતા નથી. નાગપંચમીના રોજ સ્ત્રીઓ નવાં વસ્ત્રો પહેરે છે. તે દિવસે પૂજા પણ કરવામાં આવે છે.

આ લોકોમાં પર ધર્મીઓની વટાળ પ્રવૃત્તિ પેઠી નથી.

ભંગીવાસ, હરિજનવાસ, ચમારવાસ વગેરે જેમ ગામમાં અલગ એક બાજુ હોય છે તેમ હાડીવાસ પણ ગામના એક ખૂણે હોય છે. તેઓ સમૂહમાં મકાનો બાંધી આ રીતે અલગ વાસમાં રહેતા આવ્યા છે, સામાન્ય રીતે તેઓના મકાનો નાના એક માળના તથા દેશી નળિયાવાળાં દસ પંદરના જૂથમાં સામ સામી હારમાં ગોઠવાયેલા હોય છે અને બન્ને હાર વચ્ચે ફળિયાનો નાનો રસ્તો હોય છે. ત્યાં ચારેકોર ગંદકી, કચરો વગેરે પડયું હોય છે, કયાંક કયાંક ખાડા ખબડામાં પાણી પણ ભરાયેલું હોય છે. અને ચારેકોર માખીઓ બણબણતી હોય છે. મકાનોની પાછળના ભાગમાં થોડા દેશી ઢબના ગોળાકાર કાચા ખાડાવાળા ચર્મકુંડો પણ હોય છે.

તેઓના મકાનો કાચા તથા માટીના હોય છે. આગળ માટીથી લીપેલી ઓસરી હોય છે. ત્યાં એકાદ ખાટલો ઊભો યા આડો પડયો હોય છે. તે ઉપર એકાદ ફાટલા તૂટલા ગોદડાનો ગાભો પડયો હોય છે. એકાદ બે સ્ત્રીઓ ત્યાં બેઠી હોય છે. અથવા નાના છોકરાં નાગા ઊઘાડાં ત્યાં આંટા મારતા જણાય છે. સાંજે પોતપોતાના આંગણામાં બેચાર જણા ભેગા થઇ ગામગપાટા મારતા નજરે પડે છે.

તેઓના મકાનો અંધારિયા હોય છે તેમાં બારી વગેરે ખાસ હોતું નથી. મુખ્યદ્વાર પણ ભાગ્યે જ ચારથી પાંચ ફૂટ પહોળું હોય છે. અને તે સાથે નાનું એવું લાકડાનું બારણું દેશી રીતે જડેલું હોય છે. ભીંતો માટીની

હોય છે. અંદર એકાદ ઓરડો તથા રસોડું હોય છે. ત્યાં ભાગ્યે જ બારી હોય છે. ઓરડો અંધારિયો હોય છે. હવા ઉજાસ પૂરતા જણાતા નથી. ઓરડામાં તેઓનું રાચરચીલું હોય છે. એકાદ ખૂણામાં ઘંટી પડી છે. ચારે કોર જ્યાં ત્યાં કપડાં ગાભાને જેમ લટકતા હોય છે. સિવાય એક તરફ ઘોડીયું વગેરે હોય છે. તથા થોડા ગાદલાં ગોદડાં હોય છે. તેઓ માટીના વાસણો વાપરે છે. આ સિવાય એકાદ પિત્તળના વાટકા, થાળી, તપેલી, કપ, રકાબી વગેરે પણ હોય છે.

રસોડામાં એકાદ ખૂણે ધુમાડીયો કાચો ચૂલો હોય છે. આજુબાજુ એકાદ બે માટીના હાંડલા–હાંડલી તથા બીજા વાસણ જેમ તેમ પડયા હોય છે. બળતણમાં આ લોકો લાકડાં, છાણાં વગેરેનો ઉપયોગ કરતા આવ્યા છે. અનાજ ભરવા માટે માટીની એકાદ બે કોઠી તથા કેરોસીનના ડબ્બા પણ હોય છે.

પાણીયારા મકાનની બહાર યા અંદર હોય છે. ત્યાં બે ત્રણ માટીના ગોળા તથા એકાદ પિત્તળનું બેડું હોય છે. નહાવા ધોવા માટેની કોઇ ખાસ સગવડો હોતી નથી. પોતાના મકાનની બહાર ખુલ્લામાં નહાય છે. તેઓ અઠવાડિયામાં એકાદ બે વાર નહાય છે તથા કપડાં ધૂએ છે. એકંદરે સ્વચ્છતાનું પ્રમાણ ઘણું ઓછું છે.

**આહાર**: આ લોકોનો મુખ્ય ખોરાક ઘઉં, જુવાર, બાજરી વગેરે છે. બપોરના સામાન્ય રીતે રોટલા શાક રાંધવામાં આવે છે અને સાંજે મુખ્યત્વે રોટલા તથા ખીચડી રાંધવામાં આવે છે. કઠોળ, શાકભાજી દૂધ વગેરેનું પ્રમાણ ઓછું છે. ખાસ વારતહેવારે યા પ્રસંગે મીઠો ભાત, રાંધે છે. આ ભાત પુલાવ તરીકે વિખ્યાત છે. આ લોકોમાં માંસાહાર નિષેધ નથી. લગભગ ૩૦ ટકા માંસાહાર કરે છે. કેટલાકે છોડી પણ દીધો હોય છે. પણ તેઓ કાયમ માંસાહાર કરી શકતા નથી અને ગરીબીને કારણે કરવું તેમને પોષાતું પણ નથી. તેઓ મુડદાલ માંસ પણ ખાય છે. આ લોકો

જમવા માટે પદ્ધતિસર બેસે અને જમતી સમયે બન્ને હાથનો ઉપયોગ ન કરતાં એક જ જમણાં હાથનો ઉપયોગ કરવાનો આગ્રહ રાખે છે.

**દૈનિક જીવન :** સ્ત્રીઓ સવારે પાંચ વાગે વહેલી ઊઠી ઘંટીએ અનાજ દળવા બેસે છે. તથા અન્ય ઘરકામ અને દૂઝાણું હોય તો વાસીદું વગેરે કાઢે છે. આ કામકાજમાંથી પરવારી પાણી વગેરે ભરી ટાઢું ટુકડું વધ્યું હોય તેનો નાસ્તો કરે છે અને કેટલીક સ્ત્રીઓ સવારના રસોઇ રાંધી રાખી સીમમાં લાકડાં છાણાં વીણવા જાય છે. તો કેટલીક સ્ત્રીઓ પોતાના એકાદ થોડાં મોટાં બાળકને ઘર તથા નાના બાળકો સાંચવવા આપી પોતે છૂટક યા દહાડિયા મજૂરી કરવા જાય છે, તેઓ સડક બાંધકામની, તથા કડિયા કામની તથા અન્ય જે કોઈ છૂટક મજૂરી મળે તે કરે છે. પરિણામે બાળકોનો ઉછેર જેમ તેમ થાય છે. પુરુષ પણ સવારના સમય થતા મજૂરીએ જાય છે. ચામડા રંગવાનો ધંધો હોય તો તે કામમાં પ્રવૃત્ત થાય છે અથવા આજુબાજુના ગામડાંઓમાં ચામડાં લેવા જાય છે. નોકરીયાત વર્ગ નોકરીએ વળગે છે.

બપોરે અનુકૂળતાએ લગભગ એકાદ દોઢ વાગે જમે છે. અને સાંજે કામકાજથી ગામમાં આંટા મારી ઘરે આવી આડોશી પાડોશી તથા ઘરના માણસો ફળિયામાં તથા ઓસરીમાં ખાટલો ઢાળી બીડી વગેરે પીવે છે અને આડાઅવળાં ગપ્પા મારે છે. લગભગ સાત આઠ વાગે વાળુ કરી પરવારી ફરી વાતો–ચીતોના ગપ્પા મારી આરામ કરે છે. આ પ્રમાણે તેઓનું દૈનિક જીવન વહેતું હોય છે.

**કૌટુંબિક સંબંધો :** આ કોમમાં સંયુક્તકુટુંબ વ્યવસ્થા જ મુખ્યત્વે છે. પિતા, પુત્રો વગેરે સાથે જ રહેતા હોય છે. પરન્તુ તેઓની પાસે રહેવાને પૂરતા મકાનો નથી. એકાદ બે ઓરડીવાળાં કાચા મકાનમાં જ આખા સંયુકતકુટુંબને જેમ તેમ કરીને પડી રહેવું પડે છે.

આ કુટુંબોમાં સામાન્ય કજીયાકંકાસ સિવાય અન્ય ખાસ વિશિષ્ટ પ્રકા-

રના કજીયા કંકાસો જોવામાં આવતા નથી. કુટુંબના વડીલનો માનમર્તબો જાળવવામાં આવે છે અને તેના કહ્યામાં સૌ રહે છે.

સ્ત્રીઓનો ખાસ માનમર્તબો વિશેષ જાળવવામાં આવતો નથી, પુરુષવર્ગ સામાન્ય પ્રસંગે પણ તેની હાજરીમાં અસભ્ય ભાષા બોલતા અચકાતો નથી. પરન્તુ હવે જેમ બીજા સમાજોના સંબંધમાં આવવાથી અને જાગૃત તથા વધુ સંસ્કારી થવાથી સમજુ લોકો આ રીતે વર્તતા નથી. તેમજ કજીયાકંકાસ સિવાયના પ્રસંગોએ બોલવામાં અંકુશ રાખવા પ્રયત્ન કરે છે. સ્ત્રીઓ પણ પુરુષની હાજરીમાં જેમ તેમ અસભ્ય ભાષા બોલતી પરન્તુ હવે તેમાં પણ થોડી ઘણી સંસ્કારીતા અને શિષ્ટની અસર આવવા માંડી છે.

પુરુષે પોતાની પત્નીને દરેક રીતે દાબમાં તથા અંકુશમાં ગમે તે ભોગે રાખવી જોઇએ. તથા ભવિષ્યમાં પણ તેના પૂરેપૂરા કબજામાં અને કહ્યામાં રહે તે માટે પ્રથમથી જ પતિપત્ની ઉપર ખાસ અંકુશ રાખે છે. અને તેમાં જ તેની આબરૂની સલામતિ તથા રક્ષણ જળવાઇ રહેશે એમ માને છે.

કુટુંબકલેશના મુખ્ય કારણો તો સ્ત્રીઓના અંદરો અંદરના નાના મોટા ઝઘડાઓ જ હોય છે.

બાળકોની વિશેષ સંભાળ માતા જ રાખે છે. જો કે પુરુષવર્ગ તદ્દન તે પ્રત્યે બેકાળજી દાખવતો નથી પરન્તુ તેઓના કામધંધામાંથી નિવૃત્ત થાય ત્યાર પછી જ રાખી શકે.

આ કોમની સામાજિક સુધારણા તથા ઉન્નતિ માટે તેમની કોમનું ખાસ અલગ સંગઠન કે મંડળ જેવું નથી. પણ નોકરીઓમાં વળગેલ વર્ગ વધુ જાગૃત બનતો જાય છે.

**આર્થિક સમાલોચના :** આપણે આગળ ઉપર જોઇ ગયા કે આ લોકોનો મુખ્ય ધંધો ચામડા પકવવાનો હતો; પણ હાલમાં તૂટી ગયો છે અને મોટા ભાગના તો લાકડા ફાડવાની, કડિયાકામ કરવાની, કોતરકામ કરવાની,

છૂટક તથા દહાડિયા મજૂરી કરે છે તથા અન્ય પટાવાળા, સિપાહી કે મુકાદમ વગેરેની નોકરી કરે છે. ગામડાંઓમાં કેટલાક પાસે થોડીઘણી જમીનો પણ છે અને ત્યાં તેઓ ખેતી કરે છે પણ તેમની સંખ્યા જૂજ છે.

જે લોકો ખેતી કરે છે તેમની પાસે પણ જીવનનિર્વાહ માટે પૂરતી જમીન તો નથી. કેવળ ગણ્યાંગાંઠયાં કુટુંબો પાસે પૂરતી જમીન છે જમીનવાળા થોડાક સુખી છે. બાકીના ખેડૂતોની તો એની એ જ હાલત છે.

આ લોકો જાતે ખેતી કરે છે અને મુખ્યત્વે ઘઉં, બાજરી, જુવાર, મગફળી તથા કઠોળ વગેરેની ખેતી કરે છે. મોટા ભાગનાને તેમાંથી પેટપુરતું જેમતેમ મળી રહે છે. પરન્તુ વર્તમાન જીવનધોરણના ખર્ચને પહોંચી વળવા પૂરતી તેમાંથી તેઓને આવક નથી.

વેરાવળમાં હાડી લોકોનાં લગભગ ૧૩૦ ઘર છે અને અંદાજે તેઓની વસ્તી લગભગ સાડાનવસોની છે. ત્યાં વસતા જુદા જુદા કુટુંબોની ધંધાવાર આર્થિક તપાસ કરતાં જણાયું હતું કે તેઓ જેમતેમ મુસીબતે તેઓનો જીવનનિર્વાહ ચલાવે છે.

જે કુટુંબો ચામડા પકવવાનો ધંધો કરે છે તેમની સરેરાશ એક કુટુંબની માસિક આવક રૂા. ૪૦ થી ૫૦ હતી અને તેમાંથી તેઓ ગુજરાન ચલાવતા હતા. જો કે એકાદ બે કુટુંબોની સ્થિતિ ઠીક હતી.

આ લોકો જુદા જુદા ગામડાંઓમાં જઇ ત્યાંના ઢેઢ–ભંગી પાસેથી ચામડું વેચાતું લઇ વેરાવળ લાવે છે. સરેરાશ માસમાં ૮૦) થી ૧૦૦) રૂા. નું આ પ્રમાણે ચામડું લાવી તેમની જૂની ઢબે ગોળ કાચા ખાડાઓમાં પકવે છે અને એકાદ માસ આમ મહેનત કર્યા બાદ તે ચામડું ગામમાં રૂા. ૧૩૦) થી ૧૫૦)ના ભાવે વેચાય છે. આ કામમાં ઘરના લગભગ બધા માણસો વળગી રહે છે અને મહીને માંડ રૂા. ૪૦) થી ૫૦) બધા વચ્ચે પાડે છે. એકંદરે તેમણે કરેલ મહેનતના પ્રમાણમાં તથા ખર્ચેલી શકિતના પ્રમાણમાં પણ વળતર ઓછું મળે છે

વેરાવળમાં દિવાસળીના કારખાનામાં મોટાભાગના હાડી કોમના લોકો અત્યાર સુધી કામ કરતા. પરંતુ હાલમાં તે કારખાનું બંધ પડતાં કામધંધા વગરના થવા પામ્યા છે અને જે કાંઇ મજૂરી મળે તે કરી ગુજરાન ચલાવે છે. કેટલાક અર્ધભૂખમરો પણ વેઠે છે. જે લોકો કડિયાકામની દહાડિયા મજૂરી કરે છે તેમને રોજનો સરેરાશ દોઢ રૂપિયો મળે છે અને સ્ત્રીઓને રૂપિયો મળે છે. આ મજૂર વર્ગમાં ઘરમાંથી લગભગ બે ત્રણ વ્યકિત છૂટક યા દહાડિયા મજૂરી કરે છે. કોઇવાર તેઓને કામ મળતું પણ નથી. આવા કુટુંબોની લગભગ ૬૦] થી ૭૦] રૂા. આવક થતી હોય છે અને તેમાંથી સમગ્ર કુટુંબનું ભરણપોષણ કરે છે. સોમનાથના મંદિરના બાંધકામમાં કોતરકામ તથા શિલ્પકામ કરનારની સ્થિતિ બીજા દહાડિયા મજૂરો કરતાં કંઇક અંશે સારી છે. પરન્તુ મંદિરનું બાંધકામ પુરું થયે તેમની પણ એની એજ હાલત ઊભી થવા સંભવ રહે છે.

આ ઉપરાંત બહુ થોડા, પટાવાળાની, મુકાદમની, ખટારાની તથા પોલીશખાતાની નોકરીઓમાં જોડાયેલા છે. તમનું પગારનું ધોરણ પણ લગભગ ૫૦] થી ૭૦] રૂા. સુધીનું હોય છે.

આ લોકો પાસે મકાનો તો તેમના બાપદાદાથી બંધાવેલા પોતાની માલીકીના જ છે. પરન્તુ આજે તે સુધરાવવાને તથા નવા બંધાવવાને સમર્થ થયા નથી. જો કે કેટલાકે સરકારની લોન લઇ વેરાવળમાં તેમજ અન્ય સ્થળોએ મકાન બાંધ્યાં છે.

આ લોકો પોતાના જીવનનિર્વાહ પૂરતું માંડ કમાતા હોઇ બીજી કોમોની જેમ ખાસ બચત કરી શકતા નથી. થોડી ઘણી બચત થઇ હોય તો સામાજિક ખર્ચ આવતાં તે ખલાસ થવા પામે છે. થોડા ઘણાં લોકોને આ ખર્ચને પહોંચી વળવાને દેવાદાર થવું પડયુ છે.

આ લોકો હોશિયાર તથા બીજી પછાત કોમો કરતાં વધુ બુદ્ધિશાળી છે. પરન્તુ અસ્પૃશ્યતા અને આર્થિક અવદશા તેઓને મુખ્યત્વે આગળ

આવવા દેતી નથી.

**સામાજિક રીતરિવાજો અને ક્રિયાઓ :** સામાન્ય રીતે ગણીગાંઠી સ્ત્રીઓ બાદ કરતાં મોટાભાગની સ્ત્રીઓ માસિક ધર્મ પાળતી નથી. લગભગ સાતમે માસે ખોળો ભરવામાં આવે છે, તે પ્રસંગે કપડાં, ઘરેણાં તથા વાસણ આપવામાં આવે છે. જો ન કરવામાં આવે તો સમાજમાં તેની ટીકા થાય છે તે ન થાય, અને ઇજ્જત તથા આબરૂ તેમના સમાજમાં જળવાઇ રહે તે માટે સૌ આ વિધિ કરવાનો આગ્રહ રાખે છે,

ગર્ભવતી સ્ત્રીને સામાન્ય રીતે ભારે કામ કરવા દેવામાં આવતું નથી તેમજ મજૂરીએ મોકલવામાં આવતી નથી તથા ખાટા પદાર્થો ખાવાની મનાઇ કરવામાં આવે છે. પ્રથમ સુવાવડ પિયરમાં જ કરવામાં આવે છે. અને પછીની સુવાવડો અનુકૂળતાએ સાસરે યા પિયરે કરવામાં આવે છે. છતાં બને ત્યાં સુધી પિયરમાં કરવાનો આગ્રહ રાખવામાં આવે છે.

જો સગવડતા હોય તો સુવાવડ ઘરે અલગ ઓરડામાં કરવામાં આવે છે નહીં તો તકલીફ વેઠે છે. બને ત્યાં સુધી સુવાવડ પ્રસંગે તેમની કોમની જ સુયાણી અથવા દાયણને બોલાવવામાં આવે છે અને ન હોય તો બીજી કોમની સુયાણીને પણ બોલાવવામાં આવે છે. તેને મહેનતાણામાં લગભગ રૂા. પાંચેક તથા એકાદ લુગડું આપવામાં આવે છે. બાળકના જન્મ પ્રસંગે ઘરની બીજી વૃદ્ધ તથા વડીલ સ્ત્રીઓ પણ હાજર રહે છે. પુરુષ વર્ગ હાજર રહેતો નથી. જો જરૂર જેવું જણાય તો ડોકટરની સલાહ લેવામાં આવે છે. યા તો નજીકના પ્રસુતિગૃહમાં ફેરવવામાં આવે છે. પ્રથમ પુત્ર જન્મ પ્રસંગે કુટુંબીઓને મીઠું મોઢું કરાવવામાં આવે છે અને સાકર વેચવામાં આવે છે. તથા હર્ષ વ્યક્ત કરવામાં આવે છે. પુત્રી જન્મે તો કાંઇ કરવામાં આવતું નથી.

બાળક જન્મ પછી છઠ્ઠે દિવસે છઠ્ઠીની વિધિ કરવામાં આવે છે. આ દિવસે સૌ સ્ત્રીઓ ભેગી થાય છે. ઘીનો દીવો, ચોખા, નાળિયેર તેમજ ધૂપ

વગેરે કરવામાં આવે છે. અને નામ પાડવાની વિધિ કરવામાં આવે છે. સામાન્ય રીતે નામ બ્રાહ્મણ પાડે છે અને તે બદલ તેને પાંચ રૂપીઆ આપવામાં આવે છે. તેમજ સગાસ્નેહીઓ તરફથી બાળકને રૂમાલ, ઝભલું, કપડું, ઝાંઝરી કે એકાદ દાગીનો વગેરે ભેટ આપવામાં આવે છે.

**સગાઇ :** વરપક્ષના પાંચેક માણસ કન્યાપક્ષવાળાને ત્યાં પાંચ રૂપિયા લઇને જાય છે ત્યાં સૌને તેનો ગોળ લાવી ખવડાવે છે. અને કન્યાને ચુંદડી ઓઢાડે છે. તેને છેડે સવારૂપિયો બાંધવામાં આવેલો હોય છે. આ પ્રસંગે લગ્ન અંગેનું દહેજ નક્કી કરવામાં આવે છે. સામાન્ય રીતે વધુમાં વધુ રૂા. ૨૦૦) દહેજના હોય છે અને તે લગ્ન પ્રસંગે ચૂકવવામાં આવે છે. હાજર રહેલ સૌને કંકુના ચાંદલા કરવામાં આવે છે. તેમજ સામ સામા બન્ને વેવાઇ વેવાણ ગોળ સાકર ખાય છે. તેમજ વરપક્ષ તરફથી કન્યાપક્ષને આ પ્રસંગે રૂપિયા પાંચથી વીસ સુધી પોતાની શકિત અનુસાર આપવામાં આવે છે.

સગાઇ કાળ દરમ્યાન વરકન્યાનો મેળાપ આધુનિક ઢબે હજુ કરવા દેવામાં આવતો નથી પરન્તુ વરકન્યાના માબાપોના પરસ્પરના આમંત્રણથી પ્રસંગોપાત વરકન્યા એકબીજાને ત્યાં જમવા જઇ શકે છે. આવા પ્રસંગોએ હોળીનો હારડો તથા દિવાળી હોય તો સવા રૂપિયાના ફટાકડાં આપવામાં આવે છે. એકવાર સગાઇ નક્કી થયા પછી તે તોડવામાં આવતી નથી.

**લગ્નની પૂર્વ તૈયારીઓ :** લગ્નતિથિ બ્રાહ્મણ પાસે જોવડાવી નક્કી કરવામાં આવે છે. આ તિથિ વરપક્ષના સારા ગ્રહો જોઇને પણ બન્ને પક્ષોની અનુકૂળતાએ ગોઠવવામાં આવે છે.

સામાન્ય રીતે લગ્ન બ્રાહ્મણને ઘરે જ લખવામાં આવે છે. પ્રથમ બન્ને પક્ષના માણસો ગોરને ત્યાં જાય છે ગોર વરકન્યાના નામ ઉપરથી તેમની પોથીમાં જોઇને બન્નેના ગ્રહો મેળવે છે. અને તે મુજબ લગ્નના વાર તિથિ નક્કી કરવામાં આવે છે. આ તિથિ સામાન્ય રીતે લગ્ન પહેલાં આઠ દસ દિવસ અગાઉ જ નક્કી કરવામાં આવે છે. પછી સૌ સગાસ્નેહીઓને કંકોત્રી લખી મોકલવામાં આવે છે.

લગ્નતિથિ અગાઉ થોડા દિવસ પૂર્વે મુહૂર્ત પ્રમાણે માંડવો નાખવામાં આવે છે તથા બન્ને પક્ષને ત્યાં એક જ દિવસે માણેકસ્થંભ રોપવામાં આવે છે. વરકન્યાને મીંઢોળ બાંધવામાં આવે છે. તથા ગણેશ બેસાડવામાં આવે છે આ બધી વિધિ બ્રાહ્મણ કરાવે છે. સ્ત્રીઓ આ માંગલિક પ્રસંગે લગ્નના ગીતો ગાય છે. સામાન્ય રીતે લગ્ન પાંચ છ વાનાના રાખવામાં આવે છે. બન્ને પક્ષના વાનાં સરખા જ રાખવામાં આવે છે. આ પ્રસંગે વરકન્યા બન્નેને પોતાને ઘરે ગણેશની સ્થાપના પાસે બેસી રહેવું પડે છે. તથા ત્યાં પીઠી ચોળવામાં આવે છે. પીઠી સામાન્ય રીતે ભાભી ચોળે છે. તથા દેવપૂજા કરવામાં આવે છે. બન્ને પક્ષને ત્યાં લગ્નની તડામાર તૈયારીઓ ચાલે છે. મકાનને લીપીગુપી શણગારવામાં આવે છે. ખડીથી ધોળવામાં આવે. ભીંત પર સુંદર ચિત્રો દોરવામાં આવે છે. તોરણો લટકાવવામાં આવે છે. સૌ સગાસ્નેહીઓને બોલાવવામાં આવે છે. રાત્રે બન્ને પક્ષોને ત્યાં સ્ત્રીઓ ગણેશ પાસે બેસી લગ્નના ગીતો ગાય છે. તેમજ ફટાણાં ગાય છે. એક બીજા પક્ષની ટીકા કરે છે. ગાઇ રહે પછી સૌને સાકર, પતાસાં વહેંચવામાં આવે છે. માંડવો નખાય તે દિવસે જમાડવામાં આવે છે. જમણમાં મુખ્યત્વે મીઠા ભાત, લાડુ તથા ગળપાપડી હોય છે. જાન રવાના થતાં પહેલાં વરપક્ષને ત્યાં ફૂલેકું નીકળે છે.

**બાળ લગ્ન :** આ કોમમાં પહેલાં બાળ લગ્નોનું પ્રમાણ ઘણું હતું અને પાંચ સાત વર્ષના બાળકોના લગ્નો થતાં તે હાલમાં થતા નથી. પરન્તુ બાળ સગપણો પ્રચલિત છે.

વિધવાબાઇને ફરજિયાત વૈધવ્ય પાળવાનું હોતું નથી. વૈધવ્યકાળ દરમ્યાન શરૂઆતમાં તેના પિતા તેનું ભરણપોષણ કરે છે અને પછીથી તેને પોતે જ પોતાનું ભરણપોષણ કરવાનું રહે છે પરન્તુ ઘણું કરીને તો વિધવા બાઇ ઘરઘરણું જ કરે છે. તેના વડીલો જ નાતના રીવાજ મુજબ તેને લાયક કોઇ વિધૂર શોધી કાઢે છે. પરન્તુ બાઇનો દેર કુંવારો હોય તો દેરવટું કર-

વાની પણ છૂટ હોય છે. પરન્તુ તે ફરજિયાત હોતું નથી. વિધવા બાઇના આગલા સંતાન ઉપર તેના મૂળ વાલીવારસોનો હક્ક ગણાય છે અને તે જ તેમને પાળે પોષે છે.

પહેલાં પુરુષને ત્રણેક પત્ની કરવાની છૂટ હતી પરન્તુ હવે કાયદાના બંધનના પરિણામે કરતા નથી. સંતાન ન થતું હોય યા બીજા કોઇ ખાસ કારણસર બીજું લગ્ન કરે છે.

એકબીજાની પરણિત સ્ત્રી ઉપાડી જવાની આ કોમમાં સમાજ-માન્ય પ્રથા નથી પરન્તુ જો ધણી સ્ત્રીનું ભરણપોષણ ન કરી શકતો હોય અથવા સ્ત્રીને ધણી પસંદ ન હોય તો પોતાની સ્વેચ્છાથી બીજે ભાગી જવાના ક્યારેક પ્રસંગો બનતા હોય છે. પરન્તુ અવા પ્રસંગે બન્ને પક્ષ વચ્ચે એક-બીજા પક્ષના નાણાંકીય લેણદેણના ઝઘડાની પતાવટ કરવામાં આવે છે. કન્યા-પક્ષને બમણા પૈસા આપવાના હોય છે.

ઘરમાં જો અણબનાવ થાય યા સ્ત્રીને અસહ્ય ત્રાસ હોય તો છૂટા છેડા કરતાં પહેલાં કન્યાના માબાપે વરપક્ષને લગ્ન પ્રસંગે લીધેલા પૈસા પાછા ચૂકવી દેવા પડે અને આ રીતે છૂટા છેડા જાહેર કર્યા પછી બીજે ઘરઘરણું કરી શકાય છે.

પરન્તુ આવા પ્રસંગોમાં પરસ્પરની લેવડ દેવડની વિધિ કર્યા વગર તેમજ છૂટાછેડા જાહેર કરી ત્યજી શકાતા નથી અને છતાંય જો સ્ત્રીને ત્યજી દેવામાંઆવે તો તો કન્યાનો બાપ તેને બીજે ઘરઘાવી શકે છે તે સમયે વરપક્ષના હકના પૈસા જાય છે. તેને પૈસા માંગવાનો અધિકાર રહેતો નથી.

**બંધારણીય લગ્ન :** વરકન્યાની પસંદગી મુખ્યત્વે તો માબાપ જ કરે છે. આ બાબતમાં વરકન્યાને કશી છૂટ આપવામાં આવતી ન હતી. જોકે આજે વરકન્યાના અભિપ્રાયને લક્ષમાં લેવામાં આવે છે. આ કોમમાં ગમે તે પક્ષ સગાઈ અંગેનું માંગુ નાખી શકે છે. આ બાબતમાં કેટલીક વાર બ્રાહ્મણને પણ રોકવામાં આવે છે.

[૩૫૪] ६

વરકન્યાની ઉંમરમાં લગભગ બેથી ચાર વર્ષનો ફેર રાખવામાં આવે છે. કન્યાના લગ્ન ચૌદથી અઢાર વર્ષ દરમ્યાન અને છોકરાના લગ્ન સોળથી વીસ વર્ષ દરમ્યાન કરવામાં આવે છે. વરકન્યાની પસંદગીમાં મુખ્યત્વે ઘર, કૂળ, આબરૂ, ધંધો રૂપ, રંગ વગેરે બાબતોનો પણ ખ્યાલ કરવામાં આવે છે. એક જ શાખ કે ગોત્રમાં લગ્ન ગોઠવવામાં આવતા નથી. પરન્તુ ફઇ મામાના દીકરા દીકરીઓ વરી પરણી શકે છે.

જાન પોતાના મુકામેથી રવાના થાય તે પ્રસંગે વરરાજાને ગાડામાં બેસાડવામાં આવે છે. તેની સાથે જાનડીઓ બેસે છે અને લગનના ગીતો ગાય છે. વરરાજા સાથે એક લુણઘોરી, જે મોટેભાગે પોતાની બહેન લુણઘોરી હોય છે તે વરરાજાને લૂણ ઉતારે છે. ગાડું ચાલે ત્યારે ગાડાના પૈડાને કંકુના પાંચ ટીલા કરવામાં આવે છે. કેટલાંક બૈરાઓ તેની સાથે દીવડો લઇ ગીતો ગાતા ચાલવા માંડે છે. જાન શુભ શુકન જોઇ રવાના થાય છે. આ પ્રસંગે ગાડાના પૈડા નીચે નાળિયેર વધેરવામાં આવે છે.

જાનમાં સામાન્ય રીતે દસથી પંદર માણસો હોય છે. વરરાજાને આ પ્રસંગે નવા વસ્ત્રોમાં ચોરણી, કોટ તથા સાફો પહેરાવી સુંદર રીતે સજાવામાં આવેલો હોય છે. કમરે તલવાર લટકાવવામાં આવે છે. તથા તેની ચારે કોર સેંટ તથા અત્તર વગેરે પણ છાંટવામાં આવે છે. અને હાથમાં અગર ભેટમાં મોતી ભરેલ કે સાદું શ્રીફળ જે પીઠી વખતે હાથમાં આપેલ હોય તે સાથે રાખવું પડે છે.

**કન્યાપક્ષને ત્યાંની પૂર્વ તૈયારીઓ :** વરપક્ષની જેમ કન્યાપક્ષને ત્યાં લગ્નની તડામાર તૈયારીઓ થાય છે. માંડવો તથા માણેક સ્થંભ નાખવામાં આવે છે. મીંઢોળ બાંધવામાં આવે છે. ગણેશ બેસાડવામાં આવે છે. પીઠી ચોળવામાં આવે છે. તથા માંડવાના દિવસે સગાસ્નેહીઓને જમણ અપાય છે. આ બધી વિધિ વરપક્ષની જેમ અહીં પણ થાય છે.

**સામૈયું :** જાન ગામમાં આવ્યા પછી પ્રથમ ગામના ઝાંપે રહે છે.

પછી કન્યાપક્ષ તરફથી તેમને આવકારવા ધામધૂમથી સામૈયુ' કરવામાં આવે છે. ઢોલ નગારાં તથા વાજા વગાડવામાં આવે છે. વરરાજાને ઘોડે બેસાડવામાં આવે છે અને વાજતે ગાજતે ગામમાં સરઘસ આકારે ફેરવી કન્યાને ત્યાં જ લાવવામાં આવે છે. અલગ ઉતારે લાવવામાં આવતા નથી. રસ્તામાં ,ખુશાલી તથા સ્વાગતરૂપે દારૂગોળો પણ શક્તિ અનુસાર ફોડવામાં આવે છે.

પ્રથમ વરરાજાને આંગણામાં દાખલ થતાં તેની સાસુ પોંખે છે. જાનને માટે ગાદલાં ગોદડાં પાથરી તે ઉપર બેસાડવામાં આવે છે. તેમની સારી રીતે મહેમાનગતી કરવામાં આવે છે. સૌને ચા પાણી પાવામાં આવે છે.

**લગ્નવિધિ :** લગનવિધિ તો રાત્રે જ યોજવામાં આવે છે. વરરાજાને પોંખ્યા પછી માંડવા નીચે લાવવામાં આવે છે આ સમયે વરરાજા ચોરણી, કોટ, સાફો, અન્ય નવા વસ્ત્રો તથા દાગીનાથી સજ્જ થયેલો હોય છે. તેમજ અત્તર વગેરે છાંટેલુ' હોય છે. વરરાજાને માંડવામાં લાવ્યા પછી બ્રાહ્મણ કન્યાને પધરાવવા સાદ પાડે છે. પછી કન્યાને લાવવામાં આવે છે. તે પીઠી સાથે જ હાજર થાય છે. ઉપર સફેદ પાનેતર પહેરેલુ' હોય છે.

વરકન્યા બન્નેને બાજોઠ ઉપર સામસામા બેસાડવામાં આવે છે. વર-રાજાની બાજુમાં અણવર બેસે છે અને વરરાજાને દરેક બાબતમાં મદદગાર થાય છે. કન્યાની પાછળના ભાગમાં સ્ત્રીઓ બેસી લગ્નના ગીતો ગાય છે. અન્ય જાનૈયાઓ તથા વડીલો માંડવાની આજુબાજુ બેઠા હોય છે. લગ્નવિધિ દરમ્યાન વરરાજાએ મૌન પાળવાનું હોય છે. અને કન્યાને ઘુમટો કઢાવી બેસા-ડવામાં આવે છે.

આ લગ્ન વિધિમાં બ્રાહ્મણ હોય છે અને તે હિંદુ સંસ્કૃતિ મુજબ સંસ્કૃત ભાષાના શ્લોકો તથા મંત્રો ઉચ્ચારે છે. હોમ હવન કરી ઘી, જવતલ, શ્રીફળ વગેરે હોમવામાં આવે છે. વરકન્યાને હસ્તમેળાપ કરાવવામાં આવે છે. અને તેમના હાથ ઉપર કપડું ઢાંકવામાં આવે છે. તથા છેડાછેડી બાંધવામાં આવે છે. ત્યારબાદ વર કન્યાને ફેરા ફેરવવામાં આવે છે. આ કોમમાં ચાર

ફેરા ફેરવવામાં આવે છે. અને તે સમય વરરાજાને આગળ રાખવામાં આવે છે.

ત્યારબાદ ચોરીનો વિધિ કરવામાં આવે છે. ચોરીમાં ચારે ખુણે ચાર સ્થંભ ઊભા કરવામાં આવે છે. વચ્ચે બાજોઠ ઉપર વરકન્યાને બેસાડવામાં આવે છે. બ્રાહ્મણ મંત્રોચ્ચાર કરી હવનમાં જવતલ હોમે છે. વળી આ પ્રસંગે જ કન્યાદાનનો પણ વિધિ કરવામાં આવે છે. કન્યાના માબાપ બેસે છે. અને કન્યાદાન આપે છે. અને સ્થિતિ અનુસાર કન્યાને તથા જમાઇને આપે છે. આ પ્રસંગે કન્યાદાનમાં કન્યાના માવતર દાગીના, કપડાં વાસણ વગેરે આપે છે. તથા સગાસ્નેહીઓ પોતાની શક્તિ મુજબ બે પાંચ રૂપિઆ આપે છે. આ બધી વિધિ પત્યાપછી વરકન્યા સૌ વડીલોને વંદન કરે છે.

લગ્નના દિવસ દરમ્યાન વર કન્યાને ઉપવાસ હોય છે પણ લગ્નવિધિ બધું પત્યા પછી તેઓને કંસાર જમાડવામાં આવે છે. ત્યાં કંસારના ચાર ચાર કોળીયા વરકન્યા એક બીજાને સામ સામા જમાડે છે.

આ કોમમાં પણ લગ્નની બધી વિધિઓ પત્યા બાદ વરકન્યાને કોડીથી રમાડવામાં આવે છે. એક થાળીમાં ગુલાલવાળું પાણી ભરવામાં આવે છે તેમાં કોડી તથા પૈસા નાખવામાં આવે છે. અને બ્રાહ્મણ બોલે ત્યારે વરકન્યાએ તે પાણીમાંથી પૈસા તથા કોડી લઈ લેવાની હોય છે. આ પ્રમાણે ચાર વખત કરવામાં આવે છે. ચોથી વખત જેને પૈસા મળે તે જીત્યું ગણાય.

જાનને સામાન્ય રીતે એકજ દિવસ રોકવામાં આવે છે. આજે સાંજે જાન આવે તો બીજે દિવસે સાંજે તેને વિદાય આપવામાં આવે છે.

જાનૈયાઓને જમણમાં મુખ્યત્વે પકવાન, લાડુ, ગોળપાપડી, મીઠા ભાત, દાળ, શાક વગેરે પીરસવામાં આવે છે.

બીજે દિવસે સાંજે જાનને વળાવતી વખતે ઢોલ નગારા વગાડવામાં આવે છે. અને ધામધૂમથી વિદાય આપવામાં આવે છે. ગામના ઝાંપા સુધી સ્ત્રીઓ તથા પુરુષો જાનને વળાવવા જાય છે. રસ્તામાં આવતા મંદિરોમાં

વરઘોડીયાને દર્શન કરાવવામાં આવે છે. જાનને વિદાય આપતી વખતે પણ ગાડા નીચે નાળીયેર સિંચવામાં આવે છે.

ઘરે પહોંચ્યા પછી વરની મા કન્યાને પોંખે છે. કન્યા બધાને પગે લાગે છે. વરકન્યાને ગણેશ પાસે બેસાડી પુજા કરાવવામાં આવે છે. આ સમયે લુણધોરી તેમની છેડાછેડી છોડે છે. તેમજ દેવને નૈવેદ્ય ધરવામાં આવે છે. કન્યા સાસુ તથા વડીલોને પગે લાગે છે. ત્યારે તે સમયે પગે લગામણુના પૈસા આપવામાં આવે છે.

સાસરે વહુને સસરા, જેઠ વગેરે વડીલોનો એટલે કે પોતાના પતિથી મોટેરાંઓનો ઘૂમટો કાઢવાનો હોય છે.

આ કોમમાં લગ્ન પ્રસંગે વરપક્ષને લગભગ ૫૦૦ થી ૬૦૦ રૂા. ખર્ચ થાય છે અને કન્યા વાળાને પણ ૪૦૦ થી ૫૦૦ રૂા. નો ખર્ચ થાય છે પણ તેમને દહેજમાં રૂા. ૨૦૦ મળતા હોય એટલો ખર્ચ ઓછો થાય છે.

**મૃત્યુ :** મૃત્યુ થવાનું છે એમ લાગતાં મરનાર માણસની પાસે ગીતા વગેરે ધાર્મિક ગ્રંથોનું વાંચન થાય છે. ભજનો ગવાય છે. તથા ભગવાનનું નામ લેવામાં આવે છે. પરન્તુ તે સમયે દાન પુણ્ય કાંઇ થતું નથી. મૃત્યુ પામનાર પાસે જો કાંઇ મિલ્કત હોય તો પોતાના વાલીવારસોને સુપ્રત કરે છે.

જો રાત્રે મૃત્યુ પામે તો શબને સવારે અને દિવસના મૃત્યુ થયું હોય પામે તો મૃત્યુ થયા પછી ખાપણ (કફન) વગેરેની તૈયારી પતાવીને લાગતા વળગતાને બોલાવીને તુરત એકાદ બે કલાક પછી શબને બહાર કાઢવામાં આવે છે.

આ લોકોમાં મૃતદેહને બાળવામાં આવતો નથી પણ દાટવામાં આવે છે. અને તે પણ આથક સ્થિતિને કારણે જ આ પ્રથા અપનાવવી પડી હોય એમ લાગે છે. મૃતદેહને પ્રથમ નવડાવી ઠાઠડીમાં બાંધી તે ઉપર કફન ઢાંક-

વામાં આવે છે. અને તેને કાચા સુતરના દોરાથી બાંધવામાં આવે છે. ઠાઠ-ડીના ચારે ખૂણે ચાર શ્રીફળ ટાંગવમાં આવે છે અને અંગત સ્નેહીઓ ખાંધ આપી ઠાઠડીને ઊપાડી સ્મશાને લઇ જાય છે અને આખે રસ્તે રામ બોલો ભાઇ રામ તેમ બોલતા જાય છે. સાથે ખોદવા માટે કોશ કોદાળી પાવડો બકડીયું હોય છે તેમજ એક દોણીમાં છાણાં પણ સાથે લેવામાં આવે છે. રસ્તામાં ઠાઠડી ઊતારી વિસામો લેવામાં આવે છે. ત્યાં શ્રીફળ ફોડવામાં આવે છે. તથા સાત જાતનું અન્ન નાખવામાં આવે છે. ગાયને ખડનો પૂળો નાખવામાં આવે પછી મૃતદેહને ઊપાડી સ્મશાને લાવવામાં આવે છે. અહીં આભડવામાં સગાસ્નેહીઓ તથા નાતના ભાઇઓ આવેલા હોય છે.

સ્ત્રીઓ સ્મશાન સુધી આવતી નથી. મૃતદેહને ઘરેથી કાઢયા પછી તેને થોડે સુધી વળાવી રડતી રડતી તળાવે યા નદીએ સ્નાન કરવા જાય છે અને ત્યાંથી ઘરે પાછી ફરે ત્યાં સુધી તેઓની રોકકળ ચાલુ જ હોય છે.

મરનાર વ્યક્તિની પત્ની હયાત હોય તો તેનો ચુડલો ભાંગવામાં આવે છે. અને તેને કાળાં વસ્ત્રો પહેરાવવામાં આવે છે. તથા અન્ય વિધિ બ્રાહ્મણ કરાવે છે.

સ્મશાને મૃતદેહના માપનો ખાડો ખોદવામાં આવે છે અને તે ઓછામાં ઓછો સાંથળ સુધી ઊંડો ખોદવામાં આવે છે. તેમાં મૃતદેહને ઉતારવામાં આવે છે. તેનું માથું ઉત્તર દિશામાં રાખવામાં આવે છે. ત્યાર-બાદ તેના ઉપર પાણી છાંટવામાં આવે છે. ત્યાં પાણીનો ઘડો, લોટો તથા કોડિયું મૂકવામાં આવે છે. તેમજ મૃતદેહ ઉપર બાજરીના લોટનો લાડવો મૂકવામાં આવે છે. ત્યારબાદ કફનમાંથી થોડું કપડું ફાડી બહાર નાખવામાં આવે છે.

મરનારનો પુત્ર અથવા આપ્તજન શબના જમણા પગના અંગુઠે અગ્નિ લગાડે છે. આ અગ્નિ મૂકનારને 'આગીયો' કહેવામાં આવે છે. આ

વિધિ પત્યાબાદ દરેક જણુ મૃતદેહ ઉપર ખોબો ખોબો માટી નાખે છે. તેમજ તે ઉપર પથ્થર ગોઠવી મૃતદેહને દાટવામાં આવે છે અને સૌ પાછા ફરે છે.

સ્મશાનેથી સૌ મરનારના ઘરે આવે છે. ત્યાં તેમના ઉપર પાણીની છાંટ નાખવામાં આવે છે તથા કોગળા કરાવવામાં આવે છે. થોડો સમય બેસે છે અને સૌ પોતપોતાને ઘેર જાય છે.

બારમે દિવસે દાડો કરવામાં આવે છે. ત્યાં સુધી ખુબ શોગ પાળવામાં આવે છે. તે દરમ્યાન સારાં વસ્ત્રો તથા જમણુ વગેરે કરી શકાતું નથી.

બારમાને દિવસે સૌ સ્નેહીજનોને જમાડવામાં આવે છે. તથા બ્રાહ્મણુને જમાડવામાં આવે છે. અને પોતાની શક્તિ અનુસાર તેને દાન દેવામાં આવે છે. આ દિવસે સૌ અંગત સગાં-સ્નેહીઓ સ્મશાને જાય છે. ત્યાં વાળ ઉતરાવે છે. તથા મૂછો મુંડાવે છે. તેને સરાવવાની ક્રિયા કહેવામાં આવે છે.

દર ભાદરવા માસે વડીલોનું શ્રાદ્ધ કરવામાં આવે છે. તે દિવસે સારું જમણુ કરી સૌ જમે છે.

મરનારના અસ્થિ લગભગ ત્રણેક વર્ષ બાદ કાઢવામાં આવે છે અને તેને ગંગા, જમના જેવી પવિત્ર નદીમાં પધરાવવામાં આવ છે. પણ કોઈ સદ્ધર કુટુંબોજ આ પ્રમાણે કરે છે.

**ઉપસંહાર :** આ લોકો ઉત્સાહી **ઉદ્યમી** અને ગમે તે પ્રકારનું કામ સરળતાથી શીખી શકે તેવા હોય છે. પરન્તુ અસ્પૃશ્યતા અને અજ્ઞાનતા તેમનો વિકાસ રૂંધે છે. આજે તો તેમને ગરીબી તથા બેકારી પણ ચોમેરથી ઘેરી વળી છે. તેઓ પાસે જીવન નિર્વાહ માટેના યોગ્ય ધંધા, ઉદ્યોગ કામ નથી, રહેવા માટે પૂરતાં અને અનુકૂળ સાધનો નથી. તેઓ જેમ તેમ એકાદ મકાનમાં ખીચોખીચ થઈ રહે છે. ગંદકી અને ગરીબીમાં જીવન વિતાવે છે.



સોરઠ તરફના હરિજન ઢોલી



જોષ જોતા ગરોડા

આ કોમમાં પણ મુડદાલ માંસ ખાવાની આદત તો છે. તેનું કારણ અજ્ઞાનતા કુસંસ્કાર તથા ગરીબી છે.

આ લોકોને મજૂરીના કામોમાં થતું શોષણ અટકાવવું જોઈએ. મહેનતના પ્રમાણમાં યોગ્ય મહેનતાણું મળી રહે તેવો પ્રબંધ કરવો ઘટે તથા તેઓના ચાલુ ઉદ્યોગો જેવાં કે ચર્મ ઉદ્યોગ તથા ખેતી ઉદ્યોગને વધુ વિકસાવવા પ્રયત્ન કરવા ઘટે.

તા. ક:—આ કોમ ખમીરવંતી અને ભારે ઝનૂની પણ છે. ગામડાંમાં વસતા આ કોમનાં સ્ત્રી-પુરુષો અને બાળકો ભરાવદાર શરીરના તથા સશક્ત હોય છે. આ બધા ખેત મજૂરી અથવા પોતાની ખેતી ઉપર જીવન નિર્વાહ કરતા હોય છે. શહેરમાં વસતા આ કોમના લોકો ગામડાંના 'કાઠી' લોકો જેવા ભરાવદાર શરીરના તથા સશક્ત હોતા નથી.

# ભં.....ગી

વર્ષોથી સામાજિક અસમાનતા અને અન્યાયોનો ભોગ બનેલી, અજ્ઞાનતામાં અથડાતી, અસ્પૃશ્યતાના ઘોર ખપ્પરમાં મજબૂત રીતે ઝડપાયેલી તેમજ સમાજની અમૂલ્ય સેવા કરવા છતાં હડધૂત દશા ભોગવતી, ગંદકી, ગરીબી અને અર્ધગુલામીમાં સબડતી આ કોમ સૌરાષ્ટ્રના દરેક શહેરોમાં તેમજ ગામડાંઓમાં વસે છે. તેઓ છૂટાછવાયા ન રહેતાં સમૂહમાં એકસાથે મકાનો બાંધી વસે છે અને સ્થાયી જીવન ગુજારે છે.

માથે નરકથી ખદબદતો ડબ્બો તેમજ ભીખ માંગી ખોળામાં ભેગા કરેલા રોટલાના ટૂકડા ખાતી તથા ગાંઠીયા અને ચાનો ગંદા હાથે ઊભા ઊભા નાસ્તો કરતી, વચ્ચે વચ્ચે એકાદ બે એંઠી બીડીની ફૂંક લેતી તથા બહેનપણીઓ સાથે વાતોના ગપ્પા મારતી, મજાક–મશ્કરીઓ ઊડાવતી, ભંગી કોમની સ્ત્રીઓનું દશ્ય બહાર હોટલના ખૂંણે ઘણીવાર સહજ રીતે જોવા મળે છે. આ દશ્ય જોઇ ઘણાને આઘાત લાગે છે, તો ઘણાને તેમના જીવન અને સંસ્કાર પ્રત્યે ઘૃણા અને તિરસ્કાર ઉપજે છે તો વળી કેટલાકને તેમના જીવ· નમાં ઊંડા ઉતરવાની તમન્ના પણ જાગે છે.

સૌરાષ્ટ્રમાં મુખ્યત્વે કાઠીયાવાડી, ગુજરાતી અને મારવાડી એમ ત્રણ જાતના ભંગી વસે છે. પરન્તુ સૌથી વધુ વસ્તી કાઠીયાવાડી ભંગીની છે. ગુજરાતી તથા મારવાડી કહેવાતા ભંગીની વસ્તી બહુ જૂજ છે.

સૌરાષ્ટ્રમાં આ કોમ કેટલાક ભાગોમાં ભંગી ઉપરાંત રખેસર, રૂખી, ઝાંપડાં, ઓળગાણા વગેરે જુદા જુદા નામથી પણ ઓળખાય છે. જ્યારે ગામ ઉપર ધાડા ચઢી આવતા તથા ગામ ભાંગતા ત્યારે ભંગીને ઢાલ લઇ સામનો કરવા માટે ગામલોકોની આગેવાની આપવામાં આવતી અને તેથી તેઓ

'રખેસર' તરીકે ઓળખાવા માંડયા એમ માનવામાં આવે છે.

આ બોકો સરભંગ ઋષિના વંશજો મનાતા હોઇ 'રૂખી' તરીકે પણ ઓળખાયા તથા તેઓને ગામને ઝાંપે રહી, ગામના ઝાંપાનું તથા ગામના ખળાના ઝાંપાનું રક્ષણ તથા ચોકી કરવાનું કામ સોંપવામાં આવતું તેને પરિણામે તેઓ કેટલીક જગ્યાએ ઝાંપડા તરીકે ઓળખાયા. પરંતુ 'ઓળગાણા' તરીકે કેમ ઓળખાય છે તે અંગેની માહિતી મળતી નથી. તેઓ શા કારણથી રૂખી, રખેસર તથા ઝાંપડા તરીકે ઓળખાયા તે અંગેની ઉપર મુજબની માન્યતા પ્રવર્તે છે. જો કે સામાન્ય રીતે તો તેઓ બધે ભંગી તરીકે જ ઓળખાય છે.

ભંગી કોમ અસ્પૃશ્ય ગણાતી અન્ય કોમોમાં સૌથી ઉતરતી અને નીચી મનાય છે. તેમને ચમાર, વણકર, મેઘવાળ વગેરે કોમ અડતી નથી. તેમજ તેમની સાથે રોટીબેટી વ્યવહાર રાખવામાં આવતો નથી. તેઓનો વસ્તુવાટ પણ અલગ દૂર એક તરફ હોય છે. આ કોમ ગામડામાં મુખ્યત્વે વસવાયાનું, ગામ સફાઇનું, સાદ પાડવાનું, ગામના સંદેશાઓ લાવવા લઇ જવાનું, ખેપીયા તરીકેનું, ઢોલ નગારાં વગાડવાનું, કુતરાં બિલાડાં વગેરે બિન ઉપયોગી મરેલાં જાનવર ઢસડવાનું, કયાંક સીમની કે ખળાની ચોકી કરવાનું, ઢોર ચારવાનું કે વાંસના ટોપલા બનાવવાનું વગેરે કામ કરતી આવી છે. જો કે આજે તો ગામડાંઓમાં તેમની પાસે ખાસ કામ રહ્યું નથી. શહેરની સુધરાઇઓમાં સફાઇ કામદાર તરીકે નોકરીઓ કરે છે. ત્યાં શહેરના રસ્તા તથા સંડાસ વગેરે સાફ કરવાનું કામ કરે છે. તેમાંથી બહુ જ થોડાં પટાવાળા વગેરેની નોકરીઓ પણ કરે છે.

દરેક ગામડાંઓમાં તેઓના એકાદ બે ઘર તો રહેતા જ અને ઉપર મુજબની કામગીરી કરી ગામડાંને ઘણા ઉપયોગી થઇ પડતા. અને તે બદલ તેઓને ગામડાંના ખેડૂતો તથા ગામ દરબારો પાસેથી બાર માસ પૂરતું અનાજ મળી રહેતું, પરન્તુ આજે તો ગામડાંઓમાં તેઓની સ્થિતિ ઘણી જ ખરાબ

છે. પહેલાંની જેમ તેઓને દાણાં વગેરે મળતું નથી, તેમજ તેઓની પાસે કોઇ ઉદ્યોગ કે કામ ધંધો પણ નથી. તેઓ ઘણાં બેકાર છે અને ગામડાંમાં તો તેઓ લગભગ અર્ધી ભૂખમરો જ વેઠે છે. તેઓ ગામડાં છોડી શહેરો તરફ વળ્યાં છે. શહેર સુધરાઇઓમાં સફાઇકામદારની નોકરી કરી તથા ઊભડ યા છૂટક દહાડિયા મજૂરી વગેરે કરીને જીવનનિર્વાહ ચલાવે છે. દહાડિયા તથા છૂટક મજૂરીમાં રોકાયેલા કરતાં શહેર સુધરાઇમાં નોકરી કરતાં ભંગીભાઇઓની સ્થિતિ થોડી સારી છે. કેટલાંક કુટુંબોમાં ઘરમાંથી ત્રણ ચાર જણ નોકરી કરતાં હોવાથી ઠીક આવક કરે છે. પરન્તુ તેમને વાપરતા તથા ભેગું કરતા ન આવડતું હોવાથી તેમની મોટાભાગની સ્થિતિ પણ એની એજ રહેવા પામે છે.

## વસ્તીના આંકડા

| ૧૯૩૧ | ૧૯૫૧ | કેટલા ટકા વધારો |
|---|---|---|
| ૨૪૦૪૩ | ૩૩,૬૭૬ | ૪૦% |

**વંશ અને જાતિ :** વંશ પરંપરાગતથી આ કોમ અસ્પૃશ્ય મનાતી આવી છે વર્ષોથી જે તે ગામ કે શહેરમાં રહેતા હોવાથી તે ગામ કે શહેર તેમનું વતન ગણાય છે. આ કોમનો ઉદ્ભવ કયારે અને કેવી રીતે થયો તે અંગે ચોક્કસ ઐતિહાસિક પૂરાવા મળતા નથી. આ કોમમાં પરમાર, સોલંકી, ઝાલા, વાઘેલા, મકવાણા, ગોહીલ, ધાવરી. ચૌરી, પટરીઆ, ખેદરા, રાઠોડ, પઢિયાર, ખવલીઆ, નિયાવળા, જેઠવા, માતંગ, સીંગાળા વગેરે જેવી મુખ્યત્વે રજપુત શાખ જોવામાં આવે છે. અને આ પાછળ અનેક જુદી જુદી માન્યતાઓ પ્રવર્તે છે. તેમાંની કેટલીક માન્યતાઓનો ઉલ્લેખ આપણે આગળ ઉપર જોઇ ગયા. આ લોકો મૂળે હારેલા સૈનિકો (Broken Warriors) છે એમ માનવામાં આવે છે.

પહેલાંના વખતમાં લડાઇમાં પરાજિત થવાના કારણે યા પકડાઇ ગયેલ સિપાઇઓને શિક્ષારૂપે ગુલામીનું યા હલકું કામ તેમની પાસે કરાવવામાં આવતું. અને અલગ વસવાટમાં નજર કેદ રાખતા. તેઓને સદા નિર્બળ રાખવા, વર્તમાન સ્થિતિના જ્ઞાનથી અજ્ઞાન રાખવા, તેમનો બૌદ્ધિક વિકાસ અટકાવવા, તથા તેમનો સંપ અને સંગઠન કરવાનો અવકાશ ન મળે તે માટે બીજા સમાજોથી અળગા રાખ્યા. વર્ગ બહાર કાઢયા એટલે સવર્ણ ન ગણતાં 'અવર્ણ'માં ગણાયા. બીજો સમાજ પણ તેમાં ન ભળે તે માટે અસ્પૃશ્ય જાહેર કર્યા. પરિણામે તેઓ નિર્બળ બન્યા. વર્તમાન સમાજથી દરેક બાબતમાં પાછળ રહ્યા, અજ્ઞાનતાના ખપ્પરમાં ઘેરાયા તેઓ સદાને માટે અસ્પૃશ્ય બન્યા. કાળે કરીને જે કોઇ ધર્મભ્રષ્ટ થતા તેઓને પણ આ કોમમાં ગણતા. આવી એક માન્યતા પ્રવર્તે છે. વળી કેટલાંક લોકો માને છે કે બૌદ્ધ ધર્મનું પતન અને બ્રાહ્મણ ધર્મનું વર્ચસ્વ વગેરે કારણોથી પણ આ અસ્પૃશ્ય વર્ગ ઊભા થયા. અસ્પૃશ્યતા ગમે તે કારણે દાખલ થઇ હોય, ભંગી કોમ ગમે તે કારણે અસ્તિત્વમાં આવી હોય પરન્તુ એટલું ચોક્કસ છે કે હવે તે અસ્પૃશ્ય કોમ તરીકે વ્યવહારમાં વધુ ટકી શકશે નહીં. જો કે કાયદાથી તો આજે તે અસ્પૃશ્ય રહી નથી.

## સંસ્કૃતિ

**પહેરવેશ :** પહેલાં ગામડાંઓમાં આ લોકો પોતપોતાના સ્થાનીક રાજ્યના દરબારોની પાઘડીઓ જેવી પોતાની પાઘડીઓ બાંધતા અને તેથી તેઓ કયા રાજ્યના છે તે સરળતાથી જાણી શકાતું. આજે પણ કેટલેક અંશે તેમની પાઘડીઓ પહેલાની મુજબ રહી છે. તેઓ પહેલાં પોતા પાસે ઘોડા પણ રાખતા, પરન્તુ ગામના દરબાર સામા મળતાં ત્યારે ઘોડા ઉપરથી નીચે ઉતરી જવું પડતું તથા પાઘડી કાઢી દરબારને નમન કરવા પડતા. દરબારના ગયા બાદ જ તેઓ ઘોડે ચઢી શકતા. આ રીતે તેઓને દરબારનું સન્માન બળજબરીથી ફરજીયાત જાળવવું પડતું. તેઓ શરીરે કેડિયું અને અને ચોરણી પહેરતાં આજે તો તેઓ ચાલુ જમાનાનો પોષાક અપનાવતા

થયા છે. કેટલાંક ધોતિયું, પહેરણ, કોટ તથા પાઘડી યા સાફો પણ બાંધે છે. અને શહેરમાં વસતો જુવાન વર્ગ તો લેંઘા, ખમીશ પાટલૂન વગેરે પણ પહેરે છે.

સ્ત્રીઓ આઠથી દસ વારના ઘેરવાળાં રંગીન અને નીચે આભલા ભરેલ કિનારીવાળાં ઘાઘરા પહેરતી. તેને 'મગજી' કહેતાં, તેમજ કાપડું અથવા ચોળી પહેરવામાં આવતી. કેટલીક સ્ત્રીઓ ઠેપાળાં પણ પહેરતી. આજે આ પોષાકમાં ઘણો ફેરફાર થયો છે. તેમજ જુદા જુદા ભાગોમાં અમુક અંશે જુદો જુદો પોષાક છે હાલમાં મોરબી બાજુ 'મગજી' વિશેષ જોવામાં આવે છે. જ્યારે જામનગર બાજુ ચૌદપંદર વારના ઘેરવાળાં ઘાઘરા, ઉપર કાપડી અથવા ખીસ્સાવાળું બંડી જેવું રંગીન કાપડું વગેરે વિશેષ જોવામાં આવે છે. સામાન્ય રીતે આજે તો ઘેરદાર ઘાઘરાને બદલે ત્રણચાર વારનો ઘાઘરો, ફેન્સી પોલકા, રંગબેરંગી છાપેલી સાડીઓ વગેરે પહેરે છે. આ કપડાઓમાં ખાસ કરીને એકાદ બે સારી કિંમતની ભભકાદાર જોડીઓ સાચવી રાખે છે અને વારતહેવારે પહેરે છે. અને ન હોય તો દેવું કરીને યા ઘરેણાં વગેરે પઠાણ યા સીંધીને ત્યાં ગીરો મૂકીને પણ નવા કપડાં ખરીદે છે અને દેવામાં ડુબે છે.

નાના બાળકોને ચાલુ જમાનાનો પોષાક પહેરાવે છે. પણ મોટે ભાગે તે માંગેલો, યા જૂનો ફાટેલો તૂટેલો હોય છે અથવા તૈયાર લીધેલો હોય છે. મુખ્યત્વે તો ચડ્ડી ખમીશ વગેરે પહેરાવવામાં આવે છે. અને પુખ્ત વયના છોકરાંઓ ખમીશ, લેંઘા. પાટલૂન વગેરે પહેરે છે.

**ઘરેણાં** : આ કોમમાં મુખ્યત્વે સોનાચાંદીના ઘરેણાં પહેરવાનું ચલણ છે. કાયમ બધા ઘરેણાં પહેરી ન રાખતાં અમુક ઘરેણાં પહેરે છે. બાકીના વારતહેવારે તથા પ્રસંગોપાત પહેરે છે. ગરીબ કુટુંબો પાસે ઘણાં ઓછાં ઘરેણાં હોય છે. સામાન્ય રીતે સ્ત્રીઓ હાથે આંગળીઓમાં વીંટીઓ, નખલા, કાંડે ચાંદીના વેરડાં, કડલાં, છડા, ઝાંઝરી, ત્રોડા, કાનમાં

ક્લિપ, એરીંગ, ઠોળિયાં, તથા સોનાની વાળી, નાકમાં સોનાની ચૂંક કાંટો તથા નથડી અને ગળામાં દેશી મોતીની માળા, સોનાનો હાર, ચેન, મગમાળા, દાણીયું વગેરે પહેરે છે

કેટલાક પુરુષોને પણ પોતાની પત્નીને ઘરેણુંથી સજાવી શ્રૈવકાનો ખાસ શોખ હોય છે. પછી ભલે પોતે તેની સાથે ઢંગધડા વગરના ગંદા પોષાકમાં સજ્જ થયેલ હોય. શ્રીમંત પુરુષ પોતાની શક્તિ અનુસાર સોનાચાંદીના બટન, બુટિયાં, વીંટી, ચેન વગેરે પહેરે છે. નાના બાળકોને ક્યારેક વીંટી, ચેન, પગમાં બેડયું વગેરે પહેરાવવામાં આવે છે. વધુ ઘરેણાં પહેરનારની સમાજમાં વધુ કિંમત તથા આબરૂ અંદાજાય છે.

આ લોકો સૌરાષ્ટ્રમાં બોલાતી ગુજરાતી ભાષા જ બોલે છે. ગામડાંના લોકો ગામડીયાની જેમ ગામઠી ઢબે બોલે છે. શહેરના જરા વધુ શુદ્ધ બોલે છે. ગામડામાં 'ખીચડી'ને બદલે 'સીચડી' 'કેમ'ને બદલે 'ચમ' કહે છે. આ સિવાય ખાસ વિશેષતા જોવામાં આવતી નથી.

**કળા :** આ લોકોમાં ખાસ વિશિષ્ટતામાં ગણી શકાય એવી કળા કારીગરી વગેરે જોવામાં આવતાં નથી.

**રાસરાસડા :** વારતહેવારે તથા અન્ય શુભ પ્રસંગોએ રાસરાસડા લેવામાં આવે છે અને તે ઘણાં જ સુંદર હોય છે. એમ કહેવાય છે કે રાજના રાજાઓ અને દરબારો તેમના રાસરાસડા જોતા અને ઘડીભર મુગ્ધ થતા. જન્માષ્ટમીએ દિનરાત રાસરાસડા લેવામાં આવે છે. તેમજ નવરાત્રી દરમિયાન પુરુષવર્ગ દાંડિયારાસ તથા ગરબા લે છે. આ રાસ તથા ગરબા પ્રણાલિકાથી ગવાતા હોય છે અને તેમાં મુખ્યત્વે તો માતાજીના હોય છે. આ લોકોમાં તેમના પોતાના પણ થોડાંક લોકગીતો છે.

**ભજન :** ભક્તિગીતો તથા ભજનો પણ આ કોમમાં ઘણા જ સુંદર હોય છે. તેના જેવાં ભજનો તો કદાચ બીજી કોમો પાસે પણ ભાગ્યે જ જોવા મળશે. તેઓમાં જુદી જુદી ભજનમંડળીઓ પણ હોય છે. પ્રસંગોપાત

તેઓ સાંજે ભેગા મળી મોડી રાત સુધી ભજનની ધૂન ચલાવે છે. તેઓ પાસે રામસાગર, રાવણહથ્થો, મંજીરા, હારમોનિયમ, તબલાં વગેરે થોડાંઘણાં વાજીંત્રો પણ હોય છે.

સામાન્ય રીતે તેઓ કબીર, નાનક, મીરાં, ખીમ, ભાણ, ત્રીકમ સાહેબ વગેરેના ભજનો ગાય છે તેમજ અભરામ ભગતના તથા દુલા કાગના પણ ભજનો ગાય છે અને રામદેવજી, પ્રહલાદ, મીરાં વગેરેના જીવનના તેમાં દ્રષ્ટાંતો હોય છે.

**શિક્ષણ :** આ કોમમાં શિક્ષણનું પ્રમાણ ઘણું જ ઓછું છે અને તેનું મુખ્ય કારણ અસ્પૃશ્યતા છે. આ ઉપરાંત અજ્ઞાનતા અને ગરીબી પણ ખરું. પરન્તુ હવે તેઓ સમજતા થયા છે તેમજ તેઓના અંતરાયો હળવા થયા હોવાથી પોતાના બાળકોને નિશાળે મોકલતા થયા છે. આ કોમમા ઉચ્ચ શિક્ષણ પામેલ ગણ્યાંગાંઠ્યાં જ નીકળી શકે.

**ઉત્સવો :** આ કોમના જીવનમાં ઉત્સવોનું મહત્ત્વ ઠીક જળવાઇ રહ્યું છે. અને તેઓ અન્ય હિંદુઓની જેમ બધા ઉત્સવો ઉજવે છે. તેમજ મહાન પુરુષોની જન્મ તિથિઓ પણ ઉજવે છે. તહેવારોમાં ખાસ કરીને દિવાળી, નવું વર્ષ, હોળી, પડવો, ભીમ અગીયારસ, શીતળા સાતમ, આઠમ વગેરે વિશિષ્ટ રીતે ઉજવે છે. દિવાળીના દિવસોમાં ઘરને લીપેગુંપે છે તેમજ રાત્રે ઘરોઘર દિવા પ્રગટાવવામાં આવે છે, ફટાકડા ફોડે છે, નવા વસ્ત્રો પહેરે છે. રાત્રે મિષ્ટાન્ન પણ ખાય છે, બેસતા વર્ષને દિવસે એકબીજાને મળે હળે છે. બોલ્યા ચાલ્યા અંગેની એક બીજાની માફી માંગે છે. તથા શહેરોમાં તો સવારે એકબીજાને પોતાને ત્યાં ચા દૂધ પીવા બોલાવે છે. અને સાંજે કેટલાંક ભીખ માંગવા પણ જાય તેમની કોમની વધુ વસ્તી હોય તો ત્યાં પોતાના વાસમાં જુદી હોળી કરે છે. નહીં તો ગામની સાથે રાખે છે. ગામડામાં તો ગામની હોળી સાથે જ ગોઠવાયેલ હોઇ તે પ્રગટે ત્યારે સૌ દર્શન કરવા જાય છે. હુતાસણી પહેલાં દિકરાનો જન્મ થયો હોય તો તે દિકરાને વર બનાવી વાજતે ગાજતે ગીતો ગાતા હોળી પાસે જઇ પગે લગાડી, હોળીના

ફરતા સાત આંટા ફેરવી તેમાં નાળિયેર હોમે છે. પડવાના દિવસે ધૂળથી કે રંગથી રમે છે. સ્ત્રીપુરૂષો એક બીજાના ઉપર રંગ નાખીને ગોઠના પૈસા એકઠા કરી રાત્રે બની શકે તો ભજનો કે ગીતો તથા રાસ વગેરે રમી ઉત્સવ ઉજવે છે તહેવારોના દિવસોમાં ગામડામાં મુખ્યત્વે લાપસી, સેવ, રવો, ચુરમું, ઢોકળી વગેરે રાંધવામાં આવે છે અને આ ઉપરાંત મોટા શહેરોમાં રવામાં ખાંડ નાખીને શીરો કરે છે તથા દૂધપાક કરે છે કયારેક નાળિયેરની કાતરી તળે છે. આમ આ દિવસોમાં મિષ્ટાન્ન કરી જમે છે.

ધાર્મિક તહેવારોમાં ખાસ કરીને નોરતાની આઠમે તેમજ મહા મહીનાની આઠમે દેવોની પુજા તેમજ હવન, નૈવેદ્ય વગેરે કરવામાં આવે છે. આ બન્ને તહેવારોમાં હજુ કેટલીક જગ્યાએ પશુઓનો ભોગ ચઢાવવામાં આવે છે. તેમાં મહાકાળીને પાડો કે બકરો, ગેલ અને ખોડીયારને ઘેટું, તેમજ મેલડીને બકરો ચડે છે. આ પશુઓના ગળે છરી ફેરવીને મારી નાખવામાં આવે છે. તેના માંસનો માતાજીને ધુપ દેવામાં આવે છે. અને ત્યાર બાદ રાંધેલું માંસ સૌ જમે છે. માતાજીને પશુઓનો ભોગ ન આપવામાં આવે તો કુટુંબોમાં શાંતિ ન રહે તેવી માન્યતા પ્રવર્તે છે. જો કે હવે ઘણાં ખરાં સમજતાં થયા છે. અને તેથી દેવ દેવોને પશુઓનો ભોગ ધરવાની પ્રથા ઘણી ઓછી થતી જાય છે તેમજ કબીર પંથી, નાનક પંથી, તથા રામદેજી પંથના લોકો દેવોને પશુઓનો ભોગ ધરતા નથી. વળી કેટલાક તો મિષ્ટાન્ન કે મોળો ભોગ પણ આપતા નથી.

આ ધાર્મિક તહેવારોમાં થતી કેટલીક ધાર્મિક ક્રિયાઓ વગેરે આપણે આગળ ઉપર ધાર્મિક માન્યતાઓના પ્રકરણમાં વિગતે જોઇશું.

**રહેઠાણ :** આ લોકોના ઝૂપડાં તથા મકાનો ગામથી અલગ એક તરફ સમૂહમાં બાંધેલા હોય છે. ગામડાંમાં તેમના એકાદ બે ઘર હોય તો પણ તે ગામથી અલગ એક તરફ હોય છે. સામાન્ય રીતે ગામડાંઓમાં તેઓના મકાન કાચી માટીના બનાવેલા હોય છે. પણ કેટલાંક તેને લીપી ગુપીને ઘણાં સુંદર પણ રાખે છે. જ્યારે કોઇ ગામે મકાનોની સ્થિતિ ઘણી જ

ખરાબ પણુ હોય છે. શહેરોમાં પોતાના ખર્ચે કે સુધરાઇ યા સરકારના હસ્તક પાકા મકાનો બાંધી રહેતા હોય છે. આવા મકાનોમાં બનતા સુધી એક ઓરડો, રસોડું તથા ઓસરી વગેરેની સગવડતા હોય છે. જ્યારે તેઓના ખાનગી મકાનોમાં મુખ્યત્વે એકાદ ઓરડો, ઓસરી અને ફળીયું તથા નાની સરખી, તૂટેલ જેવા તેવા જૂના બારણાવાળી ખડકી હોય છે. આ લોકોના વાસમાં જ્યાં ત્યાં ગંદકી તથા કચરો પડયો હોય છે. મકાનો વચ્ચેના નાના રસ્તાઓમાં છાણુ, કાદવ, ગોમુતર વગેરે પણુ કેટલીક જગ્યાએ હોય છે અને તેથી મચ્છર અને માખીનું પ્રમાણુ પણુ ત્યાં વિશેષ હોય છે

તેઓના ઓરડા થોડાં અંધારિયા હોય છે, તેમાં એકાદ ભાંગ્યો તૂટયા જૂનો ખાટલો હોય છે. ગામડામાં માટીની દાણાં ભરવાની કોઠી અને શહેરમાં પતરાના ડબ્બા વગેરે એકાદ ખુણે પડયા હોય છે. અન્ય રાસરચીલું મોટે ભાગે તો અવ્યવસ્થિત રીતે જ્યાં ત્યાં પડયું હોય છે. આ સિવાય જરૂર પૂરતાં ગોદડાં, જમવા પૂરતી આઠ દસ પિત્તળની થાળીઓ, પાંચ છ લોટા, એક બે પ્યાલા તથા કપરકાબી, એકાદ બે તપેલા, તથા પાણી માટે એક બે ઘડા કે હાંડા હોય છે. એકાદ ખૂણામાં માટીનો કાચો ચૂલો પડયો હોય છે તેની પાસે રાંધવાના એકાદ બે માટીના પાટીયા વગેરે હોય છે. બળતણમાં તેઓ મુખ્યત્વે છાણાં તથા નાના સૂકા વીણી લાવેલા લાકડાં વધુ બાળે છે.

બહાર ઓસરીમાં નાની એવી પેઢલી ઉપર પાણીયારું હોય છે, નહાવા ધોવા માટે ફળિયામાં યા ખડકીમાં અથવા ઘરના પાછળના ભાગમાં આડો ખાટલો રાખી નહાય છે. મોટે ભાગે તો તેઓ અઠવાડિયામાં એકાદવાર નહાય છે. અને રવીવારે કપડાં ધુએ છે. કેટલાંક લોકોના ઘરોમાં બહાર યા અંદર માતાનો મઢ હોય છે. ભીંતો ઉપર એકાદ બે ભગવાનની છબી તથા બહારથી મળી આવેલ ગમે તેની છબી યા કેલેન્ડર લટકતા હોય છે.

**દૈનિક જીવન :** બહુજ સામાન્ય અને ગરીબ જીવન ગુજારતા આ લોકોનું દૈનિક જીવન ઘણું ખરૂં મજુર વર્ગ જેવું હોય છે. શહેરમાં

વહેલાં નોકરીએ જવાનું હોવાથી સ્ત્રીપુરૂષ બન્ને પાંચેક વાગે ઉઠે છે. પાણીથી કોગળા વિગેરે કરી મોઢું સાફ કરી આ પાણી પીને સાવરણો લઇ નોકરીએ વળગે છે. ગામડામાં સ્ત્રીઓ વહેલી ઊઠે છે. પહેલા જ્યારે ઘંટીઓ હતી ત્યારે લોટ દળવા બેસતી પણ હવે બહુ ઘંટીઓ રહી નથી. દુઝાણું હોય તો છાણવાસીદા કાઢવા માંડે છે. દૂરના અલગ હવેડેથી પાણી વગેરે ભરે છે. છાણાંલાકડાં વીણવા જાય છે, અને રસોઇ રાંધી બપોરે જમે છે ગામડામાં પુરૂષવર્ગ છ સાત વાગે આ પાણીમાંથી ધીરે ધીરે પરવારી ગામમાં એકાદ બે આંટા મારી આવે છે. દરમ્યાન કુતરૂં, બીલાડું ક્યાંક મરી ગયું હોય તો તે ધસડી જઇ ઠેકાણે પાડે છે. ઘરમાં ખાવા ન હોય તો દાણાં માંગવા જાય છે. બપોરે આવી; ગોળ, ચટણી ને રોટલો વગેરે જમે છે.

શહેરમાં સફાઇ કામે ગયેલાં સ્ત્રી–પુરૂષો દશ અગીયાર વાગે ઘેર આવે છે. તે દરમ્યાન મોટા બાળકો ઘરને સાંચવી રાખે છે. ઘેર રહેલી મોટી દીકરીઓ જો નોકરી ન કરતી હોય તો તે દરમ્યાન તેઓ પાણી ભરે છે. બપોરે સૌ જમે છે. બાળકો અડધા ભૂખ્યા રહે છે. કારણ કે તેઓ કામકાજથી પરવારી નવદસ વાગે હોટલો પાસે ઉભા રહી ગાંઠીયાથી થોડું પેટ ભરી લે છે. તેથી તેઓને બહુ ભૂખ લાગેલી હોતી નથી તેમજ થોડું માંગી લાવેલ હોય છે. તેથી બપોરે જેમ તેમ રાંધે છે. પરીણામે બપોરે બાળકોને બરાબર ખાવા મળતું નથી. જમીને થોડો આરામ કરે છે. અને ફરી બપોરે સૌ કામે જાય છે. ગામડામાં બપોરે લાકડા વીણવા જાય છે તથા અન્ય મજૂરી કરે છે. યા ટોપલા વગેરે બનાવવાનો ધંધો કરતી હોય તો તેમાં પ્રવૃત્ત થાય છે. સાંજે કામકાજથી પરવારી આવી સ્ત્રીઓ રોટલાં રાંધે છે, સૌ વાળુ કરે છે અને નવરા થઇ વાતોના ગપ્પા મારે છે અથવા ભેગા મળી ભજન કીર્તન કરે છે. આ તેમનો દૈનિક જીવનક્રમ છે.

**આહાર :** આ લોકોનો મુખ્ય ખોરાક ઘઉં, બાજરો તથા જુવારના રોટલા છે. ગામડાંઓમાં બપોરે સામાન્ય રીતે શાક રોટલા અને સાંજે

જુવારનું ધાન અગર મીઠું, મરચું યા ડુંગળી તથા શાક અને રોટલા રાંધે છે. જ્યારે શહેરમાં બપોરે ઘણુંખરું બહારથી માંગી આણેલાં એઠા રોટલા વગેરે હોવાથી જેમ તેમ થોડુંઘણું રાંધવામાં આવે છે. અને તેમાં મુખ્યત્વે દાળ રોટલાં અથવા શાક રોટલાં રાંધે છે. અને સાંજે ખીચડી અગર શાક રોટલા રાંધવામાં આવે છે. સાથે તુવર યા મગની દાળ રાંધે છે. આ ઉપરાંત ક્યારેક કઠોળનો ઉપયોગ કરે છે. એકંદરે દૂધનું પ્રમાણ જોઈએ તે કરતાં ઓછું હોય છે. ઘી તેલ વગેરે અન્ય પૌષ્ટિક ખોરાક ખાવા તેમને આર્થિક રીતે પોષાતા ન હોવાથી તેનું પ્રમાણ નહીં જેવું જ હોય છે.

આ કોમમાં માંસાહાર નિષિદ્ધ નથી. પણ તેઓ બને ત્યાં સુધી ગાય બળદ વગેરેનું માંસ ખાતા નથી. તેમજ જે માંસ ખાય છે તે મુખ્યત્વે મુડદાલ માંસ જ હોય છે. કેટલીકવાર તો જૂનું સડેલું માંસ પણ ખાય છે. તેઓને તાજુ માંસ વેચાતું લેવું પોષાતું નથી પણ ક્યારેક પ્રસંગોપાત તે વેચાતું પણ લે છે. બાકી તો તેઓ મુડદાલ માંસ જ ખાવાને ટેવાએલા હોય છે. આજે આ પ્રકારનું માંસ ન ખાવા માટે તેઓને સમજાવવામાં આવે છે. તેમજ તે અંગે અનેક રીતે પ્રયત્નો થતાં હોવાથી ભવિષ્યમાં કદાચ મુડદાલ માંસ ખાતા બંધ થાય એવો સંભવ છે.

આ લોકો સામાન્યતઃ સવારે ચા વગેરે પીવે છે. તેમજ દિવસ દરમ્યાન બહાર પણ ચા ગાંઠીયા વગેરે ખાતા હોય છે વાર તહેવારે શીરો, સેવ, લાપસી, ચુરમુ, તથા બહારથી સેવ ભજીયા વગેરે લાવી ખાય છે, તેઓ ઘરે સમય મળે ત્યારે સવારે, બપોરે યા સાંજે એમ ગમે ત્યારે જમે છે. જમવા માટે જો પૂરતા વાસણો હોય તો સૌ જુદા બેસી જમે છે નહીં તો મોટે ભાગે તો સૌ ભેગા થઈ ગોળાકારમાં બેસીને એક જ થાળીમાં જમે છે. જમવામાં તેઓ બન્ને હાથનો ઉપયોગ કરે છે. એકંદરે તેઓનો આહાર પૂરતો પૌષ્ટિક (Balanced diet) નથી. અને શરીરને આવશ્યક એવા ઘણા કિંમતી પોષક તત્ત્વો તેમને મળતા નથી. પરિણામે તેઓના

શરીર નબળા રહે છે. આ કોમમાં દમ, ક્ષય, વા, આંકડી, પેટના દુખાવા ગડ ગુમડ, ખુજલી ઘડપણમાં અંધાપો વગેરે પ્રકારના રોગો વધુ પ્રચલિત છે. તેમજ કેટલીક જગ્યાએ સીફોલીકસ તથા ગોન્હોરિયા વગેરે પ્રકારના રોગ પણ જોવા મળે છે પણ તેનું પ્રમાણ હાલમાં ઓછું છે.

**કૌટુંબિક સંબંધો** : અહીં સંયુક્ત કુટુંબ વ્યવસ્થા જોવા મળે છે. જો કે કેટલેક અંશે તો પૂરતી જગ્યાના અભાવે મા બાપ, પુત્ર, પુત્રી, ભત્રીજા, પુત્ર વધુ, વગેરે સૌને સંયુક્ત રીતે એકાદ બે ઓરડામાં જ જેમ તેમ વસવાટ કરી જીવન ગુજારવું પડે છે. આ લોકોને મકાનની આ રીતે ભારે અગવડતા હોય છે. કુટુંબના મુખ્ય માણસનો આખાકુટુંબ ઉપર દાબ સાધારણ રીતે હોય છે. અજ્ઞાનતા, સારા સંસ્કારનો અભાવ, તથા સંકુચિત મનોવૃત્તિને કારણે પ્રસંગોપાત વડીલોનું જેમ તેમ અપમાન પણ કરવામાં આવે છે.

તેઓના સમાજમાં સ્ત્રીઓનું સ્થાન લગભગ નોકરડી જેવું પણ હોય છે. અને પુરુષવર્ગ તરફથી તેમના પ્રત્યે ઉચ્ચ અને સંસ્કારિતાને દિપાવે તેવું સન્માન જાળવવામાં આવતું નથી. વળી સ્ત્રીઓ પણ વખત આવે ત્યારે પુરુષને અસભ્ય અને અસંસ્કારી ભાષા બોલે છે અને દબડાવે છે. આવા પ્રસંગે કેટલીકવાર પુરુષ સ્ત્રીને અસહ્ય મારઝૂડ કરે છે. પરન્તુ છેવટે તેનું પરિણામ પુરુષને ભોગવવું પડે છે. સ્ત્રી પોતાના માવતરને ત્યાં ભાગી જાય છે. પછી પુરુષ તેને ખૂબ મનાવે છે ત્યારે જ તે પાછી આવે છે. સ્ત્રીઓના અંદરો અંદરના કલેશ, કંકાશ, વેરઝેર વગેરે પણ જોવા મળે છે.

બાળકોની ખાસ સંભાળ રાખવામાં આવતી નથી. તે તો જ્યાં ત્યાં રખડયા કરે છે. પરન્તુ એકંદરે પુરુષ વર્ગ કરતાં સ્ત્રી વર્ગ બાળકોની સંભાળ વધુ રાખે છે, પણ તે બાળ ઉછેરની દષ્ટિએ પૂર્ણ ન કહી શકાય તેનું કારણ પણ પરિસ્થિતિ તથા અજ્ઞાનતા જ છે.

**સમાજ સાથેના સંબંધો** : દેશની બીજી આગળ વધેલી પ્રજાઓની સરખામણીમાં આર્થિક, સામાજિક, સાંસ્કૃતિક, બૌદ્ધિક, શૈક્ષણિક

વગેરે લગભગ બધી ખેતોમાં સૌથી વિશેષ પાછળ છે. તેમજ બીજી પછાત કોમો અને અસ્પૃશ્ય કોમોમાં પણ તે સૌથી નીચી અને હલકી કોમ મનાતી આવી છે. અને વણકર, ચમાર વગેરે અન્ય અસ્પૃશ્ય ગણાતી કોમો પણ તેને અડતી નથી. વળી શહેરોના ભંગી કામદારો કરતાં ગામડાંના ભંગીભાઇઓની સ્થિતિ સૌથી વિષેશ ખરાબ છે. શહેરમાં તે લોકોને શહેરી સંસ્કૃતિનો પાસ લાગ્યા વગર ન રહેવાથી તેઓ થોડા ઘણે અંશે વધુ જાગૃત થયા છે. અત્યાર સુધી બધી કોમો આ કોમને ચારે કોરથી દબાવતી અને દબડાવતી આવી છે. પરન્તુ શહેરમાં વસતા ભંગી કોમમાં કેટલેક અંશે જાગૃતિ આવવાને કારણે તેમજ સરકાર અને સમાજ સુધારકોના પ્રયત્નોને લીધે તેઓ હવે બીજી કોમોથી ખાસ દબાતા નથી. તેમજ ગામડાંના કરતાં તેમની આર્થિક સ્થિતિ સારી હોઇ ગામડાંના ભંગીભાઇઓ કરતાં તેમનું જીવન ધોરણ પણ ઊંચું છે.

**આર્થિક સમાલોચના :** આ કોમ મુખ્યત્વે સફાઇ કામની નોકરી, છૂટક તથા દહાડિયા મજૂરી, ખેતમજૂરી, બીજા ગૃહઉદ્યોગો તથા ખેતી વગેરે ધંધા અને વ્યવસાયોમાં રોકાયેલી છે. કેટલાંક કુટુંબો પાસે પોતાની માલીકીની જમીનો હોય છે અને ખેતી કરે છે. સરેરાશ તેઓની પાસે સાતેક વીઘા જમીન હોય છે. અને વધુમાં વધુ વીસેક વીઘા જમીન પણ હોય છે. પરન્તુ મોટા ભાગ પાસે ખેતીના પૂરતા સાધનો હોતા નથી. ખેતી કરનારાની સંખ્યા બહુ જૂજ છે. એકંદરે તેઓ પાસે જીવનનિર્વાહ થઇ શકે તે પૂરતી જમીન નથી. આથી ટોપલા વણવા, ઇંઢોણી ગુંથવી તથા ઉનાળામાં બહાર મજૂરીએ જવું વગેરે પ્રકારના બીજા સહાયક ધંધાનો આશરો લેવો પડે છે. અને જો તેની અનુકૂળતા ન થાય તો જે કાંઇ ખેતીમાંથી નીપજે તેમાંથી જેમતેમ ગુજારો કરવો પડે છે. અર્ધ ભુખ્યા જીવન ગાળવું પડે છે. યા થોડું ઘણું માંગી લાવવું પડે છે. મોટા ભાગના ખેતી કરતા ભંગીની આવી જ સ્થિતિ છે. ગણ્યાં ગાંઠ્યા જ સુખી હોય છે. તેઓ મુખ્યત્વે જુવાર, બાજરો, મગફળી વગેરે પકવે છે. અને તેમાંથી ગુજરાન ચલાવે છે. ગામડાંના જે ભંગી

પાસે ખેતી નથી તેઓની સ્થિતિ પહેલાં કરતાં ઘણી જ ખરાબ છે. પહેલાં દરબારો તથા કણબીઓ પાસેથી તેઓને બાર માસ પૂરતું અનાજ મળી રહેતું. આજે પરિસ્થિતિ બદલાઇ છે. તેઓને નથી દાણાં મળતાં, નથી કામ મળતું, નથી કાંઇ સૂજ પડતી, તેઓ અર્ધ ભૂખમરો વેઠી કંગાળ જીવન ગુજારે છે. આને કારણે કેટલાક ગામડાં છોડી શહેરો તરફ પ્રયાણ કર્યું છે. પણ ત્યાં ય હવે સુધરાઇમાં જગ્યા ન હોવાથી નોકરી મળતી નથી. તેથી જ્યાં ત્યાં દહાડિયા મજૂરી કરે છે અને ગુજરાન ચલાવે છે આવા લોકોને શહેરમાં નથી રોટલો મળતો કે નથી ઓટલો મળતો. ભંગીવાસમાં જ્યાં ત્યાં વગર પરવાનગીએ ઝૂંપડાં ઊભા કરે છે અથવા કોઇ સ્નેહીના આશરે પડી રહે છે. આ તેમનું જીવન છે.

શહેરોમાં મુખ્યત્વે તેઓ સુધરાઇમાં સફાઇ કામદાર તરીકે કામ કરતા હોય છે. આ ઉપરાંત કેટલાંક મુકાદમ તરીકે યા સરકારી ખાતાઓમાં પટાવાળાની નોકરીઓ કરે છે. કારકૂન માસ્તર યા ખાનગી સંસ્થાઓમાં કાર્યકર તરીકે કામ કરનારાની સંખ્યા પ્રમાણમાં ઘણી અલ્પ છે.;

જુદી જુદી સુધરાઇઓમાં પગારનુ ધોરણ જુદું જુદું હોય છે. અને ઓછામાં ઓછાં ૩૦) રૂ.થી માંડીને લગભગ ૫૬) રૂ.ના પગારનું ધોરણ હોય છે. મુકાદમ, પટાવાળા વગેરેને સરેરાશ ૫૨) રૂ. પગારનું ધોરણ હોય છે. પણ મોટા ભાગના તો શહેર સુધરાઇઓમાં હોવાથી લગભગ ૪૫) થી ૫૦) રૂ. દરેક કામદારની આવક ગણાય. પુરુષોની જેમ સુધરાઇમાં સ્ત્રીઓ પણ સફાઇ કામદાર તરીકે કામ કરે છે. અને દરેક કુટુંબમાંથી મોટે ભાગે બબ્બે ત્રણ ત્રણ વ્યક્તિ તો સુધરાઇમાં કામ કરતી હોવાને લીધે તેઓને તેમના જીવન ધોરણના પ્રમાણ પૂરતું, આ પગારોમાંથી ઘણાંખરાને મળી રહે છે. પરન્તુ સમજપૂર્વક ખર્ચ કરવાની આવડત ન હોવાથી તેઓ બચાવી શકતા નથી. પરિણામે તેઓની એની એજ હાલત રહેવા પામે છે.

ગામડામાં તથા શહેરમાં અમુક કુટુંબો સહાયક ધંધા તરીકે વાંસના ટોપલા, ઇંઢોણી, સુંથીયા, સાવરણી વગેરે બનાવે છે. પરન્તુ તેમાંથી જીવન

નિર્વાહ ચાલી શકે તેટલી આવક થતી નથી. છતાં તેમથી થોડીક આવક તો ચોક્કસ મળી રહે છે. પરન્તુ વાંસનો ધંધો કાયમી કરે અને મોટા પાયાપર કરે તો તેમાંથી ઠીક ઠીક આવક મળી રહે છે.

ઘણું કરીને મકાનો તો આ લોકોના પોતાના જ હોય છે. કેટલીક જગ્યાએ સુધરાઇએ તેમને રહેવા માટે ભાડાત મકાનો પણ બાંધી આપ્યા હોય છે. તો કેટલીક જગ્યાએ સહકારી ધોરણે યા લોન ઉપર બાંધવામાં આવ્યા હોય છે.

તેઓ સામાન્ય રીતે વેપારીનું, સીંધીનું યા પઠાણનું દેવું કરે છે. શહેરમાં મોટા ભાગે પઠાણોનું દેવું કરતાં હતા પણ હવે સીંધીનું દેવું કરે છે. આ સીંધીઓનો વ્યાજનો દર પણ પઠાણી વ્યાજથી જરાય ઓછો હોતો નથી. તેઓ જેમ આવે તેમ વ્યાજનો દર લે છે અને દોઢું બમણું વસૂલ કરે છે. દર પગારના દિવસે આ લોકો પગાર ચુકવાય ત્યાં ઊભા રહે છે. અને જેવો પગાર થાય કે તૂર્તજ દેવું કરનાર ભંગીને પકડે છે અને ત્યાંને ત્યાં હપ્તાના નાણાં ઊભા ઊભા વસૂલ કર્યા બાદ જ તેને ઘરે જવા દેવામાં આવે છે. આ રીતે લગભગ ઓછામાં ઓછા ૬૦% ટકા ભંગી કુટુંબો દેવાદાર હોય છે. તેઓ માંડ માંડ દેવું પુરૂં ભરપાઇ કરે ત્યાં વળી સામાજિક ખર્ચ આવી પડતાં ફરી દેવું કરે છે. આમ તેઓ પણ દેવાના ચક્કરમાંથી ઊંચા આવી શકતા નથી.

આ લોકો પાસે સ્થાવર મિલ્કત ખાસ હોતી નથી. તેમજ ખાસ બચત રહેતી નથી. કદાચ થોડી ઘણી બચત થાય તો લગ્ન મરણ વગેરે સામાજિક પ્રસંગોમાં ખર્ચાઇ જાય છે. આ કોમમાં લગ્ન પાછળ પાંચસોથી આઠસોનું ખર્ચ થાય છે. આ ઉપરાંત ધાર્મિક રીતરિવાજો પાછળ પણ કેટલીકવાર બસોથી ત્રણસોનું ખર્ચ થાય છે, આવા સામાજિક ખર્ચાને પહોંચી વળવા માટે આ લોકોને દેવું કરવું પડે છે તેમજ વારતહેવારે સ્ત્રીઓને ખાસ નવા ભપકાદાર કપડાં પહેરવાનો શોખ હોય છે. અને દેવું કરીને યા

ઘરેણું ગીરો મૂકાવીને પણ નતનવા વસ્ત્રા ખરીદાવે છે. અને પુરુષવર્ગ તેને દેવું કરીને પ આણી આપી રાજી રાખે છે.

## સામાજીક રીતરિવાજો અને ક્રિયાઓ

**ખોળો ભરવો :** સ્રીને ગર્ભ રહ્યા બાદ રાખડી બાંધવામાં આવે છે અને સાતમે મહીને ખોળો ભરવામાં આવે છે. કેટલીક જગ્યાએ નવમે મહીને પણ ખોળો ભરવામાં આવે છે. આ ખોળાભરણું સ્રીના માવતર તરફથી લઇ જવામાં આવે છે, તેમાં મુખ્યત્વે નાળિયેર, સોપારી, સાકર, લવીંગ, તજ, એલચી, અબીલ–ગલાલ, ચોખા વગેરેના જુદા જુદા પડીકાઓ અને દિકરી માટે સાડી, પોલકું ઘાઘરો વગેરેની એકાદ જોડ લઇ જવામાં આવે છે તથા જમાઇ માટે પણ એકાદ જોડી કપડાં, પાઘડી વગેરે પણ લઇ જવામાં આવે છે. કેટલાંક પૈસાદાર કુટુંબ પોતાની દિકરીના ખોળાભરણુમાં કિંમતી લુગડાં અને જમાઈ માટે પાઘડી અને સોનાની વીંટી લઇ જાય છે. ખોળો ભરવાનું મુહુર્ત અજવાડિયામાં રવિવાર યા મંગળવારે જ રાખવામાં આવે તે. આ પ્રસંગે સૌ સગાસ્નેહીઓ આવે છે. તથા સ્રીના માવતર પક્ષને ત્યાંથી ત્રણ જણા આ સમયે હાજર રહે છે. ખોળાભરણાં વખતે સામે ઘરેથી અગર બીજું ઘર ન હોય તો થોડે દૂરથી ગીતો ગાતા ગાતા, ખોળામાં તમામ વસ્તુઓ સાડીની આંચમાં નાખી, બાઇને એક લુગડાં ઉપર, પગની પેની અને અંગુઠાની અંતરે રૂપિયા ઉપર સોપારી મૂકી, તેને પગ અડાડી ડગલા ભરાવવામાં આવે છે. અને તે રીતે પોતાને ઘેર લઇ જવામાં આવે છે. પછી જમાઇને દીકરીના માવતર પાઘડી બંધાવે છે યા વીંટી પણ આપે છે અને ત્યાર બાદ જમાઇ સૌ વડીલોને પગે લાગે છે.

આ ક્રિયા દરમ્યાન સ્રીઓ ગીતો ગાય છે. તેમજ ચા પાણી પીવડાવામાં આવે છે. અને બધી વિધિ પત્યા પછી સૌને જમણમાં મિષ્ઠાન્ન આપવામાં આવે છે. બીજે યા ત્રીજે દિવસે સ્રીને તેના માવતર પોતાની સાથે તેડી જાય છે.

ખોળો ભરવાની વિધિ ન કરવામાં આવે તો તેમના સમાજમાં ટીકા થાય છે. અને સાસરે દિકરીને મેણાં મારવામાં આવે છે. દિકરીની અધરણી અને બાપનો દા'ડો વારંવાર આવતો નથી એમ માની નબળી સ્થિતિના માણસો પણ પોતાની શક્તિ અનુસાર ચીજ વસ્તુઓ લઇ જઇ પોતાની દિકરીનો ખોળો ભરે છે. પરન્તુ ભાવનગર બાજુ ફરજિયાત ખોળો ભરવામાં આવતો નથી બલ્કે ભરવામાં પણ આવતો નથી. જ્યારે રાજકોટ, જામનગર બાજુ ફરજિયાત ખોળો ભરવામાં આવે છે. આ ખોળાભરણામાં સરેરાશ બસો રૂપીયા ખર્ચ થાય છે.

**જન્મ** : ગર્ભવતી સ્ત્રીને ખાસ કોઇ આચાર વિચારના નિયમો પાળવાના હોતા નથી. પરન્તુ સાતમા મહિના પછી ગરમ પડે તેવી, તથા ખટાશ વાળી વસ્તુઓ સામાન્ય રીતે ખાવા દેવામાં આવતી નથી. તેમજ ભારે મજૂરીનું કામ કરવા દેવામાં આવતું નથી પણ અન્ય કામ છેવટ સુધી કરવામાં આવે છે.

સામાન્ય રીતે પહેલી સુવાવડ તો માવતરને ત્યાં જ કરવામાં આવે છે. સુવાવડ માટે કોઇ ખાસ અલગ પ્રકારની જગ્યા પસંદ કરવામાં આવતી નથી પણ પોતાના વસવાટના મકાનમાં જ કરવામાં આવે છે. ઘણું ખરું તો માત્ર એકાદ જ ઓરડો હોવાને લીધે સુવાવડ એ જ રૂમમાં થાય છે. સૌનું સુવા બેસવાનું તથા રસોઇ અને જમવાનું પણ ત્યાં એક જ રૂમમાં કરવું પડે છે. સુવાવડ પ્રસંગે બની શકે ત્યાં સુધી તો પોતાની કોમની સુયાણીને જ બોલાવવામાં આવે છે. તેવી સુયાણી ન હોય તો ગામમાંથી કોઈ મુસ્લીમ સુયાણીને બોલાવવામાં આવે છે. જો સુયાણી હાજર ન હોય તો વડીલ સ્ત્રી બધું પતાવી લે છે. અને સુયાણી હોય તો પણ અંગત વડીલ સ્ત્રીઓ આ પ્રસંગે તો હાજર રહે છે. પુરુષવર્ગ તે સમયે હાજર રહેતો નથી. જો બાઇને મુશ્કેલી પડતી હોય તથા શસ્ત્રક્રિયા કરાવવાની અનિવાર્યતા ઊભી થઇ હોય તો નજીકના ડોકટરનો યા હોસ્પિટાલનો સહારો લેવામાં આવે છે. આવી બાબતોમાં કોઇ અણઘડ પ્રકારની જેની તેની પાસે શસ્ત્રક્રિયાઓ કરાવવામાં

આવતી નથી. જન્મ પછી બાળકને ગરમ પાણીથી નવડાવી, મોંમાંથી જાળા વગેરે કાઢી સાફ કરે છે: ત્યારબાદ સુયાણી ગોળનું પાણી કરી બાળકને ગળથુથી પાય છે. તેમજ રાંદલ માતાને ગોળ અને શ્રીફળની પ્રસાદી ધરે છે. પ્રથમ પુત્ર અવસરે સાકર યા ગોળ વહેંચવામાં આવે છે. મહેનતાણામાં સુયાણીને બે થી પાંચ રૂપીયા આપવામાં આવે છે. રૂપીયા ન આપે તો તે બદલ સાડલો આપવામાં આવે છે. સુયાણી લગભગ છએક દિવસ કામ કરવા આવે છે. પુત્રી કરતાં પુત્રનો જન્મ થાય તો વધારે સારા શુકન ગણવામાં આવે છે. પરન્તુ આવી માન્યતાઓ ઘસાવા લાગી છે.

દિકરાને પાંચમે દિવસે અને દિકરીને છઠ્ઠે દિવસે છઠ્ઠી કરવામાં આવે છે. આ દિવસે સૌ સ્ત્રીઓ ભેગી થાય છે. સુવાવડીનો ઓરડો સ્વચ્છ રાખવામાં આવે છે. એક સુપડામાં થોડી જાર લેવામાં આવે છે અને તેમાં ઘીનો દીવો મૂકવામાં આવે છે. બાજુમાં માટીનું ઊંધુ માટલું ગોઠવવામાં આવે છે. અને આ આવનાર સ્ત્રીઓ થોડી થોડી પોતાને ત્યાંથી જાર વગેરે લાવી સુપડામાં નાખે છે. અને માટલાને કંકુના ટીલા કરે છે. સુવાવડીના ખાટલાની ઇસ સાથે કપડાનું ખોયું બાંધી ઘોડિયાં જેવું કરી ત્યાં બાળકને સુવડાવવામાં આવે છે. સુયાણી ઘીનો દીવો કરી બાળકને કંકુનો ચાંદલો કરી બાળકને પહેલો હિંચકો નાખે છે. પછી બાળકની મા અને અન્ય સ્ત્રીઓ બાળકને એક એક હિંચકો નાખે છે ત્યાર પછી નાળિયેર વધેરી સૌને પ્રસાદી વહેંચવામાં આવે છે બાળકની ફઇ ઝભલું, ડોકમાં નાખવાનો એક ચાંદીનો વાળો અથવા પગમાં નાખવાનાં વળીયા બાળકને આપે છે.

આ દિવસે બની શકે તો સૌ સગાસ્નેહીઓને સારું જમણ આપવામાં આવે છે. કેટલીક જગ્યાએ આ પ્રસંગે સગાવહાલાં બાળકને ઝભલું વગેરે આપે છે, અથવા એકાદ બે રોકડા રૂપીઆ આપે છે. બહુ ખોટનો દિકરો જન્મ્યો હોય તો તેના માવતર ધોરણસર સગાંવહાલાંમાં પત્ર લખી છઠ્ઠીનાં દિવસે બોલાવે છે. અને ધામધુમથી સૌને જમાડે છે. તેમજ આવેલા મહેમાનો પોતાની શક્તિ અનુસાર એકાદ બે રૂપીઆ ભેટ આપે છે.

પુત્ર કે પુત્રીનું નામ કોઇ બ્રાહ્મણ પાસે જોવરાવી તેની ફઇ નામ પાડે છે. નામ પાડવા બદલ ફૂઇને પોતાની શક્તિ અનુસાર એકાદ જોડી કપડાં આપે છે. અને સારી સ્થિતિ હોય તો સાડી પણ આપે છે. અને તેને રાજી કરવામાં આવે છે.

કેટલાક બાળકોને પ્રથમ વાળ કપાવતી વખતે પાછળના ભાગમાં ચોટલી રાખવામાં આવે છે. અને અનુકૂળતાએ માતાજીને ઘેટું બકરું ચઢાવ્યા બાદ જ તે વાળ કપાવવામાં આવે છે.

**બાળલગ્ન :** આ કોમમાં પહેલાં બાળલગ્નોનું પ્રમાણ વિશેષ હતું. તેમ કરવા પાછળ પોતાની હયાતીમાં પોતાના છોકરાંછોકરીઓનું સારું જોવાની મમતા તથા ઘર કામકાજમાં મદદગાર થવાની અપેક્ષા તેમજ અજ્ઞાનતા વગેરે અનેક કારણો હતા. હાલમાં બાળલગ્નો ખાસ થતા નથી. પહેલાં બાળલગ્નની વિધિઓમાં જાજો ફેરફાર ન હતો પણ કન્યાને, વરની સાથે મોકલવામાં આવતી તેની સાથે માવતરપક્ષનો માણસ પણ રહેતો. વર કન્યાને માંડવે પોંખીને બીજે દિવસે કન્યાને પાછી લાવવામાં આવતી. અને જ્યારે કન્યા ઉંમર લાયક થાય ત્યારે આણું વળાવવામાં આવતું. રજસ્વલા ન થાય તે પહેલાં દિકરીના લગ્ન થઇ જાય તેમ વૃદ્ધવર્ગ ઇચ્છતો. પરન્તુ હવે કાયદાને લીધે તેમજ જાગૃતિને કારણે બાળલગ્નો થતાં નથી. પણ બાળસગપણો કરવામાં આવે છે.

**ગાંધર્વ લગ્ન કે પ્રેમ લગ્ન :** છુટાછવાયાં આવા કિસ્સા આ કોમમાં ઠીક પ્રમાણમાં થાય છે. પુરુષ કુંવારો હોય કે પરણિત હોય યા સ્ત્રી કુંવારી હોય કે પરણિત હોય પણ એક બીજાને ખાનગીમા પ્રેમ થતાં તેઓ એકબીજાના ઘર માંડે છે. ગામડાંમાં તથા શહેરમાં એમ બધેય આવા પ્રસંગો બને છે. તે સમયે સવા રૂપીઓ નાતમાં આપી આગેવાનો બોલાવવામાં આવે છે. નાત આખરી નિર્ણય લઇ ગુન્હેગાર વ્યક્તિને લગભગ ત્રણસો રૂપીઆ સુધી દંડ કરે છે. જો દંડ ન ભરે તો નાત બહાર મૂકવામાં આવે એટલે દેવું કરીને પણ ભરવામાં આવે છે. આ પૈસાથી નાતના વાસણો લેવામાં આવે છે અથવા

[૩૯૦]

તો અનુકૂળતાએ નાતના જમણમાં વપરાય છે. જો બાઇનો વાંક હોય તો બાઇના બાપનો દંડ કરવામાં આવે છે. મોટે ભાગે તો બાઇના પુરુષને જ દંડ કરવામાં છે. જો બાઇ ત્રાસને કારણે ભાગી હોય તો તેને નાતમાં જાહેર કરવું જોઇએ અને નાત ઝઘડો પતાવે છે. પોતાને ત્રાસ છે એવું નાતને જાહેર કર્યા વગર બીજો પતિ કરે તો બીજા પતિને દંડ થાય છે. અને તપાસ કરતાં બાઇના મૂળ સાસરીયા અને પતિનો પણ વાંક જણાય તો તેમને પણ થોડો હળવો દંડ કરવામાં આવે છે. આ દંડ વસૂલ કર્યા પછી નાત તેમનો નવો ઘર સંસાર ચલાવવા દે છે. આ પ્રસંગે બાઇના જો આગલા ઘરનાં સંતાન હોય તો તે ઉપર મૂળ વંશજોનો હક્ક ગણાતો હોઇ તેમને સોંપી દેવા પડે છે અને જો સંતાન નાનું હોય તો નાત ઠરાવે ત્યાં સુધી માતા અમૂક શરતે પોતાની પાસે રાખે છે.

જો છૂટાછેડા કરવા હોય તો ખુશીથી છૂટાછેડા કરી શકાય છે. પણ છૂટાછેડા જાહેર કર્યા વગર ઉપર મૂજબ કરવાથી નાતમાં દંડ કરવામાં આવે છે.

**વિધવાલગ્ન :** આ કોમમાં વિધવા બાઇને ફરજિયાત વૈધવ્ય પાળવું પડતું નથી તેને ફરી બીજે ઘર માંડવાની છૂટ હોય છે તેને ઘરઘરણું કહેવામાં આવે છે વિધવા પોતાને પસંદ પડે તે પુરુષ સાથે સામાન્ય રીતે પોતાના માબાપની સંમતિથી ઘરઘરણું કરી શકે છે. જો કે ઘણું કરીને તેના માવતર જ ઘરઘરણું કરી આપે છે કેટલીકવાર પુરુષની ઈચ્છા હોય તો પોતાના ઘરમાં એક પત્ની હોવા છતાં બીજી વિધવાબાઈ સાથે ઘરઘરણું કરી સંબંધ માંડી શકે છે. તે પ્રસંગે વરપક્ષે વિધવાબાઈના વાલીને રૂા. ૧૦૦) થી ૩૦૦) આપવા પડે છે અને જો ઘર મેળે સમજુતી ન થાય તો નાત ઉપર મુજબનો દંડ કરે છે. વિધવાબાઇના આગલા ઘરના સંતાનો ઉપર તેના મૂળ વાલી વારસોનો હક ગણાતો હોઇ તેને સુપ્રત કરવા પડે છે. અને નાના બાળકને સમજુતી કરી બાઇ પોતે થોડા સમય ઉછેરે છે.

ઘરઘરણાંની વિધિ વખતે બન્ને પક્ષના સગાંસ્નેહીઓ વિધવાના માબાપને ત્યાં અગાઉથી જાહેર કર્યા મુજબ સૌ ભેગા મળે છે. ત્યાં બાઇને

આપવા માટેના કપડાં, સાડી, ઘરેલાં નાતની રૂબરૂ સૌની વચ્ચે એક પાટ ઉપર મૂકવામાં આવે છે. વરના માબાપે કન્યાના બાપને લેણદેણના પૈસા નક્કી કર્યા મુજબ નાત રૂબરૂ ચૂકવા પડે છે અથવા કબૂલે છે. લગભગ રૂપીઆ સોથી સાડા ત્રણસો આ ઘરઘરણાંમાં લેવામાં આવે છે. આ ઘરઘરણાંની વિધિ મુખ્યત્વે રાતે જ યોજવામાં આવે છે અને બે એક કલાક સુધી ચાલે છે પછી તુર્તજ વિધવાબાઇને વળાવવાંમાં આવે છે આ સમયે સ્ત્રીઓ ગીતો પણ ગાય છે. આમ ઘરઘરણાની વિધિ પૂરી થાય છે. આ વિધિ પ્રસંગે તેમની કોમનો બ્રાહ્મણ હાજર હોય તો તેને સવા રૂપીઓ આપવો પડે છે. તથા તેમની કોમના બાવા સુદ્ધાને પણ કાંઇક દેવું પડે છે. જો વિધવા-બાઇ ઘરઘરણું કરવાં ચાહતી ન હોય તો તે વૈધવ્ય પાળી શકે છે. શરૂઆતનો થોડો સમય તેના માબાપ તેનું ભરણપોષણ કરે છે. પરન્તુ પછી તેણે પોતાના પગભર થઇ જીવવું પડે છે.

આ કોમમાં દેરવટું કરવાની છૂટ હોઇ દિયર કુંવારો હોય કે પર-ણિત હોય તોપણ જો તેમાં સૌ સંમત તથા રાજી ખુશી હોત તો દેરવટું કરી શકાય છે.

**બહુ પત્નિ પ્રથા:** આ કોમમાં પ્રથમ વારના જ લગ્ન ઘોરણસરની વિધિથી થાય છે. એકવાર વિધુર યા વિધવા થયા પછીના લગ્ન પ્રથમવારની શાસ્ત્રીય ઘોરણસરની લગ્ન વિધિની જેમ ન કરતાં મુખ્યત્વે ઘરઘરણાંની વિધિથી કરવામાં આવે છે.

આ કોમમાં એક પત્ની કરતાં વધુ પત્ની કરવાની છૂટ હતી અને તેથી પહેલાં ચાર ચાર પત્નીઓ કરવામાં આવતી. પરન્તુ કાયદો આવતા આ પ્રથા બંધ થઇ છે. છતાં સંતાન ન થતું હોય કે બીજા એવા કારણે બીજી પત્ની કરવામાં આવે છે. કેટલીકવાર ઘોરણસર લગ્ન કે ઘરઘરણું ન કરે પણ બીજી બાઇ આવીને ઘરમાં બેસી જાય છે. અથવા પુરૂષ પોતે તેને સીધી ઘરમાં બેસાડી દે છે. આવા કિસ્સા આ કોમમાં બનતા આવ્યા છે. આમ થવાથી

તે પુરૂષ કાયદામાં આવતો નથી એમ તેઓ માને છે. પરન્તુ બહુ પતિ કરવાની પ્રથા આ કોમમાં પહેલાં પણ ન હતી તેમજ આજે પણ નથી.

**અપહરણ :** કન્યાની મરજી હોય કે ન હોય પણ બળજબરીથી તેને ઉપાડી જઇ લગ્ન કરવાના પ્રસંગ ખાસ બનતા નથી પણ આ પ્રમાણે કરવામાં આવતા લગનને આ કોમમાં ' કાઢવણું ' કહેવામાં આવે છે. કન્યાને ઉપાડી જનાર પુરુષ સાથે સમાજ તિરસ્કારની નજરે જુએ છે. અણઘટતું કર્યું હોય તો તેવી વ્યકિત સામે નાત યોગ્ય પગલાં ભરી શિક્ષા યા દંડ કરે છે.

**સવેલું :** પરણિત સ્ત્રીને ઉપાડી જઇ ઘરમાં બેસાડવામાં આવે તેને આ કોમમાં સવેલું કહેવામાં આવે છે. આવા કિસ્સા આ કોમમાં ઘણા ઓછા બને છે. આ કિસ્સાઓ માટે નાત યોગ્ય શિક્ષા કે દંડ કરે છે; અને મુળ ધણીને નાતના કાયદા પ્રમાણે સવેલું ઉપાડી જનાર પાસેથી કન્યા ઉપર થયેલ ખર્ચના બમણાં નાણાં આપવામાં આવે છે.

**નાતરૂં :** સ્ત્રીને પોતાના પતિને છોડી પોતાની સ્વેચ્છાથી બીજે ઘર કરવા દેવાની સમાજ માન્ય છૂટ કે પ્રથા હોતી નથી. પણ આવા કિસ્સા બને છે અને સમાજમાં તે તિરસ્કારને પાત્ર ગણાય છે.

**ત્યકતા :** અણબનાવ થતાં પુરુષ સ્ત્રીને ત્યજી દે એવા બનાવો આ કોમમાં ઘણા પ્રમાણમાં બનતા, પરન્તુ હાલમાં તેવા બનાવો ઘણા ઓછા બને છે. સ્ત્રી કોઇ પુરુષ સાથે આડો વ્યવહાર કરતી હોય અગર બીજી રીતે સ્ત્રી પ્રત્યે પુરુષને શંકા થતી હોય, યા કજીયા કંકાશ થતા હોય, યા કોઇ રોગને કારણે કે બાલબચ્ચાં થતાં ન હોય એવા કારણોસર પુરુષ સ્ત્રીને છોડી દે છે. વગર ગુન્હે છોડેલ સ્ત્રી સાથે સમાજનું વલણ સારૂં હોય છે.

**બંધારણિય લગ્ન :** વરકન્યાની પસંદગી મુખ્યત્વે માબાપ કે અંગત સગાવહાલાં જ કરતા હોય છે. અત્યાર સુધી વર કન્યાને આ બાબતમાં ખાસ છૂટ આપવામાં આવતી ન હતી. પણ હાલમાં કેટલીક જગ્યાએ વરકન્યાનો અભિપ્રાય પણ જોવામાં આવે છે. તેમજ વરને કન્યા જોવા તેના ગામે મોકલે

છે, અને તેના અભિપ્રાય પછી વરના માવતર સગપણ કરવું કે નહીં તેનો વિચાર કરે છે. અને જો યોગ્ય લાગે તો વરપક્ષવાળાં જ કન્યાપક્ષને ત્યાં માંગુ નાખે છે. કન્યાપક્ષથી માંગુ નાખી શકાતું નથી. સગપણ શોધવામાં તથા સાંધવામાં કેટલીક જગ્યાએ બન્ને પક્ષ તરફથી સામસામા એકએક જામીન કે 'પાગીઆ' રાખવામાં આવે છે, આ પાગીઆ જ્યારે એક બીજા પક્ષ વચ્ચે અણબનાવ બને ત્યારે એકબીજાને સમજાવી સમાધાન અને એકતા કરવાનું કામ કરતા હોય છે.

વર કરતાં કન્યાની ઉંમર થોડી નાની રાખવામાં આવે છે. સામાન્ય રીતે દિકરીની ઉંમર પંદરથી અઢાર અને દિકરાની ઉંમર સત્તરથી વીસ રાખવામાં આવે છે. આ ઉપરાંત વરકન્યાની પસંદગીમાં, ઘર, આબરૂ, ધન, નોકરી, ધંધો વગેરે બાબતોનો ખ્યાલ રાખવામાં આવે છે. શિક્ષણને બહુ પ્રાધાન્ય અપાતું નથી. એક જ કુળ કે શાખમાં લગ્ન ગોઠવી શકાતા નથી પણ ફઇ મામાના દિકરાદિકરીઓ વરીપરણી શકે છે.

**સગાઇ** : સગાઇ તેમજ દેજ વગેરેની વાતચીત ચલાવી એકબીજા સંમત થયા બાદ વરપક્ષના સગાસ્નેહીઓ નાળિયેર તથા સીરખીનો રૂપીઓ યા સવા રૂપીઓ લઇ કન્યાપક્ષને ત્યાં જઇ બે ચાર માણસની રૂબમાં જઇ આપે છે અને વાત નક્કી કરે છે. કેટલીક જગ્યાએ તેમને એકાદ દિવસ રોકવામાં આવે છે તેમજ જમાડવામાં આવે છે. આ વિધિથી વાત બંધાણી માનવામાં આવે છે કેટલીક જગ્યાએ તેને "આડા પગમાં પૈસા આપ્યા" એમ કહેવામાં આવે છે. આ કાચુ સગપણ હોઇ તોડી શકાય છે આ વિધિ પત્યા પછી નક્કી કરેલ દિવસે સૌ કન્યાપક્ષને ત્યાં ધામધૂમથી પાકી સગાઇ કરવા માટે ભેગા થાય છે. વરપક્ષ તરફથી કન્યાને ચુંદડી ઓઢાડવામાં આવે અને વીસથી પચ્ચીસ રૂપીઆ વાટકીમાં રાખી કન્યાના માવતરને દેજ પેટે અગાઉથી આપવામાં આવે છે. તેમજ જોઇતા પ્રમાણમાં ગોળ વહેંચવામાં આવે છે. ઢોલ નગારાં વાગે છે. સ્ત્રીઓ ગીતો ગાય છે. આ સગાઇ ગામમાં

ને ગામમાં જ હોય તો મહેમાનોને જમણ આપવામાં આવતું નથી પણ સૌ સ્નેહીજનોને ચાપાણી પીવડાવવામાં આવે છે. જો મહેમાન બહારગામના હોય તો તેમને એકાદ ટંક જમાડવામાં આવે છે. સગાઇકાળ દરમ્યાન વર-કન્યાને ચાલુ જમાનાની જેમ ખાનગીમાં છૂટથી વારંવાર મેળાપ થવા દેવામાં આવતો નથી કે એકલા ફરવા જવા દેવામાં આવતા નથી. પણ એકબીજાને ઘેર પહેલાં આવે ત્યારે ઓઢામણાં આપવાની પ્રથા છે. સગપણ વિધિ પ્રસંગે બ્રાહ્મણ હાજર હોય છે.

**લગ્નની પૂર્વ તૈયારીઓ :** લગ્નતિથિ વરપક્ષના માણસો કન્યા-પક્ષને ઘેર જઇ બ્રાહ્મણ પાસે જોવડાવી નકકી કરવામાં આવે છે. લગ્ન નકકી કરવામાં બન્ને પક્ષની અનુકૂળતાનો વિચાર કરવામાં આવે છે. લગ્ન જોવરાવ્યા બાદ સાથે આવેલ માણસોને ચાપાણી પીવડાવવામાં આવે છે. અને કન્યાપક્ષ તરફથી કુંવારી કન્યાને ઘી તથા કંકુના મિશ્રણમાં પોતાના બન્ને હાથ બોળાવીને લગ્ન જોવડાવવા આવનાર વરપક્ષના બે માણસોની છાતીમાં તથા વાંસામાં થાપા મારવામાં આવે છે. તેમજ બીજા માણસોને થોડાઘણાં રંગના છાંટણા નાંખવામાં આવે છે. લગ્ન બંને પક્ષની સગવડતા પ્રમાણે એક બે માસ પહેલાં, લગ્નતિથિ જોવરાવી નકકી કરવામાં આવે છે. જો કે કેટલીક જગ્યાએ ઓછામાં ઓછા પંદરેક દિવસ અગાઉ પણ લખ-વામાં આવે છે.

**બ્રાહ્મણ :** આ કોમમાં ધાર્મિક તથા સામાજિક રીતરિવાજો પ્રસંગે બ્રાહ્મણ હાજર રહે છે અને તે બધી વિધિ તથા ક્રિયાઓ કરાવે છે. પરન્તુ આ બ્રાહ્મણ પણ તેમની કોમનો જ હોય છે. તે પોતે પણ જાતે ભંગી જ હોય છે. અને દિવસે સુધરાઇમાં કામ કરતો હોય છે. આ બ્રાહ્મણ વંશપરં-પરાગતથી આ કામ કરતો આવે છે. તેનું બ્રાહ્મણ તરીકે અલગ અસ્તિત્વ છે પરન્તુ ભંગીથી અલગ કોમનો માનવામાં આવતું નથી. તે સૌની સાથે જ રહે છે. અને તેનો રોટીબેટી વ્યવહાર સૌની સાથે જ હોય છે. પણ આવી વિધિઓ તેની મારફત કરાવવામાં આવે છે. લગભગ આવું જ આ કોમમાં

કેટલાંક બાવા સાધુઓનું છે. તેઓ પ્રસંગોપાત અંદરોઅંદર માંગે છે પણ રોટીબેટી વ્યવહાર કરવાની દૃષ્ટિએ તેમનું કાંઇ અલગ અસ્થિત્વ નથી.

લગ્નતિથિ નકકી થયા બાદ દરેક સગાસ્નેહીઓને કંકોતરી લખી જાણ કરી આમંત્રણ આપવામાં આવે છે. ઘણું કરીને આ કંકોતરીઓ પત્ર દ્વારા લખાય છે. પરન્તુ ખાસ અંગત સ્નેહીજનને ઘણી વખત રૂબરૂ જઇને કંકોતરી આપવાની પ્રથા છે. પહેલાં કહેણ મોકલવામાં આવતું. તે માટે મુખ્યત્વે પરણનારના મામા પક્ષના માણસો જતા અને કેટલીકવાર ઘરના પણ માણસો જતા. તેઓ પ્રથમ તો બારણામાં કંકુના પાંચ ચાંદલા કરતા અને વાત કરી આમંત્રણ આપતા. જો કે આજે પણ આ પ્રથા કેટલીક જગ્યાએ ચાલુ છે અને કંકોત્રી લખવા કરતાં તેનું વધુ મહત્ત્વ ગણાય છે. આ રીતે સગાવહાલાંઓને લગ્ન પ્રસંગે બોલાવવાવાં આવે છે.

લગ્ન નકકી થયા પછી બન્ને પક્ષને ત્યાં પ્રાસંગિક ગીતો ગવરાવવામાં આવે છે. શહેરોમાં ગીતો સાથે દાંડીયારાસ, રાસ, હીંચ વગેરે પણ રમાડવામાં આવે છે. રાત્રે સ્ત્રીંઓ લગ્ન પ્રસંગના ગીતો ગાય છે. આવનાર સ્ત્રીંઓને ચા પીવડાવવામાં આવે છે. તેમજ બીડીની પણ લહેજત ઉડાવે છે.

આ ગીતો સાધારણ રીતે બધે ગવાતા હોય તે પ્રકારના છે. તેના એકાદ બે ઉદાહરણ નીચે મુજબ છે.

"સવા લાખના બાજોઠે હીરલા જડાવો"—"બાજોઠે બેસીને દાડીને પાસે અરજુ કરે"—"દાદા મુજને પરણાવો, પરણ્યા નથી, લોકો હાંસી કરે" ગીતો ગાવા આવનાર સ્ત્રીઓને ચા પીવડાવવામાં આવે છે તેમજ બીડી પાવામાં આવે છે બીડીની ફૂંકે ફૂંકે તેઓ લહેજત ઉડાવે છે.

બંન્ને પક્ષોને ત્યાં લગ્નની પૂર્વ તૈયારીઓ રૂપે પોતાની શક્તિ અનુસાર મકાન લીપીગુપીને સારા બનાવવામાં આવે છે. કેટલાંક પોતાને આવડે તેવા રંગના ચિત્રો ભીંતો ઉપર તૈયાર કરે છે.

આ કોમમાં કેટલીક જગ્યાએ વરકન્યાના વાના સરખાજ રાખવામાં આવે છે તો કેટલીક જગ્યાએ કન્યાનો એકાદ દિવસ વધુ રાખવામાં આવે છે. ભાવનગરબાજુ પાંચ છ વાનાના રાખવામાં આવે છે. કેટલીક જગ્યાએ વાનાના દિવસેજ માંડવો નાખવામાં આવે છે. જ્યારે કેટલીક જગ્યાએ માંડવો વહેલો-મોડો પણ નાંખવામાં આવે છે. ઘરની ડાબી બાજુએ માણેકથંભ રોપવામાં આવે છે તેમજ ગણેશની સ્થાપના કરવામાં આવે છે. અને વરને મીંઢોળ બાંધવામાં આવે છે. આ વિધિ બ્રાહ્મણ કરે છે બંન્ને પક્ષને ત્યાં આ દિવસે સૌ સૌના સગાસ્નેહીઓ ભેગા થાય છે. અને પરણનાર વરકન્યાને નવડાવી પીઠી ચોડવામાં આવે છે. અને ગણેશની લાપસી રાંધી ખવડાવવામાં આવે છે. પીઠી ચોડવાનો વિધિ રાત્રે આઠ વાગે હોય છે. તે ક્રિયા પછી વરકન્યાને તેના સગા રૂપિયો-બે રૂપીયા હાથમાં આપે છે. બીજે દિવસે પોતે પોતાના હાથે પીઠી ચોળે છે અને તેને લગન સુધી સ્નાન કરવા દેવામાં આવતું નથી.

જાન રવાના થતાં પહેલાં આગલા દિવસોમાં બંન્ને પક્ષને ત્યાં ધામધૂમથી ફુલેકું કાઢવામાં આવે છે. આ પ્રસંગે ઢોલનગારા વગાડવામાં આવે છે. સ્ત્રીઓની હાજરી વિશેષ હોય છે. અને ફુલેકું નીકળતાં પહેલાં સગાવહાલાંઓને ત્યાં શેર ગોળ કે ખાંડ વહેંચે છે તેને 'લાણી' કરી કહેવામાં આવે છે. તેમજ નાળિયેર સોપારી ધરી હનુમાનને પગે લગાડવામાં આવે છે તેમજ સગાસ્નેહીઓને જમાડવામાં આવે છે. કેટલેક સ્થળે આ રીતે જમાડવામાં આવતું નથી.

જાન પોતાને મુકામેથી રવાના થાય તે વખતે વરની મા ચાંદલો કરી કપાળે ચોખા ચોડે છે અને ગાડામાં વચ્ચે બેસાડે છે વરરાજા હાથમાં તલવાર રાખે છે. ગાડાનું પૈડુ સીંચવામાં આવે છે, ગામને ઝાંપે સ્ત્રી સામી મળે તો તેને શુકન ગણવામાં આવે છે અને તેને પાંચ આના આપવામાં આવે છે. જાનમાં વરપક્ષના સગાસ્નેહીઓ વગેરે રવાના થાય છે. ખુબ જ ગરીબ સ્થિતિ હોય તો પંદરવીસ માણસો જાનમાં લઇ જવામાં આવે છે,

સામાન્ય રીતે પચાસ સાઠ માણુસ લઇ જવામાં આવે છે. બન્ને પક્ષની ઘણી સારી સ્થિતિ હોય તો સો સવાસો માણુસ લઇ જવામાં આવે છે. જાન રવાના થતી સમયે વરને સાદા પોષાકમાં લઇ જવામાં આવે છે. કન્યાના ગામે જાય ત્યારે જે વખતે તોરણુ લેવાના હોય ત્યારે જ વરને સારો પોષાક પહેરાવવામાં આવે છે.

**કન્યા પક્ષને ત્યાંની પૂર્વ તૈયારીઓ :** વરપક્ષની જેમ કન્યાપક્ષને ત્યાં પણુ લગ્નની પૂર્વ તૈયારીઓ ધામધૂમથી તથા ઉત્સાહથી કરવામાં આવે છે. મકાન શણુગારાય છે, ગીતો ગવાય છે. લગ્નના દિવસો અગાઉ ગામડાઓમાં ઘાસના છતવાળો માંડવો નાખવામાં આવે છે. શહેરોમાં આ માંડવો ઘણુંખરું વેચાતું લઇને નાખવામાં આવે છે. તે દિવસે ઘરના બારણાની ડાબી બાજુ પાટલા ઉપર કન્યાને બેસાડવામાં આવે છે. તે સમયે ગણેશને દૂધમાં નવડાવી તેની પૂજા તથા સ્થાપના કરવામાં આવે છે. એક ખાડામાં સોપારી તથા પૈસો નાખી માણેકસ્થંભને આસોપાલવના પાન કાચા સૂતરના દોરા વડે બાંધી રોપવામાં આવે છે. આ તમામ વિધિ તેમની કોમનો બ્રાહ્મણુ જ કરાવે છે તેમજ વરરાજાની જેમ અહીં કન્યાને પણુ તેની મામી, ભાભી વગેરે પીઠી ચોળે છે તેમજ તેને પણુ એક એક–બબ્બે રૂપિયા તેના સગાંસ્નેહીઓ તરફથી આપવામાં આવે છે. તેમજ ગણેશની લાપસી કરી સૌને રાત્રે જમાડવામાં આવે છે.

**સામૈયું :** જાન આવ્યા પછી પાદરમાં બેસાડવામાં આવે છે. ત્યાં કન્યાપક્ષ તરફથી પાણી વગેરે પીવાની સગવડ કરી આપવામાં આવે છે. આ વખતે કન્યાનું ગામમાં ફુલેકું ફેરવવું, ગોતરડો લાવવો, ઉકરડી પૂજવી વગેરે કામ પતાવે છે. ત્યાર બાદ વરને માટે પીઠી લઇ જવામાં આવે છે, તે વરને પગે ચોપડીને પાછા માંડવે આવે છે. કોઇ કોઇ જગ્યાએ ગોળનું કે ખાંડનું શરબત બનાવી જાનના માણુસોને પાવામાં આવે છે. આ બદલ વરપક્ષે કન્યાપક્ષને લગભગ દશથી પંદર રૂપિયા આપવા પડે છે, લગ્ન જોવડાવતી

વખતે કંકુના થાપા ન લેવાણા હોય તો તે આ વખતે લેવાય છે. તે થાપા કુંવારી કન્યા કંકુવાળા ઘીમાં પોતાના બન્ને હાથ કરી બે ત્રણ માણસને મારે છે. પરંતુ આ સમયે થાપા ખાનાર માણસના મોઢામાં કન્યાપક્ષનો એક માણસ ખાંડ, ઘી અને ચોખાના (મિશ્રણના) એક બે કોળિયા મૂકી ખવડાવે છે. આ કોળિયો કેટલીકવાર તેના મોઢામાંથી બહાર પણ નીકળી પડે છે. આ કોળિયાને તેઓ "ભાવ" કહે છે.

લગ્ન જોવડાવવા ગયેલ માણસોને લગ્ન (જમણ) ન જમાડયું હોય તો આ વખતે વરપક્ષના ચાર માણસોને ચોખા અને ખાંડમાં ઘીની ધાર નાખી જમાડવામાં આવે છે.

આ વખતે વરરાજાને નવો પોશાક એટલે કે સુરવાલ, પહેરણ, અચકણ, સોનેરી કે સાદો સાફો અગર સુરવાલ, કોટ અને ઉપર સાફો પહેરાવવામાં આવે છે. કેટલીક જગ્યાએ રંગીન રેશમી ભીંડીની ચોરણી ઉપર રંગીન શેરવાની પહેરાવવામાં આવે છે. સાફા ઉપર બત્તીવાળી કલગી પણ મુકવામાં આવે છે અને કમરે તલવાર બાંધવામાં આવે છે. આ ઉપરાંત શકિત હોય તો સોનાના દાગીના પહેરાવવામાં આવે છે. તે ઉપરાંત દાગીના હોય તો ડોકે, હાથે, પગે પહેરાવે છે. આ રીતે વરને કપડાં પહેરાવ્યાં પછી માંડવેથી સામૈયું કરવામાં આવે છે.

સામૈયામાં પુરુષો આગળ હોય છે અને સ્ત્રીઓ પાછળ ગીતો ગાતી ગાતી ચાલે છે. સ્ત્રીઓમાં સૌથી આગળ એક કુંવારી કન્યા હોય છે તેને માથે નાળિયેર મૂકેલો પાણી ભરેલો લોટો હોય છે તેની સાથે કન્યાની મા દીવડો લઇને ચાલે છે. અને સૌથી આગળ ઢોલ નગારાં વાગતા હોય છે. આ રીતે સામૈયું લઇ જવામાં આવે છે. વરરાજાને થોડું ચલાવીને સામૈયા સમયે આગળ લાવવામાં આવે છે. આ સમયે વરની તલવારની મૂઠનો ભાગ કુંવારી કન્યાના પાણી ભરેલા લોટાને અડાડવામાં આવે છે. અને તે બદલ સવા પાંચ આના અગર સવા રૂપીઓ કન્યાના પાણી ભરેલા લોટામાં નાખવામાં આવે

છે. અને આ રીતે સામૈયું કરી સૌને માંડવે લાવવામાં આવે છે.

જ્યારે જાન માંડવે આવે છે ત્યારે કેટલીક જગ્યાએ કન્યાને તેના મામા અથવા બનેવી પોતાને ખભે તેડી અચાનક વરરાજા પાસેથી પસાર થાય છે. આ સમયે કન્યા વરરાજાને પોતાનો અંગૂઠો અડાડતી જાય છે. અને બાજુના ઉકરડામાં જઈ સોપારી તથા પૈસો દાટી આવે છે. જાન ગયા પછી ઘરના માણસો તે પાછા ખોળી આવે છે. કેટલીક જગ્યાએ આ વિધિ કરવામાં આવતી નથી. સામાન્ય રીતે તો માંડવા નજીક સૌ આવે ત્યારે વરરાજાને તેના મામા અથવા બનેવીને ખભે બેસાડેલ હોય છે. આ વખતે કન્યા પોતાના હાથમાં ચોખા, અડદ વગેરેના દાણા લાવી અચાનક પોતાના ઘરમાંથી આવી વર ઉપર ઘા કરી ફેંકે છે. આ સમયે માથા કે મોઢા ઉપર દાણાં ન પડે તે ખાતર આડું કપડું રાખવામાં આવે છે.

માંડવા આગળ આસોપાલવનું તોરણ બાંધેલું હોય છે અને કેટલીક જગ્યાએ આ તોરણ ઉપર લાકડાંના મોરલા મૂકયા હોય છે. તે વખતે તેને લુગડું ઓઢાડવા માટે વરપક્ષે કન્યાપક્ષને સવા રૂપીઆથી પાંચ રૂપીઆ સુધીની રકમ આપવી પડે છે. અને લગ્ન પત્રિકા વખતે જેટલી રકમ મૂકી હોય તેથી બમણી રકમ ચુકવવી પડે છે. આ રકમ પણ ચાર પાંચ રૂપીઆથી વધતી નથી. આ પછી જ્યારે વરરાજા માંડવે આવે છે ત્યારે તોરણ પાસે રાખેલ એક બાજોઠ ઉપર પોતાના હાથમાં તલવાર લઈ ઊભો રહે છે. આ તલવાર તે પોતાના ખભે અડાડીને વીર પુરૂષની જેમ રાખે છે. બીજા હાથે ફુલનો ગુચ્છો પોતાના મોઢાં આગળ ધરી રાખે છે. આ સમયે તેની સાસુ હાથમાં થાળ લઈ પોંખવા આવે છે. આ થાળમાં ચોખા, નાળિયેર, મુઠીયા લાડુ (રાખના) કંકાવટી વગેરે હોય છે. અને ખભે ચુંદડી રાખેલી હોય છે.

વરરાજાથી એકાદ ડગલું આગળ નીચે જમીન ઉપર બે ઊંધા કોડીયા મૂકવામાં આવેલાં હોય છે. અને તે બેની વચ્ચેથી સોપારી પૈસો મૂકી બાંધવામાં આવેલા હોય છે.

આ વખતે બ્રાહ્મણ મંત્ર બોલતો બોલતો પોતાના હાથમાં રાખેલ સાંબેલું, હળ યા રવાઇ વરરાજાના માથે ફેરવે છે, તેમજ કેટલીક જગ્યાએ આ પ્રસંગે સાસુ પોતાની સાથે લોટના નાના ગોળા લાવેલી હોય છે જમાઇના માથે વારાફરતી ફેરવી જુદી જુદી ચારે દિશામાં તેને ફેંકે છે. અને ત્યાર પછી સાસુ જમાઇને કપાળે ચાંદલો કરી ચોખા ચોડે છે અને દુખણાં લે છે કેટલીક સાસુ આ સમયે જમાઈનું નાક તાણે છે. પરન્તુ કેટલાક બહુ ચાલાક જમાઇઓ નાક આડે ઉપરણી રાખે છે અને જ્યારે સાસુ પોંખતી વખતે નાક ખેંચવાનો ચાળો કરે કે તૂર્તજ સમય સૂચકતા વાપરી નાક આગળ પોતાનો અંગૂઠો એવો આબાદ રીતે ધરી દે છે કે સાસુના હાથમાં નાકની દાંડી ન આવતા ભૂલથી અંગૂઠો પકડાઇ જાય છે. આ પ્રમાણે થતાં હસાહસ થઇ પડે છે. અને વરપક્ષવાળાં વધુ ખુશ થાય છે. અને જો ખરેખર નાક પકડાઇ જાય તો વરપક્ષ થોડો ઢીલો પડે છે. અને વરરાજાની સાથે રહી રક્ષણ કરનાર અણવર કાચો માનવામાં આવે છે. કન્યાપક્ષવાળા ખુશ થાય છે. અને ઘડીભર આ પ્રસંગ આનંદનો તથા ચર્ચાનો વિષય બની રહે છે.

પોંખ્યાબાદ વરરાજાના પગ આગળ નીચે રાખવામાં આવેલ કોડીયા ઉપર સાસુ પોતાની સાથે આણેલ લોટામાંથી પાણી ઢોળે છે. એટલે તૂર્તજ વરરાજા પોતાના પગથી તે કોડિયાં ફોડી નાખે છે. અને પછી તૂર્તજ માંડવા નીચે જાય છે. ત્યાં ગાદલા ઉપર તેને તથા અણવર વગેરે ને બેસાડવામાં આવે છે. ઝાલાવાડ બાજુ ઢોલીયા ઉપર ગાદલા વિગેરે પાથરી વરરાજાને બેસાડવામાં આવે છે. અને જાનનાં બીજા માણસોને અલગ ઉતારે લઇ જવામાં આવે છે. જો બીજા મકાનની સગવડ ન હોય તો ખુલ્લી જગ્યામાં મંડપ જેવું કરીને ઉતારો આપવામાં આવે છે. પરંતુ વરરાજાને તો માંડવા નીચે જ ઉતારો આપવામાં આવે છે. આ બધાની પૂરેપૂરી સગવડતા જાળવવામાં આવે છે તોરણ માયરાનો વિધિ થતાં પહેલાં કેટલીક જગ્યાએ વરપક્ષ તરફથી હાથીદાંતની ચૂડલી અને કોરું કપડું મોકલવામાં આવે છે અને તે

[ક્રમશઃ]

ચૂડલી કન્યાને પહેરાવવામાં આવે છે. અને સાથે લાવેલ કોરા કપડાંને પીઠી વાળું કરી વરપક્ષને પાછું મોકલવામાં આવે છે અને શુકન તરીકે મનાય છે. આ વિધિ પત્યા પછી જ 'તોરણ માયરાં'નો વિધિ થઇ શકે છે.

માંડવા નીચે વરને, અણવરને તેમજ તેનાં બીજા બે સ્નેહીજનોને એક જ થાળમા જમવા બેસાડવામાં આવે છે. તેમાં મુખ્યત્વે કૂટું ચૂરમું (ઘઉંના ખાંડેલા મુઠીયા અને ગોળ) તેમજ ચોખા દાળની ખીચડી આપવામાં આવે છે. તેને "કલવો" કહેવામાં આવે છે આ સમયે ઘણુાજ આગ્રહથી ઘી પીરસવામાં આવે છે ઘણું કરીને તો ઘીથી આખો થાળ ભરી દેવામાં આવે છે. એટલે થાળમાં ઘીનું પુષ્કળ પ્રમાણ થઇ જાય છે. આ ઘીનો થાળ સૌ વારાફરતી મોઢે માંડીને ગટગટાવે છે. અને ખલાસ થતાં ફરી તેમાં બીજુ તેટલુંજ ઘી પીરસવામાં આવે છે. જમી રહ્યા પછી માંડવા નીચે સામસામા પાટલા નાખી વરકન્યાને બેસાડવામાં આવે છે. તેને "માયરા" કહેવામાં આવે છે. કેટલીક જગ્યાએ તેને "તોરણમાયરા" કહે છે આ વિધિ જાન આવે તે દિવસે રાત્રે જ કરવામાં આવે છે.

માયરા પ્રસંગે વિધિ કરાવવા માટે બ્રાહ્મણ હાજર હોય છે. તે હાજર ન હોય તો જ્ઞાતિનો કોઇ જાણકાર માણસ એને બધી વિધિ કરાવે છે. તે વરના હાથમાં પૈસો આપે છે અને કન્યાના હાથમાં સોપારી આપે છે. અને પછી તે પરસ્પર એક બીજાને અપાવે છે. ત્યાર બાદ બન્નેનાં હાથ ઉપર કપડું ઓઢાડી હસ્તમેળાપ કરાવે છે. આ પ્રસંગે વરકન્યાને સોપારી પાછી આપે છે. કન્યા તે સોપારી પોતાની ગાંઠે બાંધે છે. બ્રાહ્મણ મંત્રો બોલાવતો બોલાવતો હોમ હવન કરે છે. અને સ્ત્રીઓ ગીત ગાય છે. લગભગ પા, અર્ધો કલાકમાં આ વિધિ પૂરી થાય છે. આ વિધિ પૂરી થયા પછી વરકન્યા પોતપોતાની જગ્યાએ જાય છે. અનુકૂળતા હોય તો અન્ય સૌ દાંડિયારાસ રમે છે.

માયરા પૂરા થયા બાદ, પહેલેથી નક્કી કર્યા મુજબ જો જાન માંડવો નોંખો હોય તો જાન અને માંડવાનાં માણસો સૌ પોતાના ખર્ચે પોતપોતાના પક્ષનાં માણસોને અલગ શાક રોટલા કરી જમાડે છે. અને જો જાન માંડવો

ભેગો રાખવાનું નક્કી કર્યું હોય તો બન્ને પક્ષનાં માણસોને શાક રોટલા જમાડવામાં આવે છે. કેટલીક જગ્યાએ જાન માંડવો નોખો હોય તો પણ માંડવાપક્ષ તરફથી મિષ્ટાન્ન ભોજન આપવામાં આવે છે. પરંતુ વરપક્ષે તે પેટેનાં ખર્ચનાં પ્રમાણમાં કન્યાપક્ષને રકમ આપવી પડે છે. ભાવનગર બાજુ બે ટંક જમણ કન્યાપક્ષનાં ખર્ચે જ કરવામાં આવે છે. જુદા જુદા ભાગોમાં આ અંગે જુદી જુદી પ્રથા છે. ત્યાં પ્રથમ ભોજનમાં ક્યાંક શીખંડ, પુરી અથવા શીરો, દાળ, ભાત અથવા ઘી–ચોખા તો ક્યાંક ચુરમાંનાં લાડુ ને દાળભાત વિગેરે આપવામાં આવે છે. અને બીજે દિવસે સાદો ખોરાક આપવામાં આવે છે. જો કે બધે જાન રોકાય ત્યાં સુધીનું જમણનું ખર્ચ બન્ને પક્ષ પોતપોતે ભોગવી લે છે. કેવળ કન્યાપક્ષ માંડવે આવે ત્યારે પોતાના ખર્ચે તેને 'કુલવો' ખવડાવે છે. અને આ સિવાય માત્ર વરપક્ષને જમણ વિગેરેની બાબતમાં ખુટતી સગવડતાં કરી આપે છે.

**લગ્નવિધિ :** આ કોમમાં કેવળ તોરણે બેસાડવાની તિથિ નક્કી હોય છે. પરંતુ પરણેતરની તિથિ નક્કી હોતી નથી. જાન આવ્યા પછી કન્યાપક્ષની અનુકૂળતાએ ત્રણ ત્રણ ચાર ચાર દિવસ પછી પરણેતરનો વિધિ ગોઠવવામા આવે છે. અને તે દરમ્યાન થતો ખર્ચ એકબીજા પક્ષ પોતાને માથે ભોગવી લે છે. જ્યારે બીજી કોમોમાં સામાન્ય રીતે પરણેતર (લગ્ન)ની વિધિ જે દિવસે તોરણ લીધા હોય તે દિવસે જ કરવામાં આવે છે. જોકે આ બાબતમાં હવે સુધારો થવા માંડયો છે. અને ભાવનગર બાજુ તો "માયરા" પછી બીજે દિવસે સાંજ સુધીમાં લગ્નવિધિ પતાવવામાં આવે છે અને કેટલીક જગ્યાએ તોરણને દિવસેજ રાત્રે પરણેતરનો વિધિ કરાવવાનો આગ્રહ રખાતો થયો છે.

આ કોમમાં ગામડાઓમાં પરણેતરની વિધિ ઘણું કરીને સવારે કરવામાં આવે છે. જ્યારે શહેરોમાં રાત્રે કરવામાં આવે છે. પરણેતર કરાવતી વખતે લગ્નમંડપમાં પાટલાં ઉપર ગોદડાં ગાદલાં પાથરીને બેઠક બનાવવામાં આવે છે. તેને ચારે ખુણે માટીના નવનવ માટલા મૂકી 'ચોરી' બાંધે છે.

નાતની રજા માંગી બ્રાહ્મણ વરને પાટલે બેસાડવા સાદ પાડે છે. ત્યારે વર પોતાનાં પોશાક સાથે ઉગમણી દિશામાં મોઢું રાખી જમણી બાજુ બેસે છે. અને ત્યારબાદ કન્યાને પાટે બેસાડવાં માટે બોલાવવામાં આવે છે. કન્યાનો મામો કે બનેવી કન્યાને તેડીને વરની પાસે ડાબી તરફ બેસાડે છે. આ સમયે બ્રાહ્મણ હવન કરે છે, ઘી તથા જવતલ હોમે છે. તથા વરનો પૈસો અને કન્યાની સોપારી લઇ એકબીજાનાં હાથમાં આપવામાં આવે છે. તથા એક કપડાનાં ટૂકડાનો એક છેડો કન્યાની સાડી સાથે અને બીજો છેડો વરની ઉપરણી સાથે બાંધવામાં આવે છે.

તેમજ સુતરની વરમાળા તૈયાર કરી તે વર કન્યાના ગળામાં નાખ-વામાં આવે છે. ત્યારથી તે વરકન્યાનું બંધન થયુ ગણાય છે. વરની બાજુમાં તેનો મામો કે બનેવી અણવર તરીકે વરની સેવા માટે બેઠો હોય છે. પિત્તળ કે ત્રાંબાની ટબુડીમાં કાંકરા નાખી એકાદજણ તેને ખખડાવતાં ખખડાવતાં વર-કન્યાની પાછળ ફેરવે છે. તેને લુણ ઉતારવાનું કહેવામાં આવે છે. આ સમયે કન્યાની પાછળ જાન તથા માંડવાની સ્ત્રીઓ બેસી લગ્નપ્રસંગના ગીતો ગાય છે. જાનૈયા વરકન્યાની સામે, હવન થતો હોય તેની ચારે બાજુ બેઠા હોય છે. વરની મા તથા કન્યાની મા પણ હવનની પાસે એક હાથમાં દીવડી અને બીજા હાથમાં સુતરની કાળકી રાખી એકબીજાની સામસામી બેસે છે.

લગ્નપ્રસંગે કન્યાને ઘાઘરો, લીલી કે સફેદ કાપડી, સાડી અને પર-ણેતરનું લુગડું પહેરાવી તેમજ લાજ કઢાવી બેસાડવામાં આવેલી હોય છે. અને આ રીતે ધામધૂમથી પરણેતરની વિધિ થતી હોય છે બ્રાહ્મણ મંગળ બોલે છે અને વરકન્યાના માથે ચોખાના દાણા નાખે કે તૂર્ત જ વરકન્યા એક સાથે ઊભા થાય છે. અને તેને ફેરા ફેરવામાં આવે છે. આ પ્રસંગે વર આગળ હોય છે અને કન્યા પાછળ હોય છે. એક ફેરો ફર્યા પછી પાટલા આગળ જયારે વર-કન્યા આવે છે ત્યારે બાજુમાં નીચે કંકુવાળો નાનો પથ્થર મૂકવામાં આવેલો હોય છે તેને વરકન્યાના પગનો જમણો અંગૂઠો અડાડવામાં આવે છે. અને વરકન્યાને પોતપોતાની જગ્યાએ એકી સાથે બેસાડવામાં આવે છે. આ રીતે

પ્રથમ ફેરો પુરો થાય છે. અને પછી તુર્ત જ આ રીતે બીજો અને ત્રીજો ફેરો પણ ફેરવવામાં આવે છે. આ સમય દરમ્યાન વરકન્યા તથા તેના માવતરો વગેરે હવનમાં ઘી, જવતલ થોડી થોડી વારે હોમતા રહે છે. બ્રાહ્મણ મંગળફેરા બોલતો રહે છે. આ ત્રીજા ફેરા પછી બ્રાહ્મણ સાદ પાડે છે કે "કાકા મામા વગેરેને દેવું હોય તો આવો" આ વખતે સૌ પોતપોતાની શકિત અનુસાર કન્યાદાન આપે છે અને કેટલાંક પાસે પૈસા ન હોય તો દિવાળીનો વાયદો કરે છે. કન્યાદાનમાં થાળી, વાસણ, બેડું, સોના ચાંદીના દાગીના વગેરે આપવામાં આવે છે. અને બ્રાહ્મણ મારફત તેની જાહેરાત કરાવવામાં આવે છે. વળી આ સમયે વરકન્યા માટે કંસાર લાવવામાં આવે છે. બન્નેના મોઢાં ઉપર આડું લુગડું ઓઢાડી બ્રાહ્મણ તેને કંસાર ખવડાવે છે. આ સમયે સૌ વડીલોની મર્યાદા સચવાય તેમજ વરકન્યા મુકતપણે એક બીજાને ભાવનો કોળિયો આપી શકે યા એકબીજાને તે સમયે ટગવે તો તે ન જોવાઇ જાય તે ખાતર આમ કરવામાં આવતું હોવું જોઇએ. આ કંસાર જમાડયા બાદ કેટલીક જગ્યાએ વરનો સાળો બીડી કે હુક્કો સળગાવીને વરને પાવા આપે છે. વર પીવે કે ન પીવે તો પણ વરપક્ષે બીડી કે હુક્કો પાનારને એકાદ રૂપીઓ આપવો પડે છે.

અગાઉથી નક્કી કર્યા મુજબ જો જાન માંડવો ભેગો હોય તો માંડવા તરફથી જાનૈયાઓને જમાડવાનું હોય છે. જામનગર બાજુ કન્યાપક્ષ તરફથી વરપક્ષને એક ટંક જમણ આપવામાં જ આવતું નથી. જ્યારે ભાવનગર બાજુ બે ટંક જમણ તો કન્યાપક્ષના ખર્ચેજ આપવામાં આવે છે. જ્યારે કેટલીક જગ્યાએ જાન માંડવો જુદા હોય તો તે મુજબ સૌ પોતપોતાના સંબંધીઓને અલગ જમણ કરી જમાડે છે. આ બદલ સૌ સગાં–વ્હાલાં તરફથી ઓછામાં ઓછાં પાંચ અને વધુમાં વધુ પચાસ રૂપીઆ સુધી વ્યવહાર પડે ત્યારે 'ચાંદલા' તરીકે આપવામાં આવે છે. જો વધુ સગાંસ્નેહીઓ હોય તો કેટલીકવાર ચાંદલામાં આ રીતે બબ્બે–ત્રણ ત્રણ હજાર રૂપીઆ પણ મળે છે.

માંડવા તરફથી જાનના માણસોને ઓઢામણાં અપાય તો જાન તરફથી માંડવાવાળા માણસોને એથી વધુ રૂપીઆ ઓઢામણાંના આપવામાં આવે છે. પણ આ ઓઢામણાં કરવાની પ્રથા ફરજિયાત નથી.

લગ્નપ્રસંગ દરમ્યાન વરપક્ષને દહેજના તથા પરચુરણ ખર્ચ ઉપરાંત કાકા, મામા, બ્રાહ્મણ, સંતસાધુ (તેમની કોમના) તથા દેવદેવીઓની પૂજા વગેરેના મળીને લગભગ બીજા ૨૦૦) રૂપીઆ ખર્ચ થાય છે.

જાનને વિદાય આપતાં પહેલાં રખેરીના ચાર સ્થંભમાંથી એક સ્થંભ વધાવ્યા પછી (આ ચારે સ્થંભે માટીના નવ નવ માટલાં હોય છે). માંડવે વરકન્યાને ઊભા રાખવામાં આવે છે. આ સમયે એક સુપડામાં સાત પૈસા તથા જુવારના દાણાં વગેરે લઇને વરકન્યાના હાથે માંડવા ઉપર ઘા કરવામાં આવે છે. આ ક્રિયા પત્યા પછી જાનને વિદાય આપવામાં આવે છે.

કન્યાને વળાવતી વખતે તે ખૂબ રૂદન કરે છે. સૌ કુટુંબીજનો ધીરજ આપી તેને વિદાય આપે છે. પ્રથમ તો ઘરમાં લઇ જઈ ગણેશને પગે લગાડવામાં આવે છે અને પછી સ્ત્રીઓ ગીતો ગાતી ગાતી તેને વરને ગાડે બેસાડવા લઈ જાય છે. કન્યાના કપાળે સેંથો પૂરવામાં આવે છે તેમજ ગાડાના પૈડા નીચે નાળિયેર મૂકી સિંચવામાં આવે છે અને તે નાળિયેરના ટોપરાં કન્યાને ખોળામાં આપવામાં આવે છે. રસ્તામાં જ્યાં જ્યાં કન્યાના માવતરના દેવસ્થાન હોય ત્યાં ત્યાં વરપક્ષ તરફથી નાળિયેર વધેરવામાં આવે છે. ગામ ઝાંપે પહોંચ્યા પછી વરપક્ષ તરફથી કન્યાના માવતરને એક-એક-બબ્બે રૂપીઆ ઓઢામણીના આપવામાં આવે છે તેમજ સંતસાધુ-બ્રાહ્મણ વગેરેને પોતાની શક્તિ અનુસાર દાન પેટે આપવામાં આવે છે અને પછી જાન વિદાય લે છે અને ગામના સીમાડા સુધી કન્યાનો ભાઇ વળાવવા જાય છે. ત્યારે વરપક્ષ તરફથી તેને એક રૂપીઓ આપવો પડે છે.

વળી કોઇનું નાનું બચ્ચું કન્યાના ખોળામાં આપવામાં આવે છે તે બદલ પણ વરપક્ષે એકાદ રૂપીઓ બચ્ચાના હાથમાં આપવો પડે છે. આ

[૩૯૧]

પ્રસંગે ચોરીમાં બેઠેલ વરની મા તથા કન્યાની મા પોતાના હાથમાં રાખેલ સૂતરની આંટી એક બીજાની ડોકમાં નાખી હળે મળે છે. તેમજ એક બીજાના મોઢામાં ગોળની કાંકરી નાખે છે.

આ બધું પત્યા પછી જ વરકન્યાને ચોથો ફેરો ફેરવવામાં આવે છે. આ સમયે પ્રથમ કન્યાને રાખવામાં આવે છે અને પછી વરને રાખવામાં આવે છે જોકે કેટલીક જગ્યાએ ત્રીજા ફેરા વખતે કન્યાને આગળ અને વરને પાછળ રાખવામાં આવે છે. પરન્તુ મુખ્યત્વે તો પ્રથમ ત્રણ ફેરે વર આગળ હોય છે અને ચોથે ફેરે જ કન્યા આગળ અને વરને પાછળ રાખી ફેરવવામાં આવે છે અને વર કન્યાના પાટલે તથા કન્યા વરને પાટલે બેસે છે. આ પછી તુર્તજ સ્ત્રીઓ વરકન્યા ઉપર પડીપાંદડી નાખી વધાવે છે. તેમજ વરકન્યાના માથે ટપલી મારી એક બે આના ત્યાં નાખે છે.

આ રીતે પરણેતરની વિધિ પૂરી થયા પછી વરકન્યાને ઘરમાં લઇ જવામાં આવે છે. રૂપીયા અથવા કોડીઓથી હારજીતની રમત રમાડવામાં આવે છે. આ પ્રસંગે એક બીજા વારાફરથી પોતાની મુઠ્ઠીઓમાં કોડી અથવા રૂપીઆ રાખે છે. અને એકી કે બેકી સંખ્યામાં છે તે અંગે પરસ્પર પૂછવામાં આવે છે. જેનો જવાબ સાચો પડે તે જીત્યું ગણાય. આ સમયે સ્ત્રીઓ ફટાણાં બોલે છે. અને તે બદલ વરપક્ષ તરફથી બાર આના અપાય છે. ત્યારબાદ વરકન્યા બહાર નીકળી સૌને હળે મળે છે. અને સૌ તેમને આશિર્વાદ આપે છે.

વરકન્યા જ્યારે હારજીતની રમત રમે છે ત્યારે બીજી તરફ માંડવા આગળ બન્ને પક્ષના માણસો ભેગા થાય છે. ત્યાં ચાંદલાનો વિધિ પતાવવામાં આવે છે તેમજ એક બીજા પક્ષની લેણુદેણુનો હિસાબ પતાવવામાં આવે છે.

દહેજની રકમ પણ આ સમયે જ ચૂકવવામાં આવે છે. સૌરાષ્ટ્રમાં આ દહેજની રકમ તથા જમણવારની વિધિ જુદા જુદા ભાગમાં જુદી જુદી હોય છે. અને બાકી અન્ય વિધિ તથા ક્રિયાઓ લગભગ સરખી જ છે.

રાજકોટ બાજુ ૮૨) રૂ. દહેજના અને ૧૨) રૂપીઆ જુદા જુદા લાગાના થાય છે. તે ઉપરાંત બીજી લેણુદેણુનો હિસાબ કરતા સો સવાસો રૂપીઆ લેવામાં આવે છે. જ્યારે ભાવનગર તરફ ૧૬૨) રૂ. દહેજના હોય છે. અને પાલીતાણા તરફ લગભગ રૂપીઆ ૨૦૦) દહેજના ચૂકવાય છે. તેમજ બીજા ૧૭) રૂપીઆ જુદા જુદા લાગાના લેવામાં આવે છે.

જાનને સામાન્ય રીતે ત્રણચાર દિવસ રોકાણ થાય છે. અમુક જગ્યાએ એથી વધુ દિવસો રોકાય છે અને અમુક જગ્યાએ તો બે દિવસમાં જ પતાવી જાન રવાના થાય છે.

પોતાના ગામે પહોંચ્યા પછી ધામધૂમથી જાનને તોરણે લેવામાં આવે છે તેમજ વરઘોડીયાને માતાજીને મંદિરે લઇ જઇ પગે લગાડવામાં આવે છે. લાપસી, શ્રીફળ, વગેરે માતાજીને ધરે છે તથા રાખડી, મીંઢોળ, મોરીયો, પાઘડીનો દોરો વગેરે છોડે છે તેમજ તે બદલ બેન વગેરેને યોગ્ય વસ્તુ લઈ આપવામાં આવે છે.

કન્યાને સગાંસ્નેહીઓ તથા ઓળખીતા ખેડૂત વગેરેને ઘેરે લઈ જઇ પગે લગાડવામાં આવે છે. ત્યારે પગેલગામણમાં તેને દાણા કે રોકડા પૈસા આપવામાં આવે છે.

દશપંદર દિવસે કન્યાપક્ષના માણસો કન્યાનું આણું વાળવા આવે છે. આ સમયે તેઓને સારૂં સારૂં ભોજન જમાડવામાં આવે છે તેમજ ઓઢામણાં આપી વિદાય કરે છે. એવી જ રીતે દિવાળીના આણે વરપક્ષના માણસો કન્યાપક્ષને ત્યાં આણું વાળવા જાય છે. એક બે દિવસ રોકાઇને કન્યાને મોકલવામાં આવે છે.

પરણ્યા પછી કન્યાને તેના સાસુ–સસરા, જેઠ તથા તેના પતિથી મોટા હોય તે સૌ વડીલની મર્યાદા સાચવવા માટે લાજ ઘુમટો કાઢવાનો હોય છે.

[૩૯૮]

મૃત્યુ : આ કોમમાં મૃતદેહને દાટવામાં આવે છે અને તેનું મૂળ કારણ ગરીબી છે. તેઓમાં પહેલાં મૃતદેહને બાળવામાં આવતું હોવું જોઇએ કારણ કે તેઓ હિંદુ છે. તેમની બધી વિધિઓ હિંદુ સંસ્કૃતિ મુજબ છે. તેમજ અગ્નિદાહના પ્રતિક અર્થે મૃતદેહને દાટતાં પહેલાં જમણા અંગુઠે અગ્નિ અડાડવામાં આવે છે. તે સૂચવે છે કે તેઓ મૃતદેહને બાળવામાં માનતા હોવા જોઇએ.

આ કોમમાં મૃતદેહને દાટવામાં આવે છે. મૃત્યુ થવાનું છે તેમ જણાતા ઠાકરથાળી કે ભજનો કરવામાં આવે છે તથા મૃતદેહના મોંમાં સાકર કે ખાંડનું પાણી પાવામાં આવે છે. જો કોઇ માણસ બહુ રીબાતો હોય અને મૃત્યુ થતું ન હોય તો પ્રભુની પ્રાર્થના કરે છે. અને તેનો જલ્દી છૂટકારો થાય તે માટે દાનપૂણ્ય કરવામાં આવે છે અને જો તેની પાસે કાંઇ મિલ્કત હોય તો તેના વાલીવારસોને સુપ્રત કરતો જાય છે. મૃત્યુ થયા પછી તેના દેહને બહાર કાઢવામાં આવે છે અને જો રાત્રે મૃત્યુ થયું હોય તો તે મૃત-દેહની પાસે આખી રાત ભજનો વગેરે કરી જાગરણ કરવામાં આવે છે અને સવારે તેને બહાર કાઢવામાં આવે છે અને તે પણ શહેરમાં તો સવારે સુધરાઇનું કામકાજ પતાવ્યા પછી લગભગ દશેક વાગ્યા પછી બહાર કાઢવામાં આવે છે.

મૃતદેહને લઇ જવા માટે લાકડી કે વાંસની ઠાઠડી બનાવી તેમાં ઘાસ પાથરી તેને સુવડાવવામાં આવે છે. તેની છાતી ઉપર થાળી યા વાટકો મૂકી તેમાં લોટનો પિંડો અથવા લાડુ મુકવામાં આવે છે તેના બન્ને હાથ અથવા પગના અંગુઠા દોરાથી બાંધવામાં આવે છે મૃતદેહને ઠાઠડીમાં સુવડાવ્યા પહેલાં ઠંડા કે ઊના પાણીથી નવડાવવામાં આવે છે. પુરુષ હોય તો હજામત કરાવી અને કુંવારો હોય તો પીઠી ચોળી, ઠાઠડીમાં સુવડાવ્યા પહેલાં ઠંડા કે ઊના પાણીથી નવડાવવામાં આવે છે. દરેક સગાવહાલાંઓ દોઢ બે રૂપીઆનું કોરું કફન માટે કપડું લાવી તેના ઉપર ઓઢાડે છે તે કપડાંને 'સોડ' કહેવામાં આવે છે આ ઉપરાંત અત્તર, ગુલાલ વગેરે છાંટવામાં આવે છે મડદાંની

ઠાઠડીની ચાર બાજુ ચાર નાળિયેર ટાંગવામાં આવે છે નાના બાળકના મૃતદેહને હાથમાં રાખી લઇ જવામા આવે છે.

મૃતદેહને સ્મશાને લઇ જતાં એક જણ દોણીમાં સળગતું છાણું લઇ આગળ ચાલે છે. અને રસ્તામાં સૌ રામ બોલો ભાઇ રામ બોલો એમ બોલતા જાય છે કુતરા સામા મળે ત્યારે તેને લાડુ ગાંઠીયા વગેરે નાખવામાં આવે છે. તેમજ ગામને ઝાંપે યા પાદરે ઠાઠડીને નીચે ઉતારવામાં આવે છે. અને દરેક ખાંધીઆ ઠાઠડી સાથે લટકતા નાળિયેર તોડી ઘા કરી ફોડી નાખે છે. પછી ઠાઠડીનું માથું પાછળ રાખી શ્મશાને લઇ જવામાં આવે છે આ શ્મશાન નદી કાંઠે સવર્ણો કરતાં અલગ હોય છે ત્યાં યોગ્ય લંબાઇનો તથા કમ્મર સુધીનો ઊંડો અથવા કેટલીક જગ્યાએ માથોડું ઊંડો ખાડો ખોદવામાં આવે છે. યા દોઢ માથોડું ઊંડો ખોદી તેની આજુબાજુ ઠાઠડીને ચાર આંટા ફેરવી અંદર ઉતારે છે. મૃતદેહને ઠાઠડીથી છૂટું કરી તે ઉપર એક કપડું રાખી બાકીના સોડના કપડાં બહાર ફેંકી દેવામાં આવે છે. આ કપડાં આ જ કોમના બાવા સાધુઓ ઉપાડી જાય છે અને પ્રસંગોપાત અનુકૂળતાએ તેઓ ઘણું કરીને ભંગીવાસમાં આવી સસ્તા દરે વેચી જાય છે. અને આ લોકો ખરીદે પણ છે. કબરના ખાડામાં નીચે એકાદ કપડું પાથરી મૃતદેહનુ ઉત્તર દિશામાં માથું ગોઠવવી સુવડાવવામાં આવે છે. ત્યાં તેના મુખમાં પાણી રેડતાં રેડતાં ગાયત્રીના મંત્રો બોલવામાં આવે છે. મૃતદેહના જમણા પગના અંગૂઠે અગ્નિ અડાડવામાં આવે છે પઠીથી મૃતદેહ ઉપર માટી તથા પથ્થર નાખી બરાબર રીતે દાટવામાં આવે છે પછી સૌ સ્નાન કરી શ્મશાનેથી પાછા વળે છે.

સ્ત્રીઓ સ્મશાને જતી નથી જો મરનારની સ્ત્રી હયાત હોય તો તે નહાવા જતાં પહેલાં તેની ચુડલી ભાંગવામાં આવે છે. તથા અલંકારો ઉતારી તેને કાળાં વસ્ત્રો પહેરાવવામાં આવે છે. મૃતદેહની પાછળ ઘરના પછવાડા સુધી જ રોકકળ કરતાં જાય છે અને ત્યાંથી પાછી વળી નદી યા તળાવે સ્નાન કરવા જાય છે. પુરુષો સ્મશાનેથી સ્નાન કરીને આવે તે પહેલાં તેઓ ઘરે આવે છે અને પુરુષો આવ્યા પછી થોડો સમય ફરી રોકકળ કરે છે

તથા છાતી કૂટે છે. સ્નાન કરીને આવ્યા બાદ. સૌને પાણીની છાંટ નાખવામાં આવે છે સૌ થોડો સમય બેસે છે. મરનારના સ્નેહીજનોને આશ્વાસન તથા દિલાસો આપે છે અને પછી સૌ પોતપોતાને ઘરે જાય છે. મરનારના સ્નેહીજનો પોતાને ત્યાંથી જે કાંઇ રાંધેલું હોય તે લાવી મરનારના ઘરના માણસોને જમાડે છે. આ ઉપરાંત કેટલીક જગ્યાએ ઘરે આવ્યા પછી અગરબત્તી વગેરે સળગાવવામાં આવે છે તથા સૌને ચા પાવામાં આવે છે અને તેથી ઘરધણીનો શોક ગયો મનાય છે.

કેટલીક જગ્યાએ માટીની કાથરોટમાં એક રોટલો તથા પાણી નાખવામાં આવે છે. સ્મશાનેથી આવી, છાંટ લીધા બાદ સૌ તેમાં પોતપોતાની આંગળી બોળે છે. ત્યાંર બાદ સૌ પોતપોતાને ત્યાંથી થોડા થોડા રોટલા, દાળ વગેરે લાવી મરનારના સ્નેહીજનોની સાથે જમે છે. રાત્રે ભજનો વગેરે ગાવામાં આવે છે.

કેટલીક જગ્યાએ ત્રીજે, પાંચમે કે સાતમે દિવસે જીવ ઉડાડવાનો તથા તરૈયાનો વિધિ કરવામાં આવે છે. જો કે સામાન્ય રીતે તો ત્રીજે દિવસે વહેલી સવારે ખાંધીઓ, આગીઓ તથા મરનારના પુત્ર વગેરે સ્મશાને જાય છે. જે જગ્યાએ મૃતદેહને દાટવામાં આવેલો હોય તેની છાતી ઉપરના ભાગ પર એક પાણી ભરેલું માટલું મૂકવામાં આવે છે. તેની નીચે બાજુમાં પથ્થર મારી કાણું પાડવામાં આવે છે કે જેથી પાણી વહી જાય છે તે પાણી મરનારને મળે છે તથા તેના આત્માને શાંતિ મળે છે એમ માનવામાં આવે છે. જો આ પ્રમાણે ન કરવામાં આવે તો મરનારને કોઇ પાણી પાનાર પણ નથી એમ મનાય છે. આ ક્રિયા પતાવી નદીએથી નાહીધોઇને ખાંધીયા વગેરે ઘરે આવે છે. ત્યાં બાજરાનું ધાન યા ખીચડી વગેરે રાંધેલું હોય છે. તેમાં તેલ નાખી હાથથી ચોળી કુતરાંને ખવડાવવામાં આવે છે. કેટલીક જગ્યાએ નાના બાળકોને પણ ખવડાવવામાં આવે છે તેમજ બે ખાંધીઓને ઘરની બહાર અને બે ખાંધીઓને ઘરની અંદર બેસાડવામાં આવેલા હોય

છે. કૂતરાંને ખીચડી ખવડાવ્યા પછી ઘરની કોઇ સ્ત્રી દરેકને જમણે ખભે તેલવાળો હાથ લગાડે છે. તેને ખાંધીઆના "ખાંધ ધોવાની" ક્રિયા તરીકે ઓળખવામાં આવે છે. આથી મેલ નીકળી ગયો મનાય છે તથા ઘરમાં હવે મૃત્યુ રહ્યું નથી એમ માનવામાં આવે છે,

વળી જ્યાં મૃત્યુ થયું હોય તે જગ્યાએ લોટનો સરખો ઢગલો કરી તે ઉપર સૂતરનો દોરો ઊભો રાખી એક કુંડુ ઊંધુ ગોઠવવામાં આવે છે. તે કુંડામાંથી સૂતરનો બીજો છેડો મકાનના છત સુધી ઊંચો લઇ ત્યાં બાંધવામાં આવે છે. એક બીજા કુંડામાં ખીજડીના કાંટા, જવ, તલ વગેરે હોમી હવન કરવામાં આવે છે. અને સૂતરના તારને સળગાવવામાં આવે છે. પછી કુંડુ ઉપાડીને જોવામાં આવે છે. તે વખતે દોરી બળવાને લીધે દોરીના છેડાને કારણે લોટમાં જો કોઇ પ્રકારનું ચિન્હ થયું દેખાય તો મરનારનો જીવ તે ચિન્હને મળતા આવતા આકારના પશુ પંખી કે જાનવરમાં ગયો છે એમ માનવામાં આવે છે. જેમકે ગાય, વાંદરું, કુતરું વગેરેમાંથી જેને મળતો આકાર થાય તેમાં મરનારનો અવતાર થયો એમ મનાય છે. આ પછી સ્ત્રીઓ થોડો સમય રડે છે. અને ત્યારબાદ સૌ દાળ રોટલાં વગેરે ખાઇ જુદા પડે છે.

"તરૈયામાં" મરનારના સ્નેહીજનો બપોરે સૌ સૌને ત્યાંથી દાળ રોટલા રાંધી મૃત્યુ થનારના ઘરે લાવી બધું એક કરી સૌની સાથે જમે છે. આ જમણમાં રોટલા ઉપર તેલ પણ સારા પ્રમાણમાં પીરસવામાં આવે છે. તેને "તરૈયુ" કહેવામાં આવે છે. વળી જમતાં પહેલાં સૌ નાતિલાઓ અને સ્નેહીઓને કેટલીક જગ્યાએ ચા પીવડાવવામાં આવે છે તેને "તરૈયાની ચા" કહેવામાં આવે છે. પછી બધા બેસે છે. અને સગાસ્નેહીઓ પોતાની શકિત અનુસાર આઠ આના, બાર આના આપે છે. અને કેટલાંક પાસે પૈસા ન હોય તો પગારનો વાયદો કરી પાછળથી આપે છે. આ પૈસાને "તરૈયાના પૈસા" કહેવામાં આવે છે. આ પૈસા મરનારના કુટુંબીઓને આપવામાં આવે છે. પરન્તુ તે જેની પાસેથી આવ્યા હોય તેને ત્યાં કોઇનું મૃત્યુ થાય તે પ્રસંગે તેને

ત્યાંથી આવ્યા હોય તેનાથી થોડા વધુ પૈસા તરૈયામાં આપવા પડે છે. જેમકે આઠ આના આપ્યા હોય તો દશ આના આપવા પડે. આ પ્રકારના અરસ-પરસના વ્યવહારને મૃત્યુની 'ઢાલ' કહેવામાં આવે છે.

રાત્રે ભજન કીર્તન કરવામાં આવે છે. તથા તેમની કોમના બાવા સાધુઓને દાન કરવામાં આવે છે. આ અંગેનો ખર્ચ "તરૈયામાં" આવેલા પૈસામાંથી કરવામાં આવે છે. તેમાંથી વધેલા પૈસા મરનારના સ્નેહીજન પાસે રહે છે.

આ કોમમાં મૃત્યુ પછી બારમે દિવસે મરનારનો "દહાડો" કરવામાં આવે છે. જો શકિત ન હોય તો તે અનુકૂળતાએ વહેલો મોડો પણ કરવામાં આવે છે કેટલીકવાર વર્ષે બે વર્ષે પણ કરવામાં આવે છે.

મૃત્યના અગીયારમે દિવસે મરનારના વારસો વાળ ઉતરાવે છે. તથા દાઢી મૂછો મૂંડાવે છે. તેને મુંવાળા ઉતરાવવાની ક્રિયા કહેવામાં આવે છે.

બારમાના દિવસે કુટુંબની ૭ સ્ત્રીઓ કુંભારને ત્યાંથી માટીના ૭ નવા ઘડા આણી નળ યા કૂવેથી તાજુ પાણી ભરી લાવે છે. દહાડાનો છાંપો ઘર આંગણે બાંધેલો હોય છે. તેના દરેક ખૂણે ખાડા ખોદી પાણી ભરેલ એક એક ઘડો અથવા હેલ ગોઠવવામાં આવે છે, તેમજ તે દરેક ઉપર એક એક રોટલી મૂકવામાં આવે છે. પછી તે દરેક ઘડાને ફરતી કાચા સૂતરની આંટી વીંટી એક બીજા સાથે જોડવામાં આવે છે. વચ્ચે એક ઝૂંપડામાં ઘીનો દીવો ગોઠવવામાં આવે છે. તેમજ એક કુંડામાં પાણી ભરી તેમાં થોડી ખીચડી નાખવામાં આવે છે. મરનારનો વારસ અથવા પુત્ર જનોઇ પહેરી તે કુંડામાંથી ખોબે ખોબે પાણી કાઢે છે. બ્રાહ્મણ મંત્રોચ્ચાર કરે છે. અને સોળ સરાદ સુધી નામ બોલે છે. ત્યાર પછી પેલો દીવો, જનોઇ પહેરાવેલ વારસના હાથમાં મૂકવામાં આવે છે. તે એ દીવાથી ઘડાને બાંધેલ કાચા સૂતરની માળ સળ-ગાવે છે. આ ક્રિયાથી એમ માનવામાં આવે છે કે મરનારને પાણી પીવડાવાઇ.

ગયું અને તેની જીવન દોરી બળી ગઇ અને તેથી તેની સાથે હવે કાંઇ સંબંધ રહ્યો નથી.

આ ક્રિયાને 'દહાડો' કે 'કારજ' કહેવામાં આવે છે. અને તે દિવસ દરમ્યાન જ થાય છે અને દોઢેક કલાક સુધી ચાલે છે.

આ ક્રિયા કરતી સમયે જ્યારે માળ સળગાવવામાં આવે છે ત્યારે સ્ત્રીઓ પોક મૂકી રડે કૂટે છે. તેમજ 'કડવા' ગાય છે. જેમકે "હાય લાડવા હાય હાય" "હાય લાડવા હાય હાય" અર્ધોક કલાક રડયા કૂટયા પછી સૌ બધુ ભુલી જાય છે. અને જમવા બેસે છે. આ પ્રસંગે સૌને આમંત્રણ આપી જમવા બોલાવવામાં આવે છે. અને લગ્ન પ્રસંગ જેવું બે ટંક જમણ કરવામાં આવે છે. ખીચડી, ઘી, ચૂરમું વગેરે પીરસવામાં આવે છે તેમજ ચા પાણી પાવામાં આવે છે. રાત્રે સૌ કુટુંબીજનો ભેગા થાય છે. અને આ પ્રસંગે પણ "હાથ ગરણું" લેવામાં આવે છે સૌ પોતાની શક્તિ અનુસાર આપે છે. ગરીબ હોય તો બે રૂપીઆ અને નહીંતો દશથી પચાશ રૂપીઆ પણ આપવામાં આવે છે. તેમજ બીજી તરફ માંગણ, બાવા, સાધુ વગેરેને શક્તિ અનુસાર દાન આપવામાં આવે છે.

દહાડો થાય ત્યાં સુધી શોક પાળવામાં આવે છે. સ્ત્રીઓ કાળાં વસ્ત્રો પહેરે છે. અને દહાડો પૂરો થાય ત્યારે આ શોક ઉતરાવવા બદલ દરેકને લગભગ બબ્બે પાંચ પાંચ રૂપીઆ પોતાની શક્તિ અનુસાર દેવા પડે છે તે પછી શોક ઉતાર્યો મનાય છે.

આ કારજ પત્યા પછી કેટલીક જગ્યાએ નાના છોકરાં છોકરીઓને એક દિવસ જમાડવામાં આવે છે. તેમાં મુખ્યત્વે ભાત ખાંડ વગેરે આપવામાં આવે છે. તેને "કુંવાસીયુ" જમાડવાની વિધિ કહેવામાં આવે છે.

આ દહાડામાં ઓછામાં ઓછો સો રૂપીઆ ખર્ચ થાય છે. કેટલીકવાર સાતસોથી હજાર રૂપીઆનો પણ ખર્ચ કરવામાં આવે છે તથા તે માટે દેવું પણ કરવું પડે છે.

[કર્ણ]

જો ઉંમર લાયક કુંવારો પુત્ર મરણ પામ્યો હોય તો કેટલીક જગ્યાએ અનુકૂળતાએ લીલ પરણાવવામાં આવે છે. અને તેમાં પણ ઘણો ભારે ખર્ચ કરવામાં આવે છે.

માતાજીનો ભૂવો ગુજરી ગયો હોય તો કેટલાક ભાગોમાં તેની ખાંભી પણ કરવામાં આવે છે અથવા મંદિરમાં લાકડાનાં ફરામાં બેસાડવામાં આવે છે.

સંત પુરુષોના મૃતદેહને બાળવામાં પણ આવે છે. તે જગ્યા અલગ રાખવામાં આવે છે અને ક્યારેક ત્યાં દેરી જેવું પણ કરવામાં આવે છે. અને તેની સંવત્સરીએ ત્યાં એના પંથના માણસો જાય છે. અને પૂજા કરે છે. આવું શ્રી સંતોકદાસજી મહારાજ માટે છે. તેમના મૃતદેહની સ્મશાન યાત્રા કાઢવામાં આવી હતી તથા તેમના દેહને અગ્નિદાહ દેવામાં આવ્યો હતો.

## ધાર્મિક માન્યતા અને વિશ્વાસ

**ધર્મ :** ભંગી કોમ ધર્મથી તો હિંદુ જ છે અને અન્ય હિંદુઓની જેમ તેઓ પણ મૂર્તિપૂજક છે. તેમજ અનેક દેવદેવીઓમાં માને છે. મુખ્યત્વે તેઓ ખોડીયાર, મેલડી, મસાણી, મેલડી, કાળકા, અંબા, જીવણી, પૂરબાઇ, લીંબડાવાળી, ચાંવડ, (ચામુંડ), ભૈરવ, વિહોત, વણાવતી, જુમાપુરબાઇ ખપ્પરવાલી, વિહાવજાવાળી, ચાંપલદે, બહુચરાજી વગેરેને માને છે. તે ઉપરાંત રામ, કૃષ્ણ, હનુમાન, ગણેશ, વગેરેને પણ માને છે.

સામાન્ય રીતે ભંગીવાસમાં એકાદ બે માતાની નાની એવી દેરી પણ હોય છે. આ દેરીએ પાંચ નાળિયેરનું તોરણ બાંધવામાં આવેલું હોય છે અને તે દર વર્ષે બદલવામાં આવે છે. જુદા જુદા કુળની કુળ દેવી જુદી જુદી હોય છે અને તે ઘણું કરીને સૌ સૌના ઘરની બહાર એટલે વા ઘરની અંદર એકાદ ગોખલામાં રાખવામાં આવે છે. આ માતાઓના સ્થાનકને તેઓ માતાનો 'મઢ' કહે છે. અસ્પૃશ્યતાને કારણે આ લોકો સવર્ણોના મંદિરોમાં જઇ શકતા ન હતા. પરન્તુ તેને માને છે.[7]

[૪૦૫]

**ભૂવા :** જુદી જુદી 'માતા'ઓના જુદા જુદા ભુવા હોય છે. અને તેઓ 'માતા'ના ખાસ પૂજકો મનાય છે. આ ભૂવા તે કોઇ ખાસ અલગ કોમના નથી હોતા પણ તેઓ પોતે ભંગી જ હોય છે. અને ઘણું કરીને તેઓ વંશપરંપરાગત થતા આવે છે. પરન્તુ તેઓને ભુવા થવું જ પડે એવું બંધન હોતુ નથી. તેમજ બીજા અન્ય ભંગીને ભુવા થવાનો શોખ હોય તો તે થઇ શકે છે. આ ભુવા અન્ય ભંગીઓની જેમ કામ ધંધામાં રોકાયેલા હોય છે પણ પ્રસંગોપાત્ જરૂર પડે તેઓ ભૂવા તરીકે કામગીરી બજાવે છે.

**ભૂવાની સ્થાપના :** ભવિષ્યમાં ભૂવો થવાની ઇચ્છા ધરાવતા હોય તેને સામાન્ય રીતે તેરથી સોળ વર્ષની ઉમર દરમ્યાન 'માતાનો પ્યાલો' પીવડાવવાની સંસ્કારક્રિયા કરાવવામાં આવે છે અને ત્યાર બાદ ભૂવાની સ્થાપના થઇ મનાય છે.

પ્રથમ તો જે માતાનો ભૂવો બનાવવાનો હોય તે માતાના સ્થાનકે સૌ ભેગા થાય છે અને બીજા અનુભવી ભૂવા પણ આ સમયે હાજર રહે છે. ઉમેદવાર ભૂવાને માતાના સ્થાનકની સામે પલાંઠી વળાવી બેસાડવામાં આવે છે અને માથે સફેદ કપડું ઓઢાડવામાં આવે છે. સંસ્કારવિધિ કરાવનાર ભૂવો તેને દૂધ, સાકર અથવા સિંદૂર પીવડાવે છે. કેટલીકવાર બકરાં–ઘેટાંનો ભોગ ધરી તેનું થોડું લોહી પીવડાવવામાં આવે છે. તેને 'માતાનો પ્યાલો' પીવડાવ્યો કહેવાય છે અને તે પીધા પછી તે ભૂવાની સ્થાપના થઇ મનાય છે. આ પછી લોબાન વગેરેનો ધુપ ઉમેદવારને દેવામાં આવે છે અને તેની રાખમાંથી તેને તીલુ કરી સંસ્કાર કરાવનાર ભૂવો તેને થાબડે છે કે તુરત જ ઉમેદવાર પોતે ધીરે ધીરે ધૂણવાનું ચાલુ કરે છે અને પછી ધીરે ધીરે ધૂણવાનું વધારતા વધારતા ખૂબ ધૂણવા માંડે છે. આ સમયે શૂરાતન ચઢાવવા રાવળીયાઓ ડાકલાં વગેરે વગાડે છે. આ રાવળીયા પણ તેમની જ કોમના હોય છે. લગભગ પાંચસાત મિનિટ ઉમેદવાર ભૂવો ખૂબ ધૂણે છે. પછી સંસ્કાર કરાવનાર ભૂવો કે જે ગુરુ મનાય છે તે જોરથી તાણીને કહે છે કે 'તું કોણ છે?' એટલે ઉમેદવાર ભૂવો પોતે જે માતાનો ભૂવો થવાનો હોય

[૪૦૧]

તે માતાનું નામ લે છે. જેમકે ચામુંડ માતાનો ભૂવો થવાનો હોય તો બોલે કે 'હું ચામુંડ છું.' તેમ જવાબ આપી પોતે સામે પડેલી લોખંડની સાંકળ ધૂણતાં ધૂણતાં ઉપાડી પોતાની પીઠ ઉપર પાંચસાતવાર પછાડે છે. ત્યાર પછી બીજા ભૂવા તેને પકડી લે છે અને તેના હાથમાંથી સાંકળ લઇ લેવામાં આવે છે અને તે ધૂણતો બંધ થઇ હાજર રહેલા સૌ ભૂવાઓ અને સ્નેહીઓ વગેરે સૌને પગે લાગે છે. આમ તે પણ ભૂવો થયો મનાય છે.

નૈવેદ્ય પ્રસંગે, માંદગી સાજગી વખતે તેમજ કેટલાક વારતહેવારની માનતા વખતે, અને અન્ય બાધા માનતાઓ વખતે આ લોકો ભૂવાઓને બોલાવતા આવ્યા છે. અને એ વિધિઓમાં ભૂવાઓ અત્યાર સુધી ઘણો ભાગ ભજવતા આવ્યા છે. તેમજ લોકો તેમને કેટલેક અંશે માનથી પણ જોતા આવ્યા છે. પરન્તુ હવે જેમ જેમ લોકોમાં જાગૃતિ આવતી જાય છે તેમ તેમ તેઓમાંથી લોકોની શ્રદ્ધા ઓછી થઇ રહી છે. છતાં તેઓ કયા કયા પ્રસંગે શું શું ભાગ ભજવે છે તે હવે વિગતવાર જોઇએ.

સામાન્ય રીતે આ ભંગી કોમ પણ બાધા માનતામાં વિશ્વાસ ધરાવતી આવી છે. માંદગી પ્રસંગે દોરા ધાગા કરાવવા, ભૂવા બોલાવવા તેમજ માંત્રિક તાંત્રિક ઉપાયો કરતાં આવ્યા છે.

**માંદગી અને ભૂવા :** ઘરમાં કોઇ માંદુ પડયું હોય તો હજુ પણ કેટલાક લોકો ભૂવાને બોલાવે છે. પ્રથમ ભૂવો માંદા માણસની પથારી પાસે બેસે છે. અને એક સફેદ કપડું ચારવડું કરી માંદા માણસની પાસે પાથરે છે. તેને માતાજીનો પાટ કહે છે. તે કપડાં ઉપર એક ખૂણે થોડાં જારનાં દાણાં મૂકે છે. અને તેમાંથી એક દાણો ગણેશનો કાઢી તેને કપડાંના ઉપરના ભાગમાં મૂકે છે. પછી કપડાંના ખૂણામાં રાખેલી જારની ઢગલીમાંથી પોતાની એક ચપટીમાં થોડાં દાણાં લે છે, અને બોલે છે કે "હે માતાજી તૂં મને વચન આપ, આ માણસને તૂં સાજો કર, અને વચન આપ' અને એમ કહી પોતાની ચપટીમાં લીધેલા દાણાં તે કપડા ઉપર નાખે છે અને તે દાણાં

બીજા માણસ પાસે ગણાવે છે. આમ તે ત્રણવાર દાણાં ઉપાડે છે. બોલે છે અને પાછા કપડાં ઉપર નાખી ગણાવે છે. જો આ ત્રણે વખતના દાણાં ગણતાં ત્રણેવાર એકી સંખ્યામાં જ દાણાં નીકળે તો માતાજીએ વચન આપ્યું માને છે એટલે માતાજી તેને સાજો કરશે જ એમ માને છે, અને તે દાણાં એક કપડાંની ચીંથરીમાં લઇ માંદા માણસના જમણા હાથની કોણીના ઉપરના ભાગમાં બાંધે છે. તેને તેઓ 'રખ્યા' (રક્ષા) બાંધી કહે છે. અને ભૂવો અમુક દિવસનો વાયદો આપે છે અને તે આપેલી મુદતમાં માંદો માણસ જો સાજો થઇ જાય તો ભૂવાના સૂચવ્યા પ્રમાણે નૈવેદ્ય કરવા પડે છે.

જો ત્રણેવારના દાણાંમાં પ્રથમ વારના અને ત્રીજીવારના દાણાં એકી સંખ્યામાં આવે અને વચ્ચેના બીજીવારના દાણાં એકી સંખ્યામાં આવે તો મોટે ભાગે ભૂવો કહે છે કે આ બાબતમાં માતાજી મદદ નહીં કરે. આમાં તો કોઇક બીજું જ લાગે છે. આથી માંદા માણસના સ્નેહીજન આતુરતાથી બીજું શું કારણ છે તે પુછે છે, ત્યારે ભુવો મોટે ભાગે એવા કારણો બતાવે છે કે તમે માતાજીને બે વર્ષથી (અથવા અમુક મુદતથી) નૈવેદ્ય ચઢાવ્યા નથી એટલે તે નડે છે. અથવા આવા પ્રકારના બીજા કારણો બતાવે છે.

જો ત્રણેવારના દાણાંમાંથી પ્રથમ અને ત્રીજીવારનાં દાણાં એકી સંખ્યામાં અને બીજીવારના બેકી સંખ્યામાં આવે અથવા પ્રથમ બે વારના એકી અને ત્રીજીવારના બેકી સંખ્યામાં આવે યા તેથી જુદી જ રીતે આવે તો મોટે ભાગે ભુવા કહે છે કે આમાં તો તમારા ઘરની જ કાંઇ 'નડતર' છે. એટલે કે તમારા વંશમાં કોઇ ગુજરી ગયેલ પૂર્વજ તમારી માતાના 'મઢ'માં (સ્થાનકે) બેસવા માંગે છે.

એટલે તેને માતાના સ્થાનકે બેસાડી નૈવેદ્ય ધરો તો સારું થઇ જશે. આ મતલબનું ભુવા સુચવે છે. આ રીતે ભુવા માંદગીના સમયે ભાગ ભજવે છે જો એક ભુવાના પ્રયોગમાંથી માંદુ માણસ સાજું ન થાય તો પછી બીજા ભુવાને પણ બોલાવવામાં આવે છે જેમ એક ડોકટરથી દરદીને આરામ ન

થાય તો બીજા ડાક્ટરનો આશરો લેવામાં આવે છે. તેવી જ રીતે અહીં પણ ભુવાઓનું છે.

**વળગાડ :** આ લોકો અત્યાર સુધી ભૂતપ્રેત, મેલી વિદ્યા અને વળગાડમાં માનતા આવ્યા છે. જીવતા મનુષ્યમાં બીજો જીવ પ્રવેશે છે તેવું પણ માને છે. ભૂત મનુષ્યના શરીરમાં પેસી માણસને હેરાન કરે છે. આવા સંજોગોમાં ભૂતને શરીરમાંથી ન કાઢવામાં આવે તો મનુષ્યનો તે ભોગ લે છે. વળી ભૂતથી વધારે ભયંકર 'મામા–ભૂત' ગણાય છે. આ ઉપરાંત જીન, ખવીશ, વગેરે પ્રકારની શક્તિઓમાં પણ તેઓ વિશ્વાસ ધરાવતા આવ્યા છે. જો કે જેમ જેમ લોકો જાગૃત થતા જાય છે તેમ તેમ તેમનો વિશ્વાસ ઓછો થતો જાય છે. તેમ છતાં આવી માન્યતાઓમાં તેમનો વિશ્વાસ ઘણો છે એમ એકંદરે કહેવું અતિશયોક્તિપૂર્ણ ન કહી શકાય.

કોઇ માણસને હીસ્ટીરીયા થાય, ફીણ આવે અથવા વારંવાર બેભાન થાય ત્યારે તેને ભૂત કે કાંઇ વળગ્યું છે એમ માને છે અને તેના નિવારણ અર્થે ભૂવા બોલાવવામાં આવે છે. સૌ ભેગા થાય છે. બેભાન થયેલા માણસને બેસાડી એક માણસ તેને સખત રીતે પકડી રાખી તેને હાલવાચાલવા દેતો નથી અને ત્યાં બે ભૂવા ખુબ ધૂણે છે અને ધૂણુતા ધૂણુતા જમીન પર પોતાના હાથના જોરથી થાપા મારે છે. અને બેભાન થયેલ માણસને પૂછે છે "તું કોણુ છે? કયાંથી આવ્યો છે? શું લેવા આવ્યો છે?" ત્યાર બાદ બેભાન માણસ થોડી શુદ્ધિમાં આવ્યા બાદ આડાઅવળા જવાબ આપે છે. કેમ જાણે કે તેના શરીરમાંથી ભૂત બોલતું હોય તેમ જબાવ આપે છે જેમકે, 'મારી જગ્યાએ કેમ ચાલ્યા, કેમ આવ્યા, હું તને હવે તો લઇ જ જઇશ," અથવા આવા પ્રકારનો બીજો કાંઇક જવાબ આપે છે. જેમ જેમ તે બીજા આડા અવળા જવાબ આપે છે તેમ તેમ ભુવા વધારે ધૂણે છે. અને તેલવાળા સળગતાં કાકડા ભુવા પોતાના મોઢામાં નાખે છે અને પાછા બહાર કાઢે છે. વળી તેમને ઇજા પહોંચતી નથી કે દાઝતા નથી તેનું કારણ માતાજીના બળનું છે. એમ માનવામાં છે.

ભૂવાઓ આમ સળગતા કાકડા પોતાના મોઢામાં નાખ્યા કરે છે ઉપરાંત બેભાન માણસ આગળ લોબાનની ધૂણી કરે છે તેમજ ક્યારેક મરચાં પણ નાખે છે. પછી બેભાન થયેલ માણસ બોલવા માંડે છે. "હું હવે જાઉં છું. જાઉં છું." એટલે લોકો માને છે કે હવે ભુત જવાનું કહે છે. અટલે ભુવો પોતાના હાથમાં નાળિયેર લે છે અને મંત્ર ગણગણે છે. તેથી એમ મનાય છે કે મંત્રના બળ વડે ભુવાએ ભુતને નાળિયેરમાં ઉતાર્યું. અને બેભાન માણસના શરીરમાંથી બહાર નીકળી ગયું. ત્યાર પછી ધૂણવા આવેલા ભુવા વગેરે ધૂણી અને તે નાળિયેરને ખેતરમાં કે જંગલમાં જઈ દાટે છે. એટલે ભુતને દાટી દેવામાં આવ્યું છે. અને તે હવે બહાર નહીં નીકળે. આ વિધિ પત્યા બાદ જો બેભાન માણસ શુદ્ધિમાં આવી જાય અને તેને ફરી કાંઇ ન થાય તો માને છે કે ભૂત હવે ગયું. પણ જો ફરી તેને કાંઈક થાય તો બીજા મોટા ભુવાઓ બોલાવી ફરી ભુવા ધૂણાવવામાં આવે છે. આ રીતે વળગાડ છોડાવવા માટે વિધિ થાય છે.

## અન્ય ધાર્મિક વિધિઓ

**માતાજીના જુવારા :** આ એક પ્રકારની માતાજીની માનતા જ છે. સામાન્ય રીતે તો કોઈની માંદગીને કારણે અથવા છોકરાં છૈયાં ન થતા હોય યા બીજા કોઇ કારણે માનતા રાખી હોય તો તે સફળ થયે આ વિધિ કરવામાં આવે છે.

જેને ત્યાંથી માતાજીને દશેરાના દિવસે જુવારા આપવાના હોય તે નોરતા (નવરાત્રી) બેસે તેના આગલા દિવસે એક નવો સૂંડલો અને એક માટીનો નવો ઘડો અને એક નાળિયેર ખરીદી નોરતાના પ્રથમ દિવસે, પોતાને ત્યાંના માતાના સ્થાનકે લાવે છે. પ્રથમ સૂંડલામાં ખેતરમાંથી કાળી માટી લાવી માતાના 'મઢે' મૂકે છે. તેની વચ્ચોવચ પાણી ભરેલો કોરો ઘડો મૂકી તેની ઉપર નાળિયેર મૂકે છે. સૂંડલાની અંદરની માટીમાં લગભગ સવાશેર ઘઉંના દાણા વેરે છે. અને તેને નવ દિવસ સુધી નિયમિત પાણી

પાય છે. તેમજ ત્યાં ધૂપ વગેરે પણ કરે છે. અને દશેરાના દિવસે તે ઘણી સારી રીતે ઉગી નીકળે છે. તેને 'જવારા' કહે છે.

દશેરાના દિવસે સૌ નવા નવા લુગડાં પહેરી ત્યાં ભેગા થાય છે. ત્યાં પ્રથમ ભુવો ધૂણે છે. ત્યારબાદ કુંવારીકાને માથે જવારાનો સૂંડલો મૂકવામાં આવે છે. પછી ઢોલ-નગારા ડાકલાં વગેરે વગાડતાં વગાડતાં સૌ નદી તરફ જાય છે. રસ્તામાં ભૂવા વગેરે ખૂબ ધૂણતાં ધૂણતાં જાય છે. અને રસ્તામાં કેટલીકવાર ભીંડીનું જાડું હંટર જેવું દોરડું લઇ ધૂણતાં ધૂણતાં ભુવાની કમ્મરમાં ત્રણ ત્રણ વાર મારતા જાય છે. આ સમયે તેનો અવાજ થાય છે. આ પ્રકારના માર મારવાને 'તરાડો મારવી' કહે છે. વળી થોડે થોડે સમયે ધૂણતા ભૂવાઓ પોતાની પીઠ પર પોતાના હાથે લોખંડની સાંકળો પછાડતા જાય છે. પછી તેને 'ખમા', 'ખમા' કહેવામાં આવે છે. ત્યારે તે ધૂણતો ધૂણતો કહે છે કે 'હું ચામુંડ છુ" અથવા જે તેની કુળ દેવી હોય તેનુ નામ લે છે. આમ આખા રસ્તે ચાલ્યા જ કરે છે. જ્યારે ચાર શેરીનો ચોક આવે છે ત્યારે ચોકમાં સૌ ઉભા રહે છે. ત્યાં ચપ્પુથી બે-ત્રણ ફૂટનું કુંડાળું દોરી તેની ચાર દિશાને લીંબુની ચાર ફાડો મૂકે છે. પછી ભૂવો ધૂણતો ધૂણતો કુંડાના ઉપર સૂવે છે અને સૂતા સૂતા તે ધૂણે છે અને ગોળ કુંડાળાનાં પરિઘ ઉપર ગોઠવેલ લીંબુની ફાડ ધૂણતા ધૂણતા ઊંધા વળી વારાફરતી ચારે ફાડ મોઢાથી ઉપાડી ખાઇ જાય છે. આ વિધિને 'સાસર દેવાનો' વિધિ કહેવામાં આવે છે અથવા માતાજીનું સાસર દીધું એમ ગણાય છે. "ચારે લીંબુ ખાઇ ગયો તો પણ તેની જીભ ખાટી ન થઇ એટલું એ ભુવાનું સત છે" એમ મનાય છે. કેટલાક તેને માતાજીની બંદગી કહે છે.

આ વિધિ પત્યા પછી સૌ આગળ વધે છે અને નદી આવતા સૌ ઊભા રહે છે તથા નદી અને જુવારાના સૂંડલાની આડે ભૂવો ઊભો રહે છે. આ સમયે જોરશોરથી ડાકલાં, ઢોલ વગેરે વગાડવામાં આવે છે. ભુવો ખૂબ ધૂણે છે. બાજુમાં ધૂપ કરવામાં આવે છે.

[૪૧૧]

પછી ભુવો પોતાની જીભ બહાર કાઢે છે અને ચપ્પુ વડે પોતાની જીભ ઉપર કાપ મૂકી લોહી કાઢે છે. આ લોહીનાં ટીપાં ધૂપ ઉપર પડવા દે છે. તેનો ધુમાડો નીકળે છે. એટલે કે માતાજીને પોતાની જીભના લોહીનો ભોગ આપ્યો એમ મનાય છે. આ વિધિ પત્યા પછી જવારાના સૂંડલાને પાણીમાં પધરાવવામાં આવે છે. તે સૂંડલો નદીના પાણીમાં તરતો તરતો જાય છે. કોઇ એકાદ માણુસ તે સમયે નદીમાં પડી તે સૂંડલામાંના છૂટા થયેલા જુવારા મુઠીમાં લઇ આવી તેમાંથી એકેક બબ્બે છોડવા સૌને આપે છે. આ જુવારા લઇ સૌ પોતપોતાને ત્યાં માતાજીના સ્થાનકે મૂકી પગે લાગે છે.

જેને ત્યાંથી આ જુવારા કાઢવામાં આવ્યા હોય છે તેને ત્યાં આગલા દિવસે જમણુ કરવામાં આવ્યું હોય છે. તે પ્રસંગે સગાંસંબંધીઓને નોતર્યાં હોય છે. આ જુવારા બનાવવા પાછળ વિવાહ જેવી ધામધૂમ કરી ઘણો ખર્ચ કરવામાં આવે છે. સામાન્ય રીતે લગભગ બસોથી ત્રણુસો રૂપિયા ખર્ચ થાય છે જ.

**ચતુર્જ્યોત** : આ શબ્દનો અપભ્રંશ થયો લાગે છે. તેને છતર જોય, કે છતર જોત, વગેરે કહે છે. આ ક્રિયામાં ચાર જ્યોત વાળો દિવો પ્રગટાવવામાં આવે છે એટલે તેને ચતુર્જ્યોત કહેવામાં આવે છે.

સામાન્ય રીતે બાર મહિને એકાદવાર ભગવાનનો પાટ બેસાડવાનો કેટલાક લોકો નિયમ રાખે છે. તે ઘણું કરીને અષાડી બીજે અથવા બીજા કોઇ અનુકૂળ માસની બીજના દિવસે અથવા અગિયારસે ગોઠવવામાં આવે છે. આ સમયે સગાસબંધીઓ તથા સ્નેહીજનો ને દીકરીઓ વગેરેને અગાઉથી બોલાવવામાં આવે છે. તેમજ તે દિવસે એક જમણુ કરવામાં આવે છે. અને ધામધૂમથી આ ધાર્મિક વિધિ કરવામાં આવે છે. ત્યાં સૌ ભેગા થાય છે. જ્યાં પાઠ બેસાડવાનો હોય છે તે જગ્યા પ્રથમ ગાયનાં છાણથી લીપી તેમાં ચોકો પૂરે છે. તે ઉપર બાજોઠ ગોઠવી સફેદ સવાવાર કપડું બિછાવવામાં આવે છે. તે ઉપર ચોખાનાં નવખંડ બનાવી, તેમાં કંકુ પૂરી, તે દરેકમાં એકેક પૈસા તથા એકેક સોપારી, એમ નવ પૈસા અને નવ સોપારી, મૂકવામાં

આવે છે. તે ઉપરાંત તજ, એલચી, વરીયાળી તથા બે નાળિયેર વગેરે પણ રાખવામાં આવે છે.

આ રીતે ગોઠવાયા પછી પાટ બેસાડનાર ધણી તે ઉપર પોતાના બે હાથનો ખાલી ખોબો ધરે છે. આ ખોબા ઉપર બીજો માણસ લગભગ સવા શેર ચોખાની ધાર કરે છે. કે જે ખોબામાં થઇને પાટ પર પડે છે. ત્યાં તેનો ઢગલો થાય છે. આ ઢગલી ઉપર માટીનું એક મોટું કોડિયું (શકોરું) ગોઠવી તેમાં ચાર દિશાએ ચાર જ્યોત પ્રગટાવવામાં આવે છે. આ જ્યોત પ્રગટયા પછી બધા ભજન કીર્તન કરે છે. અને પગે લાગે છે. આ રીતે ભગવાનનો પાઠ પૂરો થાય છે

આ સમયે બોલાવવામાં આવેલ દીકરીઓને, બહેનોને તેમજ ફઈ વગેરેને ઓઢામણાં કરવામાં આવે છે. જમાઇ આવ્યો હોય તો તેને પાઘડી લઈ દેવામાં આવે છે. ભંગી સાધુઓને ધોતીયું અપાય છે. અથવા બબ્બે પાંચ પાંચ રૂપીયા આપે છે. અને આખી રાત ભજનનો કાર્યક્રમ ચાલે છે. આ પાઠ બેસાડવામાં લગભગ દોઢસોથી અઢીસો રૂપીયા ખર્ચ થાય છે.

**નૈવેદ્ય :** સામાન્ય રીતે દર વર્ષે માતાને નૈવેદ્ય તો ધરે જ છે. તેઓ નોરતામાં આઠમને દિવસે સાંજે પોતાને ત્યાંના માતાજીના સ્થનાકે આ નૈવેદ્યનો વિધિ કરે છે. ઘણું કરીને માતાજીને સવાશેર ઘી, સવાશેર કે પાંચશેર ગોળ અને એક બે નાળીયેર ધરે છે. જો આ નૈવેદ્ય ન કરવામાં આવે તો તે ભવિષ્યમાં કોઇને કોઇ રીતે નડે છે. અને એ દ્વારા માતાજી આવીને નૈવેદ્ય કરવાનું કહેવડાવે છે, એમ તેઓ માને છે.

આ કોમમાં ઘણાખરા રામાનંદ, કબીર, નાનક, નરસિંહ વગેરે અનેક જુદા જુદા પંથમાં માનતાં હોય છે.

આ પંથો ધાર્મિક માન્યતા અને વિચારની મર્યાદા સુધીજ એક બીજાથી અલગ હોય છે.

તેની અસર તેમની અંદરો અંદરના રોટીબેટી વ્યવહારમાં પડી જણાતી નથી. એક બીજા પંથના લોકો એકબીજાથી પોતાનો પંથ ઊંચો છે એવું માને છે. પરન્તુ બીજી તરફ ભંગી કોમ તરીકે એક બીજામાં ભેદ રાખતા નથી. તેઓ સાથે રહે છે. તેમજ રોટીબેટી વ્યવહાર પણ કરે છે. આમ બીજી રીતે હજુ સુધી અલગતા કે વાડો નિર્માણ થયો નથી એ એક સારી વાત છે. વળી દરેક ભંગી કોઈ એક પંથનો હોવો જોઇએ એવું પણ નથી. કેટલાક નાનક પંથમાં વિશ્વાસ ધરાવે છે. તેમની સંખ્યા બહુ નાની છે. કેટલાંક ગુરુ રામાનંદને માને છે જ્યારે કેટલાક કબીર પંથમાં વિશ્વાસ ધરાવે છે તેની સંખ્યા નાનક પંથીઓ કરતાં વધુ છે. પરન્તુ તેથી વધુ સંખ્યા એ પંથોમાં ન ભળ્યા હોય એવા લોકોની છે. બધા ભંગીઓ રામ, વાલ્મિકી ઋષિ વગેરેને પણ પૂજે છે. આ ઉપરાંત કેટલાક વામ માર્ગમાં પણ ભળેલા હોય છે.

આ પંથીઓના મંદિરો જુદા જુદા હોય છે. જો કે તેમના મંદિરોમાં રામની તો મૂર્તિ હોય છે. તે સિવાય તેમના મુખ્ય ધર્મ ગુરુઓની છબીઓ હોય છે જેમકે નાનક યા કબીરજી રામાનંદ વગેરે.

તેઓના મંદિરના પૂજારીઓ તેમના ગુરુ મનાય છે. તેઓ વંશપરંપરાગતથી વારસો સંભાળતા આવે છે. પરંતુ તેઓ અન્ય ભંગીઓથી અલગ હોતા નથી. બધા જાતના અંદરોઅંદરના વ્યવહાર એક રૂપે સાચવે છે તેમજ સુધરાઇ વગેરેની નોકરી કરતા હોય છે. સામાન્ય રીતે આ પૂજારીઓ યા ધર્મગુરુઓ મંદિરની સાચવણી પણ કરે છે. તેઓ મોટી માળાઓ પહેરે છે તેમજ પૂજાપાઠ કરે છે તથા તેમના પંથનો પ્રચાર કરે છે અને લોકોને તેમનો ધર્મ સમજાવે છે તેમજ તેમનાં ધાર્મિક પુસ્તકોમાંથી બોધપાઠો વાંચી સંભળાવે છે. લોકો તેમને માનથી જુએ છે અને તેમની રીત અને કક્ષા પ્રમાણે તેમનો માનમરતબો સાચવે છે.

ભાવનગર બાજુ મુખ્યત્વે રામાનંદને માનનારા વિશેષ નજરે પડે છે

[૪૧૪]

જ્યારે મધ્ય સૌરાષ્ટ્ર તરફ કબીર પંથમાં વિશ્વાસ ધરાવનારા વધુ નજરે પડે છે.

કબીર પંથના લોકો મુખ્યત્વે તેમના બાળકોનો તેમના ધર્મ ગુરુઓ પાસે કાન ફૂંકાવવાનો વિધિ કરાવે છે. આ વિધિથી ધર્મ ગુરુ બાળકના કાનમાં ફૂંક મારે છે અને મંત્ર બોલે છે અને બાળકને પાણી પાઇ હાથ ફેરવી સુખી થવાનો આશિર્વાદ આપે છે. આથી મનાય છે કે બાળક હવે ગુરુ વગરનું નથી. તે હવે ગુરુનો શિષ્ય થઇ ગયો. ગુરુ વગરનું કોઇ ન રહેવું જોઇએ. આ વિધિ માટે ધર્મ ગુરુઓને ગામડાંઓમાં પણ બોલાવવામાં આવે છે તેઓ ત્યાં જાય છે. અને તે સમયે આજુબાજુના ભંગી પણ આવી ગુરુ પાસે પોતાના બાળકના કાન ફૂંકાવે છે. આ કાન ફૂંકવા બદલ ગુરુને સૌ પોતાની શક્તિ અનુસાર દક્ષિણા આપે છે. કોઇ સવા રૂપીયો આપે છે તો કોઇ પાંચ રૂપીયા પણ આપે છે. સારા કુટુંબવાળાઓ ગુરુને ધોતીયું પણ આપે છે.

બીજી ખાસ ધ્યાન ખેંચે એવી વસ્તુ એ છે કે આ કોમ સવર્ણ સમાજમાં અસ્પૃશ્ય મનાતી હોવા છતાં સવર્ણ કોમમાં લગ્ન પ્રસંગે મોટે ભાગે આ લોકો જ ગામડાંઓમાં ઢોલી તરીકે કામ કરતા હોય છે તેમજ શરૂઆતમાં તેમના ઢોલને કંકુ વગેરેથી વિના સંકોચે સહર્ષથી (સવર્ણ સમાજ તરફથી) વધાવવામાં આવે છે. તે પ્રસંગે અસ્પૃશ્યતા રહેતી નથી. આ વસ્તુ ખાસ ધ્યાન ખેંચે એવી છે.

ઉપર મુજબ ભંગી કોમનું સાંસ્કૃતિક, ધાર્મિક, આર્થિક તથા દૈનિક જીવન છે. ઉપર જોઇ ગયેલા કેટલાક રીતરિવાજોમાંની કેટલીક વસ્તુઓની આ પ્રકરણમાં વધુ વિગતથી રજુઆત કરેલી છે. તેમાં આ કોમની ટીકા-નિંદા કર્યાનો ભાસ થાય છે પરન્તું તે પાછળ એવો કોઇ આશય નથી પરન્તુ ભવિષ્યમાં સંસ્કૃતિના અભ્યાસકોને સમાજપરિવર્તન (Social change) અંગે કેટલીક વસ્તુઓના સરખામણી કરવાની સુગમતા પડે એ વસ્તુને લક્ષમાં રાખી સાંસ્કૃતિક વસ્તુઓનો ખ્યાલ આપવાનો પ્રયત્ન કર્યો છે. જો કે સૌરાષ્ટ્રમાં વસતા બધા જ ભંગીઓ ઉપર મુજબના રીતરિવાજોમાં સંડોવાયેલા નથી. કેટલોક જાગૃત વર્ગ તો ગંદકી, અજ્ઞાનતા, અસભ્યતા વગેરેથી મુક્ત છે.

# થો.....રી

આ કોમ કેટલીક જગ્યાએ તો સાવરણીવાળા જોગી રાવળના નામે ઓળખાય છે. પરંતુ ખાસ કરીને ઝાલાવાડ વિભાગમાં તેઓ થોરીના નામે ઓળખાય છે. તેઓ પચિ-સાતના જૂથમાં ગામડા યા શહેરના છેવાડાના એકાદ ખૂણે છૂટાં છૂટાં કાચાં ઝૂંપડાં બાંધી સ્થાયી વસે છે. તેઓનો મુખ્ય ધંધો ખજૂરીની સાવરણી બનાવવાનો તથા 'પાણ'માંથી ઇંઢોણી બનાવવાનો છે. આ ઉપરાંત તેઓ ખેતીની મોસમમાં દહાડિયા મજૂરી કરે છે. પોતાનો માલસામાન લઇ જવા માટે તેઓ એકચાર ગધેડાં પણ રાખે છે. ગામમાં યા નજીકના સ્થળે સડક, મકાન યા બંધ બંધાતા હોય તો ત્યાં આ ગધેડાં ઉપર પાસેની નદીએથી રેતી લઇ જવાનું પણ કામ કરે છે.

તેઓની વસ્તી બહુ જૂજ છે અને તેઓના ગણ્યાંગાંઠ્યાં ઘરો વઢ-વાણ, લીમડી, રાણપર, જુનાગઢ, જામનગર, રાજકોટ, ગોંડલ વગેરે સ્થળે જોવા મળે છે.

આ લોકોના મૂળ વંશની ખાસ માહિતી મળતી નથી પરન્તુ તેઓમાં ગોહેલ, પરમાર, ચૌહાણ, ડાંગર વગેરે જાતની શાખ જોવા મળે છે. તથા જીવાભાઇ, ઊંકાભાઇ, માવજીભાઇ વગેરે જાતના પુરુષવર્ગમાં નામ પાડવામા આવે છે.

હાલમાં પુરુષોનો મુખ્ય પોષાક, ધોતિયું યા ચોરણી, પહેરણ અને પાઘડી છે. પરન્તુ પહેલાં તેઓ જૂનો ઓરવાળો ચોરણો, જુનાગઢી કેડિયું, અને માથે ભરવાડોના જેવી ડબલ પાઘડી વગેરે પહેરતા આ ઉપરાંત કાનમાં ભૂટીયાં, કમરે કંદોરા તથા પગમાં બેડી યા કડાં વારતહેવારે યા શુભ પ્રસંગે પહેરે છે.



અસ્પૃશ્યો પણ જેને અસ્પૃશ્ય ગણે છે તે થોરી કોમની ઇંઢોણી ગૂંથતી વૃદ્ધા



ઉપાર્જનના કામે લાગેલ થોરી કુટુંબ

સ્ત્રીઓના પોષકમાં ખાસ ફેરફાર થયો નથી. કુંવારી તેમજ નવ-પરણિત સ્ત્રીઓ રંગીન ઓઢણાં, પોલકાં અને લાલ રંગના ઘેરદાર ઘાઘરાં પહેરે છે. પરન્તુ એક બે વાર આણું વળાવ્યા પછી તેમજ વૃદ્ધ સ્ત્રીઓ ભરવાડ જેવી લાલ રંગની સુતરાઉ જીમી, કૈપાળું અને કાળું યા લાલ ઓઢણું પહેરે છે.

સ્ત્રીઓ નાકે કયારેક ચૂક પહેરે છે. આ ઉપરાંત ગળામાં હાંસડી, કાનમાં ઠોળિયાં પગમાં તોડા વગેરે પહેરે છે. જુવાન સ્ત્રીઓ હાથમાં બલોયાં પહેરે છે.

આ કોમની ભાષા તો ગુજરાતી જ છે. અને ગામઠી ઢબે બોલે છે.

અન્ય કોઇ ખાસ કળાકારીગરી વિકસેલી જોવાંમાં આવતી નથી. પરન્તુ તેઓની બનાવેલી ઇંઢોણી તેમજ સાવરણી મજબૂત અને ટકાઉ હોય છે વળી તેઓ આ ઉદ્યોગ પરંપરાંથી શીખતા આવ્યા હોવાથી તેઓ ઝપાટાભેર સાવરણીઓ તથા ઇંઢોણીઓ બનાવી શકે છે.

આ કોમમાં શિક્ષણનું પ્રમાણ નહીવત જ છે અને તેનું મૂળ કારણ ગરીબી, કામકાજનો બોજો તેમજ અજ્ઞાનતા છે.

અન્ય હિંદુ કોમોની જેમ તેઓ પણ દરેક વારતહેવાર ઉજવે છે. પરન્તુ ગરીબીના કારણે તેમના તહેવારોની ઉજવણી બહુ ખર્ચાળ હોતી નથી. નોરતાની આઠમના રોજ પોતાની કુળ દેવીને લાપસીનો નૈવેદ્ય ધરે છે.

**સામાજિક રીતરિવાજો અને ક્રિયાઓ :** સ્ત્રીઓમાં માસિક ધર્મ દરમ્યાન ખાસ નિયમો પાળવામાં આવતા નથી જો કે આ દિવસો દરમ્યાન સ્ત્રીઓ માતાના મઢ નજીક જતી નથી. તેમજ કેટલાંક કુટુંબોમાં સ્ત્રીઓ ચૂલે અડતી નથી.

આ કોમમાં જન્મ, મરણ, લગ્ન વગેરે દરેક પ્રસંગોએ હિંદુ કોમોની જેમ જ બધી વિધિઓ કરવામાં આવે છે. પરન્તુ ગરીબીના કારણે તેમજ

અમુક પ્રકારની પરિસ્થિતિને કારણે પોતાની અનુકૂળતા મુજબ તેઓ ખર્ચ તેમજ ક્રિયાઓ કરે છે. સ્ત્રીને ગર્ભ રહ્યા પછી પાંચમે યા સાતમે માસે ખોળો ભરવામાં આવે છે. તેમાં થોડી વિધિ કરવામાં આવે છે. કન્યાના માવતરપક્ષ તરફથી કન્યાને એકાદ જોડ કપડાં આપવામાં આવે છે. આ સમયે લગભગ કુલ પચાસેક રૂપીઆનો ખર્ચ થાય છે.

પ્રથમ સુવાવડ બને ત્યાં સુધી પિયરમાં કરવામાં આવે છે. પ્રસુતિ-વેળાએ સુયાણીની સગવડતા હોય તો તેનો આશરો લેવામાં આવે છે. નહીં તો ઘરની વડીલ સ્ત્રીઓ બધું પતાવી લે છે.

બાળકના જન્મ પછી છઠ્ઠે દિવસે છઠ્ઠી ઉજવવામાં આવે છે.

આ કોમમાં બાળલગ્ન કે :બાળસગપણો કરવામાં આવતા નથી. કન્યા પુખ્ત ઉંમરની થાય ત્યારે જ સગાઇ કરવામાં આવે છે. અને પછી એકાદ બે વર્ષે અનુકૂળતાએ લગ્ન કરવામાં આવે છે.

વિધવાબાઇને ફરજિયાત વૈધવ્ય પાળવાનું હોતું નથી. તેમજ તેની મરજી હોય તો જ દેરવટું કરી શકે છે. બાઇના આગલા ઘરના સંતાન ઉપર તેના મૂળ વાલી વારસોનો અધિકાર ગણાય છે.

પતિપત્નિ વચ્ચે અણબનાવના ખાસ બનાવો બનતા નથી. છતાં આવા પ્રસંગો દરમ્યાન છૂટાછેડા કરવાની છૂટ હોય છે.

કોઇની કુંવારી કન્યા યા પરણિત સ્ત્રી ઉપાડી જવાની પ્રથા નથી એવા પ્રસંગો ખાસ બનતા નથી.

બને ત્યાં સુધી સગાઇ તો ફઇ મામાના દિકરાદિકરીઓ વચ્ચે જ કરવાનો આગ્રહ રાખવામાં આવે છે. અને ન મળે તો જ બહાર બીજે સગાઇ કરવામાં આવે છે. વરકન્યાની પસંદગી માબાપ જ કરે છે. વરકન્યાને તેમાં છૂટ આપવામાં આવતી નથી. એક જ ગોત્રમાં સગાઇ સંબંધ જોડવામાં આવતો નથી. સગાઇ પ્રસંગે વરપક્ષવાળા કન્યાપક્ષને ત્યાં જાય છે. સૌની

રૂખદમાં રૂપીઆ સાઠ રોકડા અને કન્યા માટે ત્રણ જોડ કપડાં આપે છે. અને સૌને ગોળધાણા વહેંચવામાં આવે છે.

અનુકૂળતાએ લગ્નતિથિ નક્કી કરવામાં આવે છે. બન્ને પક્ષને ત્યાં લગ્નની પૂર્વ તૈયારીઓ થાય છે. માણેક સ્થંભ રોપાય છે. માંડવો નંખાય છે. તથા ગણેશની સ્થાપના અને પૂજા કરવામાં આવે છે. રાત્રે પ્રાસંગિક ગીતો ગાવામાં આવે છે. જાન ગામમાં આવ્યા પછી વાજતે ગાજતે સામૈયાં કરવામાં આવે છે. તથા અનુકૂળતાએ માયરા તેમજ પરણેતરની વિધિ કરવામાં આવે છે. આ પ્રસંગે ગામનો ગમે તે બ્રાહ્મણ લગ્નવિધિ કરાવે છે. તે કોઇ હરિજનનો યા પોતાનો અલગ બ્રાહ્મણ હોતો નથી.

પરણેતરની ક્રિયા પછી માંડવા નીચે વરપક્ષ તરફથી કન્યાપક્ષને સો રૂપીઆ રોકડાં દેજ પેટે આપવામાં આવે છે. અને , તેમાંથી કન્યાપક્ષવાળાં લગ્નનો બધો ખર્ચ કરે છે. આ સિવાય કન્યાને આણું વળાવતી સમયે દોઢસો રૂપીઆના ઘરેણાં, વસ્ત્રો વગેરે આપવું પડે છે. આમ લગભગ કન્યા પાછળ એકંદરે બસોથી અઢીસોનો ખર્ચ થાય છે. જ્યારે વરપક્ષને ત્રણસોથી ચારસો રૂપીઆ ખર્ચ થાય છે. થોડાં ઘણાં તેઓમા શ્રીમંત ગણાતાં કુટુંબોમાં હજાર સુધી પણ ખર્ચ કરવામાં આવે છે.

**મૃત્યુ :** આ કોમમાં મૃતદેહને દાટવામાં આવે છે. પરન્તુ દાટતી સમયે મૃતદેહના જમણા પગના અંગૂઠે થોડી આગ અડાડવામાં આવે છે.

ત્રીજે દિવસે ખાંધીઆઓની ખાંધ ધોવડાવવામાં આવે છે. આ દિવસે લાપસી વગેરે રાંધવામાં આવે છે. મરનાર જો વૃદ્ધ હોય તો તેનું બારમું કરવામાં આવે છે. જો શક્તિ હોય તો મૃત્યુ પછી બારમે જ દિવસે કરવામાં આવે છે. નહીં તો અનુકૂળતાએ દોઢ બે વર્ષ પછી પણ કરવામાં આવે છે. આ બારમું કરવું જ જોઇએ એવો આગ્રહ રાખવામાં આવે છે. તેમાં સૌને જમાડવામાં આવે છે અને લગભગ બસોથી ત્રણસોનો તે પાછળ ખર્ચ કરવામાં આવે છે.

**ધાર્મિક માન્યતાઓ અને વિશ્વાસ :** આ લોકો ધર્મે હિંદુ છે અને મૂર્તિપૂજામાં તથા દેવદેવીઓમાં વિશ્વાસ ધરાવે છે. તેઓના અલગ દેવ-દેવાલયો નથી; પણ પોતાના વાસમાં યા ઝૂંપડામાં તેમની કુળદેવીનો મઢ હોય છે. મઢને તેઓ એક પોટલામાં વ્યવસ્થિત રીતે બાંધી ઊંચે લટકતો રાખે છે અને પ્રસંગોપાત જ્યારે નૈવેદ્ય ધરવાનાં હોય ત્યારે તેને નીચે ઉતારવામાં આવે છે.

તેઓ મુખ્યત્વે શક્તિદેવીને પૂજે છે. તેને 'સકત' અથવા 'ચગત' માતા કહે છે. આ બન્ને શબ્દો 'શક્તિ' શબ્દના અપભ્રંશ છે. આ સિવાય તેઓ સિધોઇ માતાને પણ માને છે. આ માતાના અલગ ભૂવા હોય છે. તેઓ નોરતામાં ખૂબ ધૂણે છે. વળી માંદગી વખતે આ ભૂવા દાણા જોઇ આપે છે તે અનુસાર બાધા-માનતા રાખવામાં આવે છે અને સફળતા મળે ત્યારે બાધા પૂરી કરવામાં આવે છે યા માતાને લાપસીનો નૈવેદ્ય ધરવામાં આવે છે. પશુભોગ ધરવામાં આવતો નથી.

આ લોકો સુરાપૂરાને પણ માને છે. પોતાના બાપદાદામાં જે કોઇ વીર થઇ ગયું હોય તેને માને છે તથા તેને પ્રસંગોપાત નૈવેદ્ય ધરે છે.

**દૈનિક જીવન :** સવારથી તો સાંજ સુધી તેમનું દૈનિક જીવન સાવરણી બનાવવાની તથા ઇંઢોણી ગુંથવાની ક્રિયાઓની પાછળ ગુંથાએલું રહે છે. નાનામોટાં સૌ કોઇ આ જ કામકામજમાં વળગે છે. જો ઇંઢોણી વણવાની 'પાણ' ખલાસ થઇ ગઇ હોય તો નજીકના તળાવોમાં જ્યાં ઉગી હોય ત્યાં વાઢવા જાય છે અને તે વાઢી પોતાના ગધેડા ઉપર લાદી ઉપાડી લાવે છે અને ગધેડા ઉપર રેત વહવાની મજૂરી રાખી હોય તો સવારથી સાંજ સુધી પોતાના ગધેડા ઉપર નદીએથી રેતી ભરી જઇ જ્યાં પહોંચાડ-વાની હોય ત્યાં પહોંચાડે છે.

સાવરણી તેમજ ઇંઢોણી વેચવાનું કામ સામાન્ય રીતે સ્ત્રીઓ જ કરે છે. ઇંઢોણી તેમજ સાવરણીઓ તૈયાર થઇ ગયા પછી શહેરમાં કોઇક

વેપારીને ત્યાં વેચી રોકડા નાણાં લાવે છે અથવા ક્યારેક આજુબાજુના ગામડાંઓમાં પણ વેચવા જાય છે. મોટા વેચાણ વખતે પુરૂષો જાય છે.

તળાવમાંથી 'પાણ' વાઢવા તથા દર બબ્બે-ત્રણ-ત્રણ માસે જ્યારે સાવરણી વણવા માટેની 'ખજૂરી' ખલાસ થાય ત્યારે મહુવા, આણંદપુર, ભાડલા, ખીજડીયા વગેરે સ્થળે પુરુષો જાય છે અને પાંચ-છ મણ ખજૂરીનો જથ્થો ખરીદી લાવે છે. કેટલીકવાર જતાઆવતા કોઇકની સાથે મંગાવી પણ લે છે.

આ સિવાય વાસીદા વાળવાની સાવરણીઓ પણ આ લોકો બનાવે છે અને તે માટે દિવાળી પછીના દિવસોમાં ધ્રાંગધ્રા, મૂળી વગેરે બાજુના પ્રદેશોમાંથી 'લાંપડુ'' નામનું ઘાસ વાઢી લાવે છે આ બધાં કાર્યો પુરુષો કરે છે. કેટલીકવાર સ્ત્રીઓ પણ તેમની સાથે જાય છે. માલ લાવવા ગધેડાં લઇ જાય છે તેમજ જમવા માટે અઠવાડિયાનું ભાથું સાથે બાંધીને લઇ જાય છે. આ તેમનો ધંધો છે અને તેની આજુબાજુ તેઓનું જીવન વણાએલું છે.

તેઓ પાંચ-સાતના જૂથમાં થોડા છૂટાં છૂટાં ઝૂપડાં એક જગ્યાએ લગભગ ગામ બહાર બાંધી વસે છે. તેઓના નાના ઝૂંપડા અને એકાદ ઓરડાંના હોય છે. તેમાં અર્ધો આડેશ જેવું કરી બે ઓરડાં જેવું પણ રાખવામાં આવે છે. ઝૂપડાંની ભીંતો તો માટીની યા તો કપાસની સૂકી સાંઠીની હોય છે. અને છાપરાં તો તળાવમાં થતાં 'ડીલો' નામના ઘાસથી ઢાંકવામાં આવેલા હોય છે. ત્યાં તેઓ વસે છે

ઘરમાં ખાસ રાચરચિલું હોતું નથી. ચારે ખૂણાં સરખાં હોય છે, ઉપર છતમાંની વળીઓમાં ક્યાંક ફાટલાં તૂટલાં કપડાંના ગાભા લટકતા હોય છે. ઘરમાં એકાદ ખાટલો હોય છે. તે પર ગોદડાના એકાદ બે ગાભા પડયા હોય છે.

વાસણો પણ બહુ જ થોડા હોય છે. કાંસાના બે ત્રણ છાલીયા અને થાળી, એકાદ બે લોટા હોય છે. એકાદ પિત્તળનું યા એલ્યુમિનિયમનું તપેલું

[૪૨૧]

હોય છે. આ સિવાય રાંધવા માટે માટીના બે ચાર વાસણો હોય છે. પાણી ભરવા માટે બે ત્રણ માટલા હોય છે. રાંધવા માટે બે ત્રણ ઇંટ યા પથ્થર ગોઠવેલો કાચો ચૂલો હોય છે.

ઇંઢોણી તેમજ સાવરણી વણવા માટે તેઓ ફળીયામાં બેસે છે.

આ લોકોનો મુખ્ય ખોરાક જુવાર બાજરાનો રોટલો છે. તે સાથે ચણા વગેરેની દાળ યા કોઇ શાક અને તે ન હોય તો રોટલા સાથે મરચું, કાંદા, ગોળ વગેરે ખાય છે. વારતહેવારે ચૂરમું ખાય છે. દૂધ ઘીનું પ્રમાણ નહીંવત છે. જમતી સમયે સૌ અલગ બેસી જમે છે. એકજ થાળીમાં બધા સાથે બેસતા નથી. કેટલીકવાર બધાના રોટલા વચ્ચે એક જ થાળીમાં રાખે છે. અને શાક દાળ અલગ અલગ વાસણમાં રાખી જમે છે. બને ત્યાં સુધી જમણા હાથે જમવાનો આગ્રહ રાખવામાં આવે છે. આ કોમમાં માંસાહાર કરવામાં આવતો નથી.

દેશની બીજી આગળ વધેલી પ્રજાઓની સરખામણીમાં તેઓ આર્થિક, સામાજિક, સાંસ્કૃતિ, શૈક્ષણિક વગેરે બાબતોમાં ઘણાં પાછળ છે. પહેલાં અન્ય અસ્પૃશ્ય કોમો પણ તેમને અસ્પૃશ્ય ગણતી. આજે કયાંક કયાંક એવી પરિસ્થિતિ પ્રવર્તે છે જ્યારે ઝાલાવાડ તરફ અન્ય અસ્પૃશ્ય કોમોથી થોડા ઊંચા અને સવર્ણ કોમોથી નીચા મનાય છે. ત્યાં તેઓ હરિજન, ભંગી વગેરેને અડતા નથી. તેમજ તેમની સાથે સંબંધો રાખતા નથી. બીજી તરફ સવર્ણ સમાજ તેમને અસ્પૃશ્ય ગણે છે. જો કે નદી, તળાવ, કૂવા વગેરે સ્થળે પાણી ભરતી સમયે સવર્ણ સમાજ તરફથી તેમની સાથે આજે ખાસ અસ્પૃશ્યતા પાળવામાં આવતી નથી. કેવળ સવર્ણો તેમને પોતાના મંદિરોમાં જવા દેતા નથી. વળી કેટલેક સ્થળે તેમની ઇંઢોણી યા સાવરણી ઉપર છાંટ નાખીને ખરીદવામાં આવે છે. આ લોકો પોતે અસ્પૃશ્ય છે એમ પણ માનતા નથી. પરન્તુ લોકો ભૂલથી તેઓને અસ્પૃશ્ય ગણે છે એમ માને છે. વાસ્તવિક રીતે તો તેમની સાથે થોડી ઘણી અસ્પૃશ્યતા રાખવામાં આવે છે.

૪૨૨

આ લોકો સીધા, સાદા હોય છે. ઝઘડા, ફરિયાદ યા તોફાન કરતાં નથી. પોતાના કામ ધંધામાં જ પ્રવૃત્ત રહે છે.

અહીં સંયુક્તકુટુંબ વ્યવસ્થા હોય છે. ઘરનું વાતાવરણ શાંતિમય હોય છે. ખાસ કલેશ કંકાશો થતા નથી. કુટુંબના મુખ્ય માણસનો સૌ ઉપર કાબૂ હોય છે. અને તેનું સ્વમાન સૌ કોઇ જાળવે છે. સામાન્ય વાતચીતોમાં સ્ત્રીઓ યા પુરુષો એક બીજાની હાજરીમાં અસભ્ય ભાષા બોલતા નથી.

**આર્થિક સમાલોચના :** આ લોકોનું જીવનધોરણ ઘણું નીચું છે. બીજી તરફ તેમની આવક પણ ઘણી ઓછી છે. તેઓ તેમાંથી જેમ તેમ પેટપૂરતું મેળવી શકે છે. અને જીવન નિર્વાહ ચલાવે છે. તેઓનો મુખ્ય ધંધો સાવરણી અને ઇંઢોણી બનાવવાનો છે ઉપરાંત ગધેડા ઉપર રેતી લાવવી લઇ જવાની મજૂરીનો અને અન્ય દહાડિયા યા ખેતમજૂરીનો છે.

બારેક માસ દરમ્યાન લગભગ બસો રૂપીઆના ખજૂરીના પાન સાવરણી બનાવવા માટે ખરીદી લાવે છે. તે લગભગ કુલ ત્રીસેક ભાર લાવે છે. અને એક ભારમાંથી લગભગ ત્રણસો, સાડા ત્રણસો સાવરણી બની શકે એટલે તેમાંથી બાર માસે લગભગ નવ હજારથી દસ અગીયાર હજાર સાવરણી તૈયાર થાય, અને સો સાવરણીના લગભગ સરેરાશ પાંચ રૂપીઆ ઉપજે છે. એટલે કે લગભગ ઉપરોક્ત માલના પાંચસો રૂપીઆ બાર માસે ઉપજે આમ બાર માસ દરમ્યાન બસોની ખજૂરી આવે અને લગભગ પાંચસો રૂપીઆ ઉપજે અટલે બાર માસના લગભગ ત્રણસો રૂપીઆ સાવરણીમાંથી મળે એટલે ઘરના ચાર પાંચ માણસ કામ કરે ત્યારે સાવરણીમાંથી રોજના લગભગ બારથી ચૌદ આના રોજી મળે.

આ સિવાય ગધેડાં ઉપર રેતી વહવાની મજૂરીના બાર માસે લગભગ સવાસો રૂપીઆ મળી રહે છે. તથા દીવાળી ઉપર 'લાપડાં' વગેરેની સાવરણીમાંથી ત્રીસેક રૂપીઆ મળે છે અને ઇંઢોણીમાંથી બારેક મહીને પચા સેક રૂપીઆ મળે છે. આ બધું થઇને તેઓને વારસીક પાંચસોથી ૭ સો

રૂપીઆ માંડ માંડ આવક થાય છે. તેમાંથી તેઓને પોતાના સંયુક્તકુટુંબનો જીવનનિર્વાહ ચલાવવાનો રહે છે તથા સામાજિક ખર્ચને પહોંચી વળવાનું રહે છે. તેઓનું જીવનધોરણ ઘણું નીચું હોવાથી તેઓ જેમ તેમ કરી પોતાનું ગુજરાત ચલાવે છે. સાવરણી માટેની ખજૂરી ખરીદવા ટાંણે રોકડ પૈસા હોતા નથી તેથી તે માટે થોડું ગણું દેવું કરે છે. અને ચૂકવી દે છે. સમાજમાં તેમની પ્રમાણિકતા અંગેની છાપ સારી છે. તેઓ પ્રમાણિક અને મહેનતુ છે. પણ ગરીબી, અજ્ઞાનતા અને અર્ધભૂખમરો તેમને ઘેરી વળ્યાં છે.

# ના.....ડી.....યા

ઝાલાવાડ વિભાગમાં હૈદથી નીચી અને ભંગીથી ઉંચી એવી "નાડિયા" કોમ વસે છે. આ કોમ મુખ્યત્વે ઈંઢાણી, સુંડલા વગેરે બનાવી વેંચવાનો તથા ખાટલા વિગેરે ભરવાનો ધંધો કરે છે. આ ઉપરાંત તેઓમાંના કેટલાક પાકની મોસમ દરમિયાન તેની રખેવાળી કરવાનો અને ઢોરઢાંખર સાચવવાનો, અથવા જમીનનો સગવડ હોય તો ખેતી કે ખેતમજૂરી કરવાનો ધંધો કરી પોતાનો જીવન–નિર્વાહ ચલાવે છે. વાર-તહેવારે ભીખ માગવાનો અને કયારેક ઢોલ નગારાં વગાડવાનો ધંધો કરે છે. આ સિવાય તેઓ બીજા કોઇપણ ધંધામાં કે નોકરીઓમાં જોડાયેલા નથી પરંતુ પોરબંદર બાજુના ગામડા-ઓમાં કેટલાક નાડિયા કોમના લોકો વસે છે અને મુખ્યત્વે ત્યાં કુવા ગાળવા વગેરે પ્રકારની છૂટક યા દહાડીયા મજૂરી પણ કરે છે તેઓ તથા સૌરાષ્ટ્રના કેટલાક ભાગમાં વસતા નાડીયા તે ચમાર નાડીયા છે. તેઓ ચામડાના સાંતી માટેના 'નાડા' બનાવવાને કારણે નાડીયા તરીકે ઓળખાય છે. તેઓ આ નાડીયાથી જુદા છે.

શિક્ષણ અને સંસ્કારિતાની દ્રષ્ટિએ પણ તેઓ તદ્દન પછાત છે. તેમજ બીજી તરફ અસ્પૃશ્ય માનતા આવ્યા છે. તેઓ ગામને ઝાંપે અલગ ઝૂંપડાં બાંધી વસે છે. આ પ્રમાણે ચોમેરથી દુઃખ, દારિદ્રય, અજ્ઞાનતા, કંગા-લિયત અને ભૂખમરો તેમને ઘેરી વળ્યો છે. સાથોસાથ તેઓ અસ્પૃશ્યતાના ખપ્પરમાં હોમાયેલા છે. અને વર્તમાન સમાજથી તેઓ અનેક રીતે પછાત છે.

આ કોમ "નાડિયા" કોમને નામે ઓળખાય છે અને સૌરાષ્ટ્રના ઝાલાવાડ વિભાગમાં મુખ્યત્વે હળવદની આજુબાજુના ગામડામાં છૂટાછવાયા જોવા મળે છે. તેમના લગભગ ૧૫૦ થી ૨૦૦ ઘર છે. તેઓના વસવાટ

અંગેની કેટલીક માહિતી નીચે મુજબ છે.

( ઝાલાવાડ વિભાગના )

| ગામનું નામ | ઘરની સંખ્યા | મુખ્ય ધંધો |
|---|---|---|
| ઝેરડા | ૧૨ | ઇંઢોણી, સુંડલા બનાવવા, ખાટલા ભરવા પશુપાલન અને ખેતી |
| વાગડ | ૧૨ | ,, ,, |
| દાધોળીયાં | ૧૦ | ,, ખેતી વગેરે. |
| ફુરવદર | ૧૦ | ,, ,, પશુપાલન |
| આપકડા | ૮ | ,, ,, |
| મેરૂપર | ૬ | ,, રખેવાળી |
| દેવઢીયા | ૫ | ,, ,, |
| લીયા | ૫ | ,, ખેતી |
| જીવા | ૩ | ,, પશુપાલન |
| ધનાળા | ૨ | ,, રખેવાળી |
| શિરોઢી | ૨ | ,, ,, |
| દીઘડીયા | ૨ | ,, ,, |
| કોઇળા | ૨ | ,, પશુપાલન |
| ધવાણા | ૨ | ,, ખેતી |
| ઓરડી | ૨ | ,, રખેવાળી |
| હળવદ | ૧ | ,, ,, |
| કોદાળીયા | ૧ | ,, |
| ફુવાઇ | ૧ | ,, |
| પ્રતાપગઢ | ૧ | ,, |
| ઝોળી | ૧ | ,, |
| વેગડવાઇ | ૧ | ,, ખેતી અને મજુરી |
| ક્વાઢીયા | ૧ | ,, ,, |

| | | |
|---|---|---|
| માલવીચાલ | ૧ | ,, |
| વેઝાલ | ૧ | ,, |
| નવાગામ | ૧ | ,, |
| મણાક | ૧ | ,, |

તેઓના ઘર ગામના ઝાંપેજ હોય છે અને આ રીતે ગ્રામ વસવાટ તેમજ હરિજન યા ભંગી વિગેરેના વસવાટોથી અલગ હોય છે, ડુંગરાળ, રણ, જંગલ વિસ્તાર વગેરે અન્ય ખાસ પ્રકારના પ્રદેશમાં હોતા નથી તેમજ ઉપરોક્ત યાદીમાં દર્શાવ્યા મુજબ ઝાલાવાડ સિવાય સૌરાષ્ટ્રના બીજા કોઇ ભાગમાં જોવામાં આવતા નથી. તેઓનું રહેઠાણ સ્થાયી છે, પણ જીવન કેટલાક અંશે ભટકતું છે. ભટકતી ટોળીઓની જેમ તેઓ ઘરબાર સાથે પોતાના ધંધા અને જીવન-નિર્વાહ અર્થે એક સ્થળેથી બીજે સ્થળે ભટકતા નથી.

તેઓ ગામના ઝાંપે મકાન બાંધીને રહે છે. આજુબાજુની નદી-નાળાઓમાંથી 'પાણુ' લાવી તેને સૂકવી, ચીરી તેમાંથી પટી બનાવી ઇંઢોણી તૈયાર કરે છે. સૂંડલાઓ પણ તેમાંથી તૈયાર કરે છે. ડાભડામાંથી દોરી વણે છે અને મુખ્યત્વે સ્ત્રીઓ આજુબાજુના ગામડાંઓમાં તે વેચવા જાય છે. પુરુષો આજુબાજુના ગામડાંઓમાં ખાટલા ભરવા વિગેરેની મજૂરી કરે છે. આ તેનો મુખ્ય વ્યવસાય છે. મોટા ભાગના લોકો આ ધંધો કરે છે. તેની આર્થિક સ્થિતિ ઘણીજ ખરાબ છે. ઉપરોક્ત ધંધામાંથી તેમને પેટ પુરતું મળી શકતું નથી. કારણ કે ઇંઢોણી, દોરડી તેમજ ખાટલા ભરવાની માંગ બહુ હોતી નથી. તેમજ તેના વળતરમાંથી જીવનનિર્વાહ ચલાવવા પુરતું મળી શકતું નથી.

આવા કેટલાક કુટુંબની તપાસ કરતાં જણાયું છે કે તેઓ ઇંઢોણી, સુંડલા અને ખાટલા ભરવાની મજુરીમાંથી માસિક સરેરાશ રૂા. ૨૦) મેળવે છે, ઇંઢોણી, સુંડલા વિગેરે બનાવી વેચવા ઉપરાંત મોસમમાં ખેતમજુરી કરે છે. અને તેમને તે વખતે દિવસના એકથી દોઢ રૂપીયો મળે છે. આ ઉપરાંત

[ચાલુ]

કેટલાક મોસમમાં પાક ભરેલા ખેતરની રખેવાળી કરે છે અને તે દિવસોમાં માસિક વીસેક રૂપીયા પાડે છે. આવા રખેવાળી કરનારની સંખ્યા પણ જૂજ છે. તેઓ પાસે નળીવાળી દારૂ ભરીને ફોડવાની બંદૂક પણ હોય છે.

જે ગામમાં ભંગી ન હોય ત્યાં "ઢોલી" તરીકે પણ કામ કરે છે. વળી કેટલીક કોમો ભંગીને બદલે આ કોમનેજ પ્રસંગોપાત ઢોલ-નગારાં વગાડવા બોલાવે છે. આવા લોકો ઘણા જૂજ છે. વળી તેમાંથી પણ ખાસ મોટી આવક થતી નથી. તેઓ વારતહેવારે ભીખ માગે છે. આ પ્રમાણે તેઓ પોતાનું જીવન ગુજારે છે.

**આર્થિક સ્થિતિ :** આ લોકોની આર્થિક સ્થિતિ ઘણીજ કફોડી છે. અને ખરેખર અર્ધ ભૂખમરો જ વેઠે છે. ગરીબીને કારણે તેઓ જીવનની પ્રાથમિક જરૂરિયાતોથી જ વંચિત રહે છે, એટલું જ નહીં પણ ભૂખે મરે છે. કેટલીકવાર ખાવા માટે તરફડીયા મારવા પડે છે. ત્યારે સકરીયા વગેરે ગમે ત્યાંથી લાવી બાફીને ખાઇ જીવન ગુજારે છે. અથવા સડેલું જુનું પણ મુડદાલ માંસ ખાય છે.;

બે ચાર ગામમાં આ લોકોના કુટુંબો ઢોર ચારવાનો ધંધો કરતા જણાયા છે. તેઓની પોતાની પાસે પણ ઢોર હોય છે. તેઓ થોડા ઘણા બીજા માણસોને પણ રાખે છે અને તેમને ઢોર ચરાવવા માટે રોકે છે. તે બદલ જે કાંઇ મહેનતાણું મળે તેમાંથી ગુજરાન ચલાવે છે. પણ આવા કુટુંબો ઘણા ઓછા છે. તેમની પણ આર્થિક સ્થિતિ સારી નથી.

બહુજ થોડા કુટુંબો ખેતી કરે છે. તેઓ પાસે થોડી થોડી જમીન છે, પરંતુ મોટા ભાગના લોકો પાસે જીવન-નિર્વાહ ચલાવી શકે તેટલા પુરતી જમીન પણ નથી. માત્ર બે કે ત્રણ કુટુંબો સારા છે. તેઓ કેવળ ઇંઢોણી, સુંડલા, વણનાર અને અન્ય મજૂરી કરનાર જેટલાં તદ્દન કંગાળ નથી.

સમગ્ર રીતે જોતાં તો માત્ર એક બે કુટુંબ બાદ કરતાં બધા અર્ધ

ભૂખમરો વેઠી રહ્યા છે. જીવન ટકાવવા માટે તેઓ પાસે પૂરતું ખાવાનું નથી, પહેરવાનું તો ન જ હોઇ શકે. પણ ગમે તેમજ જીવન ટકાવે રાખવું એજ તેમનો જીવન-કલહ છે. આ તેમની આર્થિક સ્થિતિ છે. બીજી તરફ તેઓ અસ્પૃશ્ય છે. આ રીતે તેઓ આર્થિક અને સામાજીક અસમાનતાના અનેક રીતે ભોગ થઇ પડયા છે.

**વંશ અને જાતિ :** તપાસ કરતાં જણાયું છે કે આ કોમના લોકો લગભગ છેલ્લા સો સવાસો વર્ષ પહેલાં અમદાવાદ જીલ્લામાં આવેલ કડી-કલોલ તરફથી આવેલા હોય એમ લાગે છે. હાલમાં પણ તેઓ ત્યાં ભંગી જેવી પછાત દશામાં ગણાય છે તેમજ તેઓમાં લગ્નવિધિ કરાવવા માટે હંમેશા કલોલથી ગોરને બોલાવવામાં આવે છે. જો કલોલથી તે ન આવે તો જ અન્ય સ્થાનિક બ્રાહ્મણને બોલાવવામાં આવે છે, તેમજ બીજા કેટલાક પૂરાવાને કારણે એમ માની શકાય છે કે તેઓ મૂળ કડી-કલોલ બાજુથી આવ્યા હોવા જોઇએ.

દુષ્કાળ કે કોઈ અન્ય કારણોસર ચારપાંચ કુટુંબ પોતાનું વતન છોડી આ બાજુ આવી વસ્યા હશે અને અહીં આવી વસવાટ શરૂ કર્યો હશે અને તે પ્રજા આ રીતે આ સ્થિતિમાં જોવા મળે છે.

આમ થોડાં જ કુટુંબો આવ્યા હોવાને લીધે જ તેઓ સૌરાષ્ટ્રના બીજા ભાગોમાં જોવા ન મળતાં કેવળ આ વિભાગમાં જોવા મળે છે, જો કે ગુજરાત બાજુ જોવા મળે છે. વળી અહીં તેઓની કોમ પણ આજે બીજી બધી કોમો કરતાં પ્રમાણમાં ઘણી નાની છે અને તેઓ એકબીજાને ઓળખે છે અને એકબીજા સાથે નજીક યા દૂરના સંબંધથી જોડાયેલા છે.

બીજી પછાત જાતિઓની જેમ આ કોમમાં પણ રાઠોડ, સોલંકી, મકવાણા વગેરે શાખ જોવા મળે છે. તે ઉપરાંત તેઓમાં હડીયાળ, ધવાણા, દેહણીયા વગેરે જાતની શાખ હોય છે.

કુબેર, અમરા, જુઠા, પિતામ્બર, મંજી, ચકુડા, મેરૂ, લક્ષ્મણ, શીવો ભોગીયો, કાકુ જેવા નામ પુરુષવર્ગના હોય છે. અને સાંકુડી, માંકુડી, જેઠી, અણુદી, જમણી, કાળી, કંકુ, જકલ, કાનુડી, કુકલી, બાલુ, બજલી વગેરે જેવા સ્ત્રીઓમાં નામ હોય છે. આમાંના કેટલાક સૌરાષ્ટ્રની બીજી તેના જેવી પછાત જાતિઓના નામોને મળતાં આવતા નથી. પણ ગુજરાતમાં ચરોતર, ખેડા, અને અમદાવાદ જિલ્લા તરફ વધુ જોવા મળે છે.

આ કોમ કોઈ ખાસ અલગ તરી આવે એવા પ્રકારના શરીરના બાંધા અને કદ તેમજ આકાર વાળી નથી. એ બાબતમાં તે બીજી પ્રજાના જેવી જ છે.

## સંસ્કૃતિ

**પહેરવેશ :** પુરુષવર્ગ સામાન્ય રીતે કેડીયું, ચોરણી અને પાઘડી પહેરતો પણ હવે ઘણાંખરાં તો જેવા તેવા કાછડાવાળું સફેદ ધોતીયું, બંડી યા ખમીશ અને પાઘડી પહેરે છે. જ્યારે સ્ત્રીવર્ગ તો અસલમાં કાપડું, રંગીન ઓઢણાં અને ઘેરા રંગીન છાંટવાળા યા સાદા આઠ નવ હાથના ઘેરવાળાં ઘાઘરા પહેરે છે. પરન્તુ આર્થિક અવદશાને લીધે આજે તેમને પૂરતાં વસ્ત્ર પહેરવા મળતાં નથી. ઘણાંખરા તો જૂના ઉતરેલા કપડાં ખરીદી લાવી જેવાં તેવાં ફાટલાં કપડાં પહેરે છે. બાળકો ઊઘાડાં રહે છે. નાની નાની બાલિકાઓને એકાદ ઘાઘરી પહેરાવે છે અને ટાઢ યા તડકામાં ઉઘાડા શરીરે ફરે છે.

**ઘરેણાં :** મોટાભાગના લોકો પાસે આર્થિક ગરીબીને કારણે ઘરેણાં નહીં જેવાં જ હોય છે. પણ સારી સ્થિતિવાળાં પાસે ચાંદીના ઘરેણાં હોય છે અને તેમાં સ્ત્રીઓ મુખ્યત્વે ચાંદીના કડલાં, ઝાંઝરીયા, છડા, બેડીયું, વીંટી વગેરે પોતાની શક્તિ અનુસાર પહેરે છે. પુરુષવર્ગ પણ કાને ભૂંગળીયું કમરે કંદોરો વગેરે પહેરે છે.

**ભાષા :** આ લોકોની ભાષા કોઇ ખાસ અલગ પ્રકારની નથી. તેમજ ખાસ સૌરાષ્ટ્રની તદ્દન ગામડીયા ઢબની બોલતા નથી. કારણ કે મૂળ તો તેઓ ગુજરાતથી આવેલા છે.

**કળા :** આ લોકોમાં ખાસ કોતરકામ કે શિલ્પકામ કે ચિત્રકળાઓ જોવામાં આવતી નથી પરન્તુ મજબૂત અને સુંદર ટોકરીઓ બનાવવામાં તેમજ સુંડલા બનાવવામાં ઘણા કુશળ છે. તેઓ મોટે ભાગે કેતાળીવાની નદીમાંથી પણ વાઢી લાવી સુકવી તેની ચીપોમાંથી સુંદર અને ટકાઉ ટોકણીઓ બનાવે છે. તેમજ 'ડાભડા'માંથી ખાટલો ભરવાની દોરી બનાવવામાં ઘણા કુશળ છે. તેમજ ખાટલા ભરવામાં પણ કુશળ છે. આ તેમનો વારસાગતનો ધંધો છે. અને ઘરના વાતાવરણમાંથી તે બચપણથી શીખતા આવે છે. તેમનો આ ધંધો ચાલે કે ન ચાલે પરન્તુ તેમને આ ધંધામાં બહુ સુઝ પડે છે. અને તેને એ વળગી રહે છે.

નૃત્ય કળા જેવું આ કોમમાં નથી પણ વારતહેવારે સ્ત્રીઓ રાસડા લે છે. બીજી કોમોની જેમ આ કોમમાં તેમના ખાસ લોકગીતો કે ભજનો પણ નથી. પણ સમાજમાં પ્રચલિત એવા લોકગીતો અને ભજનો તેના રસિકો ગાય છે.

**શિક્ષણ :** આ કોમમાં શિક્ષણનું પ્રમાણ નહીંવત જ છે. માત્ર આખી કોમમાંથી આજે એક બે છોકરા ચોથી ગુજરાતીમાં ભણે છે. બાકી કોઇ શિક્ષિત નથી. અભણ અને નિરક્ષર રહેવાનું કારણ અજ્ઞાનતા અને આર્થિક સ્થિતિ બન્ને છે.

**ઉત્સવો :** દીવાળી, હોળી, જન્માષ્ટમી, સાતમ, નોરતાં, દશેરા વગેરે તહેવારોમાં તેઓ માને છે પણ તેઓ ગરીબીને કારણે બીજી પ્રજાની જેમ ધામધૂમથી ઉજવી શકતા નથી. કે કોઇ ખાસ પ્રકારના મિષ્ટાન પકવી મઝા ઉડાવી શકતા નથી. વારતહેવારે તેઓ ગામડામાં ભીખ માંગવા જાય છે. અને કાંઇ કપડું, અથવા દાણાં અથવા કાંઇક ખાવાનું મળે છે તેથી તે રાજી થાય છે. આમ વારતહેવારે ભીખ માંગવા જવા સિવાયની બીજી કોઇ ખાસ પ્રવૃત્તિ તેમની હોતી નથી, કોઇકવાર સૌ ભેગા હોય તો કયારેક રાસ લે છે. અને નોરતા દરમ્યાન તેઓ પોતપોતાની માતાને મઢે નૈવેદ્ય ધરે છે તેમાં મુખ્યત્વે ઘી, ઘઉં અને તલનો હવન પણ કયારે ક કરે છે.

[૪૭૧]

# સામાજિક રીતરિવાજો અને ક્રિયાઓ

**જન્મ :** સ્ત્રીઓ સામાન્ય રીતે માસિક ધર્મમાં બેસે ત્યારે કેવળ માતાને મઢે જતી નથી. તે સિવાય બીજા કોઇ ખાસ આચાર કે નિયમો પાળવામાં આવતા નથી. સ્ત્રીને ગર્ભ રહ્યા બાદ લગભગ સાતમે માસે ખોળો ભરવાનો વિધિ કરવામાં આવે છે. આ પ્રસંગે જો સ્ત્રીનાં માવતરપક્ષ તરફથી એકાદ બે જણ આવેલ હોય તો તેમને જમણ આપવામાં આવે છે અને રૂા. ૯) રોકડા આપવામાં આવે છે અને લગભગ સાતઆઠ જણ આવે તો માત્ર એકાદ ટંક તેમને જમણ આપવામાં આવે છે. પણ બીજા રોકડા રૂપિયા આપવામાં આવતા નથી.

ઘણું કરીને સુવાવડ સાસરે જ કરવામાં આવે છે અને સુવાવડ સમયે ઘણું કરીને ઘરની વૃદ્ધ અને વડીલ સ્ત્રીઓ જ બધું પતાવી લે છે. સુયાણી કે દાયણ હોતી નથી. આ કોમ ઘણી નાની હોવાથી તેમજ ગામડાંઓમાં તેમના એકાદ બે ઘર જ હોવાથી કેટલીકવાર તો આ પ્રસંગે કોઇ હોતું જ નથી અને આવી હાલતમાંથી પણ ઘણીવાર પસાર થવું પડે છે, તેમજ ગંભીર સ્થિતિ વખતે કોઈની તેમને મદદ મળી શકતી નથી યા આર્થિક વિટંબણાઓને કારણે નજીકના ડૉકટર વગેરેનો સહારો લેવાં માટે લાચાર રહે છે. સુવાવડ દરમ્યાન સ્ત્રીને ખોરાકમાં મુખ્યત્વે ઘી આપવામાં આવે છે.

છઠ્ઠીના દિવસે સૌ સગાસંબંધીઓને ભેગાં કરવામાં આવે છે અને લગભગ સવાશેર ઘઉંના 'હોસા' રાંધી સૌને ચપટી ચપટી વહેંચી આપવામાં આવે છે. પૈસાટકાની લેવડદેવડ યા અન્ય બીજી કોઇ ક્રિયાઓ આ પ્રસંગે કરવામાં આવતી નથી.

**લગ્ન :** સામાન્ય રીતે બાળલગ્ન આ કોમમાં થતાં નથી. પણ બને ત્યાં સુધી સગાઇ કરી રાખે છે અને જો પૈસાની સારી સગવડતા હોય તો લગ્ન થોડાં વહેલાં કરી નાખે. પરન્તુ આજે પૈસાની સગવડતા તો મોટા ભાગનાની પાસે નથી. પરિણામે લગ્ન મોડા થાય છે અને કેટલાક તો અપર-

ણિત જ રહે છે. પૈસાની સગવડતા થતી નથી અને પરણિ ન શકતા નથી આમ આર્થિક કારણને લીધે મોડા લગ્ન થાય છે તથા અપરણિત રહે છે.

તેમજ બબ્બે ત્રણ ત્રણ પત્નિ કરવાની પ્રથા નથી, સંતાનની ખોટ હોય અથવા બીજુ' કાંઇક કારણ હોય તો બીજીવાર લગ્ન કરે છે.

વિધવાબાઇને ફરજિયાત વૈધવ્ય પાળવું પડતું નથી. તેને ફરી લગ્ન કરવાની છૂટ છે. તેને જો સંતાન હોય તો તેની માલીકી આગલા ઘરની જ ગણાય છે.

જો પતિપત્નીને અણબનાવ થાય તો છૂટાછેડા આ કોમમાં થઇ શકે છે. પરન્તુ જયાં સુધી એક બીજા પક્ષની લેવડદેવડના પૈસાનો નિકાલ ન થાય ત્યાં સુધી છૂટાછેડા થઈ શકતા નથી. અથવા તેને માન્ય રાખવામાં આવતા નથી.

**સગાઇ :** વરકન્યાની પસંદગી મુખ્યત્વે માબાપા જ કરે છે. પરન્તુ વર અને કન્યા એમ બન્નેનો અભિપ્રાય લેવામાં આવે છે, અને પછીજ લગ્ન ગોઠવે છે.

સગાઇ પ્રસંગે સૌ સગાસંબંધીઓ અને બન્નેપક્ષના માણસો કન્યા-પક્ષવાળાને ત્યાં એકઠા થાય છે. ત્યાં વરનો બાપ કન્યાના બાપને રૂા. ૮) આપે છે અને દેજ નક્કી કરવામાં આવે છે. આ કોમમાં રૂા. ૫૦૦)નો દેજ રાખ-વામાં આવે છે. સગાઈ પ્રસંગે સૌને ગોળ વહેંચવામાં આવે છે. તેમજ બહાર-ગામથી મહેમાન આવ્યા હોય તો એકાદ ટંક તેમને ચોખા રાંધીને ખવડાવ-વામાં આવે છે.

પછી ગમે તે બ્રાહ્મણ પાસે તિથિ જોવડાવી બન્ને પક્ષની અનુકૂળ તારીખે લગ્ન ગોઠવવામાં આવે છે. લગ્નની પૂર્વ તૈયારીરૂપે બન્ને પક્ષને ત્યાં ઝૂંપડાં લીપીગુપીને શણગારવામાં આવે છે અને રોજ રાત્રે સ્ત્રીઓ લગ્નના ગીતો ગાય છે. જે દિવસે જાન આવવાની હોય છે તે જ દિવસે ઘણું કરીને

માંડવો નાખવામાં આવે છે. સામાન્ય રીતે જાનમાં ૧૫ થા ૨૫ માણુસ આવે છે. તેમને એક ટંક સુખડી અને તેલ જમાડવામાં આવે છે અને બીજા ટંકે મોટા ભાગે જાર યા બાજરાના રોટલા અને શાક રાંધી ખવડાવવામાં આવે છે.

સામાન્ય રીતે સવારે સૂરજ ચઢે ત્યારે જ લગ્નવિધિ કરવામાં આવે છે અને તે વિધિ મુખ્યત્વે ગોર કરે છે. તેઓનો નાત ગોર ખાસ અલગ જ હોય છે અને તે ગુજરાતમાં કડી કલોલ બાજુ વસે છે. જ્યારે પાંચ છ લગ્ન હોય છે ત્યારે તેને જાણુ કરી બોલાવવામાં આવે છે. અને જો ગોર ન હોય તો ઘણું કરીને જમાઇ આ વિધિ કરાવે છે.

લગ્ન પ્રસંગે વરરાજાને ઘરેણાંથી શણુગારવામાં આવે છે. આ ઘરેણાં મુખ્યત્વે તો તેઓ બીજા લોકોના માંગીને યા ભાડે લાવીને પહેરે છે. આ ઉપરાંત રંગીન લાલ પીળો સાફો, ચોરણી, બંડી વગેરે પહેરાવવામાં આવે છે.

કન્યાને ચુંદડી પહેરાવી ઘુમટો કઢાવી માથે મોડ બાંધી બેસાડવામાં આવે છે. લગ્નવિધિ પ્રસંગે સ્ત્રીઓ ગીત ગાય છે. આ ઉપરાંત ચોરી વગેરેનો વિધિ થાય છે. બીજી કહેવાતી ઉચ્ચ હિંદુ કોમોમાં પૈસા ટકાની છનાછનીને લીધે જે વિધિ થાય છે તે બાદ કરતાં બીજી બધી પ્રાથમિક વિધિઓ હિંદુ સંસ્કૃતિ મૂજબ આ લોકોમાં કરવામાં આવે છે. ફેર માત્ર ગરીબી અને અજ્ઞાનતાને કારણે તેઓ પોતાની અનુકૂળતા અને શક્તિ મુજબ સાદાઇથી પતાવી લે છે. આમ બીજી હિંદુ જ્ઞાતિઓની સરખામણીમાં તેમનો ખર્ચ ઘણો ઓછો છે. પરન્તુ તેમની આર્થિક સ્થિતિની દૃષ્ટિએ તે ખર્ચ પણુ તેમના ગજા બહારનો છે.

**મૃત્યુ** : મૃતદેહને દાટવાની પ્રથા છે અને તેનું કારણુ પણુ આર્થિક અવદશા છે. મૃતદેહને ઠાઠડીમાં નાખી સ્મશાને લઇ જવામાં આવે છે. પણુ કોઇ ખાસ ધ્યાન ખેંચે તેવું કાંઇ જોવામાં આવતું નથી. બારમાના દિવસે

એક ટંક મગની ખીચડી અને એક ટંક કંસાર રાંધી સ્નેહીજનોને ખવડાવ-વામાં આવે છે.

**ધાર્મિક માન્યતાઓ અને વિશ્વાસ :** આ કોમ હિંદુ ધર્મ પાળે છે. તેઓ આદ્યશક્તિ, ગેલ, મહાકાળી વગેરે દેવીઓને પૂજે છે. 'આઇ'ને તેમની કુળદેવી તરીકે માને છે. રામાપીરને તેઓ વધુ માને છે અને તેની સ્થાપના ઘરોમાં હોય છે. તેમજ માતાઓના મઢ પણ તેમના મકાનમાં હોય છે. કેટલાક માતાના મઢ આગળ મોટી ઝંડી ફરકાવે છે.

કાળી ચૌદશને દિવસે તેઓ હનુમાનને તેલ ચઢાવી ધજા ફરકાવે છે અને આસો વદ નોમના દિવસે રામાપીરને ધજા ચઢાવે છે.

માંદગી પ્રસંગે તેઓ આર્થિક અવદશાને કારણે તેમજ અજ્ઞાનતાને કારણે વૈદ્ય-ડોકટરની સલાહ ભાગ્યે જ લે છે. મોટે ભાગે તો કોઇ જાતના ઉપચાર કરતા નથી. થોડા દેશી નૂસકા હોય તો કરે છે. કયારેક ભૂવાને બોલાવી બતાવે છે અને તેના કહેવા પ્રમાણે બાધા યા માનતા રાખે છે.

ભૂત, વળગાડ વગેરેમાં પણ માને છે અને તે પ્રસંગે પણ ભૂવા બોલાવે છે. આમ લોકોને ભૂવામાં વિશ્વાસ છે. જુદી જુદી માતાના ભૂવાઓ હોય છે અને એક ભૂવો ગુજરી જતાં તેની જગ્યાએ નવા ભૂવાની સ્થાપના કરે છે અને તે વખતે માતાના મઢે ડાકલાં વગાડે છે અને ભૂવા ધૂણે છે.

આ લોકોમાં કોઇ ખાસ સાધુસંતો થઇ ગયા હોય એવું જોવામાં આવતું નથી. પરંતુ તેમની કોમમાં એકાદ સાધારણ ગુરુ હોય છે તેને તેઓ માને છે અને ગુરુ તરીકે સ્વીકારે છે. સાપકડા ગામમાં તેમની જ કોમના એક ગુરુ છે.

**દૈનિક જીવન :** ઘાસના છાપરાંવાળાં, ચારેકોર ગાબડા પડેલી માટીની દીવાલોવાળા, માટીના કાચા એક બે નાના ઝૂંપડાં ભાંગીતૂટી હાલ-તમાં પડયા હોય છે. બહાર ખડકીનું નાનું એવું બારણું હોય છે. અંદર ઓસ-

રીમાં એકાદ બે ભાંગલા તૂટલાં ખાટલા અને તે ઉપર ફાટેલી ચીંથરે હાલ થયેલ એકાદ ગોદડી કે કપડાંના ગાભા જેમતેમ પડ્યા હોય છે. ઘરમાં એકાદા ખૂણે કાચો ચૂલો હોય છે અને તેની પાસે એકાદ બે માટીના જરૂરી વાસણ પડયા હોય છે. બીજા ખૂણે માતાનો મઢ હોય છે. ઘરમાં ચારેકોર અવ્યવસ્થિત બધું પડયું હોય છે. પાણુ યા ડાભડા વગેરે ચારેકોર પડયા હોય છે. એકાદ બે સ્ત્રી યા પુરુષ પાણુ, યા ડાભડાની સળીઓ પાથરી નીરાંતે બેઠા બેઠા ઇંઢોણી, યા દોરડી વણતાં હોય છે. નાનાં બાળકો અર્ધ ઉઘાડાં ફરતા હોય છે. ચારેકોર ગરીબી અને કંગાળિયતના દર્શન થાય છે.

સામાન્ય રીતે આ લોકોનું જીવન આળસુ જણાય છે. તેનું મુખ્ય કારણ તો તેમને બીજા કોઇ ધંધાઓમાં સૂઝ પડતી નથી અથવા બીજો કોઇ કામધંધો મળતો નથી એમ કહી શકાય.

સામાન્ય રીતે ઘરે ઘરે ઘંટી હોય છે. સ્ત્રીઓ સવારે વહેલી ઊઠે છે અને ઘંટી ફેરવે છે અને ઘરકામકાજ પતાવી ઇંઢોણી વગેરે બનાવે છે. જો ઇંઢોણી વગેરે તૈયાર થઇ ગઇ હોય તો એકાદ વડીલ સ્ત્રી ઘરે રહે છે અને બીજી સ્ત્રીઓ ગામડામાં ઇંઢોણીઓ વેચવા જાય છે અને જો ઘરની ખેતીવાડી હોય તો બપોરે ખેતરે ભાત દેવા જાય છે અને બાકીના સમયે દોરી, ઇંઢોણી વગેરે બનાવે છે.

પુરુષવર્ગ થોડો મોડો ઊઠે છે અને પછી ગામડાંઓમાં ખાટલા ભરવાની મજૂરી કરવા જાય છે અને તે મજૂરી કરી પાછો આવે છે. જો ખેતીનો વ્યવસાય હોય તો ખેતરે જાય છે અને ઢોર ચારવાનો ધંધો કરનાર પોતાના ઢોરઢાંખર લઇ સીમમાં ચરાવવા જાય છે. આ પ્રમાણે તેમનો દૈનિક ક્રમ હોય છે.

**આહાર :** આ લોકોનો મુખ્ય ખોરાક જાર–બાજરાના લૂખા રોટલા અને ડુંગળી છે. બીજી વસ્તુઓથી અપરિચિત છે. ક્યારેક દાળ રાંધે છે. અને જો ઘરમાં જ્યારે ખાવા પૂરતું અનાજ ન હોય તો શક્કરીયા કે બીજા

[illegible]

શાક ઉપર જીવન ગુજારે છે અને આવી સ્થિતિમાં ઘણું જૂનું અને સડેલું મુડદાલ માંસ પણ ખાય છે. આમ માંસાહારનો બાધ નથી. પરંતુ વેચાતું લઈને ખાવું તેમને પોસાતું નથી. ગરીબી અને આદતને પરિણામે મુડદાલ માંસ ખાય એ સ્વાભાવિક જ છે.

એકંદરે તો તેઓ લગભગ અર્ધ ભૂખમરો જ વેઠે છે. આ પરિસ્થિતિમાં તેમનો ખોરાક પૌષ્ટિક ન હોય તે સ્વાભાવિક જ છે. પરિણામે ચર્મ રોગ, ક્ષય, વગેરે જ રોગોનું પ્રમાણ તેમનામાં વિશેષ છે.

**સમાજ સાથેના સંબંધો અને સ્થિતિ :** દેશની બીજી આગળ વધેલી પ્રજાઓની સરખામણીમાં તેઓ આર્થિક, સામાજિક, સાંસ્કૃતિક, શૈક્ષણિક વગેરે બાબતોમાં ઘણા જ પાછળ છે. અને તે ભંગી સિવાયની બીજી બધી કોમો કરતાં પોતાની કોમને નીચી માને છે. અને તેઓ બધા સમાજમાં અસ્પૃશ્ય મનાય છે. હરિજનો પણ નાડિયા કોમને અસ્પૃશ્ય માને છે અને તેમની સાથે સંબંધો રાખતા નથી. અને તેઓ બીજી આગળ વધેલી પછાત તેમજ ઉજળીયાત કોમોથી દબાતા આવ્યા છે. તેમનો સમાજમા કોઈ સ્વમાનભર્યો માનમર્તબો જાળવવામાં આવતો નથી. જ્યારે તેઓ ઇંઢોણી વગેરે વેચવા જાય છે ત્યારે તેમને લોકો અડતા નથી કે હાથોહાથ ઈંઢોણી લેતા નથી. તેમને ખડકી બહાર ઊભા રાખવામાં આવે છે. અને ઈંઢોણી નીચે એક બાજુ મૂકાવે છે. ને ઉપર છાંટ નાખ્યા સિવાય કોઇ લેતું નથી. તેમજ તેમને પૈસા અદ્ધરથી આપે છે. જો દાણાં આપવાના હોય તો તેઓ પોતાનું વસ્ત્ર એક બાજુ પાથરે છે અને પછી તેમાં માલ લેનાર ધણી દાણા આપે છે. આવું જ ખાટલા ભરતી વખતે થાય છે. બહાર શેરીમાં ખાટલા કાઢી આપવામાં આવે છે. તે ભરાયા પછી છાંટ નાખીને જ તે લે છે. તેમજ મંદિરોમાં જવા દેવામાં આવતા નથી. આમ તે અસ્પૃશ્ય છે.

**કૌટુંબિક સંબંધો :** સામાન્ય રીતે તો સંયુક્ત કુટુંબ વ્યવસ્થા જ નજરે પડે છે. અને બીજી ભંગી કોમો કરતા તેમના કુટુંબમાં એકંદરે શાંતિ-

બાબેમાં સંબંધ હોય છે. નાની નાની બાબતોમાં કજીયા કંકાશ થાય છે પણ તે બહુ જૂજ પ્રમાણમાંજ. સ્ત્રીઓની હાજરીમાં પુરુષવર્ગ અનિવાર્ય સંજોગોમાં યા ઝઘડા વખતે ક્યારે ક અસભ્ય ભાષા બોલે છે પણ વાતવાતમાં ગમે તે સમયે તે બોલવામાં સંયમ રાખે છે. આવું જ સ્ત્રીઓનું પણ છે. સાધારણ બોલચાલમાં અસભ્ય કે હલકી ભાષા બોલવામાં ઘણુંખરું સંયમ જાળવે છે.

બાળઉછેર અને ઘરકામકાજની બધી જવાબદારી સ્ત્રીની ગણાય છે. અને પુરુષ તેમાં રસ લેતો નથી. જો કે બાળઉછેર માટે માતા અજ્ઞાનતાને લીધે ખાસ પ્રકારની કાળજી રાખતી નથી. પણ તેનો અર્થ એ નથી કે માતાઓને તેમના બાળકો પ્રત્યે અપ્રેમ કે લાગણી શૂન્યતા છે.

આ કોમનું કોઈ જાતનું સંગઠન કે તેમની પોતાની સંસ્થા નથી.

**આર્થિક સમાલોચના :** આ કોમ મુખ્યત્વે ઈંઢોણી બનાવવાનો, દોરી વણવાનો, ખાટલા ભરવાનો ધંધો કરે છે. તે ઉપરાંત થોડાંક ખેતી તથા પશુપાલનના ધંધામાં રોકાયેલા છે. અને વારતહેવારે પ્રસંગોપાત તેઓ ભીખ પણ માંગે છે. અને કેટલીક જગ્યાએ લગ્ન વગેરે પ્રસંગોએ ઢોલ નગારા વગાડે છે.

આ લોકો ઘણું કરીને કેદાળીયાની નદીમાંથી 'પાણું' (એક પ્રકારનું ઘાસ) કાપી ભાડે ગાડાં કરી પોતાને ત્યાં લાવીને સૂકવે છે. અને ચીપો બનાવી તેમાંથી ઈંઢોણી વગેરે ગૂંથે છે.

આ ઈંઢોણી તેઓ રોકડ ઉપરાંત અનાજ યા કપડાંના બદલામાં પણ વેચે છે. સરેરાશ ૧ આનાની બે ઈંઢોણી વેચાય છે. તપાસ કરેલાં કુટુંબમાં આવી લગભગ સરેરાશ રોજની દસેક ઈંઢોણી વેચાતી હતી. એટલે સરેરાશ રોજના પાંચ આના અને તે પાછળની મહેનત અને ખર્ચ બાદ કરતાં તેમને શું મળ્યું તે વિચારતા તેમની સાચી આવક સહેજે કલ્પી શકાય એમ છે.

ડીલો અથવા ડાભડાં (એક પ્રકારની ઘાંસ)માંથી તેઓ ચીંદડી અથવા દોરી વણે છે. દિવસના લગભગ સો વાર તેઓ તૈયાર કરી શકે છે.

અને તેના સો વારે આઠ આના મળે છે. પરન્તુ તેઓ આખા વર્ષ દરમ્યાન દોરી વણતા નથી. ખેતી વગેરેની મોસમમાં દોરડાં વગેરેની માંગ હોય ત્યારે તેઓ તેમાં વિશેષ ધ્યાન આપે છે.

આ સિવાય પાકની મોસમમાં નીંદામણ વગેરેના કામ માટે દહાડીયા ખેત-મજૂરીમાં તેમને રોજનો ૧) રૂ. ૧II રૂ. મળે છે.

સીઝનમાં પાકની રખેવાળી કરનારને તે સમયે માસિક રૂ. ૩૦) થી ૩૫) ઉચ્ચક આપવામાં આવે છે અને ઢોર સાંચવનારને પણ ઢોર દીઠ એક રૂપીયો માસિક મળે છે.

પરિણામે તેઓ માંડ માંડ પોતાનું ગુજરાન ચલાવે છે. બચત તો ભાગ્યે જ થાય છે. અને કદાચ સામાજિક ખર્ચમાં વપરાય જાય છે.

આ કોમ પાસે ખાસ મિલ્કત જેવું હોતું નથી છતાં એકંદરે સરેરાશ એક ઝૂપડું; અથવા ખેતી માટેની થોડી જમીન હોય છે. તે સિવાય એકાદ ઘરેણું હોય છે. બીજી કાંઇ ખાસ મિલ્કત હોતી નથી.

સામાજિક ખર્ચ તેમની મર્યાદા અને સ્થિતિ કરતાં પ્રમાણમાં વિશેષ છે. અને તેનું કપરું પરિણામ તેમને ભોગવવું પડે છે. લગ્નમાં રૂ. ૫૦૦)નું દેજ છે પરિણામે કેટલાય અપરિણીત રહી જાય છે. તેઓને કોઇ બહુ ધીરાણ કરતું નથી. પરિણામે જેમ તેમ કરીને યા ખરેખર ભૂખમરો વેઠીને યા મડદાલ માંસ વગેરે ખાઇને ગુજારો ચલાવવો પડે છે.

વર્તમાન રાષ્ટ્રિય જીવન ધોરણ કરતાં તેમનું જીવન ધોરણ ઘણું જ નીચું છે. લગભગ ૨૫) થી ૪૦) રૂ. સુધીની આવકમાં તેમનું સરેરાશ નવદશ માણસનું સંયુક્ત કુટુંબ પોતાનું જીવન ટકાવવું હોય છે. આમ તેમનું જીવન-ધોરણ ઘણું જ નીચું છે. અને જીવનની ખાસ પ્રાથમિક જરૂરિયાતોથી કેટલેક અંશે પણ વંચિત રહે છે. તેમની પાસે નથી પુરતા વસ્ત્ર, કે નથી પુરતાં રહેઠાણ કે નથી પૂરતું ખાવા. કંગાળિયત અને દરિદ્રતામાં તેમનું જીવન વહે છે.

આ લોકો ઇંઢોણી બનાવવામાં, સિંદરી વણવામાં તથા ખાટલા ભરવામાં પાવરધા છે. આ કળા તેઓ વારસાગત રીતે શીખતા આવ્યા છે. પરંતુ તેમને આ સિવાય બીજાં કામોમાં જલદી સૂઝ પડતી નથી. દારૂનું દૂષણ આ કોમમાં નથી. પરંતુ મુડદાલ માંસ ખાય છે. આર્થિક અવદશાને કારણે તેઓ ગમે તેવું મુડદાલ માંસ ખાય છે. કેટલીકવાર તો ઘરમાં ખાવા ન હોય ત્યારે તેઓ ગમે તે ખાઇ જીવન ટકાવે છે. એમ કહેવાય છે કે હળવદ બાજુ એક સ્થળે તો એક કુટુંબને કાંઇ ખાવા ન હતું. બે દિવસ ભૂખ તરસ વેઠી અને છેવટે ગામનો ઉકરડા અને પડતર જમીનમાંથી જૂના બૂટ વગેરે શોધી લાવી તેની નાની નાની પતરીઓ કરી તેને પાણીમાં બાફીને પેટ ભર્યું હતું. આ પ્રમાણે એક કિસ્સો બન્યો હતો એમ સાંભળવામાં આવે છે. તે ઘટના સત્ય હોય કે ન હોય પરન્તુ આ કોમ કંગાળિયત, ગરીબી, અને ભુખમરામાં ઘેરાયેલી છે એ વસ્તુ આજે નિર્વિવાદ છે.

# તુ....રી બા....રો....ટ

તુરી બારોટ અને તુરી એ બન્ને મૂળે એક જ જાતના છે. તેઓ પછાત કોમોના બારોટ ગણાય છે. અને બાપદાદાના વખતથી વંશાવળી રાખતા આવ્યા છે. પહેલાં તો તેઓ બારોટોની જેમ પોતાની કથાવાર્તાથી લોકોને ઘડીભર મુગ્ધ કરી દેતા, પ્રસંગોપાત વડવાઓની પ્રસંશા કરતા. સમાજ તેમના પ્રત્યે માનની નજરે જોતો. તેમને ભેટ, બક્ષીસ વગેરે આપતો. જેમ ગરોડા એ હરિજન કોમોના બ્રાહ્મણ હતા અને છે તેમ આ લોકો તેઓના બારોટો છે. આજે તેઓ પહેલાંના જેવા બારોટ રહ્યા નથી. જો કે કેટલાંક વિભાગોમાં તેઓ હજુ કથાવાર્તા કરે છે. તથા વંશાવળીઓ રાખે છે. આ સિવાય કેટલાંક વિસ્તારોમાં તેઓ ઢોલનગારાં અને શરણાઓ પણ વગાડે છે. અને ભિક્ષાવૃત્તિથી પોતાનું ગુજરાન ચલાવે છે. આજે પણ દરેક વિભાગમાં તેઓના લત્તા બાંધેલા હોય છે. અને તે પૂરતા તે યજમાન ગણાય છે. અને લોકો તેમને ભિક્ષા આપે છે. આ સિવાય ગામડાંઓમાં તેમની પાસે જમીનો હોય છે અને ખેતી પણ કરે છે. જ્યારે કેટલાંક દહાડિયા મજૂરી કરીને પણ ગુજરાન ચલાવે છે.

ખારાઘોડા પાસે આવેલા પાટડી ગામમાં વસતા તેમજ સૌરાષ્ટ્રના કેટલાંક વિભાગમાં વસતા જે તુરી બારોટો ભવાઇ અને રામલીલા કરવાનો ધંધો કરે છે અને તે માટે ગામે ગામ ફરે છે. તથા બજારોમાં સ્ત્રીનો વેશ ધારણ કરી નૃત્ય કરે છે અને તે દ્વારા જીવન નિર્વાહ ચલાવે છે તેઓ તુરીના નામે ઓળખાય છે. તેઓ મૂળે તુરી બારોટોથી જુદા નથી પરન્તુ આ પ્રકારના વ્યવસાયને લીધે તેઓ જુદા પડતા જાય છે. તેમના અંગે અલગ રીતે આગળ ઉપર વિચાર કરશું.

આ કોમોની વસ્તી ઘણી ઓછી છે. તેઓ હરિજનોની સાથે પોતાના અલગ મકાનો બાંધી વસે છે.

**વંશ અને જાતિ :** આ કોમના વંશની જે કાંઈ માહિતી મળે છે તે ઉપર ચોક્કસ આધાર રાખી શકાય તેમ નથી, પરંતુ તેઓમાં પણ અન્ય હરિજનોની જેમ મુખ્યત્વે પરમાર, રાઠોડ, સોલંકી વગેરે રજપૂત શાખ જોવા મળે છે. ઉપરાંત કોઇક જગ્યાએ કાપડીયા, વેગડીયા, અરજણસરા, ધુરકા, ભાટ, બોધકા મૂળીયાતર, તોતીયા બામણવા વગેરે શાખ પણ જોવામાં આવે છે. તેઓમાં મૂળા, દેસા, અજા, જેસિંગ, પિત્તાંબર, કરસન વગેરે જાતના પુરુષવર્ગના નામો રાખવામાં આવે છે અને સ્ત્રીવર્ગમાં મુખ્યત્વે વખત, ઓની, જેઠી, મોંઘી, કેસર વગેરે નામો પાડવામાં આવે છે. તેઓના વંશ અંગે એક અભિપ્રાય એવો છે કે આ લોકો મૂળે રજપુતાનામાંથી આવ્યા છે અને મૂળે તેઓ રજપૂતોના બારોટો હતા અને કોઇ કારણસર ધર્મભ્રષ્ટ થતાં હરિજનોના બારોટ બન્યા. કેટલાક વિભાગમાં તેઓની કેટલીક રહેણીકરણી, ઘરેણાં, બોલી વગેરેમાં કેટલેક અંશે રજપુતો અને મારવાડની રીતભાત અને સંસ્કૃતિ નજરે પડે છે.

**પહેરવેશ :** તેઓના અસલી પોષાકમાં તો જુવાનવર્ગ સુરવાળ, અંગરખું પહેરતો અને ઘરડા પુરુષો પાસાબંધી કેડિયું અને બોરવાળો ચોરણો પહેરતા, કમરે ભેટ બાંધતા, માથે સફેદ ગોળ પાઘડી બાંધતા અને બારોટના ઠાઠમાં રહેતા. હાલમાં જુદા જુદા વિભાગોમાં થોડો જુદો જુદો પોષાક છે અને ચાલુ જમાનાની તે ઉપર અસર થતાં તેમાં ફેર પડયો છે. આજે તો ચોરણી વા ધોતિયું, શરીરે કેડિયું યા તો પહેરણ અને તે ઉપર કોટ અને માથે પાઘડી બાંધે છે. હાથમાં વીંટી, પહેરણમાં સોના યા ચાંદીના બટનનો સટ તથા કાનમાં બુટીયાં પહેરે છે. કેટલેક સ્થળે ગળામાં રૂદ્રાક્ષની માળા અને હાથમાં ચાંદીના કડાં વગેરે પહેરે છે.

સ્ત્રીઓ સામાન્ય રીતે દસબાર હાથના લાલ રંગના ઘેરવાળાં ઘાઘરા, કાપડાં અને સળંગ બે પની ઓઢણી પહેરે છે. આ ઉપરાંત કેટલેક સ્થળે

કમળા, રણુદા, વગેરે વપરાય છે. ગોહિલવાડ જીલ્લામાં કેટલેક સ્થળે સ્ત્રીઓ ઘાઘરાને બદલે બરવાડણુ જેવી લાલ રંગની ઝમી પણ પહેરે છે. નાકમાં નથ, કાનમાં વેઢલા તથા બુટી, હાથમાં હાથીદાંતના બલોયાં, પગમાં ચાંદીના કડલાં, સોના યા ચાંદીની સાંકળી વગેરે પહેરે છે. કેટલાક વિભાગમાં ગળામાં હાંસડી, માદળીયાં વગેરે પહેરવાની પ્રથા છે.

**ભાષા :** આ કોમની ભાષા તો ગુજરાતી જ છે. પરન્તુ વંશાવળી રાખવાના ચોપડાઓમાં બાળબોધ લિપિ હોય છે અને ભાષા જૂની ગુજરાતી પણ મારવાડી ઢબની હોય છે. આજે આ બારોટો પાસે વંશાવળીના જૂના ચોપડાઓ છે- અને તેઓ તે વાંચી શકે છે. ગુજરાતી તેમજ હિંદી જાણનાર તે પ્રથમ નજર નાખતાં ઊકેલી શકે તેમ નથી. થોડો પ્રયત્ન કર્યા પછી ધીરે ધીરે તે વાંચવાને સમર્થ થઇ શકે પરન્તુ તે બરાબર સમજી શકાતી નથી. ઘણું કરીને આ લિપિ તો કાના માતર વગરની જ હોય છે. આ બારોટો તે જલ્દી વાંચી શકે છે તેમજ સમજી શકે છે. આજે પણ કેટલીક જગ્યાએ આ લિપિમાં જ વંશાવળી રાખે છે. આમ તેઓની વંશાવળીના ચોપડાની લિપિ અને ભાષા પણ કેટલેક અંશે રાજસ્થાન અને મારવાડની પ્રમાણિકા પ્રતિપાદન કરે છે. તેઓના ઘરમાં તથા વ્યવહારમાં તો ગુજરાતી ભાષા જ છે.

**કળા :** કથાવાર્તા વગેરે દ્વારા લોકોના મન હરિ લેવાની તથા તે દ્વારા ચારણો અને બારોટની જેમ પ્રસંગનું આબેહૂબ ચિત્ર રજુ કરવાની તેઓમાં વંશપરંપરાગતથી કળા ચાલી આવે છે. આ સિવાય તેઓ સુંદર ભજનો, ગીતો તથા દુહાઓ ગાઇ શકે છે. આ દુહાઓ દ્વારા વડવાઓના ખૂબ વખાણ અને પ્રશંસા કરી શ્રોતાગણને ઘડીભર ડોલાવી મૂકવાની શક્તિ તેઓમાં હોય છે. પરન્તુ દુર્ભાગ્યે આજે તો તેને યોગ્ય પ્રોત્સાહન મળતું નથી. પરિણામે આ કળા તેમનામાંથી ધીરે ધીરે નાશ પામી રહી છે.

કબીર, જેસલતોરલ, ભાણુ સાહેબ, નરસિંહ, મીરાં વગેરેના ભજનો પણ તેઓ વંશપરંપરાગતથી ગાતા આવ્યા છે. તેઓ પાસે રાવણ હથ્થો,

નરઘાં, વાજા, તબલાં, ઢોલ, શરણાઇઓ વગેરે જાતના અનેકવિધ સાધનો પણ હોય છે.

તેઓના કાવ્યો અને ભજનોના એકાદ બે ઉદાહરણ નીચે છે.

કાવ્ય-(૧) જંતરી વાળો જુવાન, બાલમાં ભૂલો પડયો;
હાથમાં બાલ કમાને, મરઘાંને મારતો ફરે.

ભજન-(૨) કરો વકીલ પૂનરથકો દુઃખ મટે તોરી દવડો,
હૃદયમાં હોજ ભરેલા મેળ, ધોઇલે તેરે મનકો.

આ કોમમાં શિક્ષણનું પ્રમાણ નહીંવત જ છે. અને તેનું કારણ અજ્ઞાનતા અને ગરીબી છે. વંશાવળીના ચોપડા રાખવા તથા લખવા પૂરતી લિપિ તેઓ વંશપરંપરાથી શીખતા. જે વારસદાર હોય તેને પોતાના બાપદાદ તરફથી ખાસ શીખવવામાં આવતી.

બેસતું વર્ષ, શિવરાત્રી, હોળી, જન્માષ્ટમી, નોરતાં, દશેરા, ભાદરવાની અમાસ, જીવણી અગીયારસ વગેરે હિંદુ તહેવારો તેઓ ઉજવતા આવ્યા છે. આ તહેવારો દરમ્યાન સારાં વસ્ત્રો અને ઘરેણાં પહેરે છે. તથા મિષ્ટાન્નમાં સુખડી, શીરો, લાડુ વગેરે રાંધે છે. નવરાત્રિમાં ગરબા ગાય છે તથા રાશ રમે છે. અને માતાને નૈવેદ્ય ધરે છે.

**સામાજિક રીતરિવાજો અને ક્રિયાઓ :** આ લોકોના બધા રીતરિવાજો અને તહેવારો અન્ય હરિજન કોમો જેવાં જ છે. ગર્ભવતી સ્ત્રીનો સાતમે માસે ખોળો ભરવામાં આવે છે. તેમાં સામાન્ય રીતે કન્યાના માવતર પક્ષ તરફથી દીકરીને એકાદ બે જોડ કપડાં આપવામાં આવે છે તથા જમાઇને પણ પાઘડી વગેરે પહેરાવવામાં આવે છે આ સમયે પચાસથી એંસી રૂપીયા સુધી ખર્ચ થાય છે.

બાળકના જન્મ પછી છઠ્ઠે દિવસે છઠ્ઠી ઉજવવામાં આવે છે. બ્રાહ્મણ (ગરોડા) આવી તેનું નામ પાડે છે તે બદલ તેને એક રૂપીઓ આપવામાં

આવે છે. તેમજ કાને પણ કપડું લતું ભેટ આપવામાં આવે છે. સગાસ્નેહીઓ બાળકને જબલું વગેરે ભેટ મોકલે છે.

બાળક મોટું થયા પછી તેના બાળમોવાળા ઉતરાવવામાં આવે છે. તે સમયે નૈવેદ્ય ધરવામાં આવે છે. આ સમયે કેટલીક જગ્યાએ મણ સવા મણ લોટનો એક મોટો રોટલો રાંધવામાં આવે છે. અને પછી તેનો ભૂકો કરી ગોળ ઘી નાખી ચૂરમું બનાવી સૌ જમે છે.

આ કોમમાં વરકન્યાની પસંદગી મુખ્યત્વે માબાપ જ કરે છે. અને લગભગ દસબાર વર્ષની ઉંમરે સગાઇ કરવામાં આવે છે અને લગ્ન પુખ્ત ઉંમરે કરવામાં આવે છે. સગાઇ પ્રસંગે રૂપીયો નાળિયેર અને પાંચ પૈસા તથા સુંદડી વરપક્ષ તરફથી આપવામાં આવે છે. અને સૌને ગોળધાણાં ખવડાવવામાં આવે છે.

બન્ને પક્ષની અનુકૂળતાએ લગ્ન તિથિ ગોઠવવામાં આવે છે. બન્ને પક્ષને ત્યાંથા સૌ સગાસ્નેહીઓને કંકોત્રીઓ લખવામાં આવે છે. તથા લગ્નની પૂર્વ તયારીઓ થાય છે. રાત્રે પ્રાસંગિક ગીતો ગવાય છે. લગ્નને આગલે દિવસે માંડવો નાખવામાં આવે છે. તથા માણેક થંભ રોપાય છે, ગણેશની સ્થાપના કરી પુજા કરવામાં આવે છે. તથા વરકન્યાને પીઠી ચોળવામાં આવે છે. જાન ગામના પાદરમાં આવ્યા પછી સામૈયું કરવામાં આવે છે. તથા વરરાજાને પોંખવામાં આવે છે. લગ્નના દિવસે કેટલીક જગ્યાએ વરકન્યાના માબાપ ઉપવાસ કરે છે. માયરા, પરણેતર વગેરેની વિધિ અન્ય હરિજન કોમોની જેમ કરવામાં આવે છે. વળી લગ્નવિધિ પણ હરિજનોના ગોર ગણાતા ગરોડા (બ્રાહ્મણ)જ કરાવે છે કેટલીક જગ્યાએ લગ્નની બધી વિધિ પત્યા પછી બીજે દિવસે સવારે નવદસ વાગે ફુલેકું કાઢવામાં આવે છે. અને ત્યાર બાદ જમી લીધા પછી સૌ માંડવા નીચે એકઠા થાય છે ત્યાં આગળ હેજ મૂકવાય છે.

કન્યાને જાન સાથે સાસરે વળાવ્યા પછી લગભગ દસેક દિવસ બાદ તેને પાછી તેડી લાવવામાં આવે છે.

સંજોગોવસાત્ નાત પંચની રજા મેળવી આ કોમમાં છૂટાછેડા કરી શકાય છે. તથા વિધવાબાઇને ફરજિયાતપણે વૈધવ્ય પાળવાનું હોતું નથી. વિધવાબાઇના આગલા ઘરના સંતાનો ઉપર તેના મૂળ વાલીવારસોનો અધિકાર ગણાય છે. આ કોમમાં પણ અન્ય કોમોની જેમ ઘુમટો કાઢવાની પ્રથા છે.

**મૃત્યુ :** મૃતદેહને દાટવામાં આવે છે. પરન્તુ દાટતી સમયે તેના પગના અંગૂઠે આગ અડાડવામાં આવે છે. જો મરનાર વૃદ્ધ હોય તો તેનું બારમે દિવસે બારમું કરવામાં આવે છે. આ દિવસે સૌને જમાડવામાં આવે છે. જો શક્તિ હોય તો મરનાર પાછળ આ રીતે હજાર દોઢ હજારનો ખર્ચ પણ કરવામાં આવે છે.

**ધાર્મિક માન્યતા :** આ લોકો પણ અન્ય હરિજનોની જેમ મેલડી, રાજબાઇ, ચામુંડ, મુમાઇ, શક્તિ, ખોડીયાર વગેરે અનેક દેવદેવીઓને માને છે. તેના જુદા મઢ હોય છે. વળી કેટલેક સ્થળે તેના અલગ ભુવા પણ હોય છે. માંદગી વખતે ભુવા પાસે દાણાં જોવડાવવામાં આવે છે તેના કહ્યા અનુસાર દોરા ધાગા કરે છે. યા બાધા માનતા રાખે છે. તે સફળ થયે માતાના નૈવેદ્ય કરે છે.

એકંદરે તેમની આ બધી ક્રિયાઓ તથા વિધિઓ હરિજન કોમના જેવી જ હોય છે ઘણુંખરું તો આ લોકો ગામડાંમાં જ હરિજનો સાથે વસતા હોવાથી તેમનું જીવન પણ ગામડાના હરિજનો જેવું જ હોય છે. જમીનવાળા કુટુંબ મોસમમાં સવારથી તો સાંજ સુધી ખેતી વગેરેના કામકાજમાં રહે છે. દહાડિયા મજૂરો પણ મજૂરી કરવા પાછળ દિવસ ગાળે છે. પ્રસંગોપાત સ્ત્રીઓ પણ ખેત-મજૂરીએ જાય છે. ગામમાં લગ્નપ્રસંગે યા કોઈ ધાર્મિક ઉત્સવ પ્રસંગે પ્રભુની યા ઠાકર ભગવાનની પાલખી વગેરે કાઢવાની હોય તો તેઓ તે સમયે પોતાના ઢોલ-નગારાં અને શરણાઇઓ લઇ આવે છે તથા સૌની આગળ ચાલે છે. પ્રસંગોપાત તેઓ પોતાના યજમાનને ત્યાં ભિક્ષા માગવા જાય છે અને હરિજનો તેમને ભિક્ષા આપે છે.

[૪૪૬]

આ લોકોનો મુખ્ય ખોરાક જુવાર–બાજરાના રોટલા છે. તે સાથે ગામડામાં મળતું શાક યા તો ચણા–તુવેર વગેરેની દાળ ખાય છે. વારતહેવારે યા શુભ પ્રસંગો દરમ્યાન ચૂરમું, લાપસી વગેરે રાંધી જમે છે.

આ લોકો પણ હરિજન કોમોની જેટલા પછાત રહ્યા છે. પરંતુ હરિજન કોમોમાં તેમનો માનમરતબો ઠીક રીતે જળવાતો આવ્યો છે

અહીં પણ સંયુક્ત કુટુંબ વ્યવસ્થા જ જોવામાં આવે છે. સૌ સાથે હળીમળીને રહે છે. તેઓને વસવાટ માટે પૂરતી જગ્યા હોતી નથી. માત્ર બેત્રણ નાની નાની ઓરડીઓમાં જેમ તેમ કરી સંયુક્ત કુટુંબનો સમાવેશ કરે છે.

એકંદરે આ વર્ગ ગરીબ અને અમુક અંશે કામધંધા વગરનો છે. આજે તે બધાને કમાણી આપી શકે એવો ખાસ વ્યવસાય નથી. કથા–વાર્તા, ઢોલ, નગારાં, શરણાઇ, દહાડિયા–મજૂરી કે ભિક્ષાવૃત્તિમાંથી આજે તેમને પેટપુરતુ મળી શકતું નથી. મોટા ભાગના લોકો દેવાદાર હોય છે અને મુખ્યત્વે તો જીવનનિર્વાહના ખર્ચને તેમજ સામાજિક ખર્ચને પહોંચી વળવા માટે તેઓને દરવર્ષે થોડુંઘણું પણ દેવું કરવું પડે છે અને તે વળી પાછું ભરપાઈ પણ કરી આપે છે.

કથાવાર્તા વગેરે કરવાની તેમનામાં જે વંશપરંપરાગતથી કળા વારસામાં મળતી આવે છે. તે સંઘરી રાખવી ઘટે. તેમને પ્રોત્સાહન આપી તે વધુ વિકસે તે માટે ઘટતાં પગલાં લેવા ઘટે. ખરેખર આ વસ્તુ વિકસાવવા તથા ખીલવવા જેવી છે.

# તુ.....રી

આ લોકો મુખ્યત્વે ભવાઇ, રામલીલા, નાચગાન, કથા–વાર્તા, ભજનો વગેરે કરી પોતાનું ગુજરાન ચલાવે છે. તેઓ માત્ર હરિજન કોમોમાં જ ભવાઇ તથા રામલીલા કરે છે. ચોમાસું ઉતરતા તેમની જુદી જુદી ટોળીઓ આજુ-બાજુના તેમજ દૂરદૂરના ગામોમાં જાય છે. સરસામાન ઉચકવા માટે પોતાની સાથે ઘોડા રાખે છે. અને ઘણું કરીને તો પગપાળા એક ગામથી બીજે ગામ જાય છે. હરિજનો તેમને સારો આવકાર આપે છે તથા વાસમાં ઉતરવાની તથા ભવાઇ યા રામલીલા કરવાની સગવડતા પૂરી પાડે છે. બે ચાર દિવસ એક ગામમાં રહે છે. રાત્રે રામલીલા, ભવાઇ, ભજનો તથા કથા વાર્તા કરી લોકોને મુગ્ધ કરે છે. આ સમયે ગામડાંના અન્ય લોકો પણ હરિજનવાસમાં તેમનો કાર્યક્રમ જોવા આવે છે. લોકો તેમને પોતાની શક્તિ અનુસાર પૈસા આપે છે. આમ તે લગભગ સાત આઠ માસ ગામડાઓમાં ફરે છે. તે દર-મ્યાન વચ્ચે એકાદ બે વાર પોતાને ઘરે પણ આવી જાય છે.

રામલીલામાં તેઓ સ્ત્રીના પાત્રો પણ ભજવે છે. આ માટે કેટલાંક તો સ્ત્રી જેવા કાયમી લાંબા વાળ પણ રાખે છે. વળી એકાદ જણ ઘાઘરી પોલકું, ઓઢણી અને ઘરેણાં વગેરે પહેરી સ્ત્રીનો વેશ ધારણ કરી શહેરો અને ગામડાંના બજારોમાં નાચ કરે છે. તેની સાથેના બીજા તુરી લોકો આ નૃત્ય સમયે ઢોલ નગારાં અને શરણાઇ પણ વગાડે છે. વળી બીજા એકાદ-બે જણ નાચે પણ છે. તેમને જોવાં લોકોના ટોળેટોળાં ભેગા થાય છે.

આ લોકો મૂળે તો તુરી બારોટ જ છે. તેમનાથી અલગ નથી તેઓનો મૂળ ધંધો ચોપડા રાખવા, વંશાવળી રાખવી, તથા કથાવાર્તા કહેવી. આ વસ્તુની ધીરે ધીરે મહત્તા ઓછી થવા પામી. તેમના જીવન નિર્વાહનો

પ્રશ્ન ઊભો થયો. કોઇ ખેતી તરફ વળ્યું તો કોઇ બીજા ધંધા તરફ વળ્યા. ત્યારે આ લોકો કથાવાર્તા કહેવાની સાથે કરી બતાવતા પણ થયા. રામલીલા અને ભવાઇ કરવા માંડી. આ ધંધો ચાલુ રાખવા માટે તેઓ ગામેગામ રખડવા લાગ્યા અને રામલીલા, ભવાઇ વગેરે કરી તેની આવકમાંથી ગુજરાન ચલાવવા લાગ્યા. તેમજ શહેરો અને ગામડાંની ગલીઓમાં સ્ત્રીનો પોષાક પહેરી નાચવા લાગ્યા એ દ્વારા ગુજરાન ચલાવતા થયા પરન્તુ આ પ્રકારનો ધંધો અમુક વિભાગમાં વસતા અને તે પણ ખાસ કરીને તો ઝાલાવાડ જીલ્લાના દસાડા તાલુકાના સીમાડા પરના ગામોમાં તેમજ પાટડીમાં વસતા તુરી બારોટોએ આ વ્યવસાય અપનાવ્યો. અને તેઓ તુરી તરીકે ઓળખાવા લાગ્યા.

તુરી અને તુરી બારોટ જુદા નથી પણ આ રામલીલા અને ભવાઈ કરનાર તુરી બારોટો અને અન્ય તુરી બારોટો વચ્ચે આજે લગ્ન વ્યવહાર કરવામાં બાધ નથી અને પહેલાં ન હતો. પરન્તુ વાસ્તવમાં તો તેમ કરવામાં આવતું નથી તેથી આ બન્ને કોમ અલગ જણાય છે એક કોમને તુરી તરીકે અને બીજી કોમને તુરી બારોટ તરીકે ઓળખવામાં આવે છે. પરન્તુ બન્ને એક જ હોવાથી તેઓના રીતરિવાજો, ધાર્મિક ક્રિયાઓ વગેરે બધુ સરખું જ છે માત્ર ક્યાંક થોડો ફેર છે. અને નાણાંકિય લેવડ દેવડના પરસ્પરના વ્યવહારમાં થોડો ફેર છે.

આ તુરી લોકો આજે વંશપરંપરાથી ગાવા બજાવાનું તથા રામ-લીલા અને કથાવાર્તા કરતા આવ્યા હોવાથી કહેવાતા તુરી બારોટો કરતાં આ બધા ગુણો અને કળાઓનો વારસો આ કોમમાં ઘણી સારી રીતે જળવાયો છે તથા વિકસવા પામ્યો છે. જ્યારે તુરી બારોટોમાં આ વસ્તુ લગભગ ભૂંસાવા પામી છે.

તુરી લોકોના બાળકોના ગળાં જન્મથી જ સુંદર હલકવાળાં અને મધુર સ્વરના હોય છે. વળી વાતાવરણ અને સંસ્કારમાં એજ વારસો મળે તેથી તેઓ ભજનો, ગીતો અને આધુનિક ઢબના સીનેમાના ગાયનો ખૂબ જ

સુંદર રીતે ગાઈ શકે છે. કલાકોના કલાકો એકધારી રીતે ગાવા છતાં તેઓ ભાગ્યે જ થાકે છે.

તેમની દંતકથાઓ અને વાર્તાઓ સૂરાતન અને વીરરસથી ભરપુર હોય છે. તેમાં પ્રસંગોપાત દુહાઓ લલકારી શ્રોતાઓને મુગ્ધ કરે છે, કથામા હાથના હાવ ભાવ કરી પ્રસંગનું આબેહૂબ ચિત્ર નજર સમક્ષ રજુ કરે છે "ધનનનનનન, ધનનનનનન, થનન્થનન્ ધનન્ધનન્ વગેરે જાતના વચ્ચે વચ્ચે અવાજો કરી રાજા મહારાજાના પરાક્રમોનું વર્ણન કરે છે. સાથે નરઘાં, વાજા, તબલાં વગેરે વગાડી તાલબદ્ધ રીતે તેના સૂર સાથે અવાજ મિલાવે છે. અને કથાનું એક અનેરું અને ભવ્ય વાતાવરણ ઊભું કરે છે. રામલીલામાં સોરઠી પ્રેમલીલાઓ તેમજ હરિશ્ચંદ્ર, નરસિંહ મહેતા વગેરે નાટકો પણ ઘણા સુંદર સૂરે ભજવે છે.

ભજનોમાં મુખ્યત્વે કબીર, જેસલ-તોરલ, ભાણ સાહેબ, નરસિંહ, ત્રીકમદાસજી વગેરેના ગાવામાં આવે છે.

જો આ લોકોને યોગ્ય પ્રોત્સાહન અને માર્ગદર્શન આપવામાં આવે તો સારી નાટક કંપનીઓ પણ ઊભી કરવાની શકયતા છે. અજ્ઞાનતા, નિરક્ષરતા, અસ્પૃશ્યતા અને ગરીબી આજે તો તેમને ઘેરી વળી છે અને તેમને ઊંચા આવવા દેતી નથી.

આ કોમ પોતાને ભંગી, નાડિયા અને સેનવાથી ઊંચા માને છે. તેઓના ઘરનું ખાણું તેઓ લેતા નથી. વણકર, ચમાર વગેરે અન્ય હરિજન કોમોના જે બ્રાહ્મણ (ગરોડા) છે તે જ તેમના પણ બ્રાહ્મણ છે. વળી બ્રાહ્મણ સાધુ (ગરોડામાંથી થયેલા બાવા)ઓનું તેઓ વિશેષ માનપાન જાળવતા આવ્યા છે. જો આ હરિજન બ્રાહ્મણ સાધુને નજીકના ગામ જવું હોય તો તે તેને પોતાના માલસામાન લઇ જવા તથા મુસાફરી કરવા માટે પોતાના ઘોડા આપે છે અને એ રીતે પોતાનો માનમર્તબો જાળવે છે.

અહીં પણ સંયુક્તકુટુંબ વ્યવસ્થા જોવામાં આવે છે. સ્ત્રીઓ પણ દહાડિયા ખેત-મજૂરી કરે છે. પુરુષો વર્ષના સાતઆઠ માસ આજુ-બાજુના ગામડાંઓમાં રામલીલા, ભવાઈ વગેરે કરવા જાય છે. તેમાંથી તેઓ નિર્વાહ પૂરતું મેળવી શકે છે. સરેરાશ સંયુક્ત કુટુંબદીઠ બાર માસની લગભગ પાંચસો રૂપીઆ આવક થાય છે. તેમાં ખેત-મજૂરીની, અન્ય મજૂરીની તથા રામલીલા અને ભિક્ષા વગેરે બધી આવકનો સમાવેશ થાય છે. આ આવક-માંથી તેઓ પોતાનું ગુજરાન ચલાવે છે તથા સામાજિક ખર્ચને પણ જેમ તેમ કરી પહોંચી વળે છે. મોટા ભાગનાને દર વર્ષે થોડુંઘણું સામાન્ય દેવું કરવું પડે છે અને તે મોટે ભાગે તો અંદરો અંદરથી જ લે છે અને બીજે વર્ષે પાછું ભરપાઈ કરે છે. તેઓનું જીવનધોરણ પણ ઘણું નીચું છે. તેઓ તે વધારવા ઇચ્છે તો પણ આર્થિક સ્થિતિને કારણે વધારી શકે તેમ નથી.

# ગ.....રો.....ડા (હરિજન બ્રાહ્મણ)

જુદી જુદી હિંદુ જ્ઞાતિઓમાં જેમ સૌ સૌના ગોર બ્રાહ્મણ વગેરે જુદા જુદા હોય છે તેમ હરિજનોના પણ ગોર બ્રાહ્મણ જુદા હોય છે. તેઓ ગરોડાના નામે ઓળખાય છે. પણ સવર્ણ કોમના બ્રાહ્મણોથી તેઓ જુદા છે. તેમજ અસ્પૃશ્ય પણ છે. પરન્તુ હરિજન કોમોમાં તેઓનું ઊંચું સ્થાન છે. તેમને પોતાના ગોર તેમજ બ્રાહ્મણ ગણી સન્માને છે.

આ લોકોનો મુખ્ય ધંધો લગ્ન, જન્મ, મરણ તથા અન્ય શુભ પ્રસંગે ધાર્મિક ક્રિયાઓ કરાવવાનો છે તે બદલ તેઓને દક્ષિણા આપવામાં આવે છે. આ સિવાય તેઓ પોતે પણ હરિજન કોમોમાં ભિક્ષા માંગવા જાય છે. અને લોકો તેમને પોતાના ગોર સમજી મુઠ્ઠી મુઠ્ઠી દાણા આપે છે. અને એ દ્વારા પોતાનો જીવન નિર્વાહ ચલાવે છે. આમ યજમાન વૃત્તિ એ તેમનો મુખ્ય વ્યવસાય ગણાય આ ઉપરાંત કેટલાક જોષ પણ જુએ છે.

યજમાન વૃત્તિ માટે તેઓના ગરાસો બાંધવામાં આવેલા હોય છે. એટલે કે અમુક પંદર વીસ ગામડાંઓમાં ત્યાંના ગરોડા કુટુંબના જ લોકો ભિક્ષા માટે ફરી શકે. પોતાના નિશ્ચિત કરેલાં ગામો સિવાય તેઓ બીજે જતા નથી તેમજ બીજા વિભાગમાં પણ આ કોમના લોકો પોતાનો વિભાગ છોડી બીજે જતાં નથી. પરિણામે એક જાતની વ્યવસ્થા અને પરસ્પરના સંબંધો જળવાઈ રહેવા પામે છે.

આ લોકો હરિજનોની સાથે જ પોતાના ઝૂપડાં બાંધી વસે છે. અને તેમની સાથે જ રહી જીવન વીતાવે છે. સૌરાષ્ટ્રમા લગભગ તેઓ બધેજ સ્થળે જોવા મળે છે.

[૪૫૨]

આ કોમમાં શ્રીમાળી, રત્નોતર, તપોધન, શુક્લ, પુરાણીઆ, ગેડીઆ, દવે, ડાભડીઆ, ભાડ, રામોતર જાતની શાખ પણ જોવામાં આવે છે.

પુરુષોના નામોમાં પુંજારામ, પ્રેમશંકર, કરસનદાસ, ગાંડાલાલ, વાલા, વાલજી, વગેરે પાડવામાં આવે છે. તથા સ્ત્રીઓમાં કંકુ, દીવી, જડું, ગગુ વગેરે નામો રાખવામાં આવે છે.

કેટલીક હરિજન કોમોમાં મૃતદેહને આ ગોરનો હાથ અડાડી મૃતદેહને દફનાવવામાં આવે છે. તથા તે સમયે આ ગોર ગાયત્રી મંત્ર બોલે છે.

પોષાકમાં તેઓ મુખ્યત્વે ધોતિયું, પહેરણ યા ખમીશ પહેરે છે તથા માથે સફેદ સાદી પાઘડી બાંધે છે. જયારે સ્ત્રીઓ ચારપાંચ વારના ઘેરવાળા ઘાઘરા, પોલકાં તથા માથે ઓઢણી પહેરે છે કયારેક ચોળી, બાંધણી સાડી વગેરે વસ્ત્રો પણ પહેરે છે. જુદા જુદા ભાગોમાં તેમના પોષાકમાં કેટલેક અંશે ફેર હોય છે.

ઘરેણામાં સ્ત્રીઓ મુખ્યત્વે નાકમાં ચૂંક, કાનમાં રૂપાના ઠોળિયાં તથા રૂપાની વાળી અને ગળામાં રામનામી અથવા સામાન્ય હાર, કાંડા પર હાથીદાંતની ચૂડી, કડું તથા પગમાં તોડા, કડલા વગેરે પહેરે છે.

આ લોકોની ભાષા તો ગુજરાતી જ છે; પણ તેઓ ગામઠી ઢબે સ્થાનિક બોલી બોલે છે.

ભજન તથા કથાવાર્તા વગેરેનું તેમના જીવનમાં સારું એવું સ્થાન છે. પ્રસંગોપાત કેટલાક વિભાગમાં તો તેઓને કથા કહેવા આમંત્રણ પણ આપવામાં આવે છે અને તેઓ ઘણી સુંદર રીતે કથા કરતા હોય છે. નવરાત્રિના સમયમાં સ્ત્રીઓ અન્ય હરિજન કોમની સાથે ગરબા ગાય છે તથા રાસ વગેરે રમે છે. ભજનો પણ સારાં ગાતા હોય છે. તેમાં મુખ્યત્વે મીરાં, તુકારામ, ત્રીકમદાસજી, રવી સાહેબ, મોરાર સાહેબ, અમથા ભગત વગેરેના ભજનોનો સમાવેશ થાય છે.

ધાર્મિક વિધિઓ કરાવતી સમયે તેઓ મુખ્યત્વે ગુજરાતી ભાષામાં જ બધા મંત્રો અને શ્લોકો બોલે છે. શ્લોકો અંગેની પુસ્તિકા છાપેલી મળે છે. તેમાંથી વાંચી મોઢે કરી લે છે. જો કે પહેલાંના લોકો વંશપરંપરાથી કંઠસ્થ રાખતા. હવે તો આ રીતે જ મોટે ભાગે કરવામાં આવે છે. વળી સવર્ણ કોમના બ્રાહ્મણોની જેમ લગ્નવિધિ વખતે બધા મંત્રો બોલે છે તેમ આ લોકો કરતા નથી. થોડાઘણા મંત્રો બોલાવી વિધિ પૂરી કરાવે છે.

અક્ષરજ્ઞાનનું તેમજ કેળવણીનું પ્રમાણ આ કોમમાં નહિવત જ છે. જો કે હવે તેઓ આ બાબતમાં કેટલેક અંશે જાગૃત થયા છે.

આ લોકો લગભગ દરેક હિંદુ તહેવાર પાળે છે. અમુક તહેવારોને દિવસે તેઓ ધાર્મિક પુસ્તકોમાંથી કથા વાંચે છે. અમુક તહેવારોમાં તેમને ઘેર બેઠાં દરેક પંચ તરફથી શીખ તરીકે રોકડ રકમ અને અનાજ પહોંચતું કરવામાં આવે છે.

## સામાજિક રીતરિવાજો અને ક્રિયાઓ

સ્ત્રીઓ માસિકધર્મ દરમ્યાન સામાન્ય રીતે ચાર પાંચ દિવસ સુધી આચાર વિચારના નિયમો પાળે છે તથા ચૂલે અડતી નથી અને માતાના સ્થાનકે જતી નથી. સ્ત્રીને ગર્ભ રહ્યા બાદ અનુકૂળતાએ પાંચમે યા સાતમે માસે ખોળો ભરવામાં આવે છે. કન્યાના માવતર પક્ષને ત્યાંથી બે ત્રણ જણ કન્યાના સાસરીયાને ત્યાં આ નિમિત્તે આવે છે. તે સાથે પોતાની દીકરીને આપવા માટે બે ત્રણ જોડ નવા વસ્ત્રો પણ આણે છે. ખોળા ભરણાં સમયે અન્ય સગાસ્નેહીઓને પણ બોલાવવામાં આવે છે. તથા બે ટંક સૌને જમાડવામાં આવે છે. તેમાં મુખ્યત્વે તો ચુરમુ દાળભાત વગેરે રાંધવામાં આવે છે.

ખોળો ભરતી સમયે વરકન્યાને સામસામા ઉભા રાખી તેમને ચાંદલા કરવામાં આવે છે. સ્ત્રીઓ ગીતો ગાય છે. તથા કેટલીક જગ્યાએ બાજુને પથરાણા ઉપર સોપારી તથા પૈસા મૂકી જેટલા માસ થયા હોય તેટલા ડગલાં ભરાવી બાજુના ઘરે લઇ જવામાં આવે છે તથા માવતરપક્ષ

[૪૫૪]

તરફથી કપડાંલત્તા આપવામાં આવે છે. જો શકિત હોય તો જમાઇને પણ પાઘડી બંધાવવામાં આવે છે. આ રીતે ખોળાભરણાની ક્રિયા પૂરી થાય છે. તેમાં પચાસથી પોણોસોનો ખર્ચ થાય છે.

આ કાળ દરમ્યાન સ્ત્રીને ખટાશ, તેલ, તિખાશ અથવા વિકારી ચીજો અતિશય પ્રમાણમાં ખાવા દેવામાં આવતી નથી તથા ગજા ઉપરાંતનું ભારે કામ કરવા દેવામાં આવતું નથી. સામાન્ય રીતે પ્રથમ સુવાવડ પિયરમાં જ કરવાનો આગ્રહ રાખવામાં આવે છે. છતાં પરિસ્થિતિના કારણે કેટલીકવાર સાસરે પણ કરવામાં આવે છે. ગર્ભકાળ દરમ્યાન બાઇ સાથે કુટુંબીજનો સારો માયાળુ વર્તાવ રાખે છે. સુવાવડ ઘરે જ કરવામાં આવે છે. આ પ્રસંગે તેમની જ કોમની સુયાણીને બોલાવવામાં આવે છે. જો તે ન હોય તો ગામમાં બીજી ગમે તે કોમની સુયાણીને બોલાવવામાં બાધ હોતો નથી.

સામાન્ય રીતે પુત્રી જન્મ કરતાં પુત્ર જન્મથી વધારે હર્ષ મનાય છે. બાળકના જન્મ પછી છઠ્ઠી ઉજવવામાં આવે છે. આ સમયે સા સગા સ્નેહીઓ ભેગા મળે છે. બાળક તથા તેની માતાને કંકુના ચાંદલા કરવામાં આવે છે. તેમજ ઘીનો દીવો વગેરે કરવામાં આવે છે ...

સામાન્ય રીતે રાશિ જોઇ બાળકનું નામ પાડે છે. છઠ્ઠીના દિવસે સગા સ્નેહીઓ તરફથી બાળકને ઝભલું વગેરે ભેટ આપવાની પ્રથા નથી.

**લગ્નપ્રથા :** આ કોમમાં પહેલાં બાળલગ્નોનું પ્રમાણ વિશેષ હતું. પરન્તુ હવે બાળલગ્નો ખાસ થતાં નથી છતાં ચૌદ પંદર વર્ષના છોકરાંના લગ્ન કરવ માં આવે છે એવું સાંભળવામાં આવે છે.

બીજી તરફ સગાઇ તો બાળપણમાં જ કરવામાં આવે છે. જો કે કેટલીક જગ્યાએ તો ઘોડિયામાં હોય ત્યારે જ સગાઇ કરવામાં આવતી હાલમાં પાંચ છ વર્ષની ઉંમરે પણ કરવામાં આવે છે.

ગાંધર્વ કે પ્રેમલગ્નો કરવાની સમાજમાન્ય પ્રથા આ કોમમાં

હોતી નથી. તેમજ સવેલું ઉપાડી જઇને અથવા કોઇની કુંવારી કન્યા ઉપાડી જઇ લગ્ન કરવાની સમાજ માન્ય પ્રથા નથી. તેમજ એવા કિસ્સા પણ બનતા હોતા નથી. છતાં જો થાય તો એક બીજાની નાણાંકીય લેવડદેવડના ઝઘ-ડાનો પંચ રૂબરૂ નિકાલ કરવો પડે છે. આ કોમમાં વિના કારણે એક કરતાં વધુ પત્ની કરવાની પ્રથા હાલમાં નથી. પરન્તુ સંતાન ન થતું હોય યા બીજા કોઇ એવા ખાસ પ્રસંગે બીજી પત્ની કરવામાં આવે છે.

વિધવા બાઇને ઘરઘરણું કરવાની છૂટ હોય છે. બને ત્યાં સુધી તો માવતર જ વિધવા બાઇની સંમતિ મેળવી કોઇ લાયક વિધૂર સાથે ઘરઘરણું કરાવી આપે છે. આ ઘરઘરણામાં બસોથી ત્રણસો રૂપીઆ આપવા પડે છે. બાઇના આગલા ઘરના સંતાન હોય તો તે પર તેના મૂળ વાલીવારસોનો હક ગણાતો હોઇ તેમને સુપ્રત કરવા પડે છે. જો બાઇનો દિયર કુંવારો હોય અને તેની સાથે સંબંધ બાંધવાની બાઇની મરજી હોય તો દેરવટું પણ કરવામાં આવે છે.

જો વરકન્યાને કોઇ કારણસર અણબનાવ થાય તો છૂટાછેડા કરવાની પ્રથા છે. એકબીજાનો નાણાંકીય લેવડદેવડનો વ્યવહાર પતાવી છૂટાછેડા જાહેર કરી એકબીજાને બીજે ઘરઘરણુ કરવાની છૂટ હોય છે.

વરકન્યાની પસંદગી તો મુખ્યત્વે માબાપ જ કરે છે. એકજ કુળ કે ગોત્રમાં લગ્ન થતા નથી. તેમજ નજીકના અંગત મામા ફઇના દિકરા દિક-રીઓ વચ્ચે પણ લગ્ન સંબંધ જોડવામાં આવતો નથી. પરન્તુ ઝાલાવાડ બાજુ કેટલાંક વિભાગોમાં વરે પરણે છે. પણ દૂરની સગાઇએ ફઇ મામાનો સંબંધ નીકળતો હોય તો તેનો બાધ ગણાતો નથી. શિક્ષણને મહત્વ આપ-વામાં આવતું નથી. પણ કન્યા ઘર કામકાજમાં કેવી ઉપયોગી થશે, તેને રસોઇ રાંધતા આવડે છે કે નહીં વગેરે જોવામાં આવે છે.

સગાઇની વિધિ અન્ય અસ્પૃશ્ય કોમોની જેમજ કરવામાં આવે છે. આ કોમમાં દેજની રકમ જુદી જુદી જગ્યાએ જુદી જુદી હોય છે. કેટલીક

[૪૫૬]

જગ્યાએ ૪૪૧) રૂા. નો કેટલીક જગ્યાએ ૭૫૧) રૂા. હોય છે. અને ત્યાર પછી માંડવા નીચે સૌની રૂબરૂમાં આપવાનું નક્કી કરવામાં આવે છે. કારણોવશાત સગાઇ તોડવાની પણ પ્રથા છે.

અન્ય અસ્પૃશ્ય કોમોના જેવી જ આ કોમમાં બન્ને પક્ષને ત્યાં પૂર્વ તૈયારીઓ થાય છે પણ જાન રવાના થયા પછી કન્યાના ગામને પાદરે જઇ થોભે છે. તેની જાણ થયા પછી જ કન્યાપક્ષને ત્યાં માણેકસ્થંભ રોપવામાં આવે છે તથા માંડવો નાખી ગણેશની સ્થાપના કરવામાં આવે છે. જ્યારે કેટલીક જગ્યાએ જાન આવવાની હોય તે દિવસે સવારે આ બધું પતાવી લેવામાં આવે છે અને જાન આવ્યા પછી સામૈયાની તૈયારીઓ કરવામાં આવે છે. આ સામૈયાની વિધિ પણ અન્ય હરિજન કોમોના જેવી જ અહીં થાય છે. જાનનું સામૈયું કરી સૌથી પ્રથમ તેને માંડવે ઊભી રાખવામાં આવે છે: કેટલીક જગ્યાએ વરરાજા માંડવાના તોરણે આવી પોતાની તલવારથી માંડવાના તોરણના પાંદડાને અડે છે. ત્યાર પછી સામાન્ય રીતે જાન તથા વરરાજાને ઉતારે લઇ જવામાં આવે છે. કેટલીક જગ્યાએ વરરાજાને માંડવે જ ઉતારો આપવામાં આવે છે. જાન થોડો સમય અહીં વિસામો લે છે. પછી સૌને જમવા તેડી જવામાં આવે છે. જમી રહ્યા પછી સૌ માંડવે આવે છે. આ સમયે માંડવામાં સાસુ વરરાજાને પોંખે છે. કેટલીક જગ્યાએ પોંખ્યા પછી વરરાજા રસ્તામાં મૂકેલ કોડિયું ફોડીને માંડવા નીચે જાય છે. જો કોડિયું ન ફૂટે તો હસે છે. કોડિયું ન ફોડી શકવાને બદલ બ્રાહ્મણને એક પૈસો આપવો પડે છે. માંડવા નીચે પ્રથમ વરરાજાને બેસાડે છે. તેને સુરવાળ, વાઘા, સાફો તથા કમરે બેટ અને તલવાર બાંધેલા હોય છે વર માંડવે આવ્યા બાદ કન્યાને બોલાવવામાં આવે છે. તેને ઘુમટો કાઢેલો હોય છે. આ સમયે બન્નેને સામસામા બેસાડવામાં આવે છે. બ્રાહ્મણ હસ્તમેળાપ વગેરેની વિધિ પતાવે છે. તથા વરકન્યાના છેડાછેડી બાંધવામાં આવે છે. તેમજ ફેરા ફેરવવામાં આવે છે, કુલ ચાર ફેરા ફેરવાય છે. ત્યાર બાદ કન્યાદાનની વિધિ થાય છે. તેમાં શક્તિ અનુસાર કન્યાને તેના માવતર તરફથી

બસો-ત્રણસો રૂપીઆના દરદાગીનાં, કપડાં વગેરે આપવામાં આવે છે. કે' લીક જગ્યાએ ગોદડાં, ગાદલાં રજાઇઓ વગેરે પણ આપવામાં આવે છે. આ પહેલાં વરપક્ષ તરફથી કન્યાના માવતરને માંડવા નીચે સૌની રૂબરૂ અગાઉ જોઇ ગયા તે મુજબ દેજ પેટે રોકડા નાણાં ગણી આપવામાં આવે છે. અને કન્યાદાન પછી સૌ સગાસ્નેહીઓ તરફથી પોતાની શક્તિ અનુસાર બબ્બે રૂપીઆ હાથગરણામાં ચૂકવવામાં આવે છે. આ રીતે લગ્નવિધિ પૂરી થાય છે.

સામાન્ય રીતે જાનને ત્રણ ટંક રોકવામાં આવે છે. જમણમાં સુખડી, ગાંઠીયા, ખીચડી, ચણા વગેરે જમાડવાનો મહિમા છે. ઘરે આવ્યા પછી માતાના સ્થાનકે જઈ બ્રાહ્મણ પાસે છેડાછેડી તથા મીંઢોળ છોડાવવામાં આવે છે. આ કોમમાં વરપક્ષને લગ્નપ્રસંગે હજારથી દોઢહજારનો ખર્ચ થાય છે અને કન્યાપક્ષને પાંચસોથી હજારનો ખર્ચ થાય છે. વધારે શક્તિશાળી લોકો વધુ ખર્ચ કરે છે

**મૃત્યુ :** આ કોમમાં મૃતદેહને કેટલાક વિભાગોમાં દાટવામાં આવે છે જ્યારે કેટલાક વિભાગમાં બાળવામાં આવે છે. અન્ય કોમોના જેવી જ આ કોમમાં મૃતદેહની સંસ્કાર વિધિઓ કરવામાં આવે છે. જેવી કે ટાઢી ઠારવી, વાળ ઉતરાવવા વગેરે. જો મરનાર આધેડ વયનો હોય તો તેનો દહાડો કરવામાં આવે છે. તેમાં સૌ સગાંસ્નેહીઓને ચૂરમું, ગાંઠીયા વગેરેનું જમણ આપવામાં આવે છે. કેટલીકવાર તે પાછળ પાંચસોથી હજાર રૂપિયાનું ખર્ચ કરવામાં આવે છે.

મરનાર કોઇ વીરપુરુષ હોય યા બહાદુરીથી મર્યો હોય કે "સાધુસંત યા ભગત કે ભૂવો હોય તો તેની ખાંભી કરવામાં આવે છે અને તેના વંશજો તેને પૂજે છે.

**ધાર્મિક માન્યતાઓ અને વિશ્વાસ :** આ લોકો ધર્મે હિંદુ હોઇ મૂર્તિપુજામાં તથા દેવદેવીઓમાં માને છે. મુખ્યત્વે રામદેવપીરને તેમજ પીઠળ-દેવી, ચામુંડ, મેલડી વગેરે માતાને વિશેષ માને છે. દરેકની કુળદેવીઓ જુદી

[૫૫૮]

જુદી હોય છે. તેમજ માતાના ભૂવા પણ અલગ હોય છે. માંદગી પ્રસંગે ભૂવા પાસે દાણાં પણ જોવડાવે છે તથા તેના કહેવા મુજબ બાધા-માનતા રાખે છે. તેમાં સફળતા મળ્યા પછી માતાજીને નૈવેદ્ય વગેરે ધરે છે. પશુઓનો ભોગ હાલમાં ધરવામાં આવતો નથી. આ લોકોના ઘરમાં પોતાની કુળદેવીનો મઢ હોય છે. ત્યાં પ્રસંગોપાત પૂજાપાઠ કરે છે. ઘીનો દીવો કરી, ધૂપ કરી, નૈવેદ્ય ધરે છે. કેટલીક જગ્યાએ તેમના વાસમાં માતાજીની દેરી પણ હોય છે. ત્યાં પણ પ્રસંગોપાત ભેગા થાય છે. નવરાત્રિમાં દશેરાના આગલા દિવસે સૌ લાપસી, ચુરમું વગેરે ધરે છે. તેમજ ભૂત-વળગાડમાં પણ આ લોકો વિશ્વાસ ધરાવતા આવ્યા છે. તેઓ સવર્ણ બ્રાહ્મણોની જેમ અહીં પણ કેટલાક લોક સવારસાંજ પૂજાપાઠ કરે છે તથા ધર્મનું ધ્યાન ધરે છે.

ગોરપણું તથા યજમાનવૃત્તિ એ તેમનો મુખ્ય વ્યવસાય છે. વર્ષમાં પાંચ-છ લગ્ન તેમજ પાંચ-છ મૃત્યુ પ્રસંગ અને ચારપાંચ અન્ય ધાર્મિક ક્રિયાઓ કરવા બદલ લગભગ ચાલીશ પચાસ રૂપીઆ દક્ષિણામાં મેળવે છે વળી બબ્બે કે ત્રણ ત્રણ દિવસે સવારે જોળી લઇ માંગવા જાય છે. તેઓ મુખ્યત્વે તો આજુબાજુના ગામમાં વસતા હરિજનોમાં જ માંગવા જાય છે. હરિજનો તેમને મુઠ્ઠી મુઠ્ઠી જુવાર બાજરીના દાણાં આપે છે. તેઓ રાંધેલું ધાન પણ ભિક્ષામાં સ્વીકારે છે. આ રીતે મહીને માંડ શેર બાર શેર દાણાં ભિક્ષામાં મેળવે છે. એટલે બાર મહીને ત્રણ ચાર મણ દાણાં મળે. એટલે લગભગ ૨૫ થી ૩૦ રૂપીઆના ગણાય દિવાળી, હોળી, જન્માષ્ટમી વગેરે વાર તહેવારના દિવસે ભિક્ષા માંગવા જતા નથી. આ સિવાય તેઓ મોસમની સીઝનમાં ખેત મજૂરી કરે છે. તેમાંથી બારેક માસના પોણોસોથી સો રૂપીઆ મેળવે છે. તેમજ બીજા વરાની આવક વગેરેનો હિસાબ ગણતાં બાર માસે લગભગ ત્રણસોથી પાંચસોની આવક કરે છે. અને તેમાંથી પોતાનો નિભાવ કરે છે. પરન્તુ જે ગોર બ્રાહ્મણ વધુ આવડતવાળો હોય છે. તથા હરિજનોમાં સારી છાપ પાડી શકાયો હોય છે. તેને ભિક્ષા તથા દાનમાં પ્રસંગોપાત વિશેષ

[ક્રમશ:]

મળે છે. આવા કેટલાક ગોર મહારાજોની સ્થિતિ અન્ય હરિજન કોમો કરતાં સારી હોય છે. થોડી ઘણી મૂડી મિલ્કત પણ કરી શકયા હોય છે.

હરિજન સમાજમાં એકંદરે આ લોકોનું સ્થાન કંઇક અંશે ઊંચું છે આ લોકોને વણકર તથા ચમારને ત્યાંનું અનાજ ભિક્ષાવૃત્તિમાં ખપે છે. પણ તેઓ ભંગીના ઘરનું સ્વીકારતા નથી. ભંગી લોકોના ગોર બ્રાહ્મણ જુદા હોય છે અને એ તેમની ભંગી કોમ પૂરતા જ હોય છે.

# બા....વા....ઢે....ઢ

હરિજન કોમોમાં પણ પોતાના અલગ બાવાસાધુઓ હોય છે અને બીજા બાવાસાધુઓમાં તેઓ અસ્પૃશ્ય મનાય છે. કેવળ હરિજન કોમોમાં જ ભિક્ષા માગે છે તથા તેમની વચ્ચે વસે છે, વળી આ બાવાસાધુઓમાં પણ ઢેઢ બાવા અને બ્રાહ્મણ બાવા એમ બે મુખ્ય જાત છે.

**ઢેઢ બાવા :** આ લોકો મૂળે વણકર કોમમાંથી બાવાસાધુ બન્યા છે અને વંશપરંપરાગતથી હવે તેઓ 'ઢેઢ બાવા', 'બાવા ઢેઢ', 'ઢેઢ સાધુ', 'હરિજન બાવા', 'હરિજન સાધુ' વગેરે જુદા જુદા નામે ઓળખાતા આવ્યા છે. એમ માનવામાં આવે છે કે પહેલાંના વખતમાં 'અગ્રાવત' અને 'કુગ્રાવત' એમ બે ભાઇઓ આ કોમમાં થઇ ગયા. કુગ્રાવતના વંશજો બ્રહ્મચારી બાવા થયા અને અગ્રાવતના વંશજો સંસારી બાવા થયા. આજે પણ બ્રહ્મચારી બાવા અપરણિત રહે છે અને બને ત્યાં સુધી સંસારથી અલગ :રહે છે. જ્યારે સંસારી બાવા લગ્ન કરે છે, ઘરસંસાર માંડે છે, ગામમાં મંદિર રાખે છે અને જીવન ગાળે છે. આ લોકોની આખી કોમ જ આજે અલગ અસ્તિત્વ ધરાવે છે. ઘણુંખરું તેઓ વણકરવાસ યા હરિજનવાસમા વસે છે. ભંગીને તેઓનાથી નીચા ગણતા હોઇ ભંગીવાસમાં મંદિર રાખતા નથી. ( જો કે ભંગીઓના નાનકપંથી તેમજ કબીરપંથીઓના અલગ મંદિરો હોય છે. તેના પૂજારી પણ તે પંથના ભંગીઓ હોય છે. આ બાવાસાધુ હોતા નથી. ) મંદિરના પૂજારી તરીકે રહેવાનો વારસો મોટે ભાગે મોટા પુત્રને સોંપવામાં આવે છે અને તેમે જ વધુ માને છે તથા દાનપુણ્ય અને દક્ષિણા આપે છે. ગાદીનો વારસ ઘણુંખરું ભગવા કપડાં પહેરે છે. ગળામાં રૂદ્રાક્ષની માળા રાખે છે. માથે લાંબા વાળ યા જટા રાખે છે અને બાવાના ઠાઠથી રહે છે.

પરંતુ જે લોકો મંદિરની ગાદીના વારસ હોતા નથી તેઓ જાતે તો આ લોકોની જેમ બાવા ટેઢ જ મનાય છે; પણ તેઓ ભગવા કપડાં ધારણ કરતા નથી તથા માથે જટા વગેરે રાખી બાવાના ઠાઠમાં રહેતા નથી. તેમજ તેઓને લોકો ખાસ દાનપુણ્ય આપતા નથી. પરન્તુ ભિક્ષા માંગવા જાય ત્યારે ચપટી દાણાં આપે છે. બાકી તો તેઓ દહાડિયા ખેત–મજૂરી યા અન્ય મજૂરી કરી પોતાનું ગુજરાન ચલાવે છે.

સૌરાષ્ટ્રમાં છુટાછવાયાં ગામડાંઓમાં તેઓના મંદિરો જોવામાં આવે છે. તેમાં મુખ્યત્વે રામ, લક્ષ્મણ, સીતાની યા રાધાકૃષ્ણ વગેરેની મૂર્તિઓ હોય છે. ગીરનાર પર્વતમાં પણ જુદી જુદી જગ્યાએ તેઓના સાત–આઠ મંદિરો છે. અને ત્યાં મોટી સંખ્યામાં તેઓની જમાત પડેલી છે. ધૂપ ધૂણી કરે છે, શરીરે ભભૂતી લગાવે છે. તથા અન્ય સાધુઓની જેમ પોતે પણ ત્યાં જીવન ગુજારે છે.

આપણે આગળ ઉપર જોઇ ગયા કે મુખ્યત્વે તો જ્યેષ્ઠ પુત્રને જ મંદિરની ગાદીનો વારસો આપવામાં આવે છે. આ વારસો અનુકૂળતાએ બાપની હયાતીમાં યા તો તેના મૃત્યુ પછી સોંપાય છે. પરન્તુ વારસો સોંપતી સમયે ખાસ વિધિ કરવામાં આવે છે. સૌ હરિજનોને બોલાવી બે ત્રણ ટંક જમણ આપવામાં આવે છે. તથા કચ્છમાં આવેલા ચિત્રોડના મંદિરના ગાદી-વારસ મહન્તને ખાસ બોલાવવામાં આવે છે. મંડપમાં સૌની હાજરીમાં મંદિ-રની ગાદીએ બેસનારના કાનમાં ફૂંક મારે છે. તથા કાંઇક મંત્ર બોલી આશિર્વાદ આપે છે. આ ક્રિયાને 'ટુકડો' કર્યો કહેવામાં આવે છે તેમાં લગ-ભગ હજારથી દોઢહજારનો પણ ખર્ચ કરવામાં આવે છે. આ 'ટૂકડો' કર્યા પછી જ તે મંદિરની ગાદીનો અધિકારી મનાય છે. મંદિરની ગાદીએ બેસ-નાર ખાસ અન્ય બીજી મજૂરી વગેરે કરતો નથી પણ મંદિરની આવક-માંથી જ નિભાવ કરે છે. કેટલાંક ગાય ભેંસ. વગેરે પણ રાખે છે. આ બાવાટેઢ અથવા સાધુઓ હરિજન કોમોમાં ભિક્ષા માગે છે પરન્તુ ભંગીના ઘરનું રાંધેલું અનાજ લેતા નથી. પરન્તુ રોકડ નાણાં સીધું વગેરે સ્વીકારે છે.

બ્રાહ્મણ બાવા : આ બાવા તે આ અગાઉ જોઇ ગયા તે દેઢ બાવાથી જુદા છે અને તેમનાથી પોતાને ઊંચા માને છે. હરિજનોમાં ગરોડા કોમ છે તે હરિજનોના બ્રાહ્મણ કહેવાય છે અને ગોર તરીકેનું કામ કરતા હોય છે. આ ગરોડા કોમમાંથી જે લોકો સાધુ થયા તે બ્રાહ્મણ બાવા યા બ્રાહ્મણ સાધુના નામે ઓળખાય છે. તેમને દેઢબાવા સાથે જમણવ્યવહાર હોય છે; પણ લગ્નવ્યવહાર હોતો નથી. તેઓ પણ હરિજનવાસમાં જ વસે છે તથા તેમને ત્યાં દેવમંદિર હોય છે. તેમાં રામ, સીતા તથા રાધાકૃષ્ણની મૂર્તિઓ તથા રામાપીરની છબીઓ હોય છે. તેઓમાં પણ દેઢબાવાની જેમ અનેક પંથ જેવા કે, રામાનંદીપંથ, દશનામીપંથ, કલ્યાણગીરીપંથ, પારણામા, ગરિણામા, ગોસાઇ, વૈષ્ણવ વગેરે અનેક જુદા જુદા પંથક હોય છે. તેઓ બધા મૂળે શુકલ ગુરુના વંશજો છે એમ પણ કેટલાક માને છે.

આ બાવાઓમાં પણ મંદિરની ગાદી તો બને ત્યાં સુધી જ્યેષ્ઠ પુત્રને જ સોંપવામાં આવે છે; પણ સોંપતી સમયે કોઇ ખાસ મહંત સાધુને બોલાવવામાં આવતા નથી. પણ તેમની કોમના સૌ સાધુસંતોને તથા સૌ બાવાદેઢ વગેરેને અને સંબંધીઓને બોલાવી હજાર દોઢહજારનો ખર્ચ કરી બેત્રણ ટંક જમાડવામાં આવે છે. તથા જ્યેષ્ઠ પુત્રને મંદિરની ગાદી સોંપવામાં આવે છે. તેને 'તીલક આપ્યું'' કહેવામાં આવે છે. પણ દેઢબાવાની જેમ મંદિરની ગાદી સંભાળનારને ભગવા કપડાં ધારણ કરવાનાં હોતા નથી; પણ મોટે ભાગે ભગવા રંગની પાઘડી પહેરે છે પણ ધોતિયું અને પહેરણ સફેદ પહેરે છે. તથા ગળામાં રૂદ્રાક્ષની માળા પહેરે છે.

તેને પ્રસંગોપાત કથાવાર્તા અને ભજનો કરવા બોલાવવામાં આવે છે. તેનું માન જરા વિશેષ હોય છે તથા દાનપુણ્ય પણ તેને ઠીક ઠીક આપવામાં આવે છે. ગાદીવારસ વગરના બ્રાહ્મણ સાધુઓ મુખ્યત્વે દહાડિયા ખેતમજૂરી યા અન્ય છૂટક મજૂરી કરે છે અને ગુજરાન ચલાવે છે. તે ભગવી પાઘડી ન બાંધતા સફેદ પાઘડી બાંધે છે.

બાવાદેહને લોકો સામાન્ય રીતે સાધુ કહીને સંબોધે છે જ્યારે આ બ્રાહ્મણ સાધુને કેવળ મહારાજ કહીને સંબોધવામાં આવે છે.

સૌરાષ્ટ્રમાં છૂટા છવાયાં ગામડાંઓમાં આ બન્ને કોમના મંદિરો જોવામાં આવે છે. જ્યાં તેમનું મંદિર હોય છે તે ગામમાં સૌ સગારનેહીઓ અને ભાયાતો વગેરે વસે છે. અને આજુબાજુના વીસ-પચ્ચીસ ગામડાંઓ તેમના પસ્તકના ગણવામાં આવે છે. તે ગામડાંઓમાં તેઓ ભિક્ષા માંગવા જાય છે. અને તેમનો ત્યાં અધિકાર ગણાય છે. બીજા પસ્તકના બાબા સાધુ તેમના પસ્તકમાં માંગવા આવતા નથી. તેમજ તેઓ પોતે પણ જતા નથી. આ રીતે ભિક્ષા માંગવા માટે તેઓમાં અમુક ગામડાંના જુથ વ્યવસ્થિત રીતે વહેંચાયેલા હોય છે. કેટલીક જગ્યાએ આવા ગામડાંના જુથને તેઓ પોતાની 'ગીરાસ' તરીકે ઓળખાવે છે. ત્યાં ભિક્ષા માંગે છે. ભિક્ષામાં લોકો તેમને ચપટી જુવાર, બાજરી વગેરે આપે છે. પરન્તુ પ્રસંગોપાતનું દાનપુણ્ય તો મંદિરના ગાદી વારસને જ આપવામાં આવે છે.

બાવાદેહમાં વણકર કોમ જેવી શાખો જેવી કે જાદવ, પરમાર, રાઠોડ વગેરે જોવા મળે છે. જ્યારે બ્રાહ્મણ સાધુમાં ગરોડા કોમની શાખ જોવામાં આવે છે.

વળી સામાજિક રીતરવાજો, ખોળો ભરવો, છઠ્ઠીની વિધિ, બાળ મવાળા ઉતારવા, સગાઇ, લગ્ન મરણ, વગેરેની ક્રિયાઓ બાવાદેહની કોમમાં વણકર વગેરે કોમ જેવાં છે જ્યારે બ્રાહ્મણ સાધુના બધા જ રીતરિવાજો વગેરે ગરોડા કોમ જેવા જ હોય છે. તેમાં ખાસ કોઇ ફેરફાર નથી.

આ કોમમાં કોઇ ખાસ કળા કારીગરી જેવી વસ્તુ વિકસેલી જોવા મળતી નથી. તેમજ રાસ, રાસડા વગેરેનું પણ તેમના જીવનમાં બહુ સ્થાન નથી. માત્ર નવરાત્રીના સમય દરમ્યાન તેમની સ્ત્રીઓ વાસની અન્ય હરિજન સ્ત્રીઓની સાથે ગરબા રમે છે. પણ તેમના પોતાના ખાસ વિશિષ્ટ રીતે ગવાતા ગરબા વગેરે હોતું નથી.

આ લોકો બાવા સાધુ વગેરેમાં ખપાય છે. પરન્તુ આત્મજ્ઞાનની કે અધ્યાત્મિક જ્ઞાનની બાબતોમાં તેઓએ અભ્યાસ કર્યો હોતો નથી. બલ્કે કેટલાક તો તેમાં જરાય સમજતા પણ હોતા નથી. કેટલાકને થોડાંક ભજનો વગેરે ગાતા આવડતું હોય છે. તેમાં મુખ્યત્વે મીરાંબાઇ, કબીર, તુકારામ, તુલસી ભગત, અમથા ભગત, મોરાર સાહેબ તથા રવી સાહેબ વગેરેના પ્રચલિત ભજનો ગાવામાં આવે છે. બીજા સમાજમાં ન ગવાતા હોય એવા તેમના કોઈ ખાસ અલગ ભજન હોતા નથી. પ્રસંગોપાત તથા શુભ અવસરે તેઓ ગાય છે. તેઓ પાસે દેશી તંબુરા, ઢોંકડ, મંજીરા વગેરેના સાધનો પણ હોય છે અને તેના સૂર અને તાલ સાથે ગાય છે.

આ કોમમાં શિક્ષણનું પ્રમાણ નહિવત્ જ છે. અને તેનું કારણ અજ્ઞાનતા અને અસ્પૃશ્યતા એ મુખ્ય છે.

વારતહેવારોનું પણ તેમના જીવનમાં ખાસ મહત્ત્વ નથી. તેઓ હિંદુ ધર્મના બધા તહેવારો પોતાની ઢબે સાધારણ ઉત્સાહથી ઉજવે છે. સારા તહેવારો જેવાં કે દિવાળી, હોળી, જન્માષ્ટમી વગેરે દરમ્યાન ભિક્ષા માંગવા જતા નથી. આ તહેવારો દરમ્યાન ચૂરમું, પાપડ, દાળભાત વગેરે રાંધીને જમે છે. જન્માષ્ટમીના દિવસે ઘણું કરીને ઉપવાસ કરે છે. તથા શીતળા સાતમે ટાઢાં ઢેબરાં જમે છે. નોરતાંની આઠમે માતાને નૈવેદ્ય ધરી ચુરમું જમે છે. તથા દશેરાનો ઉત્સવ પણ ઉજવે છે. માતાને આ દિવસો દરમ્યાન પહેલાં પશુઓનો ભોગ ધરવામાં આવતો ન હતો અને હાલમાં પણ ધરવામાં આવતો નથી.

**મૃત્યુ** : આ કોમમાં મૃતદેહને સમાધીમાં બેસાડી દાટવામાં આવે છે. બ્રાહ્મણ સાધુ (ગરોડા કોમના) તથા હરિજન કોમમાં (બાવા દેદ) મંદિરની ગાદી ધરાવનાર સાધુનું મૃત્યુ થતાં તેને પલાંઠી વાળી સમાધિમાં બેસાડવામાં આવે છે. સાધુના મૃત્યુના સમાચાર સાંભળી દરેક કોમના હરિજનો ત્યાં આવે છે. મૃતદેહને પાલખીમાં બેસાડી તે ઉપર અનેક સુગંધિ વસ્તુઓ છાંટ

વામાં આવે છે. નવા વસ્ત્રો પહેરાવી ફૂલહાર કરવામાં આવે છે તથા અનેક રીતે શણગારવામાં આવે છે. અને મોટા સરઘસ આકારે તેને શ્મશાને લઇ જવામાં આવે છે. ત્યાં એકાદ દોઢ માથોડું ઊંડા કુવા જેવો ગોળાકાર ખાડો ખોદવામાં આવે છે. તેમાં મૃતદેહની સમાધિના માપનો એક બાજુ ગોખલો કરી તેમાં મૃતદેહને સમાધીની સ્થિતિમાં પલોંઠી વાળી બેસાડવામાં આવે છે. તેની આજુબાજુ ખૂબ મીઠું ભરી વ્યવસ્થિત રીતે દાટવામાં આવે છે. આ જગ્યાએ અનુકૂળતાએ શકિત અનુસાર નાની યા મોટી દેરી ચણવામાં આવે છે. કેટલીકવાર તે ઉપર મંદિર પણ ચણ્યાના દાખલા જોવા મળે છે.

ઉપરની બન્ને પ્રકારની સાધુ કોમમાં લગભગ દરેક વ્યક્તિને ઉપર મુજબ દાટવામાં આવે છે. પરન્તુ મંદિરની ગાદી ધરાવનાર યા તો મહંત તરીકે કીર્તિ પામેલ સાધુની શ્મશાન યાત્રા બીજા કરતાં વધુ ભવ્ય રીતે કાઢવામાં આવે છે. જે લોકો મંદિરની ગાદી ધરાવતા નથી પણ સાધુ કોમના હોય છે તેમના મૃતદેહને કેટલાક વિભાગોમાં સમાધીમાં બેસાડીને ન દાટતાં કેવળ સામાન્ય રીતે સુવડાવીને પણ દાટવામાં આવે છે.

સામાન્ય રીતે મરનારની સ્ત્રી થોડા દિવસ શોક પાળે છે. અને તેની ઇચ્છા હોય તો તે ઘરઘરણું કરે છે. પરન્તુ કેટલાક વિભાગમાં આ સ્ત્રીઓ વૈધવ્ય પાળી સાધવી જેવું જીવન પણ ગાળે છે.

નાત જાતના રિવાજો મુજબ વૃદ્ધ સાધુના મરણ પછી તેના વંશજો શક્તિ અનુસાર દહાડો વગેરે કરે છે.

૫૬૬૧

# સે.....ન.....વા

ભંગી અને નાડિયાથી ઊંચી તથા અન્ય હરિજન કોમોથી નીચી મનાતી આ કોમની વસ્તી સૌરાષ્ટ્રમાં ઘણી જ થોડી છે. તેઓ મૂળે ઉત્તર ગુજરાતના જ વતની છે. અને સૌરાષ્ટ્રમાં આવી તેમના કેટલાંક કુટુંબો વસ્યા છે. આજે પણ તેમનો કેટલોક વ્યવહાર ગુજરાતમાં આવેલા પાલનપુર વિભાગમાં વસતા સેનવા લોકોની સાથે જળવાએલો છે. ત્યાં આગળ મોટા ભાગના લોકોનો ધંધો ખેતીનો છે. તેઓ પાસે જમીન પણ હોય છે. તે સાથે ઢોરઢાંખર રાખે છે. સંજોગોવસાત દહાડિયા ખેત-મજૂરી વગેરે પ્રકારના કામો કરી યા આજુબાજુની નાની મોટી મીલોમાં મજૂરી કરી જીવન નિર્વાહ ચલાવે છે.

સૌરાષ્ટ્રમાં આ સેનવા લોકોનો મુખ્ય ધંધો હજામત કરવાનો છે. તેઓએ અહીં આવીને જ આ ધંધો અપનાવ્યો છે. વળી તેઓ અસ્પૃશ્ય હોવાથી માત્ર હરિજનોની જ હજામત કરે છે. સવર્ણોમાં નહીં. ઝાલાવાડ જીલ્લાના કેટલાંક ગામડાંઓ જેવાંકે વડગામ, સીતાપર, માંડલ, તરેટ, ડુમણાં, મજેડી વગેરે સ્થળે બબ્બે ત્રણ ત્રણ કુટુંબો જોવા મળે છે. તેઓ હરિજનવાસમાં જ વસે છે. અને આજુબાજુના ગામડાંઓમાં તેઓ હજામત કરવા જાય. છે આ બદલ તેઓને કેટલીક જગ્યાએ બાર મહિનાના પાંચશેર દાણાં અને એક રોકડ રૂપીઓ આપવામાં આવે છે. પરન્તુ તેમાંથી તેમને પેટપૂરતું મળી શકતું નથી. તેઓ આ સિવાય દહાડિયા મજૂરી પણ કરે છે. કોઈક પાસે થોડી ગણી જમીન પણ છે. કેટલેક સ્થળે ઢોલનગારાં વગાડવાનો તેમજ ઈંઢોણી વગેરે બનાવવાનો પણ ધંધો કરે છે. પરન્તુ આ બધા સાધનો દ્વારા પોતાના જીવન નિર્વાહ પૂરતું માંડ માંડ મેળવી શકે છે.

આ કોમમાં પણ અન્ય હરિજન કોમની જેમ મકવાણા, પરમાર, ચૌહાણ વગેરે શાખ જોવામાં આવે છે. તેઓમાં કોઇ બારોટ નથી અને વણકર કોમના બ્રાહ્મણ કે જે ગરોડા કહેવાય છે તે જ આ કોમના બ્રાહ્મણ ગણાય છે.

તેઓમાં ચેલાભાઇ, જેઠાભાઇ, ગાંડાભાઇ, અમથાભાઇ વગેરે પ્રકારના પુરુષોના નામો હોય છે અને સ્ત્રીઓમાં વાલી, મલુ, મૂળી વગેરે જેવાં નામો પાડવામાં :આવે છે.

આ લોકોનો પહેરવેશ પણ ખાસ જુદો હોતો નથી. પુરુષો ધોતિયું યા પનીયું, શરીરે પહેરણ માથે સફેદ પાઘડી બાંધે છે. કમરે કંદોરો બાંધે છે અને ખમીસમાં ચાંદીના યા કથીરના બટનનો સટ રાખે છે.

સ્ત્રીઓ નવદસ હાથના ઘેરવાળાં ઘાઘરા પહેરે છે. તે છૂટા મદ્રાસીયા હોય છે. શરીરે કાપડું, યા ચોળી પહેરે છે. અને માથે રાતા સાડલા યા ઓઢણાં ઓઢે છે. ઘરેણાંમાં નાકે મોતીવાળી ચૂંક, કાનમાં સોનાની વાળી, હાથમાં ચૂડલી, ગળામાં ચાંદીની હાંસડી અને પગમાં ચાંદીના તોડા વગેરે પહેરે છે. આમ એકંદરે બહુ ઘરેણાં પહેરવામાં આવતા નથી.

ભાષા પણ તેઓની ગુજરાતી છે. પણ ગામડાંમાં રહેતા હોવાથી સ્થાનિક ગામઠી ઢબે તેઓ બોલે છે.

આ કોમમાં ખાસ કળાકારીગરી જેવું પણ જોવામાં આવતું નથી. સંગીતકળા, નૃત્યકળા, ચિત્રકળા કે સંગીતકળા વગેરે ખાસ ખીલેલી જોવામાં આવતી નથી. સૌરાષ્ટ્રમાં તેઓનો મુખ્ય વ્યવસાય હજામત કરવાનો છે. પણ તેમના અસ્ત્ર વગેરે જૂની ઢબના છે. અને તેમની હજામત કરવાની રીત પણ જૂની ઢબની છે. પરન્તુ કેટલીક જગ્યાએ આ લોકો ઇંઢોણી પણ બનાવે છે. તે સામાન્ય ઢબની હોય છે.

હિંદુ ધર્મના દરેક વારતહેવારને માને છે. પરન્તુ તે પોતાની શક્તિ અનુસાર ઉજવવામાં આવે છે. તે દરમ્યાન સીરો, ચણા વગેરે રાંધે છે.

નોરતાની આઠમનું મહત્ત્વ વિશેષ છે. આ દિવસે માતાને ચોખાનો નૈવેદ્ય ધરવામાં આવે છે.

આ કોમમાં શિક્ષણનું પ્રમાણ તદ્દન નહીંવત છે.

**સામાજિક રીતરિવાજો અને ક્રિયાઓ :–** સ્ત્રીઓમાં કેટલીક જગ્યાએ માસિક ધર્મ દરમ્યાન ત્રણેક દિવસ રાંધવા વગેરેનું કામકાજ કરવામાં આવતું નથી. ગર્ભવતી સ્ત્રીને અનુકૂળતાએ પાંચ યા સાતમે માસે ખોળો ભરવામાં આવે છે. સ્ત્રીને માવતરપક્ષ તરફથી એક જોડ કપડાં આપવામાં આવે છે તથા જમાઈને ધોતિયું વગેરે આપવામાં આવે છે.

પ્રથમ સુવાવડ પિયરમાં જ કરવાનો આગ્રહ રાખવામાં આવે છે. પ્રસુતિ પ્રસંગે કેટલેક સ્થળે સુયાણીને ન બોલાવતાં ઘરની વડીલ સ્ત્રીઓ જ હાજર રહે છે. તથા બાળકના જન્મ પછી છઠ્ઠે દિવસે છઠ્ઠી ઉજવવામાં આવે છે તથા બાળકનું નામ પાડવામાં આવે છે.

આ કોમમાં જન્મ, સગાઈ, લગ્ન, મરણ વગેરે બધા રીતરિવાજો અન્ય હરિજન કોમોની જેમજ કરવામાં આવે છે.

આ કોમમાં પહેલાં બાળલગ્નો થતાં પરન્તું હાલમાં થતા નથી. બને ત્યાં સુધી સગપણ બાળપણમાં કરવામાં આવે છે અને પુખ્ત ઉંમરે લગ્ન કરવામાં આવે છે. વર–કન્યાની પસંદગી મુખ્યત્વે મા–બાપ જ કરે છે. જો સગાઈ તોડવી હોય તો નાત પંચ તેનો નિકાલ કરે છે.

વિધવા બાઈને ફરી ઘરઘરણું કરવાની છૂટ હોય છે. બાઈની મરજી હોય તો દેરવટું કરવામાં આવે છે.

પતિપત્નીને જો અણબનાવ થાય તો એક બીજાનો પરસ્પરનો નાણાકીય લેવડ દેવડનો નિકાલ કરી છૂટા છેડા કરી શકાય છે. અને ત્યાર બાદ બાઈ બીજે ઘરઘરણું કરી શકે છે.

[૪૬૯]

લગ્ન પ્રસંગે માયરા પછી લગ્ન મંડપમાં વરપક્ષ તરફથી કન્યાના માવતરને લગભગ ત્રણસો રૂપીઆ દેજના ચૂકવવામાં આવે છે. અને તેમાંથી જ કન્યાપક્ષ ખર્ચો ખર્ચ કરે છે આમ લગ્ન પ્રસંગનો ખર્ચ પણ ત્રણસોથી પાંચસોની મર્યાદામાં થાય છે.

મૃતદેહને પણ દાટવામાં આવે છે. પરન્તુ દાટતાં પહેલાં તેના જમણાં અંગૂઠે સહેજ આગ અડાડવામાં આવે છે. મરનાર જો વૃદ્ધ હોય તો તેના કારજ અને દહાડામાં લગભગ ૩૦૦] રૂા.નો ખર્ચ થાય છે. આ પ્રસંગે સૌ સગાસ્નેહીઓને જમાડવામા પણ આવે છે.

**ધાર્મિક માન્યતાઓ અને વિશ્વાસ :** આ લોકો ધર્મે હિંદુ છે. તેઓ મૂર્તિ પૂજામાં તથા દેવદેવીઓમાં વિશ્વાસ ધરાવતા આવ્યા છે. દરેકની કુળદેવીઓ જુદી જુદી હોય છે અને તેના અલગ ભુવા પણ હોય છે. મુખ્યત્વે તેઓ જહુ, જવ, મેલડી, ખોડીયાર વગેરે માતાઓને માને છે. માંદગી પ્રસંગે ભૂવાને બોલાવે છે. તેની પાસે દાણાં જોવડાવી બાધા યા માનતા રાખે છે. તેમાં સફળતા મળ્યા બાદ માતાને નૈવેદ્ય ધરે છે. નોરતાની આઠમે પણ દરેક જણ માતાને ચોખાનો નૈવેદ્ય ધરે છે. તે સમયે ડાકલા વગાડવામાં આવે છે અને ભૂવા પણ ધૂણે છે.

**દૈનિક જીવન :** સ્ત્રીઓ સવારે વહેલી ઊઠી દાતણ પાણી કરી ઘર કામકાજમાં વળગે છે. ઘંટીએ લોટ દળી ઘરમાં ઢોરઢાંખર હોય તો તે દોહે છે. તથા છાણવાસીદાં કાઢે છે તથા રસોઇની તૈયારી કરે છે. ઘરની ખેતી હોય તો ખેતરના કામકાજમાં વળગે છે. અથવા દહાડીયા યા તો ખેતમજૂરી કરવા જાય છે.

પુરુષો આજુબાજુના પોતાના હીસ્સાના ગામોમાં રોજ સવારે પોતાની પેટી લઇ હજામત કરવા જાય છે. અને બપોરે આવી જમે છે. જો ખેતી કરતો હોય તો તે કામકાજ કરવા યા દહાડિયા મજૂરી કરવા નીકળી પડે છે. આ પ્રવૃત્તિઓની સાથે તેમના દૈનિક જીવનનો ક્રમ ગોઠવાતો રહે છે.

તેઓના મકાનો માટીના કાચા હોય છે. એકાદ બે નાના ઓરડા હોય છે. અને હરિજનવાસમાં એક બાજુ બાંધીને વસે છે. ઘરમાં ખાસ ગાર-રચિલુ' હોતુ' નથી. જરૂર પૂરતાં માટીના વાસણ હોય છે. બે ત્રણ ગોદડાં ગાદલાં પણ હોય છે. ઓસરીમાં એકાદ બે ખાટલી હોય છે. આ સિવાય તેમના મકાનોમાં કાંઇ ખાસ જોવા મળતુ' નથી.

તેઓનો મુખ્ય ખોરાક જુવાર બાજરાના રોટલા છે. તે સાથે ચણાની દાળ યા ડુંગળી વગેરે જમે છે સાંજે જુવારની રાબ વગેરે પણ રાંધે છે સામાન્ય રીતે સૌ એક થાળીમાં સાથે ન જમતાં જુદા જુદા અલગ થાળીમાં જમવા બેસે છે. અને જમતી સમયે જમણા હાથનો જ ઉપયોગ કરવામાં આવે છે. માંસાહાર નિસિદ્ધ નથી. ગમે તેટલુ' જુનું મુડદાલ માંસ પણ ખાવા ટેવાયેલા છે. તેનું કારણ મુખ્યત્વે તો ગરીબી છે. આ ઉપરાંત અજ્ઞાનતા અને આદત છે.

**સંબંધો અને સ્થિતિ :** તેઓ પોતાને ભંગી અને નાડિયા કોમથી ઊંચા માને છે અને તેમને ત્યાંનું રાંધેલુ' જમતા નથી. પરન્તુ બીજા હરિજન જેવા કે વણકર, ચમાર વગેરેથી તેઓ નીચા મનાય છે અને તેમના ઘરનું રાંધેલુ' વણકર, ચમાર વગેરે લોકો જમતા નથી. તેઓ સૌરાષ્ટ્રમાં હરિજન કોમના હજામ તરીકે મનાય છે. આ કોમ શૈક્ષણિક, સામાજિક, સાંસ્કૃતિક, આર્થિક વગેરે બધી બાબતોથી દેશની બીજી આગળ વધેલી પ્રજાઓથી ઘણી પાછળ છે.

**આર્થિક સ્થિતિ :** આર્થિક રીતે પણ તેઓ ઘણા જ ગરીબ અને કંગાળ છે. તેમની પાસે પૂરતો કામધંધો નથી. તેમને કાયમ પૂરતી મજૂરી પણ મળતી નથી અને જે કાંઇ મજૂરી મળે છે તેમાં માત્ર આઠથી બાર આના મળે છે અને તે માત્ર ખેતીની મોસમ પૂરતી જ મળે છે. કાયમી બારે માસ મજૂરી મળતી નથી. જેમની પાસે જમીન છે તે પણ જીવનનિર્વાહ થઇ શકે એટલી પૂરતી નથી. જો કે જમીન પણ માત્ર ગણ્યાંગાંઠયાં

કુટુંબો પાસે જ હોય છે. વળી હજામતના ધંધામાંથી પણ મહેનતના પ્રમાણમાં પૂરતું વળતર મળતું નથી. બાર મહિને એક કુટુંબ પાસેથી પાંચ શેર દાણા અને એક રૂપિયો મળે છે. આવાં ત્રીસ–ચાલીસ કુટુંબો પાસેથી બાર માસે માંડ પાંચ છ મણ અનાજ અને ત્રીસચાળીશ રૂપિયા રોકડા મળે. આ સિવાય દહાડિયા મજૂરીમાંથી થોડુંક મેળવે છે. તપાસ કરેલાં કુટુંબોમાં બાર માસની ઓછામાં ઓછી બસો રૂપીઆ અને વધુમાં વધુ પાંચસો રૂપીઆ આવક હતી. અને તેમાંથી સંયુક્ત કુટુંબનું ભરણ પોષણ તેઓ કરતા હતા. તેઓનું જીવન ધોરણ પણ ઘણું જ નીચું હોય છે. એકંદરે તેમાંથી પેટપૂરતો નિભાવ જેમ તેમ કરે છે. અન્ય અણધાર્યા સામાજિક ખર્ચ માટે ક્યારેક મોટા કરજ કરવા પડે છે. તેમજ શાહુકારોના શોષણ ચક્રમાં સપડાય છે. અને દેવાદાર બની જીંદગી વીતાવે છે, આ સિવાય કેટલાંકને જીવન નિર્વાહ ચલાવવા માટે દર વર્ષે સામાન્ય રકમનું પણ દેવું કરવું પડે છે.

આ કોમના લોકો ગમે તેવી મજૂરી કરી શકે તેમ છે. લૂંટફાટ ચોરી વગેરે કરતા નથી પણ મુડદાલ માંસ ખાવાને ટેવાયેલા હોય છે.

# ગ.....ર ....મા ....તં.....ગ

ગરમાતંગ એ પોતાને માતંગ ઋષિના અવતાર ગણાવે છે અને તેઓ જાડેજા હરિજનો (મેઘવાળ)ના ગોર છે તથા તેઓ આગમ ભાખનારા એટલે કે જોષ જોનારા મનાય છે. તેઓ પણ બાહ્ય સમાજોમાં અસ્પૃશ્ય મનાતા આવ્યા છે.

જાડેજા હરિજનો અને આ ગરમાતંગ એ બન્નેના રીતરિવાજો, પહેરવેશ, ભાષા વગેરેમાં કાંઇ ખાસ તફાવત નથી. તેઓ મુખ્યત્વે હાલાર વિભાગમાં જ વસે છે. જાડેજા હરિજનો પોતાને મેઘવાળ યા વણકર તરીકે ઓળખાવે છે. તેમનો મૂળ ધંધો પણ વણાટનો છે અને આજે ગામડાંઓમાં તેઓ એ જ ધંધો કરે છે. પરંતુ તેઓ સૌરાષ્ટ્રમાં વસતા અન્ય વણકરોથી તદ્દન જુદા છે. તેમના રીતરિવાજો પોષાક, ભાષા વગેરે જુદા છે. છતાં તેમને એકબીજા સાથે ભાણાવ્યવહાર છે. બેટીવ્યવહાર નથી.

ગરમાતંગ અને આ જાડેજા હરિજનો મૂળે કચ્છમાંથી સૌરાષ્ટ્રમાં ઉતરી આવ્યા છે. તેમની ભાષા પણ કચ્છી છે. તેઓ ગણેશને ખૂબ માને છે. બીજી તરફ તેઓ મુસ્લીમ સંસ્કૃતિને અનુરૂપ ગળામાં તસ્વીર બાંધે છે તથા ઘર આંગણે હિંદુ સંસ્કૃતિની જેમ તુલસીના કયારા રાખતા નથી પણ મુસ્લીમોની જેમ 'મરવો' વાવે છે.

ગરમાતંગનો મુખ્ય ધંધો ગોરપણું કરવું તથા જોષ જોવો એ છે. પરંતુ હવે ખાસ જોષ જોવાનો ધંધો તેઓ કરતા નથી. પહેલાં અન્ય લોકો પણ તેમના જોષમાં અટ્ટ વિશ્વાસ ધરાવતા હતા. આજે ઘણાખરા તો દહાડિયા મજૂરી કરે છે યા નાનામોટા કારખાના યા મિલોમાં મજૂરીએ જાય છે તો કોઇક નાના નાના કોન્ટ્રાકટ વગેરે રાખે છે. તેઓ સમૂહમાં પોતાનો અલગ વાસ બાંધી રહે છે. ઘણાંખરાંને પોતાના સારા મકાનો પણ છે.

**પહેરવેશ :** પુરુષવર્ગનો મૂળ પોષાક તો ચોરણો, પહેરણ અને માથે સાફો છે. અન્ય હરિજનોની જેમ પાસા બંધી કેડિયું પહેરવાની પ્રથા ન હતી પણ કે હવે તો ચાલુ જમાનાનો પોષાક અપનાવતા થયા છે.

બે ચાર બાળકની માતા થયા પછી સ્ત્રીઓ ચારણ તથા રબારી કોમની સ્ત્રીઓના જેવી રંગીન જીમી પહેરે છે. પરન્તુ તેમની આ જીમી સુતરાઉ હોય છે. નાની બાળાઓ, કુંવારીકાઓ તથા નવપરણિત સ્ત્રીઓ તો રંગીન ઘેરદાર ઘાઘરા, કાપડાં તથા લાંબા કબજા અને તે ઉપર રંગીન ઓઢણી વગેરે પહેરે છે. તેઓના ઘરેણાં મુખ્યત્વે તો સોના ચાંદીના હોય છે. ગળામાં હાર તથા પગમાં તોડા, કડલાં, સાંકળી વગેરે અન્ય હરિજન કોમોનાં જેવાં પહેરે છે. પરન્તુ દરેક સ્ત્રી નાકમાં સોનાની યા ચાંદીની મોટી નથ પહેરે છે અને તે તેમની ખાસ વિશેષતા છે અને તેને લીધે જ તે અન્ય હરિજન સ્ત્રીઓ કરતાં અલગ તરી આવે છે.

આ કોમની ભાષા કચ્છી છે. પરન્તુ હવે તે ઉપર ગુજરાતી ભાષાના શબ્દોની ઘણી અસર થવા પામી છે. તેઓ બાહ્ય વ્યવહારમાં તો ગુજરાતી ભાષા બોલે છે. તથા લગ્ન પ્રસંગના ગીતો, તેમજ અન્ય વારતહેવાર પ્રસંગના ભજનો, ગરબા, રાસ વગેરે બધું તો ગુજરાતી ભાષામાં જ ગાય છે. કચ્છી ભાષા તો કેવળ અંદરો અંદરની વાતચીત પુરતી જ વપરાય છે.

**કળા :** આ લોકો.ભવિષ્ય જોવા માટે વખણાતા હતા, તેમજ તેમના જોષ ઉપર લોકો ખુબ વિશ્વાસ રાખતા એમ મનાય છે. હાલમાં આ લોકો ખાસ જોષ જોતા નથી પરન્તુ તેમની કોમના કેટલાક માણસો દર વર્ષે કચ્છમાંથી અહીં જોષ જોવા આવે છે. અને લોકો તેમને પોતાના ભાવિ અંગે પૂછે છે.

**ભજન :** સામાન્ય રીતે હિંદુ કોમોમાં ગવાતા જેસલ તોરલ, રામદેવજી, કબીર વગેરેના ભજનો આ કોમમાં પણ પ્રસંગોપાત ગાવામાં આવે છે.

**ઉત્સવ :** નવરાત્રીના દિવસો દરમ્યાન રાસગરબા રમવામાં આવે છે તથા દેવને નૈવેદ્ય વગેરે ધરવામાં આવે છે. અને જુવારા વગેરે પણ કાઢવામાં આવે છે પશુઓનો ભોગ ધરવામાં આવતો નથી. આ સિવાય દિવાળી, હોળી, જન્માષ્ટમી વગેરેના વારતહેવારો પણ અન્ય હિંદુ કોમોની જેમ ઉજવવામાં આવે છે.

**સામાજિક રીતરિવાજો અને ક્રિયાઓ :** આ કોમમાં પણ સ્ત્રીને સીમંત રહ્યા પછી છ સાત માસે અનુકૂળતાએ ખોળો ભરવામાં આવે છે. તેમાં કન્યાના માવતરપક્ષના બે ત્રણ જણ કન્યાના વરપક્ષને ત્યાં જાય છે. કપડાંલત્તાં આપે છે. સામાન્ય રીતે આ વિધિમાં પચાસથી સાઠનો ખર્ચ કરવામાં આવે છે. સામાન્ય રીતે પ્રથમ સુવાવડ ખાસ પિયરમાં જ કરવી જોઇએ એવો આગ્રહ અન્ય કોમોની જેમ અહીં રાખવામાં આવતો નથી. સુવાવડ સમયે ઘરની વૃદ્ધ સ્ત્રીઓ તથા સુયાણી હાજર રહે છે. જો બાઇને મુશ્કેલી પડતી હોય તો તે પ્રસંગે નજીકની હોસ્પીટલ યા દવાખાનાનો આશરો લેવામાં આવે છે.

પુત્રી કરતાં પુત્ર જન્મથી વધુ હર્ષ થાય છે. બાળકના જન્મ પછી છઠ્ઠે દિવસે બાળકની છઠ્ઠી ઉજવવામાં આવે છે. આ સમયે સૌ સગાસ્નેહી તથા આજુબાજુની સ્ત્રીઓ આવે છે. તથા બાળકને ઝભલું કપડું વગેરે ભેટ આપે છે. અને બાળકનું નામ પાડવામાં આવે છે.

**લગ્ન :** આ કોમમાં પહેલાં બાળલગ્નોનું પ્રમાણ વિશેષ હતું હાલમાં નથી પરન્તુ બાળસગપણો થાય છે. સામાન્ય રીતે દસથી ચૌદ વર્ષનો છોકરો થાય તે દરમ્યાન સગાઈ કરવામાં આવે છે. કન્યાની ઉંમર હંમેશા બે ત્રણ વર્ષ નાની જ જોવામાં આવે છે. પણ એક જ કુળ યા ગોત્રમાં લગ્ન સંબંધ બાંધવામાં આવતો નથી. પરન્તુ ફઇ મામાના દિકરા દિકરીઓ વચ્ચે સંબંધ બાંધવામાં હરકત ગણાતી નથી. વરકન્યાની પસંદગી મુખ્યત્વે તો માબાપ જ કરે છે. તેમાં અત્યાર સુધી વરકન્યાને ખાસ કંઇ છૂટ આપવામાં આવતી ન હતી, પરન્તુ હવે કેટલેક અંશે તેમના અભિપ્રાયને લક્ષમાં લેવામાં આવે છે.

વિધવા બાઇને ફરી પરણવાની છૂટ હોય છે અને તેને ઘરઘરણું કહેવામાં આવે છે. તેના આગલા ઘરના સંતાનો ઉપર તેના મૂળ વાલીવારસોનો અધિકાર ગણાય છે. દેરવટાની પ્રથા ફરજિયાત નથી.

પતિપત્નીને અણબનાવ થાય તો 'નાતપંચ આગળ નિકાલ કરી છૂટાછેડા કરી શકાય છે. આ કોમમાં બહુપત્ની પ્રથા પ્રવર્તતી નથી. પરંતુ સંજોગોવસાત યા સંતાન ન થતું હોય એવાં કારણોસર બીજી પત્ની કરવામાં આવતી.

બીજાની પરણિત કન્યા ઉપાડી જવાની પ્રથા આ કોમમાં ન હતી. પરંતુ એવા બનાવો ક્યારેક બનતા અને તેમાં ભારે ઝઘડા પણ થતા.

સામાન્ય રીતે સગાઇ પ્રસંગે પ્રથમ વરપક્ષ તરફથી માગુ નાખવામાં આવે છે. વરપક્ષના બે ચાર જણ કન્યાપક્ષને ત્યાં જાય છે. ત્યાં પંચરૂબરૂ વાતચીત નક્કી કરવામાં આવે છે તથા કન્યાને ચુંદડી વગેરે ઓઢાડવામાં આવે છે. તથા સૌને ખુશાલીમાં ગોળધાણા આપવામાં આવે છે. આમ સગાઇ નક્કી થયા પછી અનુકૂળતાએ લગ્ન નક્કી કરવામાં આવે છે. લગ્ન અગાઉ સૌ સગાસ્નેહીઓને કંકોત્રી મોકલી જાણ કરવામાં આવે છે. બન્ને પક્ષને ત્યાં ઘર લીપીગુપીને શણગારવામાં આવે છે તથા લગ્નની તડામાર તૈયારીઓ કરવામાં આવે છે. વરકન્યાને ત્યાં મુહૂર્ત પ્રમાણે માણેકસ્થંભ રોપાય છે, માંડવો નખાય છે તથા ગણેશની સ્થાપના કરવામાં આવે છે. અને વરકન્યા બન્નેને પોતપોતાને ત્યાં લગ્નદિવસ સુધી સવાર સાંજ રોજ પીઠી ચોળવામાં આવે છે તથા રોજ રાત્રે સ્ત્રીઓ લગ્ન પ્રસંગના ગીતો ગાય છે. કેટલીક જગ્યાએ ચા પણ પાવામાં આવે છે.

લગ્નના આગલે દિવસે વરપક્ષને ત્યાં વરરાજાનું તથા કન્યાપક્ષને ત્યાં કન્યાનું ધામધૂમથી ફુલેકું કાઢવામાં આવે છે તથા તે સમયે પસ પણ ભરવામાં આવે છે.

[illegible]

સામાન્ય રીતે જાનમાં વીસથી પચ્ચીસ માણસોને લઇ જવામાં આવે છે. જાન પ્રથમ ગામને પાદરે ઊભી રહે છે. ત્યાં સામૈયાથી તેમનું કન્યાપક્ષ તરફથી ઘણી ધામધૂમથી સ્વાગત કરવામાં આવે છે. આ સમયે કુંવારી કન્યાના માથા ઉપર પાણીનો કળશો તથા નાળિયેર હોય છે તે વરપક્ષ તરફથી વધાવી લેવામાં આવે છે તથા પાણીના કળશામાં વરપક્ષ તરફથી થોડા પૈસા નાખવામાં આવે છે અને બીજું નાળિયેર મૂકવામાં આવે છે. જાનને વાજતે ગાજતે અલગ ઉતારે લઇ જવામાં આવે છે.

રાત્રે વરરાજાને જાનૈયા સાથે માંડવે લાવવામાં આવે છે. ત્યાં પ્રથમ સાસુ તેને ચાંદલો કરી પોંખે છે અને પછી વરરાજાને માંડવા નીચે લાવવામાં આવે છે. આ સમયે વરરાજાને ચોરણી, સૂરવાલ, સાફો તથા કમરે ભેટ અને તલવાર બાંધી શણગારવામાં આવેલો હોય છે. વરરાજાને માંડવે બેસાડયા પછી કન્યાને બોલાવી પાસે બેસાડવામાં આવે છે. આ દિવસે માંડવા નીચે 'પાઠ' કરવામાં આવેલો હોય છે. આ પાઠ સમક્ષ જ વરકન્યાને બેસાડવામાં આવે છે. તથા બ્રાહ્મણ શ્લોક જપે છે અને બન્નેનો હસ્તમેળાપ કરાવે છે. તથા છેડાછેડી બાંધે છે. તથા અગ્નિ સમક્ષ બન્નેને લગ્નબંધનની પ્રતિજ્ઞાઓ લેવડાવે છે. પણ આ સમયે વરકન્યાને ફેરા ફેરવવામાં આવતા નથી. વરકન્યાને કંસાર જમાડવાનો વિધિ થાય છે. તથા બીજે દિવસે કન્યાદાનનો અને હાથગરણાનો વિધિ પતાવવામાં આવે છે. જાનને એક બે ટંક રોકવામાં આવે છે અને પછી વિદાય આપવામાં આવે છે. આ રીતે લગ્ન વિધિ પૂરી થાય છે.

આ પછી તે વર્ષની હોળીના દિવસે જયારે હોળી પ્રગટાવવામાં આવે ત્યારે આ હોળીની આજુબાજુ વરકન્યા લગનના ફેરા ફરે છે. આ કોમમાં જેના જેના લગ્ન તે વર્ષે થયા હોય તે સૌ વરઘોડિયા હોળીને દિવસે આ રીતે હોળીની આજુબાજુ ફેરાફરી લગનના ફેરા પૂરા કરે છે. અને લગનના દિવસે જે મૂળ પોષાક વરકન્યાએ પહેર્યો હોય તે જ પોષાક હોળીની આજુબાજુ ફેરા ફરતી વખતે પહેરવામાં આવેલો હોય છે. આમ

હોળી ઉપર લગ્નના ફેરા ફરવામાં આવે છે. જો કે કેટલીક જગ્યાએ લગ્નના પાઠ આગળ બે ફેરા ફરવામાં આવે છે અને બાકીના બે ફેરા હોળી ઉપર ફરવાનો રિવાજ છે.

લગ્નવિધિમાં સામાન્ય રીતે ત્રણસો ચારસોનો ખર્ચ થાય છે અને લગભગ સો રૂપિયાના દહેજની પ્રથા છે.

**મૃત્યુ :** આ કોમમાં મૃતદેહને દાટવામાં આવે છે. જો કે મૂળ વિધિ તો બાળવાની જ હતી. પરંતુ મૃતદેહને બાળવાનું ખર્ચ ન પોસાવાને કારણે તેઓ મૃતદેહને દાટતા થયા હોય એમ લાગે છે. દાટતી વખતે મૃતદેહના જમણા અંગૂઠે આગ મૂકયા પછી જ દાટવામાં આવે છે અને જો મરનાર વૃદ્ધ હોય તો તેનું બારમું કરવામાં આવે છે અને સૌ સ્નેહીજનોને જમાડવામાં આવે છે અને તેમાં લગભગ બસોથી ત્રણસોનો ખર્ચ કરવામાં આવે છે. મરનાર પાછળ ખાંભી વગેરે કાંઇ ચણવામાં આવતું નથી.

**ધાર્મિક માન્યતાઓ અને વિશ્વાસ :** આ લોકો ધર્મે હિંદુ છે. પણ તેઓ ગણેશને સૌથી વધુ માને છે. દરેકના ઘરમાં ગણેશનો ગોખલો તો હોય જ છે. અને તેની સવાર સાંજ પુજા કરવામાં આવે છે તથા માળા ફેરવવામાં આવે છે. જો સંજોગોવસાત ગણેશની પૂજા બપોરે ન થઇ શકી હોય યા બહારગામ ગયા હોય અને ગણેશની માળા ફેરવવાનો સમય ન મળ્યો હોય તો ઘણાખરાં તે દિવસે જમતા નથી. ગણેશની માળા ફેરવ્યા પછી જ જમવું એવો નિયમ હોય છે અને મોટાભાગના હજુ પાળે છે. જો કે હવે તે નિયમોમાંથી શ્રદ્ધા ઉઠતી જાય છે એમ કહી શકાય.

સામાન્ય રીતે સોળ સત્તર વર્ષની ઉંમર પછી ગણેશની માળા ફેરવવાનો નિયમ લેવામાં આવે છે અને પછી છેવટની જીંદગી સુધી નિયમ પ્રમાણે માળા ફેરવવામાં આવે છે. આમ ગણેશપૂજાનું આ કોમમાં ઘણું જ મહત્ત્વ છે અને તેને લીધે જ તેઓ કેટલીક જગ્યાએ "ગણેશ્યા મેઘવાળના" નામે ઓળખાય છે. ગણેશ સિવાય આ લોકો રામ, કૃષ્ણ, હનુમાનને માને

છે તથા બીજી દેવદેવીઓને પણ માને છે ભૂત ભુવામાં તથા પીર ઓલીયામાં પણ માને છે. માંદગી વખતે દોરા ધાગા કે તાવીજ પણ કરાવે છે. તેઓમાં પ્રસંગોપાત ધર્મના પાઠ પણ બેસાડવામાં આવે છે.

સામાન્ય રીતે આ લોકોનું દૈનિક જીવન પણ દાલમંતો અન્ય મજૂરીઆ વર્ગ જેવું છે. તેઓ બીજી પ્રજાઓ કરતાં આર્થિક, સામાજીક અને શૈક્ષણિક રીતે ઘણા પાછળ છે.

તેઓનો મુખ્ય ખોરાક જુવાર બાજરાનો રોટલો છે તે સાથે શાક દાળ લે છે. આ સિવાય તેઓ દૂધ, ઘી વગેરે એકંદરે ઘણાં ઓછાં પ્રમાણમાં લે છે મુડદાલ માંસ ખાવાની પ્રથા પણ પહેલાં જોવામાં આવતી ન હતી.

આ કોમ પણ અસ્પૃશ્ય કોમ મનાય છે. પરન્તુ અસ્પૃશ્ય કોમોમાં તેઓ પોતાને ઊંચ માને છે. તથા ભંગી જેવી કોમને તેઓ પોતાથી નીચી માને છે અને તેમને તેઓ અડતા નથી.

[૪૭૭]

# પરિશિષ્ટ—૧

## હરિજન (અસ્પૃશ્ય) કોમોની વસ્તી

| ક્રમ | નામ | અંદાજેલી વસ્તીના આંકડા ૧૯૫૧ મુજબ | ધંધો |
|---|---|---|---|
| ૧ | બાવા (ઢેઢ) અથવા ઢેઢ સાધુ | ૭૮,૨૩૬ | ભિક્ષાવૃત્તિ, છૂટક મજૂરી, ગોરપણું. |
| ૨ | ભંગી અથવા રુખી | ૩૩,૬૭૬ | સફાઇ કામદાર, ઝાડુ કાઢવું, સંડાશ સાફ કરવાની નોકરી, ટોપલા વણવા, ઢોલ વગાડવા મરેલાં ઢોર ઉપાડવા. |
| ૩ | ચામાડ્યા | ... | ચામડા પકવવાનો |
| ૪ | ચમાર | ૬૧,૭૬૩ | ચામડાં પકવવાનો |
| ૫ | ડાંગસિયા | ... | ઊન વણવાનો |
| ૬ | ગરોડા | ૩,૧૧૪ | હરિજન વણકરોનું ગોરપદું કરવાનો, ભિક્ષા તથા છૂટક મજૂરી |
| ૭ | ગરમાતંગ | ... | મેઘવાળ વણકરોનું ગોરપણું કરવાનો, મજૂરી |
| ૮ | હાડી | ... | ચામડા પકવવાનું, મજૂરી |
| ૯ | મેઘવાળ | ૫,૮૫૩ | કપડાં વણવાનો |
| ૧૦ | સેનવા | ... | દહાડિયા મજૂરી તથા હરિજનોના વાળ કાપવાનો ધંધો. |
| ૧૧ | સેમળિયા | ... | વણાટ |
| ૧૨ | થોરી | ... | ટોપલા વણવાનો |

| ક્રમ | નામ | અંદાજેલી વસ્તીના આંકડા | ધંધો |
| --- | --- | --- | --- |
| ૧૩ | તુરી | ૪,૧૦ | ગાઈ બજાવી ભિખ માગવી, રામલીલા ભવાઇ વગેરે કરવાં |
| ૧૪ | તુરી બારોટ અથવા ઢેઢ બારોટ* | ... | હરિજનોના બારોટ તરીકે તથા છૂટક મજૂરી |
| ૧૫ | વણકર ઢેઢ, અથવા અંત્યજ | ૧,૮૮,૧૭૪ | વણાટનો ધંધો. |

* જે કોમોની વસ્તીના આંકડા મળી શક્યા નથી ત્યાં આગળ ... આ પ્રમાણે નિશાન કરેલ છે.

# પરિશિષ્ટ—૨

## વિમુકત જાતઓના વસ્તીઓના આંકડા

| ક્રમ | નામ | અંદાજેલી વસ્તીના આંકડા ૧૯૫૧ પ્રમાણે | ધંધો |
|---|---|---|---|
| ૧ | આહેડિયા | ... ... | ગુન્હાહિત પ્રવૃત્તિઓ, દહાડિયા મજૂરી, મિલ મજૂરી. |
| ૨ | ડફેર | ... ... | ગુન્હાહિત પ્રવૃત્તિ તથા ચોકી રાખવી. |
| ૩ | ઘંટિયા | ... ... | ઘંટીના પથ્થર ઘડવા તથા વેચવા, ઘંટી ટાંકવી વગેરે. |
| ૪ | મિયાણા | ૭,૬૫૮ | ગુન્હાહિત પ્રવૃત્તિ, ખેતી, માછીમાર, ખેત મજૂરી સૈનિક |
| ૫ | સાંધિ | ૨૨,૪૯૩ | ખેતી—પશુપાલન, મજૂરી, ચોકી, સૈનિકે. |
| ૬ | વેડવા વાઘરી | ૨૪,૮૬૦ | ગુન્હાહિત પ્રવૃત્તિ, પશુપાલન, બળદ વેચવા. |
| ૭ | વાઘેર | ... ... | વહાણવટું, દાણચોરી. |
| ૮ | ચુંવાળીયા કોળી | ... ... | ખેતી, દહાડિયા મજૂરી શિકારી ગુન્હાહિત પ્રવૃત્તિ |

# પરિશિષ્ટ—૩

## અનુસૂચિત જાતિઓના વસ્તીઓના આંકડા

| ક્રમ | નામ | | અંદાજેલી વસ્તીના આંકડા ૧૯૫૧ મુજબ | ધંધો |
|---|---|---|---|---|
| ૧ | ચારણ | (માત્ર ગીર, અલેચ અને બરડાના વિસ્તારમાં વસતા) | ૨૭,૦૫૬ | પશુપાલન, ખેતી. |
| ૨ | રબારી | ,, | ... | પશુપાલન. |
| ૩ | ભરવાડ | ,, | ૧,૫૮,૭૨૪ | પશુપાલન. |
| ૪ | સીદી | (સમગ્ર સૌરાષ્ટ્રમાં વસતા) | ... | મજૂરી. |
| ૫ | પઢાર | (માત્ર ઝાલાવાડ જીલ્લામાં વસતા) | ... | મજૂરી. |

# પરિશિષ્ટ ૪

## અન્ય પછાત વર્ગ

| ક્રમ | નામ | અંદાજેલી વસ્તીના આંકડા ૧૯૫૨ મુજબ | ધંધો |
|---|---|---|---|
| ૧ | આરબ | ૬,૬૪૬ | સૈનિક તથા ચોકિયાત તરીકે |
| ૨ | આહિર | ૧,૩૮,૧૯૪ | પશુપાલન |
| ૩ | ઓડ | ૬૭૧ | માટી ખોદવાની તથા પથ્થર કાઢવાની મજૂરીનો |
| ૪ | કસાઇ | ૭,૫૬૫ | માંસ મટન વેચવું |
| ૫ | કારડિયા-નાડોડા-રજપૂત | ... | છૂટક મજૂરી, ખેતમજુરી, ખેતી, નોકરી |
| ૬ | કાંગશિયા | ... | દાંતિયા કાંગશી વગેરે વેચવાનો |
| ૭ | કુંભાર | ૪૧,૨૯૯ | માટીના વાસણો ઘડવાનો |
| ૮ | કોળી | ૫,૬૩,૨૯૦ | માછીમારનો, ખેતી, ખેત-મજૂરી, નાની નોકરી-નાવિક |
| ૯ | ખસિયા | ... | ઉપર મુજબ |
| ૧૦ | ખરક | ... | ખેતી |
| ૧૧ | ખલાસી | ... | નાવિક |
| ૧૨ | ખવાસ | ૩૦,૦૪૮ | રક્ષક, ખેતી, દહાડિયા-મજૂરી |
| ૧૩ | ખાંટ | ... | ખેતી, છૂટક મજૂરી |
| ૧૫ | ખારવા | ૧૫,૩૩૭ | નાવિક, ખેતી |
| ૧૫ | ગધઇ | ... | ગધેડા ઉપર મીઠું લઇ વેચવાનો |
| ૧૬ | ગવલી | ... | દૂધ વેચવાનો |

| ક્રમ | નામ | અંદાજેલી વસ્તીના આંકડા ૧૯૫૧ મુજબ | ધંધો |
|---|---|---|---|
| ૧૭ | ગલકટા | ... | —— |
| ૧૮ | ગાદલિયા | ... | ઢોર ઉછેરવાનો તથા વેચવાનો અને દોરડાં વગેરે વણવાનો |
| ૧૯ | ગારૂડી | ... | સાપ પાળવાનો |
| ૨૦ | ઘાંચા | ... | તેલ પીલવાનો |
| ૨૧ | ચામડિયા | ... | ચામડા રંગવાનો |
| ૨૨ | ચારણ | ૨૭,૦૫૬ | પશુપાલન, ખેતી, કાવ્ય રચવા |
| ૨૩ | ચામઠા | ... | નાચ કરવો, ઘંટી વેચવી, વેશ્યાવૃત્તિ |
| ૨૪ | ચુનારા | ... | કડિયાકામ |
| ૨૫ | જત | ૧,૯૧૭ | ખેતી |
| ૨૬ | જાચકમીર | ... | ભિક્ષાવૃત્તિ |
| ૨૭ | જિલાયા | ... | —— |
| ૨૮ | જોગીવાદી | ૧૮૨૨ | રાવણ હથ્થાપર ગાઇ બજાવી ભિક્ષા માંગવી |
| ૨૯ | ઠાકરડા | ... | નાની નોકરીઓ |
| ૩૦ | ડબગર | ... | તબલા બનાવવા |
| ૩૧ | તરક | ... | |
| ૩૨ | તરગાળા | ... | ધાર્મિક ભવાઇ; નાટક વગેરે |
| ૩૩ | તરિયાતાઇ | ... | ગુન્હા, હવે કેટલાંક વણાટનો ધંધો |
| ૩૪ | દેપાળા | ... | ઘરકામકાજની મજૂરી |
| ૩૫ | નટ બજાણિયા | ... | ભિક્ષાવૃત્તિ, દોરડા વણવાં હાથ ચાલાકીના ખેલો, દોરડા ઉપર નૃત્ય વગેરે. |
| ૩૬ | પઢારિયા | ... | પશુપાલન, ખેતી, છૂટક મજૂરી, વગેરે. |

| ક્રમ | નામ | અંદાજેલી વસ્તીના આંકડા ૧૯૫૧ મુજબ | ધંધો |
|---|---|---|---|
| ૩૭ | પખાલી, ભિસ્તી | ... | પાણી ભરવાનો |
| ૩૮ | ફકીર | ... | ભિક્ષાવૃત્તિ |
| ૩૯ | બલોચ | ... | પહેરેગીર, મજૂરી, ચોકી |
| ૪૦ | બાબર હજામ | ... | હજામત |
| ૪૧ | બાવા | ... | ભિક્ષાવૃત્તિ તથા પુજારી |
| ૪૨ | નાથબાવા | ... | ,, ,, |
| ૪૩ | ભરવાડ | ૧.૫૮૭૨૪ | પશુપાલન |
| ૪૪ | ભાટ | ... | બારોટપણું |
| ૪૫ | ભાંડ | ... | ભિક્ષાવૃત્તિ, ભવાઇ, નાચ, વગેરે |
| ૪૬ | ભીલ | ૨,૩૯૦ | ખેતી, મજૂરી, ચોકી વગેરે |
| ૪૭ | ભોઇ | ... | દહાડીઆ તથા છૂટક મજૂરી માછલાં પકડવા, તથા ખેતી |
| ૪૮ | ભોપા | ... | પશુપાલન |
| ૪૯ | મકરાણી | ૪,૮૨૫ | સૈનિક તથા ચોકી |
| ૫૦ | મતવા | ... | ખેતી અને પશુપાલન તથા દૂધ વેચવું. |
| ૫૧ | મદારી | ... | જાદુગર, સર્પ રમાડવા વગેરે |
| ૫૨ | માધવીયા | ... | ગાવું, જોષ જોવો વગેરે |
| ૫૩ | મારવાડી | ... | મજૂરી, દોરડા વણુવા વગેરે |
| ૫૪ | માળી | ૫,૩૭૬ | બાગ બગીચા ઉગાડવા, ખે· |
| ૫૫ | મુંડા | ... | ભિક્ષાવૃત્તિ |
| ૫૬ | મેર | ... | સૈનિક તથા ખેતી |
| ૫૭ | મેના | ... | ,, ,, ,, |
| ૫૮ | રબારી | ... | પશુપાલન |

[૪૮૬]

| ક્રમ | નામ | અંદાજેલી વસ્તીના આંકડા ૧૯૫૧ મુજબ | ધંધો |
|---|---|---|---|
| ૫૯ | રાવળ | ... | ભિક્ષાવૃત્તિ, ગાવ બજાવીને ભિક્ષા માંગવી. |
| ૬૦ | લંધા | ... | શરણાઇ વગેરે વગાડવા, મજૂરી વગેરે. |
| ૬૧ | લુવારિયા | ... | લુહારનો ધંધો તથા ચાકુ છરી વેચવા. |
| ૬૨ | લોધા | ... | ગાડા હાંકવા, ઘાંસ વેચવું. |
| ૬૩ | વજીર | ... | નાની નોકરીઓ. |
| ૬૪ | વણજારા | ... | પોઠીયા રાખી એક ગામથી બીજે ગામ માલ લાવવા લઇજવા. કપાસ, તમાકું મીઠું વગેરે એક ગામથી બીજે ગામ પહોંચાડવું. |
| ૭૫ | વાઘરી | ૨૬,૫૪૭ | ખેતી, ખેત મજુરી, છૂટક મજુરી દાતણ વેચવા, ચોરી મધ વેંચવું જુના કપડા વેચતા વગેરે. |
| ૬૬ | વાઢાળા | ... | ગુન્હાહિત પ્રવૃત્તિ. |
| ૬૭ | વાણંદ | ... | હજામત, વાળ કાપવાનો ધંધો |
| ૬૮ | વાઘેર | ... | માછીમાર, નાવિક. |
| ૬૯ | વાંઝા | ... | ટોપલા વણવાનો |
| ૭૦ | સલાટ | ૩,૩૩૯ | ઘંટીના પથ્થર ઘડવાનો તથા વેચવાનો. |
| ૭૧ | સગર | ... | ખેતી, ખેત-મજૂરી. |
| ૭૨ | સરાણિયા | ૩૦૭ | ચપ્પુ-છરીની ધાર કાઢવાની મજુરી તથા લુવારીકામ. |

[૪૮૭]

| ક્રમ | નામ | અંદાજેલી વસ્તીના આંકડા ૧૯૫૧ મુજબ | ધંધો |
| --- | --- | --- | --- |
| ૭૩ | સિપાહી | ... | પહેરગીર–છૂટક મજુરી, ચોકી. |
| ૭૪ | સીદી | ... | છૂટક મજુરી, મિલ મજુરી ખેત–મજુરી વગેરે. |
| ૭૫ | સુમરા | ... | સૈનિક, છુટક મજુરી–ખેતી. |
| ૭૬ | હાટી | ... | સૈનિક, છુટક મજુરી–ખેતી. |
| ૭૭ | ધોબી | ... | કપડાં ધોવાનો. |
| ૭૮ | સતવારા | — | ખેત–મજુરી, અન્ય મજુરી |
| ૭૯ | મોચી | — | ચંપલ, બૂટ સિવાયનો. |

